


'વિવિધ ગ્રંથમાળા'ના (સંવત ૧૯૯૫ના) ૨૮મા વર્ષના સળંગ ગ્રંથાંક ૩૧૩ થી ૩૧૬ તરીકે આ આખ્યાનમાળા ગ્રંથ રજો પહેલા પુસ્તકરૂપે સાદર રજૂ થાય છે.

'વિવિધ ગ્રંથમાળા'માં આજસુધી ૫"×૯"ના કદનાં પૃષ્ઠમાં વાંચન આપવાનું ધોરણ ચાલુ હતું તેને બદલે હવેથી ૫"×૭ા"ના કદનાં પૃષ્ઠ અપાશે. આમ કદમાં થતા ફેરફારને લીધે વરસે દિવસે જે કુલ પૃષ્ઠ ૧૬૦૦ થી ૨૦૦૦ અપાતાં હતાં તેને બદલે પૃષ્ઠ ૨૦૦૦ થી ૨૪૦૦ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. આ રીતે કદમાં ઘટાડો થવા છતાં પૃષ્ઠ સંખ્યામાં વધારો કરવામાં આવેલો હોવાથી ગ્રાહકોને તો એકંદરે અગાઉ જેટલુંજ સાહિત્ય મળશે.

આ આખ્યાનોના લેખક સ્વર્ગસ્થ ભક્તરાજ અનંતપ્રસાદ ત્રિકમલાલ શ્રીવિષ્ણુવના જીવનસંબંધી હકીકત આ અગાઉ પ્રગટ થયેલા ગ્રંથ ૧લામાં આપેલી છે. તેમણે લખેલાં કુલ ૧૧૦ કરતાં વધારે આખ્યાનો-માંથી આખ્યાનમાળા-ગ્રંથ પહેલામાં ૧૯ તથા આ ગ્રંથમાં અપાયલાં ૨૪ મળી કુલ ૪૩ આખ્યાનો પ્રગટ થઇ ચૂક્યાં છે અને બાકીનાં હવે પછી યથાવકાશે પ્રગટ થશે. આમાંનાં છેલાં ૧૨ આખ્યાનો તો અપ્રગટજ હતાં, તે ભાવનગરના જાણીતા કથાકાર શ્રી. જેજેરામજી

તરફથી હસ્તલિખિત સ્વરૂપમાં મળી આવવાથી પ્રકટ થઇ શક્યાં છે, આથી તેમનો આ સ્થળે આભાર માનવામાં આવે છે.

પહેલા ગ્રંથમાં અપાયલાં આખ્યાનોની જેમ આમાંના સર્વ આખ્યાનો નવેસરથી યોગ્ય ફેરફાર સાથે શ્રી. ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રીજી પાસે તૈયાર કરાવીને અપાયા છે.

આવા આખ્યાનોનો જેમ બને તેમ વધુ પ્રચાર કરવાથી જન-સમાજની નૈતિક અને સામાજિક ઉન્નતિ સાધી શકાઇ અંતે પરમપદ પ્રાપ્ત કરવામાં સરળતા થાય છે એ વિષે પહેલા ગ્રંથમાં જણાવ્યું છે; એટલે આ સ્થળે પુનરૂક્તિ નહિ કરતા માત્ર એટલુંજ કહેવું યોગ્ય ગણાશે કે ભક્તિમાર્ગપ્રિય જનસમાજ આ આખ્યાનોમાંથી ઘણુંજ મેળવી શકશે. કહેવાતા સુધારક વર્ગને આ વસ્તુ કદાચ ટાયલાં જેવી લાગે, પણ તેઓ આંતરદષ્ટિથી જોશે તો જણાશે કે, આવાં આખ્યાનોના પ્રચારદ્વારા જનસમાજની નૈતિક અને સામાજિક ઉન્નતિ સહેજે સાધી શકાશે. અંતે આમાંનાં આખ્યાનો વાચક વર્ગને પરમપદ પ્રાપ્ત કરવામાં માર્ગદર્શક થઇ પડશે એવી ભાવનાપૂર્વક हरिः ॐ तत्सत्

ચૈત્ર શુક્લ ૫.
સં. ૧૯૯૫

ભિક્ષુ–અખંડાનંદ

# अनुक्रमणिका



# શુદ્ધિપત્ર

ભાગવા-તૂટવાથી તથા રહી ગયેલી કેટલીક અશુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૧ | ૧૩ | હુષ | હુર્ષ |
| ૭૭ | ૧ | શ્રી ના નાઇ | શ્રી સેના નાઈ |
| ૧૧૨ | ૧૯ | દાવાનનો | દીવાનનો |
| ૧૬૩ | ૬ | અત્યતજ | અંત્યજ |
| ૧૭૮ | ૨૪ | શાસ્ત્રાની | શાસ્ત્રોની |
| ૨૦૭ | ૨ | पुसां | पुंसां |
| ૨૪૨ | ૨૪ | તિ કહે છે- | શ્રુતિ કહે છે- |
| ૨૯૦ | ૨૫ | मनाविणाम् | मनीषिणाम् |
| ૩૧૫ | ૨૭ | મુકયાબાઈ | મુક્તાબાઈ |
| ૩૨૭ | ૧૩ | પૂત્થી | પૂર્વથી |
| ૩૨૭ | ૧૪ | કીતન | કીર્તન |
| ૪૪૯ | ૧૧ | શ્રી પ્રદ્યમ્ન | શ્રી પ્રદ્યુમ્ન |
| ૪૭૨ | ૨૨ | स्तो | स्तु |
| ૪૭૩ | ૧૫ | ते क न | ते के न |
| ૪૯૬ | ૨ | વજ | વ્રજ |
| ૫૧૧ | ૧૮ | ત્રટી ધીરજ | તૂટી ધીરજ |
| ૫૧૬ | ૧૦ | નિંઘ | નિંદ્ય |
| ૫૧૬ | ૧૪ | ભાગવશાત્ | ભાગ્યવશાત્ |
| ૬૦૫ | ૨૬ | બ્યાણી | બ્યણી |
| ૬૯૬ | ૭ | સવે | સર્વે |

(કેટલેક સ્થળે-જેમકે પૃષ્ઠ, પંક્તિ ૧૮૩-૨૧, ૩૯૪-૨૨, ૫૧૩-૧૫, ૫૯૧-૯, ૬૧૨-૮, ૬૧૪-૨૪ માં 'શત્ર' શબ્દને બદલે 'શત્રુ' વાંચવું.)

# फळरसनो आरोग्यनी दृष्टिए विचार

( લેખકઃ—રોબિન્સ )

## ઉનાળામાં કયાં પીણાં પીવાં જોઇએ?

શિયાળાના ઠંડા દિવસો જઇ ઉનાળાનાં પ્રખર કિરણોનો પ્રભાવ હવે જણાવાં લાગ્યો છે. હિંદુસ્તાનમાં ઉનાળામાં ઉષ્ણતામાનનું પ્રમાણ ઘણુંજ હોય છે. આ દિવસોમાં આપણા દેશનાં ઘણાં માણસો બરફ અને બરફમિશ્રિત પીણાંનો ઉપયોગ ઘણો કરવા લાગ્યા છે. નાનાં નાનાં ગામડાઓમાં આ વસ્તુ (બરફ) નહિ મળતી હોવાથી, સાહજિક રીતેજ તેઓ આ બાબતથી અલિપ્ત રહી શકયા છે; પરંતુ મોટા શહેરમાં અથવા તો જે સ્થળે બરફ મળી શકે છે ત્યાંના લોકો પીણામાં બરફનો ઉપયોગ કર્યા સિવાય બનતાં સુધી રહેતા નથી. આપણા પૂર્વજો ઉનાળાનો તડકો નડે નહિ, તેનાથી કોઇ પણ પ્રકારનું સંકટ ઉપસ્થિત થાય નહિ, થાક લાગે નહિ અથવા તો તૃષા શમન થાય તે માટે જુદા જુદા પ્રકારનાં ફળોના રસનો ઉપયોગ જુદા જુદા સ્વરૂપથી કરતા હતા; અને હજુ પણ કેટલેક સ્થળોએ તેઓ આ પ્રમાણે ઉપયોગ કરે છે. દિવસે દિવસે લોકોનું દારિદ્રય વધતું જાય છે અને માણસનાં એકંદર ઉત્પન્ન કરતાં ફળોની કિંમત વધારે પડતી હોવાથી મધ્યમ સ્થિતિનાં માણસો માટે તે ખરીદ કરવાનું અશકય બન્યું છે અને તેથી તાત્કાલિક તૃષા મટાડનાર બરફ તરફ જનસમાજ આકર્ષાય તેમાં નવાઇ જેવું નથી. બરફનાં ઉપયોગથી તાત્કાલિક શીતળતાનો ભાસ થઇ તૃષા શમન થાય છે, પરંતુ તે તત્પૂરતુંજ હોય છે; સિવાય બરફની નુકસાનકારક અસર શરીર પર થાય છે તે જુદીજ. તેથી એકંદરે બરફનો ઉપયોગ જનસમાજને માટે બહુ હિતાવહ નથી.

## ફળોના રસ

ફળરસનો આરોગ્યની દૃષ્ટિએ વિચાર કરતા જુદા જુદા ફળોના રસનો પીણાના સ્વરૂપમા ઉનાળાના દિવસોમા ઉપયોગ કરવો અત્યત હિતાવહ છે, અને તે પ્રમાણે ઘણા લોકો ઉપયોગ કરે પણ છેજ. ઋતુમાન પ્રમાણે ઉત્પન્ન થનારા ફળો આરોગ્યની દૃષ્ટિએ નિસર્ગત પ્રાણીમાત્રને ફાયદાકારક હોય છે આવા ફળો જે તે ઋતુમા ભરપૂર પ્રમાણમા ખાવામા આવે તો આરોગ્યનુ પ્રમાણ સારૂ રહે છે અને કુદરતી યોજના પણ તેવીજ હોય છે, પરતુ આર્થિક સકડામણને લીધે દરેક માણસ તેનો ઉપયોગ જોઇએ તેટલા પ્રમાણમા છૂટથી કરી શકતો નથી ફળો એ સૂર્યના પ્રખર કિરણોથી પાકેલા અને છાલોના આચ્છાદનથી રક્ષાયેલા હોનાથી પ્રાણીવર્ગને સૃષ્ટિના નિસર્ગની એક અમૌલિક અને નિર્હેતુક અજરૂપ બક્ષિસ છે ફળોમા શરીરને ઉપયોગી એવા અનેક ક્ષાર અને જીવનદ્રવ્યો હોય છે અને કેટનાકમા તો નૈસર્ગિક ફળશક્તિ પણ હોય છે

## કેટલાક ફળોના રસ

ફળરસોમા લીલા નાળિયેરના પાણીનો નબર સાહજિકજ પ્રથમ આવે છે તેની, સુવાસિક સુગધ, મીઠાશ અને તેમા થોડા પ્રમાણમા રહેલ મેટલાક પોષક તથા પાચક દ્રવ્યો વગેરેની આરોગ્યની દૃષ્ટિએ જેટલી સ્તુતિ કરી શકાય તેટલી થોડીજ છે પાકા નાળિયેરના પાણીમા તે પ્રમાણમા મીઠાશ હોતી નથી, પણ ખોરાકની દૃષ્ટિએ તેનો નબર ઉપર આવે તેમ છે

લીબુના રસમા ખાડ તથા પાણી મિશ્રિત કરી તાજુજ બનાવવામા આવેલુ શરબત, તેમાના શારીરોપયોગી ક્ષારને લીધે તેમજ જીવન દ્રવ્યોને લીધે ઉપયુક્ત હોય છે (ખાડને બદલે મધ વાપરવુ વધારે સારૂ છે)

મોસંબીનાં ફળો ઇતર ફળોનાં પ્રમાણમાં મોંઘાં મળતા હોવાથી દરેક વર્ગનો સમાજ તેનો ઉપયોગ છૂટથી કરી શકતો નથી; પણ જેઓની આર્થિક સ્થિતિ સારી છે, તેઓએ તેનો ઉપયોગ અવશ્ય કરવો જોઇએ અને કરે પણ છેજ. તેઓ તેનો રસ એક એક ગ્લાસ ભરીને કરે છે. આ રસનો ઉપયોગ અનાજ પ્રમાણેજ થાય છે.

## કાબૂલી દાડમ

દાડમના રસનું શરબત પણ ઘણુંજ ખર્ચાળ હોય છે. તેનાં થોડાક મધુર સ્વાદને લીધે ઉનાળાના દિવસોમાં તે વધારે પસંદ કરવામાં આવે છે અને તેનો છૂટથી ઉપયોગ કરવામાં આવે છે. દાડમમાં પણ વિશેષતઃ જનતા કાબૂલી દાડમ વધારે પસંદ કરે છે. કેટલાક લોકોની એવી માન્યતા છે કે, કાબૂલી લોકો જે આટલા બધા સશક્ત, શૂર, મજબૂત અને ગુલાબી ગાલવાળા હોય છે તેનું મુખ્ય કારણ પણ તેમાં પૌષ્ટિક અને રક્તોત્પાદક અન્ય દ્રવ્યો રહેલાં હોય છે તે છે. પરંતુ તેઓની આ કલ્પના ભૂલ ભરેલી છે; કારણકે આ દાડમમાં અન્નશક્તિનું પ્રમાણ ઓછું હોઇ પાણીનું પ્રમાણ અધિક હોય છે અને તેથીજ તેનો રસ ઉનાળાના પ્રખર દિવસોમાં પસંદ કરવામાં આવે છે.

## કેરીનું શરબત

કેરી એ આ દિવસોમાં સર્વ જનતાનું પ્રિય ફળ છે. કેરીની અનેક જાતો હોય છે; પરંતુ તેમાં કલમી આંબો વધારે વખણાય છે પણ તે કિંમતી હોય છે. મુંબઇ જેવા શહેરમાં રાયવળ કેરી (જેની ગામડામાં ઘણીજ અલ્પ કિંમત હોય છે અથવા જેના સામે કોઇ નજર પણ નાંખતું નથી એવી) ૭ આનાથી તે બાર આનાની ડઝન એ ભાવથી વેચાય છે. આવી કેરીઓજ વેચાતી લેવાનું જેને માટે અશક્ય છે તેવા લોકો કલમી આંબાના ફળો ક્યાંથી ખરીદ કરી શકે? તેથી આ ઉનાળાના દિવસોમાં કાચી કેરીના શરબતનો ઉપયોગ

કરવામાં આવે છે. તેમાં ખાંડ અથવા ગોળ બન્નેનો ઉપયોગ થઇ શકે છે.

આ શરબતનો ઉપયોગ બિહાર સંયુક્ત પ્રાંત તથા ઉતર ઉજ્જડ તથા ઉષ્ણપ્રાંતનાં લોકો ઉનાળાની ગરમ હવાની અસર તેમનાં શરીર પર ન થાય તે માટે કરે છે; કારણકે ત્યાં ઉનાળાના દિવસોમાં વહેતા ગરમ પવનને લીધે શરીરે દઝાય છે અને ઘણોજ થાક લાગે છે. ઉનાળાની આ ગરમ હવાને 'લૂ' કહેવામાં આવે છે. આ લૂ લાગવાથી આતપમૂર્ચ્છા (સનસ્ટ્રોક) થવાનો સંભવ રહે છે. આ રોગ લાગુ ન પડે તે માટે લોકો આ દિવસોમાં કેરીના શરબતનો ઉપયોગ ઘણાજ મોટા પ્રમાણમાં કરે છે.

આપણે ત્યાં પણ કેટલેક સ્થળે આવા શરબતોનો ઉપયોગ થતો માલૂમ પડે છે; પરંતુ તે સ્વચ્છતા, આરોગ્ય, પચનિયતા અને સ્વાદિષ્ટપણું વગેરેની બાબતમાં અત્યંત કાળજીપૂર્વક તૈયાર કરેલાં હોવાં જોઇએ અને તેના સેવનનું પ્રમાણ પણ માફકસર હોવું જોઇએ; તોજ તેથી ફાયદો થાય છે. ઉનાળાના દિવસોમાં આવા શરબતોનો ઉપયોગ કરવો અત્યંત હિતાવહ છે. પાકેલી કેરીઓનો મધુર અને સ્વાદિષ્ટ રસ એ અત્યંત ખાત્રીવાળું અને ભારે કિંમતનું પૌષ્ટિક અનાજ હોઇ, તેનો પીણાં તરીકે પણ ઉપયોગ થઇ શકે છે. તેમાં પણ સૌમ્યસારક ધર્મ રહેલો છે.

## બીજાં કેટલાંક શરબતો

પાકેલા અનેનાસનો રસ એ પણ એક ઉત્તમ પ્રકારનું પીણું છે. કાચા અનેનાસનાં રસમાં થોડુંક મીઠું અને યોગ્ય પ્રમાણમાં ખાંડ નાંખી તે પીણાંનો ઉપયોગ પણ ઘણાં લોકો કરે છે; તેમજ પાકી દ્રાક્ષો અને કેળાં એમાં પણ જરૂર જેટલું પાણી ભેળવી તે પીણાંનો પણ ઉપયોગ કરવામાં આવે છે; પરંતુ આ બધા પીણાંઓ થોડા-ઘણુ પ્રમાણમાં, શ્રીમંત કુટુંબનાં માણસો માટે છે. મધ્યમ વર્ગના, ઓછી આવકવાળા માણસો તેનો ઉપયોગ છૂટથી કરી શકતા નથી.

ગરીબ તથા મધ્યમ વર્ગ માટેનાં પીણાંઓના વિચાર કરતાં ઓછામાં ઓછી કિંમતમાં લીલા નાળિયેરનું પાણી, ખજૂરનો રસ, તરબૂચ વગેરેનો નંબર ઉપર આવશે. તેજ પ્રમાણે પાકેલું બીલીફળ, આંબલી, ટેમેટા અથવા સક્કરટેટીનાં ગર્ભથી અથવા તો લીંબુના રસથી તૈયાર કરેલાં ખાંડ અને પાણી મિશ્રિત પીણાંઓ કિંમતની દૃષ્ટિએ ગરીબ તથા મધ્યમ વર્ગના સમુદાય માટે યોગ્ય છે.

ઉપર જણાવેલાં ફળોનાં પીણાં તરફ નજર નાખતાં જણાઇ આવશે કે, કેટલાક ફળરસમાં અને તેમાંના ગર્ભમાં ખાંડ અને પાણી ભેળવવાની આવશ્યકતા રહે છેજ. તેનું કારણ એ છે કે તેનો ઉપયોગ તેની મૂળ સ્થિતિમાં થઇ શકે તેમ ન હોવાથી તેમાં પાણી નાંખી વિશેષ વિદ્રાવ્ય બનાવ્યા પછી જરૂર પૂરતી ખાંડ ભેળવી તેને સ્વાદિષ્ટ બનાવવામાં આવે છે અને પછી તે પીવામાં આવે છે. કેવળ જીભને મીઠું લાગે તે માટે કાંઇ કરવામાં આવતું નથી.

## શેરડીના રસમાં બરફ

આજકાલમાં લોકો શેરડીના રસમાં બરફ નાખી તે પીવા માંડયા છે, એ આરોગ્યની દૃષ્ટિએ હાનિકારક છે. આ પ્રમાણે આ રસમાં અથવા તો બીજા કોઇ પણ પ્રકારના રસમાં બરફ ભેળવી પીવો તે અત્યંત હાનિકારક છે. શીત કટિબંધમાં ફળોની નિપજ વિપુલ પ્રમાણમાં થાય છે અને તે ઉપરથીજ જણાઇ આવે છે કે ઉષ્ણ કટિબંધમાં રહેનાર લોકો અનુત્તેજક શાકભાજીઓ, ફળો વગેરેનું સેવન ઘણાંજ મોટા પ્રમાણમાં કરે એવી નિસર્ગની યોજના હોય છે.



# ग्रंथ स्वीकार

નીચેના પુસ્તકોનો સાભાર સ્વીકાર કરી જણાવવાનું કે, આ સંસ્થા તરફ આવતાં પુસ્તકો વાંચી-વંચાવી અભિપ્રાયાદિ છાપવાનું ધોરણ રખાયું નથી; પરંતુ યોગાનુયોગ નીચે પ્રમાણે માત્ર પુસ્તકોનાં નામ, દામ, કદ, મૂલ્ય વગેરેજ જણાવાય છે.

## ૧–નવજીવન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

**કેળવણીનો કોયડો**—લે૦ મોહનદાસ કરમચંદ ગાંધી. પૃષ્ઠ ૫૦૬, કદ ૫×૭॥, બોર્ડપટ્ટીનું પૂંઠું, મૂલ્ય રૂા. ૧)

**ત્યાગમૂર્તિ અને બીજા લેખો**—(આવૃત્તિ ૪ થી) લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૪૪૦, કદ ૫×૭॥, બોર્ડપટ્ટીનું પૂંઠું, મૂલ્ય રૂા. ০॥

**હિમાલયનો પ્રવાસ**—લે૦ દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર. પૃષ્ઠ ૪૦૦, કદ ૫×૭॥, બોર્ડપટ્ટીનું પૂંઠું, મૂલ્ય રૂા. ૧)

**વર્ધા કેળવણીનો પ્રયોગ**—લે૦ નરહરિ દ્વારકાદાસ પરીખ. પૃષ્ઠ ૧૦૮, કદ ૫॥×૯, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ০=

**સેંટ પરસેંટ સ્વદેશી અર્થાત્ ગ્રામ્ય ઉદ્યોગનું અર્થશાસ્ત્ર**—લે૦ ગાંધીજી. પૃષ્ઠ ૨૧૮, કદ ૫॥×૯, પૂંઠું બોર્ડપટ્ટી, મૂલ્ય રૂા. ૧॥

**હિંદ સ્વરાજ્ય અથવા ઇન્ડિયન હોમરૂલ લીગ**—લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૧૮૦, કદ ૪॥×૬॥, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ০।

**વર્ધા શિક્ષણ યોજના**—ઝાકીરહુસેન કમિટીનાં નિવેદન અને અભ્યાસ ક્રમનો અનુવાદ. પૃષ્ઠ ૨૩૬, કદ ૫×૭॥, સાદું પૂંઠું, મૂલ્ય રૂા.০॥=

## ૨–ગુજરાત વર્નાક્યુલર સોસાયટી–અમદાવાદનાં પુસ્તકો

**જંતુશાસ્ત્ર પ્રવેશિકા**—લે૦ બાલકૃષ્ણ અમરજી પાઠક. પૃષ્ઠ ૨૯૪, કદ ૫×૭॥, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ૧)

**પ્રશ્નોપનિષદ્**—અનુવાદક-મણીલાલ છબારામ ભટ્ટ. પૃષ્ઠ ૧૨૦, કદ ૫×૭॥, સાદું પૂંઠું, મૂલ્ય રૂા. ০॥

**મનોમુકુર ગ્રંથ ૪ થો**—લે૦ સ્વ૦ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા. પૃષ્ઠ ૨૪૪, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)
**દાંત અને તેની સંભાળ**—લે૦ રણછોડભાઇ મોહનલાલ પટેલ, અને ડો. કેખશરૂ દોરાબજી જીવા. પૃષ્ઠ ૧૦૮, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા=
**માનવ ધર્મ**—મૂળ લેખક–રવીન્દ્રનાથ ઠાકુર, અનુવાદક–જયંતિલાલ આચાર્ય. પૃષ્ઠ ૯૪, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા=
**પ્લેટોનું આદર્શનગર**—અનુવાદક–પ્રાણજીવન વિશ્વનાથ પાઠક. પૃષ્ઠ ૫૫૬, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)
**ઓખાહરણ**—સંપાદક–વ્રજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા. પૃષ્ઠ ૨૫૬, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)
**દાર્શનિક કોશ**—સંપાદક–સ્વ. છોટાલાલ નરભેરામ ભટ્ટ. પૃષ્ઠ ૨૪૪, કદ ૭×૧૦ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)
**ભૌગોલિક કોષ**—લેખક–ડાહ્યાભાઇ પી. દેરાસરી. પૃષ્ઠ ૨૬૦, કદ ૭×૧૦ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

## ૩–સસ્તા સાહિત્ય મંડળ–દિલ્હીનાં (હિંદી) પુસ્તકો

**લોકજીવન**—લે૦ કાકા કાલેલકર. પૃષ્ઠ ૨૦૪, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા
**સંતવાણી**—લે૦ વિયોગી હરિ. પૃષ્ઠ ૧૮૮, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા
**અંગ્રેજી રાજ્યમેં હમારી આર્થિક દશા**—લે૦ ડૉ૦ જૈનુલ અહમદ. પૃષ્ઠ ૧૬૮, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા
**હમારે ગાંવોંકી કહાની**—લે૦ સ્વર્ગીય રામદાસ ગોડ. પૃષ્ઠ ૨૧૨, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા
**મહાભારત કે પાત્ર**—લે૦ નાનાભાઇ. પૃષ્ઠ ૨૨૦, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા
**નવયુવકોં સે દો બાતેં**—લે૦ પ્રીન્સ ક્રોપોટકિન. પૃષ્ઠ ૮૦, કદ ૩ાા×૫ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)–

**હમારે કિસાનોંકા સવાલ**—લે૦ ડૉ. જૈનુલ આબ્દીન અહમદ. પૃષ્ઠ ૧૧૨, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)=

**સર્વોદય**—લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૮૦, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)-

**હિંદ સ્વરાજ્ય**—લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૨૭૪, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)≡

**મંગલપ્રભાત**—લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૧૦૭, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)-ાા

**ખાદી ઔર ગાદી કી લડાઈ**—લે૦ આચાર્ય વિનોબા. પૃષ્ઠ ૧૦૮, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)=

**અનાસક્તિ યોગ**—લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૨૧૦, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)=

**ગીતાબોધ**—લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૧૪૨, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)-ાા

**ગ્રામસેવા**—લે૦ મહાત્મા ગાંધીજી. પૃષ્ઠ ૭૬, કદ ૩ાા×પાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦)-

## ૪–અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકો

**ભગવતી-સાર**—સં૦ ગોપાળદાસ જીવાભાઇ પટેલ. પ્રકાશક શ્રી જૈન સાહિત્ય પ્રકાશન મંદિર. ઠે. નવજીવન કાર્યાલય-અમદાવાદ. પૃષ્ઠ ૮૦૮, કદ ૫×૭ાા, બોર્ડપટ્ટીનું પૂંઠું, મૂલ્ય રૂ. ૨)

**શ્રી મહાભારત-(ગુજરાતી પદ્યબંધ)-ગ્રં. ૩ જો**—સંપાદક અને સંશોધક-રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, માંગરોળ (કાઠિયાવાડ). પ્રકાશક શ્રી. ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ. પૃષ્ઠ ૨૦૮, કદ ૫×૭ાા, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**આરોગ્ય ચિકિત્સા પદ્ધતિ**—સં૦ શશિકાન્ત ભુલાભાઇ પંડ્યા, શ્રી નારાયણ આયુર્વેદ ચિકિત્સાલય, પાંજરાપોળના નાકે અમદાવાદ. પૃષ્ઠ ૧૧૬, કદ ૫×૭ાા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા

**શાંતિ અને સુખનો માર્ગ**—અનુવાદક-વલ્લભદાસ ભગવાનજી

ગણાત્રા. પ્રકાશક–ડા. વલ્લભજી નામજી–ઘાટકોપર (થાણા). પૃષ્ઠ ૧૬, કદ ૫×૭॥, સાદું પૂંઠું, અમૂલ્ય.

**વૈદક પારિજાત**—લે૦ પ્ર૦ વૈદ્ય ગોપાલજી કુંવરજી ઠક્કુર. ઠે. સિંધ આયુર્વેદિક ફાર્મસી, કરાંચી. પૃષ્ઠ ૬૮, કદ ૫×૭॥, કાચું પૂંઠું, મૂલ્ય. રૂ. ૦॥

**ફાંસીમાં પ્રભુએ શું ગાયું ?** (આવૃત્તિ બીજી)–લે૦ અમૃતલાલ સુંદરજી પઢિયાર. પ્રકાશક–છોટાલાલ બાપુભાઇ. પૃષ્ઠ ૧૫૬, કદ ૪॥×૭, પાકું પૂંઠું, મૂલ્ય. રૂ. ૦॥।

**દૃષ્ટાંતમાળા**—લે૦સ્વ૦ અમૃતલાલ સુંદરજી પઢિયાર. પ્રકાશક–સત્સંગ મંડળ, શ્રી નરનારાયણ મંદિર, કાલબાદેવી–મુંબઇ. પૃષ્ઠ ૩૨૪, કદ ૫×૭॥, પાકું પૂંઠું, મૂલ્ય લખ્યું નથી.

**શ્રી મનુ હૃદયસરોજ તથા ભક્તિસરોજ**—સંગ્રાહક તથા પ્રકાશક–છોટાલાલ બાપુભાઇ, કાલબાદેવી રોડ, નરનારાયણ મંદિર મુંબઇ–૨. પૃષ્ઠ ૨૦૪, કદ ૫॥×૯, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**શ્રીગુજરાતી ભગવદ્ગીતા**—પ્રકાશક–યતિ મોહનલાલ જ્ઞાનચંદજી, ઠે, માંડવી ચોક રાજકોટ, પૃષ્ઠ ૧૩૪, કદ ૪॥×૬॥, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦॥

**શ્રી સુમાર્ગ શિક્ષા**—સંપાદક અને પ્રકાશક, અમથાલાલ જગજીવન શાહ. ઠે, ૩૫ બુદ્ધિધન હોલ–મુંબઇ. પૃષ્ઠ ૪૪૮, કદ ૫×૭॥, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**કાયાકલ્પ વિજ્ઞાન**—લે૦ પ્ર૦ વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી, તંત્રી 'વૈદ્યકલ્પતરુ' ગુજરાત આયુર્વેદિક ફાર્મસી–અમદાવાદ. પૃષ્ઠ ૨૦૪, કદ ૫×૭॥, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૧॥

**હિંદુસ્તાનની ગરીબાઈ**—પ્રકાશક મગનભાઈ પ્રભુદાસ દેશાઈ, મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ–અમદાવાદ. પૃષ્ઠ ૨૧૨, કદ ૫×૭॥, ઓર્ડપટીનું પૂંઠું, મૂલ્ય રૂ. ૦॥=

**ગીતા ધર્મ**—(અંક ૧ લો) પ્રકાશક–ગીતાધર્મ કાર્યાલય, ઠે. કાશી. પૃષ્ઠ ૪૨૬, પાકું પૂંઠું, કદ ૭×૧૦॥, મૂલ્ય લખ્યું નથી.

**વનિતાઓના સુખી સંસાર**—સંપાદક ને પ્રકાશક, અમથાલાલ

જ. શાહ. ઠે. કેથેડ્રલ સ્ટ્રીટ, અનંતવાડી, મુંબઇ-૨. પૃષ્ઠ ૧૫૨, કદ ૫×૭ા, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ા

**દુર્વ્યસનદલન** ( હિંદી )—લે૦ શ્રી પરમહંસ સ્વામી શિવાનંદ સરસ્વતિ, પ્રકાશક-મંત્રી શ્રી હરિસંકિર્તન સંમેલન, ઠે. આનંદ-કુટિર, ઋષિકેશ. પૃષ્ઠ ૩૨, કદ ૫×૭ા, સાદું પૂંઠું, અમૂલ્ય.

**ફેશન**—(હિંદી) લે૦ શ્રી પરમહંસ સ્વામી શિવાનંદ સરસ્વતિ; પ્રકાશક-શ્રી સ્વામી રૂપાનંદ સરસ્વતિ, ઠે. આનંદકુટિર, ઋષિકેશ, પૃષ્ઠ ૪૮, કદ ૫×૭ા, અમૂલ્ય.

**પ્રસન્નતા હમારે અંદર હૈ** (હિંદી)—લે૦ શ્રી સ્વામી શિવાનંદ સરસ્વતિ, અનુવાદક-પ્રકાશક, શ્રી દ્વારકાનાથ બિંગન, એમ. એ. એલ. એલ. બી. પૃષ્ઠ ૧૮, કદ ૫×૭ા, સાદું પૂંઠું, અમૂલ્ય.

**રાજયોગ** ( અંગ્રેજી )—લે૦ શ્રી સ્વામી શિવાનંદ સરસ્વતિ, પ્રકાશક-શ્રી સ્વામી પરમાનંદ, ઋષિકેશ. પૃષ્ઠ ૨૦, કદ ૫×૭ા, સાદું પૂંઠું, અમૂલ્ય.

## ૫-રિપોર્ટ વૃત્તાંત ઇત્યાદિ

**શ્રી ચોરવાડ માતાજીના કુંડની સુધારણા** અને બાંધકામનો હેવાલ તથા હિસાબ.

**ભારતોદય મંડળની** સં. ૧૯૯૧-૯૨-૯૩ના વર્ષોની પ્રવૃત્તિની નોંધ.

**શ્રી શેઠ મનસુખલાલ છગનલાલ હિંદુ વિધવાશ્રમ-વડોદરાનો** સને ૧૯૩૫-૩૬ અને ૧૯૩૬-૩૭નો વૃત્તાંત અને હિસાબ.

**શ્રી દક્ષિણામૂર્તિ ભવન**—સને ૧૯૩૭-૩૮નો વાર્ષિક હેવાલ.




# श्री जयमल राठोड–आख्यान

[ सेवा–विपय ]

## पूर्वरंग

पद–राग सोरठ

સેવ કરે થાતું, અણુથી વડા સેવ કરે થા તુ; •
દેવાથી છુગી દેવાથા દેવાથી ન છુટી જા તું. અણુથી વડા૦

આપણામા કહેવત છે કે ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર ને કનિષ્ઠ નોકરી આમ નોકરીને–સેવાને હલકામા હલકી ગણવામા આવે છે પ્રાચીન પડિતો પણ સેવાને તુચ્છ ગણીને તેમજ ઘણી દુષ્કર અનુભવીને કહે છે–‘ સેવાધર્મ परमगहनो

योगिनामप्यगम्यः । સેવાધર્મ પરમ ક્લિષ્ટ છે અને યોગીઓને પણ દુષ્કર થઇ પડે છે.' એ વાત ખરી છે કે સેવા એ અધમાધમ છે, પણ તે કોની સેવા ?

शार्दूलविक्रीडितं छंद।

नाथे नः पुरुषोत्तमे त्रिजगतामेकाधिपे चेतसा।
सेव्ये स्वस्य पदस्य दातरि परे नारायणे तिष्ठति ॥
यं कंचित् पुरुषाधमं कतिपयग्रामेशमल्पार्थदं।
सेवायै मृगयामहे नरमहो ! मूढा वराका वयम् ॥

પુરુષોમાં ઉત્તમ, ત્રણે જગતનો એકજ અધિપતિ, માત્ર ચિત્તથીજ સેવવા યોગ્ય, (સેવા કરનારને સેવાના બદલામાં) પોતાનું પદ આપી દેનાર શ્રીનારાયણ અમારા સ્વામી વિદ્યમાન છે છતાં પુરુષોમાં અધમ, માત્ર અમુક કેટલાંક ગામડાંઓનોજ માલિક, અને (સેવા કરનારને સેવાના બદલામાં અમુક) અલ્પજ દ્રવ્ય આપનાર કોઇ (સામાન્ય) મનુષ્યને સેવા કરવા માટે અમે શોધીએ છીએ ! અહો ! અમે મૂઢ છીએ, કંગાલ છીએ—અમને સેવ્ય-અસેવ્યનો વિવેકજ નથી—અમારી સ્થિતિ ખરે શોચનીય છે. જુઓ, જેટલા જગત પર શહેનશાહો રાજામહારાજાઓ થઇ ગયા, હાલમાં જે જે શહેનશાહો રાજામહારાજાઓ વિદ્યમાન છે અને ભવિષ્યમાં જેઓ થશે તેઓને પણ જે સેવનીય છે, તેઓનો પણ જે મોટામાં મોટો શહેનશાહ કે મહાધિપતિ છે, એટલુંજ નહિ પણ સૂર્ય, ચંદ્ર, ઇંદ્ર, વરુણ આદિ લોકપાલોનો પણ જે શાસક, રક્ષક, અધિપતિ છે, અને તેથી પણ આગળ જોઇએ તો જેના માત્ર એકજ દિવસમાં એવા અનેક સૂર્ય-ચંદ્ર-ઇંદ્ર-વરુણ આદિ લોકપાલો બદલાઇ જાય છે તેવા સર્વ દેવોના પૂજ્ય બ્રહ્મદેવના

પણ જે સ્વામી છે, તેની સેવા છોડીને જો અમે સામાન્ય ક્ષુદ્રોની સેવા કરવા ભટકતા ફરીએ તો પછી અમારા જેવા મૂર્ખ કોણ ? એટલે કહેવાનો અભિપ્રાય એ છે કે જગત્પતિ પરમેશ્વરની સેવા કરવી તે તો અતીવ ઉત્તમોત્તમ છે, પણ તેમની સેવા છોડીને અન્ય કાલવશ નરાધમની સેવા કરવી તે અધમાધમ છે; માટે એ પરમેશ્વરનીજ—

સેવ કરે થાતું, અણુથી વડો સેવક રે થા તું.

સેવક એટલે સેવા કરનાર. શા માટે સેવા કરવી, સેવા કરવાનું કારણ શું ? એવા પ્રશ્નોત્તર કરવાની જરૂર નથી. અહીં સૂત્ર એ છે કે, 'સેવ કરે થાતું.'

આપણોજ દાખલો લઇએ. તેમાંયે પ્રથમ આપણા દેહની વાત કરીએ; જીવની વાત પછી. આપણાં માબાપોએ જો આપણી સેવા ન કરી હત–આપણને પાળ્યાપોષ્યા ન હત તો આપણામાંનો કોણ 'અણુથી વડો'–નાનામાંથી મોટો થઈ શક્યો હત ? આ વાત સર્વના અનુભવની છે, માટે નિશ્ચય થાય છે કે 'સેવ કરે થાતું.' સેવા કર્યા વિના કંઇ પણ બની શકતું નથી; પણ આ વાત નશ્વર દેહના સંબંધે આપણે કરી; વસ્તુતઃ જીવના સંબંધમાં આપણે જોવાનું છે. આપણે જ્યારે સેવા કરવાને યોગ્ય થઇએ ત્યારે પ્રથમ આપણે એજ જોવું આવશ્યક હોય કે જગતમાં સર્વથી મોટામાં મોટો વિદ્વાન, ધીમાન, શ્રીમાન તથા સત્તાવાન કોણ છે ? કોની સેવા કરવાથી આપણે સર્વોત્કૃષ્ટ વિદ્વાન, ધીમાન, શ્રીમાન તથા સત્તાવાન થઇ શકીએ તેમ છીએ ? તે સંબંધે જો સૂક્ષ્મ દૃષ્ટિથી જોઇએ અને વિચારીએ તો જેની પાસે અખૂટ વિદ્યા, શ્રી, ધી તથા સત્તા સદાકાળ વિદ્યમાન રહેજ છે તેવો સેવ્ય સ્વામી કેવળ

એક પરમેશ્વરજ છે અને એનીજ—

સેવ કરે થાતું, અણુથી વડો સેવ કરે થાતું.

'અણુથી વડો' થવાનો સર્વ કોઇને શોખ હોયજ છે પણ તે શોખ શમતોજ નથી, તેનું કારણ શું છે? તે જુઓઃ—

ધનાશ્રી

વધી વધી શું થશો અંતમાં વધી વધી શું થશો;
શું સાથે લઇ જશો, અંતમાં વધી વધી શું થશો. • ટેક.
દામ વધ્યાં ને ધામ વધ્યાં ને ગામ વધ્યાં સો બસો;
નામ વધ્યાં સુકામ વધ્યાં, હજી ભલે વધુમાં ફસો. અંતમાં૦
જનો વધ્યા સામનો વધ્યાં, મિત્રો તો મ્હોટાના હશો;
વયે વધો અનુભવે વધો, રાજાઓ વશ રાખશો. અંતમાં૦
વૃદ્ધિ માત્રથી થતાં વિખુટા, આવ્યા તેમજ જશો;
પુણ્ય ખુટાડી પાપ ઉપાડી, અનુ ક્યાં ઘર માંડશો. અંતમાં૦

એટલે કહેવાનું એ છે કે જેમ 'વરઘોડે મળ્યા બહુ વના, પલક રહી થાય તે ફના' તે પ્રમાણે 'અણુથી વડો' થાય તે શા કામનો? સાચો 'વડો' તો ત્યારેજ થાય કે—

દેવાથી છુટી દેવાથી દેવાથી ન છુટી જા તું.

જો કે સર્વનો આત્મા આનંદનિધાન અજરામર ને સચ્ચિત્સ્વરૂપ છે, પણ તે જ્યાસુધી બંધાયલો છે ત્યાંસુધી તેના તે તે સ્વતઃ સિદ્ધ ધર્મો તેના બંધનથી ઢંકાયેલા રહ્યા છે, માટે પ્રથમ તો તે બંધનથી મુક્ત થવો જોઇએ. આત્માને આ બંધન કોના તરફથી છે? ધણી-દેવ તરફથી આત્માને બંધન છે, માટે દેવાથી-દેવની કૃપાથી, તેમના દેવાથી જ્યારે તે છૂટે ત્યારેજ ખરો વડો થાય-સ્વમત્તાને પ્રાપ્ત કરે, અને એ રીતે આત્મપ્રાપ્તિ થઈ તે પછી તેથી પણ વિશેષ પરમાત્મ-પ્રાપ્તિ જો કરવી

હોય તો તો તે, 'દેવાથી ન છૂટી જા તું.' ત્યારે કરવું શું ? 'સેવ કરે થાતું' ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે:—

आ ब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

'હે અર્જુન ! બ્રહ્માના લોકસુધીના લોકો પુનર્જન્મ પ્રાપ્ત કરનારા છે—બ્રહ્માના લોકસુધી ગયા છતાં પણ સંસાર છૂટતો નથી,' પરંતુ હે કૌન્તેય ! મને પ્રાપ્ત કરીને પુનર્જન્મ રહેતો નથી. અર્થાત્ સંસારરૂપ બંધનથી જો છૂટવું હોય તો કેવળ મારૂંજ શરણ લેવું જોઇશે.' ગીતામાં આવો ઉપદેશ આપનાર કોઇ સામાન્ય મનુષ્ય નથી, પણ તેજ શ્રીમન્નારાયણ સર્વમાન્ય દેવાધિદેવ પોતેજ તે ઉપદેશદાતા છે, જેમના સંબંધમાં અનુભવીઓનાં આ વાકયો છે–' एको देवो देवकीपुत्र एषः । આ દેવકીપુત્ર શ્રીકૃષ્ણ એકજ આરાધ્ય દેવ છે.' શ્રુતિના શબ્દો જો જોઇએ તો પણ તેવાજ મળે છે–' संसारमोक्षस्थितिबंधहेतुः । સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને વિલયનું કારણ પણ તેજ એક દેવ છે.' આવા તે મહાન પરમેશ્વર શ્રીકૃષ્ણ પુનઃ ગીતામાં વચન આપે છે કે:—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

'સર્વ ધર્મોનો પરિત્યાગ કરી કેવળ એક મારેજ શરણે તું આવી જા. હું તને સર્વ પાપોથી છોડાવી દઇશ, શોક કર મા.' આવાં અભય વચન તે ખાલી કહેવાનાંજ છે એમ નથી. એ વાત ચોકકસ છે કે:—

બંધે કો બંધા મીલે છુટે કોન ઉપાય,

સેવ કરે નિર્બંધકી પલમેં દેત છુડાય.

માટે બીજી બધી પંચાત જવા દો; કેવળ એક એમનુંજ શરણ લો; લાખો અપરાધો આપણે કર્યા હશે તોયે તેમનું શરણ લેતાંજ તે ક્ષમા કરશે. આપણને જે બંધન છે તે પ્રકૃતિ-રૂપ બેડીનું છે અને તે બંધન તેના પણ અધીશ્વર તે હજૂરની જો કૃપા થશે તોજ છૂટશે, અન્યથા કોઇ માર્ગ નથી; એમ તેજ પ્રભુ કહે છેઃ—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥

'આ મારી માયા ગુણમય હોવા ઉપરાંત દૈવી છે-દિવ્ય શક્તિવાળી છે અને તેથીજ તે દુર્લંઘ્ય છે-કોઇપણ ઉપાયે તે છૂટે તેવી નથી. માત્ર જેઓ મારે શરણે આવે છે તેઓજ એ માયાને તરી જાય છે-માયાથી મુક્ત બને છે.' આમ તે પ્રભુનું શરણ લેવાથીજે માયાબંધન છૂટે છે; બીજાં બધાં ફાંફાં છે, બીજા કોઈ પ્રકારે તે માયા છૂટતી નથી. આ સંબંધે વિશેષ પ્રકાશ પાડતું આ નીચેનું પદ જુઓ. એ ગુણમયી દૈવી માયા શું છે ? અને તે શી રીતે વળગી છે ? તે જુઓઃ—

કેદ કેવી આકરી પ્રભુની કેદ કેવી આકરી;
ખુબ પરીક્ષા કરી. પ્રભુની૦ ટેક.
જીવ તો નિરાકાર નિરવયવ, જ્ઞાનસ્વરૂપ અણુ જરી;
પ્રભા ત્હેની સ્વાભાવિક ત્હેને, નાંખી પાશે ભરી. પ્રભુની૦
ત્રિગુણે કિરણ ગુંથીને તે પર, મન ઇન્દ્રિય છે જડી;
પંચ મહાભૂત તે પર વીંટી, રશ્મી તેથી જકડી. પ્રભુની૦
છેડા બહાર પાંચ ઇન્દ્રિયસહ, કાઢયા ત્હેના ફરી;
પંચ વિષયથી ત્હેને જોડયા, રશ્મી ખુંચે ત્યાં અડી. પ્રભુની૦

આસપાસ વળી જન સામન, સાધન એ બંધન ફરી;
જગત નથી પણ જેલ છે મહીં જીવો મજુરી કરી. પ્રભુની૦
સમ લોક પર અંડ ભીંત છે, શકે ન કો સંચરી;
દશે દીસે કિલ્લો મહા કપરો સપ્તાવરણો ફરી. પ્રભુની૦
દશગુણ એક એકથી બારીક જીવે ન કોઈ તન ધરી;
બ્રહ્મા પણ અંડોત્તર કેદી માણસ ત્યાં શું ફરી;
ચઢો ઉતરો ચૌદલોકમાં; પ્રજા અંડમાં ભરી.

ભગવાન શ્રીશંકરાચાર્યના શબ્દોમાં જોઇએ તો—

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।
इह संसारे भवदुस्तारे कृपयाऽपारे पाहि मुरारे ॥

'અનેક જન્મપરંપરાથી દુર્લંઘ્ય અને તેથીજ જેનો પાર આવતો નથી એવા આ સંસારમાં વારંવાર જન્મ, વારંવાર મરણુ અને વારંવાર માતાના ઉદરમાં શયન કર્યા કરવું પડે છે, તો હે મુરારિ શ્રીકૃષ્ણુ પ્રભો ! હવે તો કૃપા કરીને આપજ બચાવો.' આપ વિના કોઇ આ સંસારથી બચાવે, તેવો અમને જોવામાં આવતો નથી; એમ 'हे मुरारे' એવું સંબોધન આપીને ભગવાન શ્રીશંકરાચાર્ય સૂચવે છે. કેમકે એ નિશ્ચય છે કે જે તારશે તો તે એકજ તારશે. તેજ કહે છે—'मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते । જેઓ મારેજ શરણે આવે છે તેઓ આ માયાને તરી જઇ શકે છે.' એટલે મૂળ કહેવાનું એજ છે કે, અચિત્ ને ચિત્—આ બન્નેનો સાચો સ્વામી તે પરમેશ્વરજ છે. આપણે તો તેમની આજ્ઞા પ્રમાણેજ હરકોઇ તેમની વસ્તુનો ઉપયોગ કરી શકીએ તેમ છીએ. જેમ માળીને કોઇ બગીચાનો ઉપરી બનાવ્યો અને કોઇ મહાલકારીને અમુક કોઇ મહાલનો અધિકારી નીમ્યો તેથી તે માળી કે મહાલકારી તે બગીચાના કે મહાલના માલિક બની શકતા

નથી; તેજ સ્થિતિ સર્વ વસ્તુના સંબંધમાં આપણી છે. આપણને તે પ્રભુએ કંઇ આપ્યુ તેથી તેના આપણે માલિક બની શકતા નથી, પણ તેમની આજ્ઞા પ્રમાણેજ તેનો ઉપયોગ કરવા બંધાઇએ છીએ; અને તે પણ એ મહાપ્રભુનું કોઈ કામ અટકી પડયું છે તેથી તે તે વસ્તુના ઉપયોગના આપણને અધિકારી ઠરાવ્યા છે એમ નથીજ, પણ આ પ્રકૃતિના બંધનમાંથી 'तिलतैलवत्' તલમાંથી જેમ તેલ અલગ કરવામાં આવે અને માટીમાંથી જેમ હીરાને અલગ કરવામાં આવે તેમ આપણે મુક્ત થઇ શકીએ તે માટેજ તે તે વસ્તુ સાથે આપણને ઈશ્વરે નિયુક્ત કર્યા છે; છતાં આપણે પોતાને સ્વતંત્ર માની બધુંય અમારૂં છે અને બધાંનો ઉપયોગ અમે અમારી ઇચ્છા પ્રમાણે કરી શકીએ છીએ, એમ જો અભિમાન કરીએ તો તે અભિમાન છે ત્યાંસુધી પ્રકૃતિબંધન અથવા તે માયાબંધન છૂટવું અશકય છે, ઊલટું તે દઢ થતું જાય છે. માટે મિથ્યા અભિમાન છોડીને તે તેનો જૂઠો હક્ક કે દાવો ત્યજી દઇને—

આ જીવનું અર્પણ વ્હાલા, તુજ પદમાં કરૂં છું;
(અને તેમાં કંઈ સપાડું કરતો નથી, પણ)
તારેજ મૂળે તો છઉં તે તુજ પદને વરૂં છું.

એમ પ્રભુચરણમાં આત્મસમર્પણ કરી દેવું જોઇએ. બસ, આજ નવવિધ ભક્તિની પરાકાષ્ઠા છે, આનું નામજ આત્મનિવેદન છે. વિધિપૂર્વક પરમેશ્વરને શરણે જઇ આજ દિવસસુધી જે કાંઇ તેમનું પોતે ભોગવ્યું છે–વાપર્યું છે તે બદલ તેમની ક્ષમા માગવી જોઇએ કેઃ—

'મોયે કો નિંદિયાં' એ રાગ

હું ને મારાપણું નિવારો હે ઈશ સૌના સ્વામી;

હું તો થયો નિમકહરામી બાંધી બેઠો છઉં સ્હામી;
તેથીજ બંધાઈ રહ્યો પીડા પામી. હું ને મ્હારાપણું૦
જડચર છે તમારૂં સોંપ્યું સેવા લેવા સારૂં,
માનીને બધું અમારૂં બગાડી કીધું નઠારૂં;
ભૂલ સ્વીકારી ચાહું અનુ સાચીજ ગુલામી. હું ને૦

આજ અભિપ્રાયથી ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ આદેશ કરે છેઃ—

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात् परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

'હે ભરતવંશી અર્જુન! તું તારા સર્વભાવથી તેજ પરમેશ્વરને શરણે જા, જેથી તેમની કૃપાને લીધે તું પરમ શાંતિને તથા નિત્ય સ્થાયી સ્થાનને પ્રાપ્ત કરીશ.' ભગવાનની આ આજ્ઞા પ્રમાણે વર્તવું તેજ યોગ્ય છે, એમની ઇચ્છા વિરુદ્ધ જતાં આપણું કોઈ પણ કાર્ય આપણે સાધી શકતા નથી. આ સંબંધે બલિરાજાનું પ્રબળ દૃષ્ટાંત શાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે. બલિરાજાને સો યજ્ઞો પોતાની ઇચ્છાથી કરવા હતા અને તેનું ફળ ઇંદ્રપણું પણ તે કર્મના બળથી મેળવવું હતું; પરમેશ્વરની કૃપા કે અનુજ્ઞાની તેને દરકાર ન હતી; તો તેનું ધાર્યું ન થયું; તેની એ સ્વેચ્છાચારિતા ન ચાલી; તેને ઇંદ્રપણું ન મળ્યું; સો યજ્ઞોનું ફળ પણ આમ ઈશ્વરાધીન છે, એ સિદ્ધ થયુ; એટલુંજ નહિ પણ પ્રભુને હાથે તેને કેદ થવું પડયું. જો કે યજ્ઞો કર્યા હતા તેથી તેનામાં સદ્બુદ્ધિ અને શુભ ભાવના પ્રભુએ આપી હતી, પણ તેના અહંભાવને લીધે તેની પાસેથી સર્વસ્વ લઇ લેવામાં આવ્યું હતું. તે વેળા એ રીતે બલિરાજા કેદ પકડાયો ત્યારે તેની શાણી રાણીએ પોતાના પતિની ભૂલ સમજી લઇને પ્રભુ પ્રત્યે કહ્યું હતું કેઃ—

ખાસ પ્રભુ મુજ પતિકર છોડો;

(તેનો પણ હવે આગ્રહ તો નથીજ; બંધનમાં જો સુખ હોય તો છો રહ્યું.)

નહિતર છોડો, નહિ તરછોડો,
પ્યારા પ્રભુ મુજ પતિ કર છોડો, કર છોડો ને નહિ કર છોડો.

એમ સર્વસ્વ ત્યજી દઇને પણ તેમનાથી છૂટવાનું નહિ; તેમજ હુંપણું છોડીને તેમનું દાસત્વ સ્વીકારી લેવું; એટલે કે વ્યભિચાર ત્યજીને સાચા પતિને એકનિષ્ઠાથી સ્વીકારવો; અને મારાપણું ત્યજી દઈ પોતાના સર્વસ્વનો તેમનુંજ માની તેમના માટેજ ઉપયોગ કરવો; આજ તેમની અનન્ય ભક્તિ છે; તેમની સેવા એજ જીવનનું પરમ કર્તવ્ય હોવું જોઇએ, અને 'सतीव प्रियभर्त्तारम् '–જેમ સતી સ્ત્રી પોતાના પ્રિય પતિને પ્રતિક્ષણ સેવતી રહે છે તેમ એ પ્રભુનું સેવન સ્વીકારવું, જેથી સંપૂર્ણ લાભ અવશ્ય મળે છે. જેમ 'जायापत्योरविभागः' પતિ–પત્નીની મિલકત કદી જુદી ગણાતી નથી અથવા તેમનાં વચ્ચે કોઈ જાતનો ભેદભાવ રહેતો નથી તેજ સ્થિતિ પરમેશ્વર અને ભક્તની બની રહે છે; એમ સવિધિ આત્મસમર્પણ કરી દઈને તે પ્રભુ જેમ રાખે તેમ રહેવા નિત્ય તત્પર રહીને તેમનીજ સેવા કરવાને તથા સદા તેમનાજ થઇ રહેવાને 'સેવક રે થા તું.'

પોતાના ગુરુએ એક રાજાને બોધ આપ્યો ત્યારે તેણે પોતાનું સર્વસ્વ ગુરુને અર્પી દીધું. પછી ગુરુએ કહ્યું કે, હવે તારી આજીવિકા માટે તું શું કરીશ? તેના ઉત્તરમાં રાજાએ જણાવ્યું કે મજૂરી કરીને ચાર આના મેળવીશ અને તેથી મારો હું નિર્વાહ કરીશ. એમ કહી રાજા મજૂરી કરવાને તત્પર

થયો ત્યારે ગુરુએ તેને કહ્યું કે, ઊભો રહે; એમ ન કર; તેં કદી મજૂરી કરી નથી, તેથી તને મજૂરી નહિ આવડે, અને મેં કદી રાજ્ય કર્યું નથી, તેથી મને રાજ્ય કરતાં નહિ આવડે; માટે તું આ રાજ્ય ચલાવ અને તેના બદલામાં મારી પાસેથી દરરોજ ચાર આના લીધા કર. આ ન્યાય પ્રમાણે અને આ રીતે 'દેવાથી છૂટી દેવાથી દેવાથી ન છૂટી જા તું' તોજ 'અણુથી વડો સેવક રે થા તું' અને તે પણ 'સેવ કરે થાતું.' પોતાનું સર્વસ્વ પ્રભુને જ્યારે અર્પણ કરી દઇએ તે પછી તો—

વધુ રાખે તો પણ એનું, કંઈ કાપે તો પણ એનું;
જોખમ મારે શિર એનું રે,
મને નહિ માઠું લાગે કે, મારું આ કેમ આમ કર્યું;
શોચ હષ નહિ થાય જરી કેમ આ બગડયું કેમ આ સુધર્યું;
તું તારાને રાખ ગમે તેમ નવ માનું કદી એ મારૂં;
તને ન રોકું હું પણ જંપુ એથી બીજું શું સારૂં?

કેમકે એ રીતે સર્વસ્વનું અર્પણ કરી દીધા પછી તો ઉમેદવાર મટી નોકર બની જવાય છે, વ્યભિચારિણી મટી સતી પત્ની થવાય છે, આશ્રિત મટી પુત્ર થઈ જવાય છે, સેવનનું સત્ય સ્વરૂપ પ્રકટી નીકળે છે. આવું પ્રભુસેવન આપણે કરીએ તેમાં કંઇ સપાડું કરતા નથી, એ વાત ખૂબ ધ્યાનમાં રાખવાની છે. જ્યારે સપાડું કરતા નથી તો તેના ફળની આકાંક્ષા લેશમાત્ર પણ નજ હોવી જોઇએ. ગીતાજીના એકજ શ્લોકમાં સર્વેશ્વર શ્રીકૃષ્ણે આ વાત સમજાવી દીધી છેઃ—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

'કર્મ કરવામાંજ તારો અધિકાર છે, કર્મના ફળમાં કદી પણ નહિ; તેમજ કર્મ કે કર્મના ફળમાં હેતુરૂપ પણ તું ન થા,

અને તને અકર્મનો સંગ ન થાઓ.' આ શ્લોકનું રહસ્ય અતિશય લક્ષ્યમાં લેવા જેવું છે. પ્રભુસેવા એજ જીવનનું પરમ કર્તવ્ય હોઇને તેના ફળની અભિલાષ લેશ પણ કદી ન હોવી જોઇએ, આ મુદ્દો છે. ગીતાજીના નવ નવ અધ્યાયના મધ્યમાં તથા અંતમાં એજ ગુહ્યતમ ઉપદેશને ઉપદેશીને ભગવાન શ્રીકૃષ્ણ, સાથે શરણ લેવાનો પણ આમ આદેશ કરે છેઃ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।

'તું મારામાંજ મન રાખ, મારો ભક્ત થા, મારૂં યજન કર ને મનેજ નમસ્કાર કર.' આમાં 'मन्मना भव'-તું મારામાં મન રાખ એ ખાસ મુખ્ય તરીકે કહેવામાં આવ્યું છે. કેમકે 'મન વિના મળવું ને તે ભીંતથી ભટકાવું' એટલે સેવા કરતી વખતે મન કેવળ પ્રભુમાંજ હોવું જોઇએ; સર્વ કંઇ સરસામાન-સામગ્રી-એ બધું પ્રભુનુંજ છે અને પ્રભુનાજ માટે છે, આ ભાવનાપૂર્વક 'આ રહ્યા પ્રભુ, મારી સમક્ષજ આ બિરાજ્યા, આ મારી સેવાને તે સ્વીકારી રહ્યા છે' આમ જેમ પનિયારીનું ચિત્ત બેડામાં એકાગ્ર હોય છે અને નટનું જેમ દોરીમાંજ રહે છે તેમ ચિત્ત કેવળ પ્રભુમાંજ એકાગ્ર થવું જોઇએ; અને એ રીતે ભય તથા પ્રીતિથી પ્રભુશરણ જેવું લીધું એટલે ભય બિલકુલ રહેતો નથી; કેમકે તે પ્રભુજ કહે છે-'मा शुचः'-શોક ન કર, 'मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात् तरिष्यसि'-મારામાં તું ચિત્ત રાખીશ એટલે મારી કૃપાથી તું સર્વ સંકટોને તરી જઈશ. આ પ્રમાણે સર્વાંશે ભયમુક્ત કરવાનું કહીને પ્રભુ સૂચવે છે કે, ચિત્તની એવી એકાગ્રતા કરવાનું આવું અપાર માહાત્મ્ય છે; એટલુંજ નહિ પણ તેવા કેવળ પ્રભુમાંજ ચિત્તની એકાગ્રતાવાળા પોતાના ભક્તના નિર્વાહનો સઘળોય બોજો પ્રભુ પોતાનેજ શિરે લઇ લેતા જણાવે

છે–' योगक्षेमं वहाम्यहम् । એ મારા ભક્તનો યોગક્ષેમ હું જ ચલાવું છું.' આમ પોતાના જીવનનિર્વાહની ચિંતાથી પણ ભગવાન ભક્તને મુક્ત કરે છે; અને આપણે આપણું એ કર્તવ્ય જો બરાબર કર્યે જઇએ તો કોટિબ્રહ્માંડોના અધિપતિ તે પૂર્ણકામ પરમેશ્વર સામેથી કૃપા કરવા સદાય તત્પર રહે છે; પણ આવી પરમેશ્વર વિષયક ચિત્તની એકાગ્રતા કરવામાં પરમ પ્રેમનુંજ પ્રાધાન્ય હોવું જોઇએ, નહિ કે ભયનું, એ લક્ષ્યમાં રહે માટેજ પ્રભુ કહે છે–'मद्भक्तः'–મારામાં મન રાખી તું મારો ભક્ત બન અર્થાત્ અનન્ય ભક્તિ કર્યા કર. આવી પ્રીતિરૂપાપન્ન અનન્ય ભક્તિ આપણામાં ઉદ્ભવી છે, એ શાથી જણાય? કે જ્યારે આપણે પ્રભુસેવા વિના રહી શકીએજ નહિ, અને પ્રભુની મૂર્તિને દેખતાંજ પ્રેમના ઊભરા આવી જતાં જાણે કે આ મારા પ્રભુ માટે શુંયે કરી નાખું? આવા મનોભાવ ઝળકી નીકળે, ત્યારે સમજાય કે, એ અનન્ય ભક્તિ હવે પ્રકટી છે. આવા પ્રેમના પરિણામમાં જ્ઞાન તથા પ્રેમપૂર્વક 'मद्याजी'–પરમેશ્વરનું યજન અથવા સેવન કરવું જોઇએ; પણ તે કયાં કરવું? કયે સ્થળે કરવું? કોને વિષે મન રાખી કરવું? ક્યાં પ્રેમપ્રદર્શન કરવું? આ પ્રશ્નોનો ઉત્તર માત્ર એજ હોઈ શકે કે, કોઇ સુયોગ્ય ગુરુ જ્યાં ઠરાવે ત્યાંજ તેમનું યજન પણ હોવું જોઇએ. જગતમાં પુરુષો તો ઘણા છે, પણ તેઓમાંથી જેને પતિ તરીકે પોતાનાં માબાપ મેળવી આપે છે તેનેજ કન્યા પતિ તરીકે સ્વીકારે છે અને તેજ તેને મન 'અડકદડક થાય કાળો પ્હાણ માબાપ દે તે શાલીગ્રામ' હોય છે; તેમ આપણને પણ ગુરુદ્વારા જે દિવ્યવિગ્રહ મંગળમૂર્તિ પ્રાપ્ત થાય તેમાંજ શરણગમન, આત્મસમર્પણ, કર્મસંન્યાસ, બ્રહ્મસંબંધ આપણે કરી શકીએ. આ પરંપરા શાસ્ત્રી-

ય છે અને તે નિત્યની છે. ભગવાન શ્રીકૃષ્ણે ગોપાલો પાસે ગોવર્ધન પર્વતની પોતાના ઇષ્ટદેવ તરીકે પૂજા કરાવી અને તે દ્વારા પોતે ભોગ લઈને તેમનો ઉદ્વેગ દૂર કર્યો. આમ કૃષ્ણાવતારમાં તે પ્રભુએજ દેવતાંતર તથા ઉપાયાંતર છોડાવીને આપણને શીખવી દીધું છે અને તેનું સ્મરણ જગતમાં ચિરસ્થાયી રહે માટે તે ગોવર્ધનપૂજાના દિવસનેજ 'દીવાળી'ના નામથી જાહેર કરવામાં આવ્યો છે. વળી શ્રીરામચંદ્રના ભાઈ ભરતે કેવળ જવ ખાઈને તથા ભોંય પર શયન કરીને શ્રીરામ પાદુકાનેજ સાક્ષાત્ રામચંદ્ર માની યજન કર્યા કર્યું અને દશ ગણું રાજ્ય સોંપી દીધું, તેમ આપણે પણ આપણી ગુરુપરંપરા તથા શાસ્ત્રપરંપરાથી પ્રાપ્ત થયેલી મૂર્તિનેજ ઘરમાં સેવા માટે સ્થાપીને શાસ્ત્રીય વિધિપૂર્વક તેનું યજન કરવું; જેમકે—

કરવું સહુ એનું એ જીવડા પણ ન ગણવું મ્હારૂં;
છે સઘળું જેનું એ જીવડા ગણવું તેને સારૂં,
મૂર્તિને ઘરમાં પધરાવી, ઘરને મંદિર ધારો,
સેવારૂપે સર્વે કારજ, સ્નેહે કરી સ્વીકારો. જીવડા૦
નાઈ ધોઈ તન ચોખ્ખું કરવું, સેવા લાયક થાવા;
રસોઈ કરવી તે પણ પ્રીતે, પ્રભુને થાળ ધરાવા. જીવડા૦

ઘરનાં તમામ મનુષ્યો, નોકરચાકર, ઘરખર્ચ, ઑફિસ વગેરે માટેનો સઘળોય ખર્ચ ન્યાયપૂર્વક સંપાદન કરેલા દ્રવ્યદ્વારાજ ચાલવો જોઈએ, અન્યાયથી દ્રવ્યસંગ્રહની અભિલાષા ન હોવી જોઇએ. ન્યાયોપાર્જિત પવિત્ર દ્રવ્યમાંથીજ ઘરનું રાચરચીલું વગેરે બનાવવું જોઇએ અને તે માટે જે કંઈ સંસ્કાર–શ્રમ–વ્યય કરવો પડે તેને પણ સેવાની અંતર્ગત સમજી તે દ્વારાજ જીવનનું સાહજિક સાફલ્ય કરવાને પ્રભુપ્રાપ્તિ એજ ઉદ્દેશ હોવો જોઇએ; તેમજ પોતે જે જે કંઇ

સંપાદન કર્યું હોય તે તે સર્વસ્વ પ્રભુનું છે, એવી દૃઢ ભાવના સતત રહેવી જોઇએ. પ્રભુ તો પૂર્ણકામ છે, તેમને શું જોઇએ છે ? કંઈજ નહિ. તે તો કહે છે-' मां नमस्कुरु । મને નમસ્કાર કર ' એટલે પત્યુ. આમ નમસ્કારથીજ પોતાને સર્વસ્વ મળ્યું એમ તે નભાવી લે છે; અને તે સર્વેશ્વર માટે આપણે બીજું શું કરી શકીએ તેમ છીએ ? માત્ર પોતાની દીનતા દર્શાવીને—

## દોંઢી

ક્યહાં આપ કોટિ અંડપતિ દેવા,
ક્યહાં અમે અણુ તુચ્છ કીટ જેવા,
મળ્યા કૃપા થકી કૃપાતણા ધામ,
વાર વાર પ્રેમ સહ કરૂં પ્રણામ.

આમ પ્રાર્થનાપૂર્વક મન, વચન, કર્મથી તેમનું શરણ લઈ પ્રેમપૂર્વક તેમને નમન કરીએ તોયે થયું છે, પણ—

'મારે કહેવું છે કંઇ, મારે કરવું છે કંઈ,
એમ છતાં ભવજળ તરવો છે ભાઈ.'

આમ ન થવું જોઇએ; કારણકે—

'સાચે કામ સરે સદા, જૂઠે નક્કી ન થાય;
કાગળની હોડી કરો, તેથી ન સિંધુ તરાય.'

માટે ભવસિંધુ તરવો હોય તો તો—

મૂર્તિને મુજ જીવન જાણું, આણું સાચો પ્રેમ રે;
ફરે અહર્નિશ આંખો આગળ ક્ષણે ન વિસરે તેમ.

જુઓ, તુકારામ, વિઠોબા, મીરાંબાઇ વગેરે ભક્તોએ 'मन्मनाः' એ ભગવાનના આદેશને જીવનમાં બરાબર ઓતપ્રોત કર્યો તોજ તેમને પ્રભુપ્રાપ્તિ થઇ; માટે એજ પ્રમાણે 'સેવક રે થા તું.' વધુ માટે જુઓઃ—

# શ્રી જયમલ રાઠોડનું આખ્યાન

પદ–રાગ સોરઠ

સેવ કરે થાતું, અણુથી વડો સેવક રે થા તું;
દેવાથી છૂટી દેવાથી દેવાથી ન છૂટી જા તું.

પ્રભુસેવામાં સામગ્રી તો જોઇએજ; તે જેમ વધુ પ્રમાણમાં હોય તેમ સેવા સરસ થઈ શકે છે અને તેનો લાભ પણ વિશેષ મળે છે. એટલે ત્યાગી કરતાં ગૃહસ્થ સારી સેવા કરી શકે છે. તેમાં પણ જે શ્રીમાન અને સત્તાવાન હોય તેને તો સુંદર અવસર મળેલો છે. રાજા જો ધારે તો તુરતજ સેવાદ્વારા સંસારને તરી શકે છે; માટે રાજા તો તે માટે મોટો જવાબદાર ગણાય છે. તેને જે મોટી સંપત્તિ મળેલી છે તેનો ઉપયોગ જો સેવામાં કરે તો તેને સર્વ કરતાં વિશેષ લાભ મળી શકે તેમ છે. રાજાઓ-પણ એવા પ્રભુસેવક ઘણા થઈ ગયા છે, જેઓમાં અંબરીષ વગેરે પ્રાચીન રાજાઓનાં નામ સુપ્રસિદ્ધ છે અને અર્વાચીન રાજાઓમાં પણ શિવાજી મહારાજ દક્ષિણમાં અને મીરાંબાઈના પિતા જયમલ રાઠોડ ઉત્તરમાં થયા છે. તે જયમલ રાઠોડનું આ આખ્યાન છે.

રાગ કલ્યાણ

મેડતાના થયા જેમલ રાય,
ક્ષત્રીવર રાઠોડ પ્રતાપી પૃથ્વી પર પંકાય.
(એવી સેવા કરનાર થયા.)
શ્રી મીરાંબાઈના પિતાજી, સુતાથી એ પરખાય.
(એ પણ સુભાગ્ય.)
માદ્ર સુધા સાત્ત્વિક શાણા, શ્રી વૈષ્ણવ શુચિ કાય.
(દ્વિજ એટલે સર્વાધિકાર છે.)

મ્હેલ વિશે મુર્તિ મંદિરમાં, સેવે આપ સદાય.
(તે કેવે પ્રકારે?)
બુહારીથી લઈ બધીએ સેવા, જાતે કરી હરખાય.
(જુજ જુણાનીએ જાતે લખે.)
દશ ઘડી દિન ચઢી જાય ત્યાં સુધી, મંદિરમાં રોકાય.
(પહેલી મોટી ઑફિસ)
ત્યાં સુધી 'બંધી' કોઈથી પણ, અંદર જઇ ન શકાય.
(બહારનાં વિઘ્ન દૂર)
બીજી વાત ન ફુરશી કોઈથી, કદી જ નવ કહેવાય.
(અંદરનાં દૂર)
તન મન રહે જગતજીવનમાં, અકથ અનુભવ થાય.
(ત્યારેજ)
એમ સેવ સુખ પ્રેમ ધરી લે, તોપણ મન ન ધરાય.

પોતે કોણ શું છે? એ પ્રથમ બરાબર સમજવું જોઈએ. તે સમજ્યા પછી મંદિર, મૂર્તિ એ શું? એનું સત્ય રહસ્ય જાણીને પ્રભુકૃત ઉપકારોના સ્મરણપૂર્વક હૃદયથી જો પ્રભુસેવન કરવામાં આવે તો પ્રતિદિન ઈશ્વરી તત્ત્વનો અનુભવ થવા લાગે અને તે સંપૂર્ણપણે થઇ ગયો એટલે તો જાણે પોતાના પર અમૃતની વૃષ્ટિ થાય, અમૃતમાં જ પોતે ગરકાવ બન્યો હોય તેવો અપૂર્વ આનંદ અનુભવાય છે. માટે એવો 'સેવક રે થા તું.' રાજા જયમલે એવી સેવા કરવા માંડી ત્યારે—

## દીંડી

દેશ ને વિદેશ વિષે ખ્યાતિ ચાલી,
સર્વ સંમત છે સાત્ત્વિક સુચાલી;
સાચી સેવ સદા સ્નેહે સંભાળી,
ભૂપ તુલ્ય ભક્તિ કોઇની ન ભાળી.

પણ મૂર્ખાઓ આવી ભક્તિના અલૌકિક માહાત્મ્યને શું જાણે ? એ તો બધું કાલ્પનિક ને ઢોંગજ માને ! સેવા કોની કરવી જોઇએ ? તે સેવનીય કેવો છે ? તેની કેવી શક્તિ છે ? વગેરે એ અજ્ઞાનગ્રસ્ત શુ સમજે ? તેઓ તો એવી ભક્તિને અમુક કોઇ એક ચેષ્ટા અથવા લત માને; અથવા તે નિષ્ફળ કોઇ ક્રિયા છે, એમ પોતાની વિદ્વતાના અથવા વસ્તુતઃ મૂર્ખતાના ઢોળમાંજ બધું હસી કાઢે. એક ભક્તે ગાયુ છેઃ—
'શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી.' વગેરે

શાર્દૂલ છંદ

શત્રુરાય સીમાડીયે જવ લહી, એવી રીતિ ભૂપની;
જાણ્યું કે નહિ ઉઠશેજ કદીએ, પૂજા તજી એ ગુણી.

એટલે તે પોતાનું રક્ષણ કરી શકશે નહિ; અને આપણો સહજમાં વિજય થઇ જશે.

તેથી પ્રાત વિષે જઈ પુર બંધું, ર્‌હેલું કરૂં હાથ ને;
ઘેરી મંદિર કેદ સ્હેજ કરશું, રાઠોડના નાથને.

ઊઠયો હોય તો તેના પ્રકાશને રોકવો અથવા તેને વળગવું મહાકઠિન થઇ પડે છે. પ્રભુ જો કે સર્વવ્યાપી છે, પણ તેમનું પ્રાકટય કયાં અનુભવમાં આવે તે કંઈ પ્રભુની પોતાની મતલબની વાત નથી; એ તો તેમના અનન્ય ભક્ત થવાય, તેમને આજીજી અને કાલાવાલા કરવામાં આવે; તેમને શરણે જઇ દીનતા કરવામાં આવે અને તેમને પ્રકટ અનુભવવા માટેની જે આવડત કેળવાય, યોગ્યતા મેળવાય, અધિકારી થવાય અને પછીથી તેમની સેવાભક્તિ સત્ય ને સવિધિ કરવામાં આવે તોજ એ અગમ્ય વસ્તુ પ્રાપ્ત થઇ શકે, સાક્ષાત્કારદ્વારા અનુભવમાં આવી શકે. હવે જુઓ, તે શત્રુ રાજા એવો વિચાર કરીને—

પદ–'કંથ બીન' એ રાગ

આવ્યો ચઢી અરિ રાય, પ્રાતમાં આવ્યો ચઢી અરિ રાય;
પહોંચ્યો છે હદ માંહ્ય, ટેક.
(દૂતોથી ખબર મળતાંજ)

રાજ્યમ્હેલમાં ધસ્યા મંત્રીઓ, પણ અંદર ન જવાય;
શત્રુ ધસી આવે છે ધુમથી, એ તે શે રોકાય. પ્રાતમાં૦
સરવે ભેળા થયા બારણે, માંહે જતાં સકુચાય;
દ્વારપાળ કહે જવા ન દઈએ, રાજ્ય ભલે બધું જાય. પ્રાતમાં૦
રીત રાયની સહુ સમજે, તોડે તે માર્યો જાય;
તેથી અંદર ઘુસવા કોઇએ, ખરા દિલે નવ ચ્હાય. પ્રાતમાં૦
શત્રુ આવ્યો છેક સમીપે, છેલ્લો કર્યો ઉપાય;
માજીને જઈ વિનતિ કીધી, જાઓ આપ ઝટ માંહ્ય. પ્રાતમાં૦
બધા સૈનિકો સજ થઈ ઉભા, આજ્ઞા નૃપની ચ્હાય;
આપ પધારો તોપણ ત્હેની, તજવીજ કરી છે રાય! પ્રાતમાં૦
વાર થઈ તો જુલમ થઈ જશે, મા સમજ્યાં મન માંહ્ય;
ચોકીદારને પણ નવ ગાંઠયા, ઉરે ન ડર્યાં જરાય. પ્રાતમાં૦

એ પણ એક પક્ષ છે કે પોતાના કાર્યનો ભાર કેવળ પ્રભુ પરજ ન મૂકી દેવો. પ્રથમ પોતાનાથી બનતું બધુંય કરવું. પ્રભુને પરિશ્રમ આપવો તે ઠીક નહિ; તેમનુ પોતાનુ કામ પણ પોતાનાથી બની શકે તો તેમને ન કરવા દેતાં પોતેજ કરવું; આ એક અનન્ય ભક્તિનુ મંતવ્ય છે. આ પ્રમાણે માની માજી દોડી ગયાં; તેમણે પોતાના કુંવરને પ્રભુ સાથેની એકાગ્રતામાંથી જગાડયો; અને તેની ઐકયતા તોડાવીને તે બોલ્યાંઃ—

પદ-'તેરા કુમલા' એ રાગ

ઉઠો વ્હાલા જેમલજી (૨)
હારે ઉઠો વ્હાલા જેમલજી, તમે પૂજા તજી.
અરિ ચઢી આવ્યો, સેના લાવ્યો, નથી પેઠો પુરમાંહે હજી. (૨)
સૈનિક સઘળા સજ્જ થઈ ઉભા, ત્હારે સારૂં કુંવરજી. (૨)
ઉઠ આજ જનદાઝ વિચારી, સાચી અગત્ય સમજી. (૨)
તું પહોંચ્યો તો વિજય છે તુજ, સ્હાયકારી છે હરજી. (૨)
સેવ સુખે આવી પછી કરજે, રાખ સરવેની મરજી. (૨)

અહીંજ નિર્ણય કરવાનો છે કે, બે કર્તવ્યોમાંથી કયુ કર્તવ્ય યોગ્ય છે? કયુ પ્રથમ કરવા યોગ્ય છે? રાજાએ તુરતજ મનમાં નિર્ણય કરી માતાને કહ્યુંઃ—

રાગ કલ્યાણ 'હવે રીઝો' એ રાગ

'હવે ન ઉઠાય વ્હાલી માત.'

(આ પદ ઘણું મોટું છે.) હાથમાં જળ લઇ સંકલ્પ-પૂર્વક પ્રતિજ્ઞા કરી ચૂકયો કે, 'હું પૂજા કરીશ.' તે પછી તેમાં ગમે તેવાં વિઘ્નો આવે તો પણ એ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવાય? કોઈ સામાન્ય મનુષ્ય પાસે પ્રતિજ્ઞા કરી હોય તો તે પણ કદી ન તોડી શકાય; તો પછી આ પ્રતિજ્ઞા તો પ્રભુ-સમક્ષ પ્રભુને

માટે કરેલી, તે કેમ તોડાય ? વિઘ્નો ભલે આવે, તે સહન કરીશ, પણ ' હવે ન ઉઠાય વ્હાલી માત.'

બીજી વાત એ છે કે પ્રભુ પધાર્યા; તેમની સમક્ષ તેમની સેવા કરવાનો આરંભ થઇ ચૂકયો, તો હવે તો—

'સૌથી પહેલી પ્રભુસેવા,
પછી બીજી બધીએ વાત રે. હવે ન ઉઠાય૦'

સઘળાં કર્તવ્યોમાં પૂર્વકૃત્ય કયુ ? તેનો વિચાર અવશ્ય હોવો જોઇએ અને તે પ્રથમ કરવાના કર્તવ્યની તૈયારીઓ સાગોપાંગ પૂર્ણ કરવી જોઇએ. તેમાં જેટલા ગોટા વાળો તેટલી હાનિ જરૂર થવાની; એમ આ પૂજા-કર્તવ્યને જો પૂર્વકૃત્ય ગણીએ તોયે—

'સૌથી પહેલી હરિસેવા,
પછી બીજી બધીએ વાત રે! હવે ન ઉઠાય૦'

વળી હાલના સમયે આ બે મારાં કર્તવ્યોમાંથી કયુ પ્રથમ હોવું જોઇએ ? મને તો મારૂં મૂળ કર્તવ્ય હરિસેવનજ પ્રથમ જણાય છે. તે કરવા જતાં ગમે તે થઇ જાય, ઘીના ઘડા ઢોળાઇ જાય, તોયે શુ ? સીતાજીના ખોળામાં શ્રીરામચંદ્ર એક વેળા સૂઈ રહ્યા હતા, ત્યારે એક કાગડાએ આવી સીતાજીને ચાંચો મારવા માંડી, પણ પોતાના પતિ જાગી જશે તો મારી સેવામાં ભંગ પડશે, એમ માનીને સીતાજી લગારે ડગ્યાં નહિ; આનું નામ તે સેવા. મહાભારતમાં એક કથા છે. એક સતી સ્ત્રી પોતાના પતિની સેવામાં લાગી હતી, ત્યારે કોઇ એક સિદ્ધ તપસ્વી બ્રાહ્મણ બહાર ઘરના આંગણે આવી ભોજનની માગણી કરવા લાગ્યો. તે વેળા એ સતી સ્ત્રીએ તે

બ્રાહ્મણના તપોબળના શાપથી ભય ન પામીને સાફ સંભળાવી દીધું કે, 'હું એવી કોઇ કબૂતરડી નથી કે તમારા શાપથી મરી જઇશ.' જુઓ, આ સેવાની સિદ્ધિ. એ તપસ્વી બ્રાહ્મણે સિદ્ધિ પ્રાપ્ત કરી હતી; તેના પર એક કબૂતરે ચરક કરી એટલે ખિજવાઇ જઇને બ્રાહ્મણભાઇએ શાપ દીધો કે, 'મરી જા.' કબૂતર મરી ગયું. તેથી ફુલાઇ જઇને પોતાને સિદ્ધ સમજી એ બ્રાહ્મણ લાગલો જ તપશ્ચર્યામાંથી ઊઠીને નગરમાં ભિક્ષા લેવા આવ્યો હતો, તોયે શું?

'સૌથી પહેલી પતિસેવા,
પછી બીજી બધીએ વાત રે. હવે ન ઉઠાય૦'

એ પ્રમાણે રાજા જયમલ અડગ રહ્યો. તેણે પોતાના પર આવતી આપત્તિનો ભાર પ્રભુ પર મૂક્યો ન હતો; તે તો પોતેજ તે સહન કરવા તૈયાર હતો; અને પ્રભુસેવા આગળ પોતાનું સર્વસ્વ ગુમાવવા તત્પર હતો.

'એક શું કોટિ અરિ સંગે, ચઢી આવે અતિ ઉમંગે.'

(તેથી પોતે હારી જાય ને મરી જાય તોયે શું?)

'ઘા મારે મ્હારે અંગે,
તોયે કરું નહિ ઉત્પાત રે. હવે ન ઉઠાય૦'

આવો દૃઢ નિશ્ચય અને અડગ ભાવના મહાપુરુષોમાં હોય છે. વિશ્વામિત્ર પોતાના યજ્ઞની રક્ષા કરવા માટે શ્રીરામચંદ્રને તેડી લાવ્યા. તે પછી પોતે યજ્ઞમાં બેઠા એટલે તે પૂર્ણ થાય ત્યાંસુધી ન ઉઠાય કે ન કોપ થાય, આવી દૃઢ પ્રતિજ્ઞા કરીને તેમણે બરાબર પાળી હતી.

મહારાણી જાનકીજીએ પણ તેવા વ્રતમાં એકનિષ્ઠ રહી-

નેજ રાવણુને શાપ આપ્યો ન હતો; પણ તેવો સાચો સ્વામી, તેની સાચી સેવા અને તેજ સવિધિ કર્તવ્ય છે, એ વસ્તુ બરાબર સમજાવી જોઇએ; અને પછી આચરણમાં તેજ પ્રમાણે તે આચરવું જોઇએ. કેવળ મનથીજ પોતે માની લીધું, એમાં કંઈ ન વળે. જયમલ રાઠોડ એવું ધારીને ક્યાં બેઠા હતા કે મને આવો પ્રસંગ પ્રાપ્ત થશે! મહારાજા દશરથે રામચંદ્રજીને રાજ્ય આપવા નિશ્ચય કર્યો અને તે માટે બધી તૈયારીઓ પણ કરી રાખી છતાં તેનું પરિણામ 'વનવાસ'ના રૂપમાં આવ્યું. એ ઉપરથી શું સિદ્ધ થાય છે?—

'આપણા પ્રયત્નો ખાલી, ચહ્યું થાય હરિનું વ્હાલી;
ગભરાઈ ગઈ તું ઠાલી, અહીં બેસ નીરખ જગતાત રે,
હવે ન ઉઠાય૦'

કેમકે આ એકજ વસ્તુ સંસારના ભયને શાંત કરવા માટે પરમ ઔષધ છે-'विष्णोः पदं निर्भयम् । વિષ્ણુના ચરણનું શરણુ એજ સર્વથા નિર્ભય આશ્રય છે.' તેમને જો ધૈર્ય રહે છે તો તને શા માટે ધૈર્ય નથી રહેતું? શું તારે સંસારમાંજ ગોથાં ખાયા કરવાં છે? વૈકુંઠધામમાં શું નથી જવું?

'હશે શ્રેય તેજ હરિ કરશે, હરવા અરિ હશે તો હરશે;
જયી કરવા હશે તે કરશે,
નહિ પડયા મૂકે મુજ નાથ રે. ન ઉઠાય૦'

લક્ષ્મણુજીનું બળ કે ઉત્સાહ કંઇ કામ ન લાગ્યાં ત્યારે તે વનમાં સાથે ગયા; તેમ તારૂં પણ કંઈ કામ નહિ લાગે, માટે—

'ભયરહિત સ્થાન આ ગણ તું, ભયરહિત સ્વમનમાં બણતું;
છો સેન બ્હાર ગણગણતું, નવ કરીશ કંઈ ઉતપાત રે!
ન ઉઠાય૦'

હું એકલો શું કરવાનો છું? જે સહાય પ્રભુએ દીધી છે તે તો તૈયાર થઈને બહાર ગયેલ છે. હવે તો જે થાય તે થવા દે. શ્રીહરિમાં તું મનને પરોવી દે. આવ, મારી સાથે આ સેવનકાર્યમાં સહાયક થા.

'હવે વદીશ નહિ વધુ વાણી, તેં દુભવ્યા શારંગપાણિ;
ગ્રહી ક્ષમા માત થા શાણી, સ્થિર થા જોડીને હાથ રે,
ન ઉઠાય૦'

જયમલના એ શ્રદ્ધાભાવની માતા પર અસર થઈ. તેણે પણ સમજી જઈને નિશ્ચય કર્યો કેઃ—

## સાખી

જેમલની માતાએ જાણ્યું, આવનાર અરિ આવ્યા;
પાધર ગ્રામ્યું પહોંચ્યા માન્યું, ફાવનાર અરિ ફાવ્યા;
પુત્ર નહિ ઉઠે નક્કી તવ થનાર છે તે થાશે;
રાખું પ્રભુ પર શ્રદ્ધા નક્કી જનાર છે તે જાશે.

આમ સાચા ભક્તોને મન કંઈ ખોટ કે ભય હોયજ નહિ; તેમનું ખરૂં ઘર અથવા સર્વસ્વ જે કંઇ ગણો તે એક પ્રભુજ હોય છે. ખરેખર આ સત્ય ઉપરની શ્રદ્ધામાં કંઈ જુદીજ મઝા છે. એવો 'સેવક રે થા તું.'

આમ હરકોઇ જીવ એ સર્વેશ્વર પર વિશ્વાસ રાખે છે અને તેમની સેવામાંજ લાગ્યો રહે છે ત્યારે એ દયાળુ પ્રભુ શું કરે છે? જુઓ, પ્રહ્લાદ પર પિતાનું ખડ્ગ ઝઝૂમી રહ્યું હતું છતાં તેણે તો કહ્યાજ કર્યું કે, આ સ્તંભમાં પણ એ વ્યાપક પરમેશ્વર બિરાજે છે; તેણે તે સિવાય બીજું કંઇ પણ ન કહ્યું; તે મારૂં રક્ષણ કરશે અથવા કરો એમ લવલેશ ઇચ્છયું નહિ

છતાં પ્રભુએ તેનું રક્ષણ કર્યું અને તે પણ એ પ્રસંગને યોગ્ય નરસિંહસ્વરૂપે કર્યું. તેજ પ્રમાણે અહીં પણ એ કૃપાળુ ઈશ્વરે પોતાના તે સેવકના સ્વરૂપેજ સેવકનું રક્ષણ કર્યું અને સેવકનું કામ પોતે જાતે કર્યું, જેથી પ્રજાપ્રત્યેની તેની કર્તવ્યપરાયણતામાં પણ ખામી ન આવી. લોકમાં પણ આપણે જોઇએ છીએ કે, જે મનુષ્ય સરકારી કામમાં રોકાય અથવા માર્યો જાય તેના કુટુંબીઓનું તથા આશ્રિતોનું પાલન સરકારજ કરે છે; તેમ પ્રભુ પણ પોતાના સેવનમાં લાગેલાનું કામ પોતેજ કરી આપે છે; પોતેજ તેના પ્રતિનિધિ બની તેનાજ વશે ને સ્વરૂપે તેના જેવીજ કૃતિ કરી બતાવે છે. નરસિંહ મહેતાનું શ્રાદ્ધ સારવાનું કામ પ્રભુએ નરસિંહ મહેતાના સ્વરૂપથી કર્યું હતું. આવાં દૃષ્ટાંતો ઘણાંય છે. જેમ આ દેશમાં કોઇ વૈદિક કર્માનુષ્ઠાન માટે અન્ય ક્ષત્રિયાદિને ત્યાં બ્રાહ્મણ તેના પ્રતિનિધિ તરીકે કાર્ય કરે છે તેમ ભગવાન ભક્તોના પ્રતિનિધિ બની તેનું કાર્ય કરી આપે છે. અહીં પણ તેજ પોતાની પદ્ધતિ પ્રમાણે ભક્ત જયમલનું કાર્ય કરવાને પ્રભુ સજ્જ થયા. ભક્તે જો પૂર્ણ વિશ્વાસ પોતા પર મૂકયો તો તેનું પૂર્ણ કાર્ય કર્યું; જેમકે—

### વસંતતિલકા વૃત્ત

માતા ન બ્હાર નીકળી પણ તેજ વેળા;
સૈનિક બહાર સમજ્યા વળી સદ્ય વેળા.
દીઠું નૃપાલ તતકાલજ બ્હાર આવ્યા,
તેવો સવારી નિમિતે હય દ્વાર લાવ્યા.

પદ–'એસી ચતુર નાર' એ રાગ

થયા હરિ સ્વાર, જેમલને આકાર,
કયાંથી સમજે એ નર કે નાર;

વિણ વાર આવ્યા નૃપ જાણી થયા રાજી. થયા૦
ઝટ સજી શસ્ત્ર, વળી સજી વસ્ત્ર,
થયા સ્વાર જુવે સૈનિક સમસ્ત,
જય ધ્વનિ હરખીત બની વધા જન ગાજી. થયા૦
જોઈ નહીં વાટ, ઝટ લીધી વાટ,
મારી મુકયો હય છાતીફાટ;
સર્વે ઉચ્ચાટ કરતા ધસ્યા લાજી. થયા૦
પહોંચ્યા પલકમાંહ્ય, જ્યાં છે શત્રુરાય,
આવે સ્વાર કોઈ સમજ્યા એ ત્યાંહ;
ત્યાં તો શસ્ત્ર ઉઠાવી બતાવી મઝા ઝાઝી. થયા૦

અર્જુન, ગાંધર્વઅગ્નિ-પ્રયોગથી પોતાના જેટલા શત્રુઓ હતા તેટલાં સ્વરૂપો જો કરી શકયા હતા તો ખુદ સર્વેશ્વર અનેક રૂપો કરી શકે એમાં કંઇ મોટી વાત નથી. ગોપીઓ વચ્ચે એકજ કાન અનેક બન્યા હતા; નારદજીએ દ્વારકામાં દરેક રાણીઓનાં ઘરમાં શ્રીકૃષ્ણને જોયા હતા, યોગીઓ ઘર-ઘરમાં તે પ્રભુનો સાક્ષાત્કાર કરી શકે છે, તેમ શત્રુસૈન્યમાં પ્રત્યેક સૈનિકે પોતાની સામે યુદ્ધ કરતા પ્રભુને જોયા; જાણે કે સર્વ કોઇ એકી વખતે તાવથી પટકાઇ પડયા હોય તેમ આખાય સૈન્યમાં એકજ બૂમ સંભળાઈ રહી:—

વસંતતિલકા વૃત્ત

જેવા વળ્યા સુખદ સ્વાર ત્વરા કરીને,
પૂરા જયી અરિ મહીંજ ખરા ઠરીને;
સ્હામા મળ્યા સ્વજનને હસીને વધા એ,
હારી ગયા જ સુજથી અરિ તો બધાએ.

ઉપેન્દ્રવજ્રા છંદ

જનો જુવો તો નૃપતિ જ લાગે,
વળ્યા શું પાછા શું ગયા જ આગે?
સ્વદ્વાર આવી ઉતરી ગયાને,
વિદાય કીધો હયને સ્વસ્થાને.

ગીતિ

જય જય જય જન બોલ્યા, નોબત વાજાં રહ્યાં ઘણાં વાગી;
નૃપ ઉઠ્યા સેવાથી, આવ્યા બહાર પ્રભુને પદ લાગી.

આમ બન્ને સ્વામી–સેવક પોતપોતાનું કાર્ય કરી રહ્યા. બન્નેનું કાર્ય પૂરૂં થયું; પણ તેમાં કેવળ એક સ્વામીજ સર્વ કંઇ જાણે છે, સેવક તો હજી સુધી અજાણજ છે. તેણે પોતાના સ્વામી પર પોતાના કર્તવ્યનો કોઇ જાતનો બોજો મૂકવા વિચાર પણ કર્યો નથી, અને તેવો વિચાર કરવા તે ખુશી પણ નથી. તે તો પ્રભુસેવાને પોતાનું પ્રથમ કર્તવ્ય સમજી એટલાજ ઉત્સાહથી કર્તવ્યપરાયણ રહ્યા હતા; તેમને વિવેક પણ પૂરો હતો. શ્રીપરમેશ્વરની સેવાને એ રીતે બરાબર પૂર્ણ કર્યા પછીજ તે મહેલની બહાર આવ્યા અને બોલ્યા કે હવે હું જનસેવા કરવા તૈયાર છું:—

ખમાચ

વધો જેમલ ઝટપટ હય લાવો, હય લાવો સેના ચઢાવો. વ૦

કોણ અરિ કયાંનો એ નૃપ છે, કયાં સુધી આવ્યો જણાવો. વ૦
ચારો સમાચાર શું લાવ્યા છો શું દળ સંગ સમજાવો. વ૦
વસ્ત્રે શસ્ત્ર સુજ સત્વર લાવો, રણ નગારૂં જોરે બજાવો. વ૦

## ગીતિ

સરવે પડયા વિચારે, જય કરી આવી નૃપ શું ઉચ્ચારે;
શાની ખબર દેચારે, અરી થઈ ગયા તમામ લાચારે.

પદ–' પાંચાળી પ્રાણાધાર ' એ રાગ

કરજોડી વધા પ્રધાન મહારાજા,
કેમ આમ વદો શ્રીમાન મહારાજા૦
માળીએ ખબર જ્યાં દીધી, આપે તેવી સુધ લીધી;
હય ઉપર સ્વારી કીધી, એકલા ગયા તે સ્થાન. મહારાજા૦
ફરી હાલજ પાછા આવી, જય થયો એમ સમજાવી;
ઘોડો થાને બંધાવી, પેઠા મંદિર ધીમાન. મહારાજા૦

## સાખી

વાત સુણી વિસ્મય પામી ભૂપે ઘોડો મંગાવ્યો;
પરસેવે તરબોળ થએલો થાકેલો તે આવ્યો,
નથી સામને હજી ઉતાર્યો સુગંધ બ્હેકે માથે;
તેથી સમજ્યા રખે કર્યું હોય કામજ મ્હારે નાથે,
અશ્વપાસ જઈ સ્વેદ સુંઘતાં દિવ્ય સુગંધી લાગી;
તેવો તેને વંદી ધન્ય વદી બોલ્યા બડભાગી,
આ હય તો મુજ પૂજ્ય થયો બીજો હય સજ કરી લાવો;
તે આવ્યો કે ચઢી આપ ચાલ્યા જ્યાં અરિ અટકાવ્યો,
પહોંચ્યા અરિ દળમાં નૃપ ઝડપે સંગે છે બહુ સ્વારો,
નાઠા ડરી થરથરી ગયેલા ફરી અરિના સરદારો,

પહોચ્યા આપ પડયો નૃપાલ ત્યાં ઘાયલ દુઃખી બિચારો;
શરણ થયો મળ્યું અભય કે વધો સઘ સ્વ વિચારો.

જ્યારે ખરા નરસિંહ મહેતાને મુકાબલામાં જોયા ત્યારે મહેતી સમજી હતી કે 'હીરો હાથથી ગયો.' ખરેખર દિવ્ય તે દિવ્યજ. અહીં પણ પોતાના ભક્તનો શત્રુ રાજા પોતાના ભક્તને સદાય વશ થઇ રહે, તે માટે ખાસ તેના પર પોતાનો પ્રભાવ પાડયો હતો, તેથી તે તો તેને ઝંખીજ રહ્યો હતો. તે બોલ્યોઃ—

## રાગ સોરઠ

સ્વાર એ કોણ હતો જેમલને પૂછે ઘાયલ; સ્વાર એ,
છટા અનોખી છબી અલૌકિક, અચ બુચ થયો છતો;
સૌને સાથે કાયર કરીને સઘ રહ્યો શું જતો! જેમલને૦
મને મારવા આવ્યો તોપણ શું મીઠડો દીસતો;
તન સાથે મન ઘાયલ કીધું ક્ષણે નથી ખસતો. જેમલને૦
સમજ્યા રાયવધા એ નૃપથી, પુરો મળ્યો હા! પત્તો;
પતિ મ્હારો આવ્યો મુજ સારે, હું તો રહ્યો સેવતો. જે૦
આપ ધન્ય જે દર્શન પામ્યા, રહ્યો હું તો બકતો;
પદ પકડે છે ઉભય પરસ્પર, પ્રેમ વધ્યો વધતો. જેમલને૦

## સાખી

આવ્યા બન્ને સાથ નગરમાં પરચો થયો પ્રસિદ્ધ;
માન વધ્યાં હય ને સામનનાં ભૂપ ગણાયા સિદ્ધ;
મંગળમુર્તિના સેવનનું કામ થઈ પડયું ભારે;
બેઉ નિરખી હરખી ગુણ ગાયા ઢુમી આભારે.
(હવે શ્રદ્ધાનું શું કહેવું?)

## ઉપેન્દ્રવજ્રા છંદ

સેવા તણો ઠાઠ દીધો વધારી, સામગ્રીઓ સર્વ દીધી સુધારી.

સુવે નીચે નાથ ન ઠીક ધારી, નવે સ્થળે બંગલી ત્યાં વધારી.

અને એમજ હોવું જોઇએ. 'यथा देहे तथा देवे'-જેવું પોતાના શરીર માટે તેવુંજ પોતાના ઇષ્ટદેવ માટે હોવું જોઇએ. સાચો પ્રેમ તો એમજ દર્શાવાય. જે વસ્તુ પોતાને અતીવ પ્રિય હોય તે પોતાના આરાધ્ય દેવને પ્રથમ નિવેદવી, એ પણ કર્તવ્ય છે; અને એથી વિશેષ તેમના માટે આપણે શું કરી શકીએ તેમ છીએ ? માત્ર એ સમર્પણ સત્ય ભક્તિ-પૂર્વક હોવું જોઇએ. કેમકે પ્રભુ પોતે કહે છે-'तदहं भक्त्युपहृतमश्नामि। તે ભક્તિપૂર્વક અર્પણ કરેલું હું સ્વીકારૂં છું.' તેજ પ્રમાણે અહીં બન્યું; અને તેથી વિશેષ દૃઢ થયું કે, પ્રભુ પોતેજ ઘરમાં સાક્ષાત્ બિરાજે છે અને તે પણ કેવળ સેવાનો સ્વીકાર કરવાનેજ.—

પદ-'બન ગયો ખેદ' એ રાગ

'શયનગ્રહ કીધું, ભૂપાળે છલ્લે માળેરે.'
રાતે સુંદર શીતળ લહેરો જહાં બરાબર ચાલે,
જેનાથી ઉંચું ન કશુંએ ત્યાંજ પોઢવું ઘટ જગપાળે રે.શ૦
નવો બંગલો બન્યો અનુપમ ફરતી કીધી ચાલે;
ઉપર ધાબું અંદર આરસ ખસ પડદાને પોતેજ પખાલે રે.શ૦
છતને ફરતી મોતી ઝાલર શું વાયુથી હાલે!
ફરશ ગલીચા જરના ઝઘતા આસનઝુલા ચોકીયો વચગાળેરે.શ૦
સુંદર છપરપલંગ કનકનો જડયા હીરા મણી લાલે;
શ્વેત બિછાનું મૃદુ તકીયા ને અતર લગાવે, ભભકે બધે માળેરે.
નિત્યે નવીન કુસુમના હારો બાંધે છે સંભાળે;
મેવા મીઠાઇ ભોગ વિવિધવિધ નિત્ય નવા ધર્યા વિના ન ચાલેરે.
અંદર પોઢાડે પ્રિયતમને છાનાં રાતે વ્હાલે;
પોતે પંખાની દોરી ગ્રહી ઘણી નિશા હલાવતા ગાળે રે.શ૦

### માલિની

નિજ નિમિત્તજ કીધું, સ્થાન એ સર્વ જાણે,
નવ ઉપર જવાતું, કોઈથી કોઈ ટાણે;
નિજ કર થકિ સંધાં, સેવના સુખ માણે;
નિશભર તહીં ઠેરી, ઉતરે આપ વ્હાણે.

પદ–રાગ પરજ

પ્રભુ પ્રેમે પોઢવા પધારે. ટેક.
પરમ બ્રહ્મ પોતે પ્રીતિવશ સેવા સ્નેહીની સ્વીકારે. પ્રભુ૦
મીઠાઇ આરોગે ફુલ વેરે અત્તર ભભક મારે ભારે. પ્રભુ૦
શેષ પ્રસાદ રહ્યો સમજાતો નૃપતિ સ્વીકારતા પ્યારે. પ્રભુ૦
દાતણ જળ ઝારી વપરાતાં નૃપ પણ નિત્ય રહે બ્હારે. પ્રભુ૦
ગુપ્ત હરીને ગુપ્ત રહીને સેવે રાત ને સવારે. પ્રભુ૦

### સીયાનો કનરો

મ્હેલ વિશે નૃપ જાય ન રાતે, રાણી ગઈ ભરમાઈ એ વાતે. ટેક.
જાણ્યું કરાવ્યું નવિન શયનગ્રહ, નિત્ય જૈ રહે ત્યાં નૃપ જાતે.
રાંડ રાખી તે નિત તેડાવે, એ જ કર્યું દ્રઢ મનની સાથે.
તેથી દુઃખી થઈ પતિ વિમુખી દ્વેષ ધરી ખટપટ કરી હાથે.
પકડી ચોરી ઠપકો દેવા, લીધું જોખમ હોંશે માથે. મ્હેલ૦

પદ–રાગ કલ્યાણ 'મે વારી જોબના'

રહી તજવીજમાં રાણી.
એક દિવસ જોઈ લાગ ચઢી ગઇ ખુણે સંતાણી. રહી૦
રાતે ત્યાં આવ્યા નર નાથે, છુપી જુવે શાણી. રહી૦
મીઠાઈ પુષ્પ અત્તર પાન બીડી મુકયું મીઠું પાણી. રહી૦
જોઈ તજવીજ ખીજ વધુ ચઢતી ખરી અટકળ જાણી. રહી૦
મંદ રોશની રાખી રાયે, સ્ત્રી કોઇ ન જણાણી. રહી૦
બાર બંધ કરી બેઠા બ્હાર જઈ ઉમંગ ઉર આણી. રહી૦
અરે પતિ તો પંખો ખેંચે, કોને દોર તાણી ! રહી૦

'જાગો પિયુ પ્યારારે.' એ રાગ

હવા બારીમાંથી રે, રાણી મહીં નિહાળે.
રાણી મહીં નિહાળે બણી તહીં નિહાલે. હવા બારીમાંથીરે.
સુખદ પલંગે સુતા શ્યામ રંગે અંગ ઉમંગ શું આલેરે. હવા૦
પ્હેર્યું પિતાંબર ચતુર કર સુંદર રાજીવ નયન વિશાલેરે.
ખુશી વધી ગઈ અહાહા વદી ગઇ, ચતી થઇ ગઈ તે કાળે રે.
નૃપ વ્હેમાયા તે દીશ ધાયા દીઠું નારી મહીં ભાળે રે.
પ્હેલા જરી ખીજ્યા સુણી બીના રીઝ્યા દર્શન દીધાં દયાળેરે.
નૃપપદે લાગી જગસુખ ત્યાગી થૈ અનુરાગી અતિ વ્હાલેરે.હ૦

શાર્દૂલ છંદ

એવાં જ્યાં પિતુમાત ભક્ત હરિનાં, સાચાં સુખી ને શુચી;
ત્યાં મીરાં પ્રકટે રહે જગપતિ, ત્હેમાં નવાઇ કશી?
સેવા બેઉ મળી પછી અતિ કરી, અંતે ગયાં ઉદ્ધરી;
તે આશા શ્રીનિવાસ-દાસ-અનુએ, સેવા ચહીને ધરી.

અને પોતાના મનનેજ કહ્યું કે, એવો 'સેવક રે થા તું અણુથી વડો—'

સેવ કરે થાતું, સેવક રે થા તું.
દેવાથી છૂટી દેવાથી, દેવાથી ન છુટી જા તું. અણુથી૦

મૂર્તિપૂજામાહાત્મ્યનો પાર નથી. શ્રીવલ્લભકુળના સાતનિધિ પર શ્રીનાથજી બાવા સાક્ષાતને અમારા દિવ્ય દેશવાસી એકસો ને આઠનો ઠાઠ તે એજ છે, સિદ્ધ છે, સત્ય છે, સેંકડો શું હજારો સાબિતી છે. વાત એટલીજ કે—

'સેવ કરે થાતું', અણુથી વડો સેવક રે થાતું.'



# શ્રી તુકારામ ને શિવાજીનું આખ્યાન

[ एकादशीमाहात्म्य-विषय ]

## પૂર્વરંગ

પદ–' મોરી કર પકરત ગઇ ' એ રાગ

ફરો હરિગુણ કીરતન દિન વળશે. ટેક.
મળ ટળશે, શુચિ ભાવ નીકળશે;
ફળશે સુકૃતિ અતુ અંતે હરિ મળશે. ફરો૦

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે:—

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥

' પ્રકૃતિ ને પુરુષ આ બન્ને વસ્તુ અનાદિ કાળથી છે; છેવટમાં છેવટની જે બે વસ્તુ રહે છે, જેને માટે એ પ્રશ્નજ થઇ શકતો નથી કે, એ બે વસ્તુ શેમાંથી ઉત્પન્ન થઇ છે ? તેજ એ બે વસ્તુ અનાદિ હોઇને મૂળ વસ્તુ છે.' આ બે તત્ત્વો ' तिलतैलवत् '–તલ અને તેલની પેઠે ' काष्ठवह्निवत् '–અગ્નિ તથા લાકડાંની પેઠે પરસ્પર વિલક્ષણ ને વિરુદ્ધ ધર્મવાળાં તથા પરસ્પર ભિન્ન ગુણવાળાં છે છતાં બન્ને સાથે ને સાથે રહે છે; તેમાં જે " પુરુષ ' તત્ત્વ છે

તે જો કે 'પ્રકૃતિ' તત્ત્વ કરતાં વિશેષ પ્રબળ ને તેના પર સત્તાધારી છે છતાં એ પ્રકૃતિતત્ત્વથી પુરુષતત્ત્વ ઢંકાઇ જાય છે, તેનાથી તે બંધાઇ રહે છે, તેમાંજ સપડાઇ રહે છે; આમ થવામાં ભૂલ તેની પોતાનીજ છે. કંથાને બાવો વળગ્યો છે તેથી કંથાવડે તે ઢંકાઈ જાય છે, કંથા પોતે તેને વળગતી નથી આવતી. પુરુષ, પ્રકૃતિનો સંગ કરવા તત્પર બને છે, તેથીજ પ્રકૃતિ તેને બાંધે છે. આ સંબંધે વિચાર કરીએ છીએ ત્યારે કહેવાતું મન થઇ જાય છે કેઃ—

ખમાચ–'સજ્જન મુખડા બતલાજા રે' એ રાગ

પ્રભુજી મ્હને ક્યાં પટક્યો છે રે;
અસ્થિ માંસ મળ મૂત્ર મેદ મહીં, શિશુ અટક્યો છે રે. પ્રભુ૦
પટક્યો ઠીક દુઃખ એ અધિક, વ્હાલું લાગે તે ધિક્ ધિક્;
ઉલટી રહે બીક રખે છોડું મોહ એ ટક્યો છે રે. પ્રભુ૦

કોઇ મરણજનક માંદગીમાં મને ભય રહે છે કે, હાય! આથી જો હું મરી જઇશ તો આ સ્થૂલ શરીર મારે તજવું પડશે? પણ વિચાર નથી આવતો કે આ શરીરને વળગી રહીને તો હું હેરાન થઇ રહ્યો છું, એમાં સુખ શું છે?

તન તણા તાપ, મનમાં સંતાપ જનના પ્રલાપ, દુઃખ દે અમાપ;
વળી પાપ કર્યે જાઉં અમાપ ઉર એ ખટકો છે રે. પ્રભુ૦
નથી એક ઠામ નથી એક ગામ, નથી એક વિષય વિષે વિરામ;
આમ ને આમ દુર્ભાગી જીવ ક્યાં ક્યાં ભટક્યો છે રે. પ્રભુ૦

મૂળ વાત એવી છે કે પ્રકૃતિ તથા પુરુષનો જે સંગ છે તે 'કજોડાં' જેવો છે; કજોડાંના સંગમાં કદી આનંદનો અનુભવ હોતો નથી. પુરુષ નિત્ય છે અને તેને પ્રતિક્ષણ નવિન અનુભવ જોઇએ છે; ત્યારે પ્રકૃતિ અનિત્ય છે અને પ્રતિક્ષણ ક્ષરણ સ્વભા-

વની છે–ક્ષણે ક્ષણે બગડયે જવાનોજ તેનો સ્વભાવ છે. એટલે એ અનુભવમાં પુરુષ–આત્માને કદીયે સુખ તો નથીજ આવવાનું, પણ ઊલટું પરિશ્રમથી મેળવેલામાંયે તેને જાળવવા જતાં દુઃખજ અનુભવવાનું રહે છે. આ વાત શ્રીકૃષ્ણ ભગવાન ગીતામાં સૂચવે છે–'अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्–આ અનિત્ય અને દુઃખમય લોકમાં આવીને તું મારૂં ભજન કરી લે.' આ વચન પ્રમાણે ભજન કરવા લાગીએ તોયે શું વળવાનું છે? કારણકે—

ભજીએ ઘડી ભૂલી જઇએ આખો દિન એવી રીતિ છે અદ્યાપિ.

અને તે ઠીક પણ ન કહેવાય? કે—

ભજવા બેઠાં કે મનમાંહે અનેક તર્કો ઉઠે,
તમને ભૂલી જઇએ તુરતજ જઇએ એની પૂંઠે.

આવું ભજન શું કામનું? તેથી ફળ પણ શું મળે? ફળ તો ત્યારેજ મળે કે, દૃઢ સંકલ્પ અને પ્રતિજ્ઞાપૂર્વક ભજન થાય, તેમજ વ્રતપૂર્વક ને સવિધિ જ્યારે 'કરો હરિવ્રત કીર્તન (ત્યારે) દિન વળશે.' કેવો દિન વળશે?

અઘ ટળશે શુચિભાવ નીકળશે;
ફળશે સુકૃતિ અનુ અંતે હરિ મળશે.

પછી શું થશે?

मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ।

'હે કૌંતેય–અર્જુન! મને પ્રાપ્ત કર્યા પછી પુનર્જન્મ રહેતો નથી.' આ પ્રભુવચન પ્રમાણે જન્મમરણનો ફેરો સદાને માટે ટળી જશે. આ વસ્તુને સચોટ સમજાવતા ભગવાન પુનઃ કહે છેઃ—

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥

મને પ્રાપ્ત કર્યા પછી પરમ સંસિદ્ધિને પામેલા મહાત્માઓ દુઃખના સ્થાનરૂપ અને અનિત્ય એવા પુનર્જન્મને પામતા નથી; એટલે 'तत्प्रसादात् परां शांति स्थानं प्राप्स्यसि शाश्वतम्-તે પરમેશ્વરની કૃપાથી તું પરમ શાંતિ અને શાશ્વત સ્થાન પ્રાપ્ત કરીશ.' જેને વિષ્ણુનું પરમપદ કહેવામાં આવે છે અને જ્યાંના પરમાનંદનો સૂરિ-પાર્ષદો નિત્ય અનુભવ કરી રહ્યા છે, એમ અનેક શ્રુતિઓ કહે છે; આ પરમપદ આપણને પણ એ માર્ગે કેમ ન મળી શકે ? એ પરમધામ જો પ્રાપ્ત થાય તો સદાને માટે અનિષ્ટ ટળે ને પરમ ઇષ્ટ મળે, પણ તેની પ્રાપ્તિ માટે તેવો યોગ્ય ઉપાય તો કરવોજ જોઇએ, ને મુમુક્ષુ થઇ શ્રીહરિને વળગીજ રહેવું જોઈએ, માટે—

'કરો હરિવ્રત કીર્તન દિન વળશે.'

એ હરિવ્રત તો જીવનપર્યંત પ્રતિદિન કર્યા કરો તોયે ઓછાં છે, પણ કેવળ અજમાયશ તરીકે માત્ર પખવાડિયામાં એકજ દિવસનું કરવાની તો આપણે આપણી ફરજ સમજવીજ જોઇએ. આ પ્રત્યેક પખવાડિયે કરવાનું હરિવ્રત તે 'એકાદશી' કહેવાય છે. આ એકાદશી એટલે માત્ર તે દિવસે લાંઘણજ કરવી, એટલુંજ સમજવાનું નથી; પણ તે એક મહાવ્રત છે એમ સમજી તે દિવસે ઉપવાસ સાથે હરિકીર્તન કરવુંજ જોઇએ, અને એ રીતે જો પ્રત્યેક એકાદશીનું વ્રત બરાબર શ્રદ્ધાથી કરવામાં આવે તો જરૂર તેટલાથી પણ સંપૂર્ણ કામ થઇ જવાની યોગ્યતા આણી શકાય છે. તે શું ? તો 'મળ ટળશે' અને એમ મળ દૂર થયો એટલે પછી 'શુચિભાવ નીકળશે'—અર્થાત્ 'સુકૃતિ

ફળશે ' ને ચોથે પગથિયે ' અનુ અંતે હરિ મળશે.'

ખરેખર, એ ચોક્કસ સમજવાનુ છે કે, ' મળ ' જ આપણા માર્ગમા મોટા વિઘ્નરૂપે પડયો છે અને તેથીજ આપણે એકદમ આગળ વધી શકતા નથી, એટલે એમજ સમજો કે આપણાજ અપરાધથી આપણને આ સંસારરૂપી કેદ મળી છે, કેવળ મળને લીધેજ આપણો સ્વયપ્રકાશ ઢંકાઈ રહ્યો છે, માટે એ મળના થરને ઉખેડી નાખવાનો ઉપાય જો નહિ કરવામા આવે તો નિશ્ચય છે કે ઉપરાઉપરી જામેલા તેના થરો આપણને વધુ ને વધુ દુખદાયી થયા કરવાના. આપણે બાહ્ય સ્વચ્છતા જાળવવાને બાહ્ય મળથી દૂર રહીએ તોપણ અંદરનો મેલ જે જામતો જાય છે તે, ગમે તેટલી જાળવણી રાખો તોયે બહાર નીકળી આવીને ગંદવાડ કરી મૂકશે જેમ બાહ્ય મળ દૂર કરવાને આપણે નહાવુ-ધોવુ વગેરે સફાઇ જરૂરી છે તેજ પ્રમાણે અંદરનો મળ દૂર કરવાને દર પંદર દિવસે એક ઉપવાસની અવશ્ય જરૂર રહે છે આપણે દરરોજ જે કઇ ખાઇએ છીએ તેમાથી થોડો થોડો મળ અંદર રહેતોજ રહે છે તે થોડો થોડો સગ્રહ પામતો જઇને ધીમે ધીમે રોગનુ કારણ બને છે, માટે આરોગ્યની દષ્ટિએ પણ એકાદશીવ્રત યોજાયુ હોઇ અભ્યતર શુદ્ધિદ્વારા પ્રભુપ્રાપ્તિમા પણ સાધન બને છે માટેજ ' કરો હરિવ્રત ' તે દિવસે બની શકે તો કઇ પણ ખાવું નહિ કે પીવુ નહિ, જો એમ નજ રહી શકાય તો માત્ર દૂધ કે ફળનોજ આહાર ક્ષુધા શાત થાય તેટલોજ અલ્પ પ્રમાણમા લેવો, પણ એકદર અંદરનો મળ તો તે દિવસે બળવોજ જોઇએ, જેથી મન તે દિવસે ઓછુ તોફાન કરશે ને શાત રહેશે જો મનની શાતિ રહેશે તો શરીર પણ તે દિવસે ઉન્માદ નહિ કરે, અન્નનો નશો તે દિવસે મનને નહિ ચઢે એટલે મનુષ્યજીવનનુ મુખ્ય કર્તવ્ય ભજન તથા વ્રત તે

દિવસે વિશેષ સારૂં થશે. આવા હેતુથીજ ઠરાવવામાં આવ્યું છે-' કરો હરિવ્રત કીર્તન તેથી દિન વળશે, ' ' અઘ ટળશે, ' ' શુચિભાવ નીકળશે ' ને તેથી ' ફળશે સુકૃતિ ' અને ' અનુ અંતે હરિ મળશે.' દરરોજની પેઠે કામ કરવામાં મન તોફાની રહે છે; કેમકે તેને પુરાણી ટેવ છે; માટે એકાદશીના પવિત્ર દિવસે જો વ્રત કરીએ તો તે દિવસે મન શાંત રહે છે. ' હરિવ્રત ' એટલે પ્રભુને ગમતી રીતભાત; સાધુ-સંત-સંન્યાસી જેવાજ આપણે તે દિવસે રહીએ; લેશ માત્ર પણ કામ, ક્રોધ, લોભ ન કરીએ; તે કરવાનો પ્રસંગજ ન આવે માટે તે દિવસે ઘરમાં સાંસારિક વ્યવહાર તથા ભોજન વગેરે બંધ કરવામાં આવે છે; એટલે તે દિવસે પ્રવૃત્તિ ઓછી થતાં નિવૃત્તિનો સમય પણ પુષ્કળ મળે છે જેથી કામક્રોધાદિ થવાના પ્રસંગો ઓછા આવે અને સ્થળે સ્થળે કથાકીર્તન, ઉત્સવ, મંદિરોમાં મેળા વગેરે તે દિવસે વધુ હોવાથી તેનો લાભ પણ મેળવી શકાય છે; માટે ' કરો હરિવ્રત કીર્તન.' આપણાં શાસ્ત્રોમાં વ્રતને ઉપવાસ કહેવામાં આવે છે ને 'ઉપવાસ'ની વ્યાખ્યા આ પ્રમાણે કહે છેઃ—

निवृत्त्य पापमार्गेभ्यो यस्तु वासो गुणैः सह ।
उपवासः स विज्ञेयः सर्वभोगविवर्जितः ॥

' પાપના માર્ગોથી પાછા ફરીને જે દિવસે ગુણોની સાથે વસવાનું હોય છે અને સર્વ ખાનપાન વિષયભોગ વગેરેનો ત્યાગ હોય છે તેને ' ઉપવાસ ' કહેવામાં આવે છે. ' આવું ઉપવાસનું રહસ્ય સમજી ' કરો હરિવ્રતકીર્તન દિન વળશે.' એ ચોકકસ છે કે વ્રતો નહિ કરવાથી હાનિ છે અને કરવાથી લાભજ છે. નહિ કરવાથી હાનિ શી ? તો મન ઉપર સંસારના મેલ ખૂબ જામવાના ને તેથી ખરાબ માર્ગે તે જયા કરવાનું; અને પંદર

દિવસે પણ જો એકજ હરિવ્રત કરવામાં આવે ને તે દિવસે સત્સંગ, સત્સેવા, કીર્તન વગેરે શુભ કૃત્યોમાંજ ચિત્તને લગાડી દેવામાં આવે તો તેની અસર ચૌદ દિવસ સુધી રહે છે;, અને શરીરની સ્વસ્થતા સાથે પારલૌકિક કલ્યાણ પણ સધાય છે, એ ખુલ્લો લાભ છે. જૈનો પણ કહે છે– 'દીવાળી દળાવે ને હોળી હગાવે, ભલાં બિચારાં પર્યુષણ તે ધર્મ કરાવે.' તેઓ તો પખવાડિયામાં પાંચ વ્રતો કરે છે; અને તે પણ કેવળ નિરાહારસાથે. તેમજ મુસલમાનો આખોય રમજાન રોજા, પાંચવાર નિમાજને રાત્રે કીર્તન કરે છે. અંગ્રેજો પણ દર અઠવાડિયે કામ બંધ રાખી પ્રાર્થના માટે ખાસ દેવળમાં જાય છે ને તે દિવસને 'હોલીડે'– પવિત્ર દિવસ કહે છે. આમ ઉપવાસ–વ્રતની માન્યતા સર્વમાન્ય છે; માટેજ ' કરો હરિવ્રત કીર્તન.' વળી બાહ્ય–આભ્યંતર મળ દૂર કરવા માટે એવું એવું આપણે કરવુંજ જોઇએ, તે માટે જુઓઃ—

છપ્પય્યો

દાતણ કરતાં ઘડી, સ્વચ્છ મુખ રે' દિન આખો;
ઔષધ ખાતાં ઘડી, દિવસભર ફળ તો ચાખો;
માથું ધોય, કે ક્ષૌર કરાવે આઠે દહાડે;
વસ્ત્રો બદલે સકળ, ભુવનનો કચરો કહાડે;
પખવાડે વ્રત ને શ્રવણથી તન મન નિર્મળ થાય છે;
ખુદ કરે ભજન તો પુણ્ય એ પંદરગણું પમાય છે.

કેટલાક પોતાને સુધરેલા માનનારાઓ આ સંબંધે આમ બકે છે—'એમ પખવાડિયે અગિયારશના દિવસેજ લંઘન શા માટે કરવું ? ગમે તે દિવસે શરીર સ્વચ્છ રાખવાને લંઘન થઇ શકે છે.' આનો યોગ્ય ઉત્તર આ પ્રમાણે છેઃ—

અધિકારી સહુ કાળ બાંધીને કામ કરે છે;
એકત સાધે કાળ, ખેતી તેથી સુધરે છે;
દિવસે કરતા દીપ, નકામા સઘ જણાતા;
ટાઢે ઓઢ્યા વિના, જનો તનથી પીડાતા;
કાળજ માગી લે કામને, વ્રત-કીર્તન કરવાં તથા;
એકાદશીને ખોવી નહિ, તેથી સુઝે સર્વથા.

જેમ શરીરની અંદરના મેલને નહિ બાળી નાખવાથી રોગ થાય છે તેજ પ્રમાણે મનના મેલને નહિ બાળવાથી સંસારરૂપ રોગ વધ્યેજ જાય છે. શાસ્ત્રોમાં આપણા શરીરના તથા મનના અધિષ્ઠાયક દેવો માનવામાં આવ્યા છે. આ શરીરને ઇશ્વર બનાવે છે, તેમાં શક્તિ, ઇન્દ્રિયો વગેરે પણ તેમના તરફથીજ પ્રાપ્ત થાય છે અને તે આયુષકાળસુધી રહે છે. તેમાં વધઘટ પણ થયા કરે છે; ને આયુષ પૂર્ણ થતાં સદાને માટે તે ચાલ્યાં જાય છે. જાણે કે જુદાં જુદાં ખાતાનાં સિપાઇઓ આપણી રક્ષામાં ન રહ્યા હોય તેમ જુદા જુદા દેવો તરફથી એ ઇંદ્રિયો વગેરેની સહાય પણ પરમેશ્વર મનુષ્યને અપાવે છે. મરણ પામતો મનુષ્ય કાને સાંભળતો બંધ થાય છે ત્યારે લોકો કહે છે કે, 'કાનના દેવ ઊડી ગયા ' આ વાત ખરી છે. તે તે ઇંદ્રિયોના દેવો હમેશાં તેમાં શક્તિની પ્રેરણા મૂકયા કરે છે એ દેવોનાં જુદાં જુદાં નામો પણ શાસ્ત્રોમાં કહ્યા છે. આપણા માટે આ રીતે તેઓ કામ કર્યા કરે છે આ સંબધે આવી કથા છે —

પ્રથમ ઇન્દ્રિયોના અધિષ્ઠાયક થવાને દેવોને જ્યારે ઇશ્વરી ફરમાન થયુ ત્યારે તેઓએ પ્રભુને પ્રાર્થના કરી કે, મનુષ્યો પાપકર્મ કરવા તૈયાર થશે ત્યારે અમે તેઓને ઇંદ્રિયોદ્વારા પ્રેરણા નહિ આપીએ, તે દ્વારા અમે પણ પાપના ભાગીદાર થઇ-

એ ને ? પ્રભુએ કહ્યું કે, તે માટે વધારે જવાબદારી તો મનુષ્યો-નીજ રહેશે; પણ તમને પ્રસન્ન કરવા માટે તેઓના પર હું એક ફરજ નાખું છું. તેઓએ દર પખવાડિયે એક દિવસ કોઇપણ દુષ્ટ કરવું નહિ, પણ તે દિવસે હરિવ્રત કરી બને તેટલાં સત્ક ર્મોજ કરવાં. આમ તેઓના પર આ ફરજ નાખવામાં આવેલી છે છતાં તેઓ તે પ્રમાણે જો નહિ કરે તો તમારા ઋણી બનશે. માટે પ્રત્યેક મનુષ્યે, એકાદશીના દિવસે હરિવ્રત કરી દેવોના ઋણમાંથી મુક્ત થઇ પાપથી મુક્ત થવુંજ જોઇએ. કહ્યું છે કેઃ—

एकादशेन्द्रियैः पापं यत्कृतं सर्वमानवैः ।
एकादश्युपवासेन तत्सर्वं विलयं व्रजेत् ॥

'અગિયાર ઇંદ્રિયોથી મનુષ્યોએ જે પાપ કરેલું હોય છે તે સર્વ અગિયારશના ઉપવાસથી નાશ પામે છે ' આ નાશ પામતું પાપ તે અજાણતાં કરેલું હોય તેજ સમજવાનું છે. જાણી જોઇને પાપ કર્યું હોય તે આમ કેવળ એક અગિયારશ કરવાથી નાશ પામતું નથી, તેને માટે તો પ્રાયશ્ચિત્તો કરવાજ પડે છે. અનિયમ પ્રમાણે ગળાં સુધી ખાઇને હોજરી ભરપૂર કરી મૂકી હોય ને તેથી જે અજીર્ણ થાય તેને માટે તો દવા લીધેજ છૂટકો. માત્ર જે સામાન્ય નિયમ છે તે પણ જો ન કરે તો દેવોના કર ઉપરાઉપરી વધતા જાય છે અને પરિણામે આંખે, કાને, હાથે, પગે ને નાકે વહેલી અડચણો આવે છે; તે ન થાય અને દેવોના કર ન ચઢે માટે ધાર્મિક દૃષ્ટિએ આ એકાદશી વ્રતની ગોઠવણ કરવામાં આવી છે. બૃહદ્બ્રહ્મસંહિતામાં લક્ષ્મીનારાયણના સંવાદની અંતર્ગત બ્રહ્મા તથા ઇંદ્રનો સંવાદ આવે છે, ત્યાં આ વાત સ્પષ્ટ કહી બતાવી છેઃ—

इन्द्रियाणां च देवानां पातकानां प्रशान्तये ।

शारीराकारभूतानां शुद्धये निर्मिता मया ॥

'ઇન્દ્રિયોનાં પાપોની શાંતિ માટે, દેવોને પણ શાંતિ રહે તે માટે અને શરીરના આકારરૂપે થયેલાં પાંચ મહાભૂતોમાં શુદ્ધિ જળવાય તે માટે મેં એકાદશી વ્રતનું નિર્માણ કર્યું છે.' આના કરતાં પણ વધુ સ્પષ્ટ બીજે સ્થળે કહેવામાં આવેલ છે કેઃ—

भो देवाः करणस्था हि, मा खिद्यंतु मनागपि ।
भवद्भिः साध्यतां देहो साधितैकादशी मया ॥
करिष्यन्ति जनाः सर्वे पक्षयोरुभयोरपि ।
तेन वः स्वर्गतिस्तस्य देहस्थानां भविष्यति ॥

'હે દેવો! ઇન્દ્રિયોમાં રહીને તમે લગાર પણ ખેદ ન કરો. મેં એકાદશી-વ્રતવિધાન ઠરાવેલું છે; તેને દરેક લોકો બન્ને પખવાડિયામાં કરશે, જેથી તમારૂં તેઓના દેહમાં રહીને પણ સ્વર્ગગમન સિદ્ધ થશે.' આમ ઇન્દ્રિયોના દેવોને ઉદ્દેશી ભગવાને કહ્યું છે. ગીતાજીમાં ઇશારારૂપે જણાવ્યું છે કેઃ—

देवान् भावयताऽनेन ते देवा भावयन्तु वः ।
परस्परं भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥

'આ તમારા કર્તવ્યથી તમે દેવોની સંભાળ રાખો ને દેવો પોતાના કર્તવ્યથી તમારી સંભાળ રાખે. આમ પરસ્પર એક બીજાની સંભાળ રાખતા તમે પરમ કલ્યાણ પ્રાપ્ત કરશો.' વળી બીજાં આત્મસાધનો કરવા જતાં ધનાદિનો ખર્ચ થાય, શક્તિ પણ જોઇએ અને સગવડ પણ હોવી જોઇએ. આ તો તદ્દન સાહજિક, સરળ ને સોંઘું સાધન છેઃ—

तीर्थस्नानेन या शुद्धिर्या शुद्धिः प्राणसंयमात् ।

एकादश्यां तु सा शुद्धिर्भविष्यति न संशयः ॥

'તીર્થસ્નાન કરવાથી જે શુદ્ધિ પ્રાપ્ત થાય છે અને પ્રાણાયામ કરવાથી જે શુદ્ધિ મળે છે તેજ શુદ્ધિ એકાદશીના દિવસે વ્રત કરવાથી મળે છે, એમાં સંશય નથી.' જો કે અનેક દેવોનો તથા વ્રતોનો સ્વીકાર કરીને લોકો જુદા જુદા તે તે દેવોનુ સેવન કરે છે, ને તેથીજ તે તે ભિન્નભિન્ન વ્રતોનાં અનેક ફળ કહેવામાં આવ્યાં છે, પરંતુ વસ્તુતઃ તે સર્વનો નિષ્કામ કર્મ તરીકે કેવળ ઇશ્વરપ્રીત્યર્થંજ ઉપયોગ જોવામાં આવે છે. તેજ પ્રમાણે આ એકાદશી પણ હરિવ્રતજ હોઇને હરિપ્રીત્યર્થંજ હોવું જોઇએ અને તે દિવસે વ્રતયુક્ત રહીને—

मंत्राभ्यासं च पूजां च ध्यानं जागरणं निशि ।
कर्तव्यं कीर्तनं वाद्यं नटनं हरिसंनिधौ ॥

'શ્રીહરિની મૂર્તિસમીપે મંત્રજાપ, પૂજા, ધ્યાન, રાત્રે જાગરણ, કીર્તન, વાદ્ય તથા નૃત્ય કરવાં જોઇએ.' આવાજ અભિપ્રાયથી એકાદશીઓના દિવસે મોટાં મોટાં ક્ષેત્રોમાં, તીર્થોમાં તથા ધામોમાં મોટા મેળાઓ ભરાય છેઃ—

લંકાથી હિમાલય સુધી, કલકત્તાથી કચ્છ પ્રદેશ;
પંજાબી સિંધી સોરઠિયા, દક્ષિણ માલવ આદિ દેશ.

એમ બધે ઠેકાણે મહોત્સવ ઊજવવામાં આવે છે; આમ તે દિવસે વહીવટ એક સરખો જોવામાં આવે છે; ને શિષ્ટ મનુષ્યોનો આવો એકજ પ્રકારનો ઘોષ છે કે, 'કરો હરિવ્રત-કીર્તન.' આ વાત કાંઇ આજકાલની નથી, પણ અનાદિ કાળથી ચાલુ છે, જ્યારથી આરંભી ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ તથા સર્વેશ્વર છે ત્યારથીજ પ્રવર્તી રહી છે;'ને તે સર્વને માટે છે. સાક્ષાત્ જગ-

દાખ પાર્વતીજીના સબંધમા આવી એક કથા છે કે, તેમણે એક વખતે એકાદશીનુ વ્રત કર્યું હતુ જ્યોતિષની દૃષ્ટિએ તેના પારણાનો સમય ઘણોજ ઓછો હતો, તેથી તે મૂઝવણમા પડયા કે આજે કીર્તન તો નહિ થઇ શકે તો શુ કરવુ ? આવો આપત્તિ-પ્રસગ આવતા તે આપદ્ધર્મને પોતાના સર્વજ્ઞ પતિ ભગવાન શકરને તેમણે પૂછયો ત્યારે તેમણે જે ઉત્તર આપેલ છે તે અત્યત પ્રસિદ્ધ છે, પ્રાય સર્વ શ્રદ્ધાળુ મનુષ્યો તેને કઠસ્થ રાખે છે જે—

राम रामेति रामेति रमे रामे मनोरमे ।
सहस्रनाम तत्तुल्यं रामनाम वरानने ॥

'હે વરાનને ! હે મનોરમે પાર્વતિ ! राम राम राम એમ રામના એક હજાર નામ સરખુજ राम એવુ એક નામ પણ ફળદાયી થાય છે ' આ ઉપરથી સાર એ લેવાનો છે કે, આ એકાદશીવ્રત તથા કીર્તન મોટા મોટા દેવોને પણ અભીષ્ટ હોય છે અને તેઓ પણ નિત્ય કર્યા કરે છે, તો પછી આપણે મનુષ્યોએ તો તે અવશ્ય કરવા જોઇએ આ એકાદશીના વ્રત નિમિત્તેજ દુર્વાસા તથા અબરીષ વચ્ચે વૈમનસ્ય થયુ હતુ, એ પણ સર્વને સુવિદિતજ છે મહારાજા અબરીષે તો પોતાના રાજ્યમા આવો જાહેર ઢંઢેરો પ્રસિદ્ધ કર્યો હતો કે —

अष्टवर्षाधिको मर्त्यो ह्यपूर्णोऽशीतिहायनः ।
यो भुंक्ते मामके राज्ये विवास्यो विषयाद्बहिः ॥

'જે કોઇ મનુષ્ય આઠ વર્ષ ઉપરનો હોય ને એસી વર્ષ સુધીનો હોય તે, મારા રાજ્યમા એકાદશીના દિવસે જો ભોજન કરશે તો તેને દેશનિકાલની સજા કરવામા આવશે ' વળી

શ્રીકૃષ્ણાવતારમાં પુરુષોત્તમ શ્રીકૃષ્ણ પોતે જેમના ઘેર પ્રેમથી પધાર્યા હતા અને જે શ્રીકૃષ્ણના પણ પિતા કહેવાયા હતા તે શ્રીનંદરાયજી દર એકાદશીનું વ્રત કરતા હતા. એક દિવસે તેમણે એકાદશીનું વ્રત કર્યું હતું, જેથી દ્વાદશીએ રાત્રીમાં વહેલા યમુનાસ્નાન કરવા પોતે ગયા હતા, ને વરુણના દૂતો અસુર વેળાએ તેમને ત્યાં આવેલા માની કેદ પકડી લઇ ગયા હતા. એ કથા શ્રીમદ્ ભાગવતમાં સુપ્રસિદ્ધ છે. એ ઉપરથી સમજવાનું એ છે કે પરમેશ્વરનો જે પિતા કહેવાયો અથવા જેને પરમેશ્વરે પિતા તરીકે સ્વીકાર્યા હતા તેમણે પણ એકાદશીવ્રત તો કર્યા જ કર્યું હતું. તેથી એ આપણા લાભનું આ ઠીક કહેવાયું છે કે, 'કરો હરિવ્રત કીર્તન દિન વળશે.' આ કલિયુગના સમયમાં પણ એવા અનેક દાખલા આપણે જોઇએ છીએ કે કેટલાક માણસો મરી ગયા પછી બે ચાર ઘડીએ પાછો તેમના દેહમાં જીવ આવ્યો હોય છે. આમાં રહસ્ય શું છે ? તે એજ કે યમદૂતો તેઓના જીવને ભૂલથી યમલોકમાં લઇ ગયા હોય છે, પણ ત્યાં લઇ ગયા પછી તેઓના માટે એવું જણાયું હોય છે કે, આ લોકોએ એકાદશીવ્રત કરેલ છે, તેથી યમલોકમાં તેઓને ન લાવી શકાય; તેઓ તો વિષ્ણુલોકમાં જવાને અધિકારી છે. આ વાતની સાબિતી માટે પુષ્કળ પ્રમાણો શાસ્ત્રોમાં મળે છે. માટે 'કરો હરિવ્રત કીર્તન' ભક્તશિરોમણી શ્રીતુકારામની આ અનુભવ સિદ્ધ વાત છે કેઃ—

એકા વ્રતાંચે મહિમા ન નેમે આચરતી જન,
ગાતી ઐકતી હરિકીર્તન તે સમાન વિષ્ણુ શી.

(અને તે ન કરે તો)

તથા દંડી યમદૂત જાલે તયાચે અંકિત,

તુકા મ્હણે વ્રત એકાદશી ચૂકલીયા—

અર્થાત્ વ્રત એટલે જેમાં વચ્ચે કોઇ પણ પ્રકારે તૂટ ન થવી જોઇએ; એટલા વ્રતકાળમાં પણ વચ્ચે તૂટ ન થવા દેવી જોઇએ. તેટલા કાળનો તો તેની જે પ્રમાણે વિધિ કહેવામાં આવેલ હોય તે પ્રમાણેજ ઉપયોગ થવો જોઇએ. સંસારરૂપ કેદખાનામાં બંધાયેલો મનુષ્ય વ્રતથી છૂટી શકે છે અને તે દ્વારા મળ દૂર થતાં કીર્તનથી અનન્ય ભક્તિનો રંગ તેના પર ચઢી શકે છે. આપણે જરૂર જાણીએ છીએ કે આપણા મન પર ઘણા વખતનો મળ ચઢી ગયો છે; તે એકદમ તો દૂર નજ થાય; માટે તેને દૂર કરવા સારૂં દર પખવાડિયે એકાદશીનો એક દિવસ તો કાઢવોજ જોઇએ. એ વાત નક્કીજ છે કે તેથી અવનતિ તો નથીજ થવાની; ઊલટું શરીર સ્વસ્થ રહીને ધ્યાનપૂર્વક કરેલા કીર્તનાદિની અસર એક પખવાડિયા સુધી જારી રહેશે; ને એમ ક્રમશઃ વધતાં જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તિ દૃઢ થશે. વળી એ પણ નિશ્ચય માનવું જોઇએ કે આપણા આ દુર્લભ મનુષ્ય-જીવનનો ઉદ્દેશ વ્રત-કીર્તન વગેરેજ હોવો જોઇએ; તે માટે અભ્યાસ સતત વધાર્યે જવો જોઇએ, જેથી ધીમે ધીમે ક્ષુધા તથા નિદ્રા ઉપર પણ કાબૂ લાવી શકાય છે. અરે! સરકાર પણ અમુક અવસ્થાએ ગયેલાને પેન્શન આપી દે છે; તો આપણે પણ વ્રત-કીર્તન વગેરે શુભ કર્મોદ્વારા ક્ષુધા નિદ્રા વગેરેને જો પેન્શન ન આપીએ અને ઊલટા પ્રતિદિન વધાર્યે જઇએ તો ચોકકસ છે કે આપણો મનુષ્ય-જન્મ વૃથા ગયેલો ઠરશે; માટે જેમ બને તેમ વ્રત-કીર્તન વગેરે સત્કર્મોની વૃદ્ધિ કરવી જોઇએ, જેથી ‘ અઘ બળશે, શુચિ ભાવ નીકળશે, ફળશે સુકૃતિ અનુ અંતે હરિ મળશે.’

# શ્રી તુકારામ અને શિવાજીનું આખ્યાન

તેમનાજ આ અનુભવના ઉદ્‌ગારો છેઃ—

'કરો હરિવ્રત કીર્તન દિન વળશે.'

હરિવ્રત તો તે નિત્ય કરતા હતા; પણ છેક જન્મથી આરંભીને જેવું જોઈએ તેવું તો નહિજ. એ કથા ઘણી લાંબી છે, અહીં તો આપણે સંક્ષેપમાંજ પતાવીશું. તેઓ હરિવ્રત ને કીર્તન કરનાર શી રીતે, થયા, તે એમના શબ્દોમાંજ આપણે જોઈએ.'

વ્રત કરવામા પ્રાકૃત ભોગોનો જેમ બને તેમ સંકોચ કરવો જોઈએ; જેથી નવા ન વધે અને ભોગવીએ તે પણ કેવળ પ્રસાદરૂપેજ, જેથી તે દ્વારા ઉમેરણી પણ ન થાય. માત્ર જૂના જે ભોગવ્યા હોય છે તેને દૂર કરવાને પ્રયત્ન કરતા રહી યોગ્ય સતકર્મોમાં સમય ગાળવો, કીર્તન વગેરે કરવું ને કરાવવું, તેથી તેના દાનથી પણ 'મળ બળશે, શુચિભાવ નીકળશે, ફળશે સુકૃતિ અનુ અંતે હરિ મળશે.'

શ્રીતુકારામને ભોગોનો સંકોચ કરવો પડયો ન હતો, પણ એની મેળેજ થઇ ગયો હતો. ખરૂં છે કે જે વસ્તુ હોય તેને છોડી દેવી કઠણ થાય છે પણ તેજ વસ્તુ પોતાની મેળે જો છૂટી જાય તો બહુ દુઃખ થતું નથી; અને જો એમ બને તો તો તેને બહુજ સારૂં થયેલું માનવું જોઇએ; કારણકે તેમ થતાં તન-મન-જીવનનો વધુ શુભ કાર્યોમાં ઉપયોગ કરવાનો એ અવસરજ આવેલો છે. જે કામ ધન હોય તે સમયે ઘણી અડપથી થઇ શકતું નથી, તેજ ધનનો અભાવ થતાં કેવળ ભજનથી સત્વર સારૂ થઈ શકે છે, જો કે તુકારામ એક લક્ષા

ધિપતિના પુત્ર હતાં, પણ તેમના પિતા બાલ્યવસ્થામાંજ તેમને મૂકીને પરલોકવાસી થયા હતા, જેથી ગુમાસ્તાઓની ગડબડને લીધે ધન ગયું હતું ને દેવાળું નીકળ્યું હતું. તુકારામે તો તેથી માનીજ લીધું હતું કે 'બરે ઝાલે દેવા નિઘાલે દીવાળે.' એમ વેપારમાં રોકાયેલું ધન ગયું તે પછી તુરતજ ઘરમાં જે ધન હતું તે પણ પ્રબળ દુષ્કાળ પડતાં ખર્ચાઇ ગયું. 'બરીયા દુષ્કાળે પીડા કેલી.' આમ નિર્ધન અવસ્થા આવી પડી તેથી તેમને શોક થયોજ ન હતો એમ તો બન્યું ન હતું, પણ તેથી શું થયું કે 'અનુતાપે તુજે રાહીલા ચિંતન.' કેવળ પ્રભુનુંજ ચિંતન રહેવા લાગ્યું, જેથી પરિણામે 'જાહલા વમન સંસાર.' આ સંસાર ઊલટી જેવો અકારો જણાયો ને તેની સામે જોવું પણ ન ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થઈ; એમ પરાણે પણ 'બરે ઝાલે' બહુજ સારૂં થયું, એમ તેમણે માન્યું; પછી તો કેવળ હરિવ્રત ને કીર્તનનીજ લગની લાગતાં સંપૂર્ણ વૈરાગ્ય થયો, બોધ થયો ને હરિચિંતનનો છંદ લાગી ગયો. એમ પ્રારંભમાં કેવળ મૂર્તિપૂજામાં તે એકચિત્ત થયા હતા. એક દિવસે—

### સાખી

વહી પ્રભાતે શ્રીતુકારામ, કરી ઇન્દ્રાયણીમાં સ્નાન;
નીકળ્યા ત્યાં મારગમાં ભેટ્યા, સપૂર્વ દ્વિજ શ્રીમાન,
દઈ અતિમાન.........હાં.........પંડે પડ્યા મતિમાન.
મસ્તક હાથ મૂકી ઉઠાડ્યો, આપી શુચિ આશિષ;
દઇ ઉપદેશ અનુપમ પ્રેમે, કીધો ખાસો શિષ્ય,
હતા જગદીશ.........હાં.........તેજે ઝગે દશ દિશ.

આ વાત સત્ય ઐતિહાસિક ઘટનારૂપ છે. જો કે સર્વના

ઉપર તેવી કૃપા થતી નથી અને સર્વે તેવા વૈરાગ્ય તથા ભક્તિથી મુક્ત હોતા પણ નથી છતાં તેવાઓના કથન પર વિશ્વાસ મૂકવો એ અયોગ્ય તો નથીજ. જેઓ કહે છે કે, આ વાત કોણ જોઇ આવ્યુ છે ? કોના પર તે વિષયનો કાગળ આવ્યો છે ? તેઓને માત્ર એજ ઉત્તર આપી શકાય કે આ કામમાં પણ આજ દેશમાં અમારા જેવા મૂર્તિપૂજક શ્રીતુકારામને શ્રીહરિ પ્રત્યક્ષ મળ્યા છે ને ગુરુ થયા છે. જુઓઃ—

### શાર્દૂલવિક્રીડિત છંદ

માની ધન્ય સ્વજાત નાથ જગના, જાણ્યા ગુરુજી થયા;
કીધી માઘ શુદિ તિથિ દશમીએ, દેવાધિદેવે દયા;
સંભારી શુચિમંત્રરૂપ પ્રભુનું, અર્થો દીધા તે બધા;
છોડી અન્ય ઉપાય લક્ષ્મીવરના, ગાયા ગુણો સર્વદા.

કદાચ કોઇ કહે કે, 'અરે એ તો ગપ હશે, માત્ર માનસિક ભ્રમણા હશે, કોઇ ગમે તે મળ્યા હશે.' નહિ, એમ ન હતું. એ વિષેની પૂરતી પરીક્ષા થઇ હતી. તેજ કથા જુઓઃ—

### સાખી

એજ કર્યો ઉપદેશ દેશમાં કર્યો બહુ જને માન્ય;
પામ્યા તેથી દિન દિન વધતું તુકારામ સનમાન,
તેથી વિપ્રોને દ્વેષસહિત, આવ્યું ઉર અભિમાન,
માત્ર ભજન થાય કેમ કરી યોગ્ય યજ્ઞ કર્મ સમાન.
શ્રુતિ સ્મૃતિ ઇતિહાસ પુરાણોમાં છે લાખો શ્લોક;
છતાં કર્યાં પ્રાકૃત ગ્રંથો તે ભમાવવાને લોક,
માટે સત્વર ભેળા કરીને જળમાં બોળી દેવા;
નિશ્ચય પર આવ્યા સહુ એવી બોલી બોલી દેવા.

મહેતાજીને સંન્યાસીએ કીર્તન બંધ કરાવી મૂંડવા ધાર્યો

હતા, ત્યારે આમના તો ગ્રંથો લખાયા હતા, એટલે તે તો રહેવાજ કેમ દેવાય? આથી રાજા આગળ ફરિયાદ કરી કેઃ—

## પદ-સોરઠ

રામેશ્વર ભટ્ટે મહા નટખટે કરી ફરિયાદ. ટેક.
રાજ્યાધિકારી પાસે જઇને માગી સહુવતી દાદ;
કરે અધર્મ અધર્મ ચલાવે તુકો બધે દિન રાત. રામેશ્વર૦
શુદ્ર થઇ શ્રુત્યર્થ કહે છે, પુજાવે છે પાદ;
બ્રાહ્મણ પાસે નમન કરાવે, જાતે હોઈ કુજાત. રામેશ્વર૦
યજ્ઞયાગ કર્મોને લોપી; નવો પંથ કરે ખ્યાત;
માટે એને શિક્ષા કરવી, એજ ધર્મ સાક્ષાત. રામેશ્વર૦

### વસંતતિલકા છંદ

ચાલી તપાસ પુરના અધિકારી પાસે,
વિપ્રો વિરુદ્ધ વિફર્યા અતિભારી ભાસે;
વાતો દ્વિજોની કરી સૌ ખરી આખરીએ,
શિક્ષા, 'તજી હદ્દ જવું' કરી આકરી એ.

### પદ–' ન દિલ ત્યો દોષ ' એ રાગ

તુકાને ખેદ થયો મનમાંહ્ય. ટેક.
દ્વિજવર સરવ થયા અતિ નાખુશ, એ તે શે સહેવાય. તુકાને૦
હદપાર જવા નથી હરકત પણ, દુભવ્યા બહુ દ્વિજરાય;
માટે તેહને પ્રસન્ન કરવા જઇને પકડયા પાય. તુકાને૦

એટલી બધી શાસ્ત્ર પર શ્રદ્ધા, અને એટલી બધી તેને અધીનતા કે વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ બ્રાહ્મણ વર્ણોનો ગુરુ છે એ આજ્ઞાનુસાર તે નાખુશ થાય એજ મહા અનર્થ. આથી તેમને પોતાનોજ દોષ વસ્યો, અને એનું નામજ સાધુતા.

ભટ કહે ફરી કથા નહિ કહેવા, ધર નિશ્ચય મનમાંહ્ય.
(કારણ તેમનો રોજગાર ! !)
લખેલ બધું બુરાડ નદીમાં, તેજ તારું અઘ જાય. તુકાને૦
(એ કઠણ કામ હતું.)
(પોતે) ઉર લહ્યું કહ્યું ગાંડ ઘેલું, નવ રીઝયા જગરાય;
(નહિ તો આવું ન થાય. તે હવે)
એણે કરાવ્યું એ બોળાવે, સ્વતંત્ર હરિ સમજાય. તુકાને૦
(બ્રહ્મવાક્ય જનાર્દન)
એમ ધારી બાંધીને પોટકું, બોજ મુકી તે માંહ્ય;
ઇન્દ્રાયણીમાં દીધો ડુબાવી, સકળ કાવ્ય-સમુદાય. તુકાને૦

## સાખી

રામેશ્વર વખણાયા ને હદપાર જવું રહ્યું બંધ,
સંતોષી રાખ્યો સંતે કેવળ હરિથી સંબંધ;
પાંચ દિવસ જાવા દઈ પાછા, પહોંચ્યા દુષ્ટો પાસ,
ભલા ભક્તને સતાવવા બોલ્યા છળથી બદમાસ.

ટટ્ટુ વેચનાર મિયાંની વાત જેવું થયું. કોઇ કાંઇ કહે, કોઈ કાંઈ કહે. સૌ કોઈ દુ:ખીઆને વધુ ભમાવે. એક રોગ અને તેની હજાર દવા, ઓસડ બતાવે ને હેરાન કરે તેવો ઘાટ થયો.

## સાખી

પ્રપંચ છોડયો ઘર લૂટાવ્યું તમ્હે કર્યું એ સારૂં,
પણ ડુબાવ્યું નામ હરિનું એ નવ કીધું સારૂં;
બેઉ લોકનાં સાધન આપી હરિએ કર્યા સકામ,
તમ્હે બગાડયાં બન્ને પૂરી નહિ એકે મન કામ;
નામ ડુબાવ્યા પહેલ અન્ય તો ડુબી મરે ખચિત,
સુણતાં વેંત તુકોબાવાને અતિશય આવ્યું દુ:ખ ચિત,
અનશન વ્રત લઈ પડયા આવી પ્રભુ દ્વારે આશા ભંગ,

કરવા લાગ્યા સ્મુતિ રહ્યા છે કાયમ હજી અભંગ.

આજકાલ પ્રત્યક્ષ પ્રમાણ પર જોર છે અને તે પ્રમાણે જીવતાંજ છે. જુઓ—મૂર્તિપૂજક મૂર્તિને પ્રત્યક્ષ માની તેની સ્તુતિ કરે છે અને તેનું ફળ પણ પ્રત્યક્ષ મેળવે છે, જે અદ્યાપિ અનુભવાય છે. નીચે લગભગ મૂળનો સાર છે.

### રેખતો

નડે મુજ ધામમાં ભૂત, હરિ એ તો છે અદ્‌ભુત;
(કુતર્ક રૂપી)
કળશ ભક્તિતણો છાયો, તેમાં દોષ આવી શું ભરાયો.
જાગી રાતો રમ્યું ખંતે, તહેનું ફળ આ શું છે અંતે;
(એજ વાત કયાં છે?)
ધર્યો નહિં હોત જો ત્યાગ, વેચાયો ન હોત તુજ હાથ;
ન બોલત તો કદી એવું, કરત જેવું સૂઝત તેવું.
જઈ વનમાં વસત અથવા, કરત આવા નહિ બકવા;
(કાવ્ય)
કરૂં કવિતા નથી લાજ, હસે ગણી છો ભગત રાજ.
(પણ તે કયાં કરવા દે છે!)
નિવેડા નહિ કરો ધાર્યો, જાણીશ કે દાસ પરવાર્યો;
કડાકૂટ ખાલી કોણ કરે, કોઈ પ્રીતિ નહિજ ધરે.
શ્રદ્ધા ઉપજાવવી વહાલા, તમારે હાથ ગોપાળા;
ગમે નહિ મ્હારૂં જો બોલ્યું, ખાલી છાલાતો શીદ છોલું.
આવી કહેશો મુખે જાતે, માનીશ હું તોજ તે વાતે;
(એ પ્રતિજ્ઞા કરી.)
કરાવ્યું તમેજ તે કીધું, જોઉં હજી થાય છે સીધું.
(આશા છે.)

છેલોજ જવાબ ચાહું છું, ત્યાં સુધી આ હું ગાઉં છું;
(તેમાંજ આગ્રહ નથી.)

નથી જો નાથ ચાહત તો, મને મળશેજ રાહત તો.
વિતાડીશ કાળ હું મ્હારો, ઠર્યો સુત કાળ સુખ ત્હારો;
નથી (જો) મુજ બોલમાં પ્રીતિ, કરૂં છું હાલથીજ ઇતિ.
કડાકૂટ સર્વ શીદ કરૂં, ચાટી આંગળાં શું પેટ ભરૂં!
રાંધ્યું તો કોઇ નવ ખાયે, એ રાંધવું કોણ ચિત્ત ચાહે.
પ્રતિજ્ઞા કરૂં હવે એવી, કલમ કરમાંજ ના લેવી;
(તર્કો છે.)

બકું શીદ એવી હું વાણી, જે લોકો યોગ્ય ન જણાણી.
બહુ વદતો તે જન સારૂ, માને કોઇએ રીતે મ્હારૂં;
તેથી વચનો સહુ પલટું, ત્હારે સારૂજ સર્વ રટું.
વૃથા ન ઠરે મુજ બોલ, હવે તો ચાહું એ કોલ;
સ્હામા આવી ન કાં બોલો, મુંગા શું રહ્યા હૃદય ખોલો.
(પુંડરીનાથને કહે છે.)

માગે જન ત્યાં માગો સ્હાસું, લઢયા વિણ હું નહિ પાસું;
(બહુ કહ્યું છે.)

નથી ધણીનુંજ જો ધ્યાને, દુકાનજ માંડવી શાને!
(તે બોલે છે.)

મ્હારી પરવા નથી મુજને, હું તો વળગ્યોજ છઉં તુજને;
ફક્ત તવ ખ્યાતિને સારૂં, કરૂં શ્રમ આ હું ઉચ્ચારૂં.
(તે સાથે)

સુણવશો મોહે ગોવિંદા, કદીએ તમારી તો નિંદા;
તમારા કામને માટે, કરૂં છઉં આ એ ઉચ્ચારે.
(મારૂં તો બન્યું છે)

વડીલની રીત જાણું છું, દેહને તુચ્છ માનું છું;
ઉપાધિ સૌ દીધી નાખી, મતિ સેવામાંજ છે રાખી.
ફેંકી હમણાંજ દઉં તનને, નથી ખપતું જો તવ જનને;
ફીકર મ્હારી મ્હને ન રતી, પડયો છઉં ખાસ પાદપ્રતી.

(શું સ્થિતિ છે!)

પ્રાણાયામની નથી પરવા, લાગે મન આપથી સ્મરવા;

(આઠે અંગ પૂરાં)

વિચાર કરૂં અવર સારૂ, વિહ્વલ થતું હૃદય મ્હારૂં.

(એ ખરા સંત. પાછા કહે છે—)

ગમે તે કરો તમ્હે હેતું, જોખમ શિર લેઉં હું શેનું?
દઉં શ્રમ આપને શાને! વાણું મન કે તુરત માને.
જોને મેં નાથ તુજ સારૂં, હોમ્યું હોળીમાં સહુ મ્હારૂં;
નથી તું વિના સગું શરણ, અહીં પરલોકમાં અન્ય.

(એ પૂરા ભક્ત. હજી)

અનન્યપણું બણ્યું રાખો, બીજેથી મતિ કઢવી નાખો;
બાળકનો બોજ મા ધારે, મ્હોટું શું કામ છે ત્હારે.
સ્તુતિ કીર્તિ કરૂં શાને? ધરૂં હવે માત્ર તુજ ધ્યાને;

(ખરી પ્રપત્તિ તે આ)

કહ્યું હત સ્પષ્ટ પહેલેથી, તો થાત તારીજ ન ફજેતી.
થાકયો કરી યુક્તિઓ હું તો, નથી વદતોજ રે તું તો;
ઉઠીશ નહિં હું ત્યાં સુધી, કહીશ નહિ તું લઈ સુદ્ધી.

ધનાશ્રી ગઝલ–'કાપો કઇ' એ રાગ

રીઝયા તુકારામ માથે, પ્યારા પુંડરીનાથે. ટેક
રહ્યા દિન તેર સુધી, પ્રભુમાંજ રાખી બુદ્ધિ;
ન ખાધું પીધું સુતા કે ઉઠ્યાજ જાતે. રીઝયા૦

ધરી બાળરૂપ આવ્યા, ભક્તને પ્રેમે બોલાવ્યા;
(પહેલા ગુરુરૂપે દીઠા હતા.)
કૃપા જણાવી ખરી તેરમીજ રાતે. પ્યારા પુંડરીનાથ૦
મુકી શિર હાથ બોલ્યા, પડી રહ્યો શીદને ભોળા;
તરી આવશે કોરા ગ્રંથો પ્રભાતે. રીઝયા૦

બસ, બેડો પાર. લોકોને કહ્યું કે જેને જોવું હોય તે આવજો પરચો પેખવા.

ઉઠ્યા પ્રભુ ગુણો ગાયા, લોકો પ્રભાતે ભરાયા;
(નદીમાંથી સૌ જોતાંજ)
આવ્યા ચાલી ગ્રંથ કોરા તીરે જાતે. રીઝયા૦
(એજ પોટલું આબાદ)
ફેલી સઘળે વધાઈ, પંડે પડયા લોકો ધાઈ;
(દ્વેષી તો થોડાજ હતા.)
ગુણો ગાઇને સ્તવ્યા સ્વામી આલ્હાદે. રીઝયા૦

## શાર્દૂલ છંદ

જેવા આંહીં તુકા પડયા પ્રભુપદે, તેવી તહીં ભક્તને;
ઊઠી આગ સમસ્ત અંગ મહિં તે, કેમે કરી ના શમે;
તેરે દિન રહ્યો અતિ વિકળ એ; જ્યારે કથા આ સુણી;
માગી ખાસ ક્ષમા લખી વિનતિ ને, કીધી કૃતિ તે પૂણી.

## શિખરિણી છંદ

ક્ષમા આપી પોતે, લખી દઇ જવાબે સ્વ કરથી;
પઠાવ્યો તે પ્હોંચ્યો, શમી ગઇ પીડા તેજ પળથી;
પડયો આવી પાદે, નિશદિન રહ્યો સેવ મહિં એ;
વધી ભારે ખ્યાતિ, નરપતિ તણે કાન ગઇ એ.

એ રીતે તેર દિવસના વ્રતમા ને કીર્તનમાં તેનુ ફળ જગતજાહેર થયુ.તેજ શ્રીહરિને સમત છે, એમ આ કળિયુગમાં એ સિદ્ધ થયુ છે માટે—'કરો હરિવ્રત કીર્તન ' તેથી કેવા થશો ?' મળ ટળશે, શુચિભાવ નીકળશે, 'ફળશે સુકૃતિ અનુ અંતે હરિ મળશે.'

તેમના મળ ટળી ગયા હતા, તેની પણ પૂરી પરીક્ષા તુરતજ થઇ તે જુઓ. મળની જડ શુ ? પ્રાકૃત સુખની વાસના. ભગવાને અર્જુનને પણ કહેલુ પડયુ છે કે, ' जहि शत्रुं महाबाहो कामरूप दुरासद। હે મહાબાહો ! કામરૂપ દુર્જેય શત્રુનો તું નાશ કર ' એ આજ્ઞા પ્રમાણે વિષયતૃષ્ણા ત્યજીને યુદ્ધકુશળ યોદ્ધો પણ સાધુ થાય; અને વળી તે કેવા પ્રસંગે કેવી પરીક્ષા આપી ? તે જુઓઃ—

ભુજંગી છંદ

શિવાજી મહારાજ છે ભક્ત ભારી,સજાવી ગુરૂ સારૂ સારી સવારી;
લખી પત્ર ને મોકલી તેડવાને, તુકા પાસ આવ્યા લીધું તે ન ધ્યાને.

પણ તે વિશેષ ગભરાયા કે રાજકીય લોક છે, પરાણે પકડી ગયા તો શુ કરવુ ? તેથી સામી પ્રભુને પ્રાર્થના કરી અને રાજમાન, ઠાઠમાઠ જે આવ્યો તેને કષ્ટ માનીને તે બોલ્યાઃ—

અભંગ

' દીવટયા છત્રી ઘોડે હેતો બર્યા તે ના પડે,
(કારણ તે સાટે મારે હાનિ છે તે આ-)
આતાં યેથે પંઢરી રાયા મજ ગોવસી કાસયા.
(તે મૂર્તિ આગળ)
માન દંભ ચેષ્ટા હેતો સૂકરાચી વિષ્ટા,
તુકા મ્હણે દેવા માઝે સોડવણે ધાવા. '

પ્રભુએ તેમની પ્રાર્થના માની. આવનારાના મનમાં ઊતર્યું, બળથી ન લઈ ગયા, પણ જવાબ પોતે લખી આપ્યો જેનો;—

પદ–'શરણ થયો' એ રાગ

ભક્ત શિવાજી ધીમાન સંગમાં તેવા અષ્ટ પ્રધાન;
ધરજો ઉત્તર ધ્યાન, પત્રનો છત્રપતિ શ્રીમાન. ભક્ત૦
ઉદાસી ન વગદાઉ ને, અમ્હે અમંગળવેશ;
અંગ મલીન હીન છે કાયા, વસ્ત્ર ન મળે બેશ,
લુખું સુકું ખાનાર નિદાન, શું દઇએ દર્શન કરૂપવાન. ભક્ત૦
વાણી જાણી આ રીતે નવ ગણશો કંગાલ;
(અમારી ખુશીજ એવા રહેવામાં છે)
શરણ અમ્હે શ્રી પાન્ડરંગના શિર સમર્થ રખવાલ,
પાળે પોષે છે, એ શ્રીમાન, સુખેહરી બેઠા એને સ્થાન. ભક્ત૦
(તેનું કારણ શું ?)
ત્હારી પાસે આવવા શ્રમ શીદ લઉં મહાન;
અંન, ભીખથી, વસ્ત્ર ચીંથરે, આસન છે પાષાણ,
છત્રઆકાશવાસ હરિસ્થાન, રહું હરિકીર્તનમાંમસ્તાન, ભક્ત૦
શીદ સંઘરીએ ભેટને, નથી ઉરે કંઈ આશ;
નિરાશા નગરના રહેનારા સુખીયા બારે માસ,
ભેટ ચહીએ પ્રભુની મહાન, આપશે તે પોતે ભગવાન. ભક્ત૦

## શાર્દૂલ છંદ

ના લીધું ધન ભેટ, પત્ર સમજી, પ્રીતિ વધી ભૂપની;
તેથી આપ અનેક ભેટ લઇને, આવ્યો તુકાની ભણી,
વંદીને પદ પ્રેમ ધારી ઉરમાં, ભેટો ધરી સામટી;
બોલ્યા તેજ પળે હસી ઉરની છે, જેની ધનાશા મટી.

પદ–રાગ કાલીંગડો. 'મ્હારા વહાલા વેંકટ' એ રાહ.

શિવાજી શું ધન દે, નિવાજી શું ધન દે;

અલ્યા થઇ રાજી શું ધન દે. એ ભોળા રાજા.
માટી મ્હારે મન મોતી ને કંચન,તારાં ખોટાં રતન છે.(૨)એ૦
મ્હારૂં ધન ત્રિભુવનનો વૈભવ, સહુ સત્તા સામન છે.(૨)એ૦
પિતુ વિઠ્ઠલનું તે બધું મ્હારૂં, તેથી પ્રસન્ન મન છે.(૨)એ૦
જોઇએ જો તુજને પણ સુખ એ, તો સહેલું સાધન છે.(૨)એ૦

રાજાથી બીજું તો શું બને ? પ્રજા કાજ બહુ છે; પણ તે સાથે સહજ બની શકે તેવું તેને બતાવતા થકા પોતે પણ બીજું કાંઇ ખાસ કરતા નથી. તે કહે છેઃ—

આમ્હી તેણે સુખી મ્હણા વિઠ્ઠલ વિઠ્ઠલ સુખી.
“ તુમચે ઘેર વિત્ત ધન તે ભજમતિ કે સમાન.
(તે તને સહજ મળે)
“ કંઠી ભીરવા તુલસી વ્રત કરા એકાદશી ”
“ મ્હણાવા હરીએ દાસ તુકા મ્હણે મજ એ આશ. ”

એ આશા પૂરણ કર એટલે તારૂં કલ્યાણ એજ મારૂં કલ્યાણ—

કથા તો બહુ લાંબી છે પણ આંહીં સાર એજ છે કે, એવા સંત સિદ્ધના સંસારીને માટે સારરૂપ બોલ છે કેઃ—

‘ કરો હરિવ્રત કીર્તન દિન વળશે. ’

શિવાજી મહારાજે ત્યારથીજ નિશ્ચય કર્યો કે બનતાં સુધી એકાદશી તો એ રીતેજ ગાળવી અને એથીજ ‘ મળ ટળશે, શુચિભાવ નીકળશે ’ વગેરે. જુઓ—આંબો વાવતાંજ પાકી કેરી નથી દેતો પણ હરિદાસ બનવાનું ફળ તો તુરત મળ્યું. સંપૂર્ણ મહાન ચમત્કાર એકાદશીના વ્રતકીર્તનમાંજ થયો, તે હજારો માણસોની સાથે પ્રત્યક્ષ થયો, અને ઇતિહાસ તથા તે વેળાના હજી પ્રચલિત કાવ્યથી તે સિદ્ધ છે. વાત એવી બની હતી કે એક વેળા—

## ચોપાઇ

હતા સિંહગઢી ઉપર રાય, યવન શત્રુ શિર પ્રબળ જણાય;
તેથી જાહેર તો ન જવાય, પણ ચિત્ત કિર્તન હમેશ ચ્હાય.
એકાદશીએ રહી નવ ધીર, ચઢી હયે ચાલ્યા શૂરવીર;
આવ્યા મનથી નવ થઈ છતા, ચાલે વણિક ભુવન જ્યાં કથા.
ભળ્યા આપ હરિકીર્તન માંહ્ય, ગળ્યા પૂર્ણ પ્રેમે મન માંહ્ય;
તુકા પ્રતાપ મગ્ન જનવૃંદ, વરસી રહ્યો અકથ આનંદ.
પણ યવનોના ચારે લહ્યું, જાણ્યું કાજ સહજમાં થયું;
ચઢી આવ્યા બે હજાર સ્વાર, ઘેરી વળ્યા વણિકનું દ્વાર.

## હરિગીત છંદ

ગભરાટ તવ જનમાં થયો મનમાં થયો નૃપને વળી;
સમજ્યા તુકા શા માટ થઇ અસ્વસ્થ નિજ જનમંડળી;
પૂછ્યું નૃપાળે જાઉં નાસી, તુકારામ વદ્યા તદા,
તજવું ઘટે નહિ હરિકીર્તન ભલે આવે આપદા.

આવો નિશ્ચય, આવા મળ ટળવા ભાવ નીકળવો બને તે એજ ઉપાયે—

‘કરો હરિવ્રત કીર્તન દિન વળશે.
મળ ટળશે શુચિભાવ નીકળશે.’

આગળ શું થાય છે તે જુઓ—‘ફળશે સુકૃતિ અનુ અંતે હરિ મળશે ને તેથી દિન વળશે.’ હાલજ દિન વળવો જોઇએ, કારણ—

## વસંતતિલકા છંદ

આવ્યા અસૂર મહિ ના વરત્યા શિવાજી,
કીધો વિચાર તત્ર વાર કરો ન ઝાઝી;
મારો તમામ જનને નૃપાત જણાશે,

કિંવા છુપેલ શરીરે પણ એ હણાશે.

હવે વાત ભારે થઈ પડી. તુકા બાવાનું વહાણ બૂડવા વખત આવ્યો. તેનુ વ્રતકીર્તન સાચું હતું, તેનું મન કાચું નહોતું. તેણે સુકૃતિ કરી અને તે એને ફળી:—

રાગ પહાડી

'હે હરિ સ્હાય કરો ઝટ સ્હાય.'
તુકારામ અંતર જામીને વિનવતા મન માંહ્ય. હે હરિ.
ભંગ પડયો જો ભજનમાં પછી ન ભજશે કોઈ;
ભજને વિધ્ન જતાં રહે શાસ્ત્ર કહે શક ધોઈ. તુકા૦

વાર હતી શુ ? કયા જવું આવવુ છે ? પ્રકટજ થવું છે તે થયા.

## દીંડી

એવું સ્તવતાં હરિ દીઠા તુકે પાસે,
કહ્યું તું તો કર કીર્તન ઉલ્લાસે;
જનો બચશે બચશે સુખે શિવાજી,
થાઉં હું શિવાજી ગરૂડ થાશે વાજી.

બસ, ભક્તાને વધુ શું જોઇએ ?

રાગ 'એસી ચતુર નાર' એ રાહ

વધા તુકારામ, શ્રી હરિ રામ, પીટો તાળી પ્રેમથી લઇ નામ;
સહુ સહુનુ કામ કરશેજ સંભાળી. વધા૦
ધર્યું હરિએ રૂપ, જાણે એજ ભુપ, હય એજ એજ સામન અનુપ;
રહ્યા ક્ષણ ન ચૂપ મંડળી રખવાળી. વધા૦
આવ્યા યવન પાસ, વધા નૃપ હું ખાસ, જુઓ જાઉં સરવને
કરી નિરાશ; તમે ખાવો ઘાસ રહ્યા શું સ્હાસું નિહાળી. વધા૦

કાળ યવનથી અડવાણા નાઠા તે ન પકડાયા; તો આ તો અશ્વ હતો.

નાઠા આગળ શ્યામ, પુંઠે અરિ તમામ,
એ જાય જાય જુએ ઠામ ઠામ. (પ્રત્યેક)
હારી ન હામ પુંઠે ધાયા સહુ ખાલી. વધા૦
ગયા ઘણે દૂર અંધારૂં પુર, પેઠા જ્યાં છે ગીચ બાવળ શુર;
થયાં વસ્ત્રચૂર વાગી કાંટાઓની ડાળી. વધા૦
ફાટ્યા વસ્ત્ર સંગ, વિંધાયાં છે અંગ
પડ્યા ભુલા અને થયા આશ ભંગ, -
રાખ્યો હરિએ રંગ; જંગની વિપતિ ટાળી. વધા૦

વસંતતિલકા છંદ

બોલે જનો નરપતિ ચઢી અશ્વ ધાયા,
ત્હેની પુંઠે અરિ ધસ્યા બચશે ન કાયા;
ત્યાં તો નૃપાળ ઝટ મંડળીમાં જણાયા,
ત્યારે લહ્યું હરિ થકી અરિ છે ઠગાયા.

ખરી કીર્તનની ધૂન ત્યારેજ મચી —

ધનાશ્રી

થયો અકથ આનંદ, કીર્તને થયો અકથ આનંદ,
રીઝયું વૈષ્ણવવૃંદ. કીર્તને૦
પાડી તાળી વધા નાચતા સહુ જય જય ગોવિંદ;
તુકારામનું તો શું કહેવું, જેને નથી રહ્યા બંધ. કીર્તને૦
ગહુએ દીઠા મીઠા પાસે, પ્યારા પાન્ડુરંગ;
બ્રહ્માનંદ ભોગવ્યો તે પળ. શું કહે અનુ મતિમંદ. કીર્તને૦

બસ, એજ પદથી પૂરૂં કરવુ ઠીક થશે કે—

'કંગે હરિવ્રત કીર્તન દિન વળશે,
મળ ટળશે શુચિભાવ નીકળશે;
ફળશે સુકૃતિ અંતે અંતુ હરિ મળશે.'

આજથી નિયમ લો કે ન કદી એકાદશી મૂકવી, ન કીર્તન ચૂકવું. વાંચ્યાનું એજ ફળ છે.



# શ્રી સેના નાઇ—આખ્યાન

## પૂર્વરંગ

પદ–રાગ સોરઠ

**હરિ! દે નિજ આનંદ, નંદનાનંદ સંત સુખકંદ,**
**અનુભવમાં અનુ ભવમાં આવે, ન નડે બંધ સંબંધ;**
**સ્વવશ કૃપા એ અવશ્ય કરવા, માગું મહામતિમંદ, નંદનાનંદ૦**

સર્વ કોઇ પ્રાણી આનંદ માટે પ્રયત્ન કર્યાજ કરે છે; પણ પ્રાયઃ ઘણાંખરા પ્રાણીઓ 'પ્રાકૃત'—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ—એ પાંચ નાશવંત વિષયો માટે અથવા તે તે વિષયો-દ્વારા આનંદ પ્રાપ્ત કરવા માગે છે, અને તેમાં ઘણાંખરાં આનંદ મેળવે છે, પણ તે આનંદ ક્યાંસુધી રહેવાનો? સરવાળે તેમાં શૂન્યજ રહેવાનું, એટલે તે માટે–સર્વ વ્યાપાર નિરર્થક અથવા નિષ્ફળ છે, આવા આશયથીજ ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે–'अनित्यमसुखं लोकम्'–આ લોક કેવળ અનિત્ય ને દુઃખમયજ છે, તેમાં વાસ્તવિક સુખ છેજ નહિ. આનંદ મેળવનાર આ દેહ, ઇન્દ્રિયોને તેમને જેનાદ્વારા આનંદ મળે છે તે સર્વ વિષયો અથવા પદાર્થો–એ સર્વ અનિત્ય–નાશવંત છે. અર્થાત્ આનંદનો માત્ર આભાસજ મળે અને તેને પણ ભોગવનારાં જો રહે તો તે ભોગ્ય ન રહે કે ભોગો પણ ન રહે; એટલે કે

પ્રાકૃત સુખ તથા તે સુખ ભોગવવાનાં સાધનો—ઇન્દ્રિયો અને દેહ તે તો ક્ષણિક છે ·

આ સમસ્ત બ્રહ્માંડ એવી વસ્તુનું બનેલું છે કે તેમાં આત્મતત્ત્વ નામની જે વસ્તુ છે તે સિવાય સર્વ કંઇ—ભોગો, ભોગનાં સાધનો, ભોગના સ્થાનો—એ સમગ્ર પ્રાકૃત, ત્રણ ગુણમિશ્ર-'सतत विकृतिमत्' એકરૂપમા રહે એવું કદી ન બને ને છેવટે નાશવંત છે, એ માટે વિશેષ પ્રમાણની કઇ જરૂર નથી; આપણે પ્રત્યક્ષ જોઇએ છીએઃ—

પદ-ધનાશ્રી

કોનું નિત્ય શું રહ્યું, જગતમાં કોનું નિત્ય શું રહ્યું;
શું શું હતું ક્યાં ગયું ? જગતમાં કોનું નિત્ય શું રહ્યું. ટેક.
બાળપણું ક્યાં જવાની એ, ક્યાં ઘડપણ વિણ ચહ્યું. જગ૦
ક્યાં મિજલસ ને ક્યાં પાથરણાં, થવું હતું તવ થયું. જગ૦
ગંધ પુષ્પની મીઠાશ ફળની, રાંધ્યું બગડી ગયું. જગ૦
તરુ ઉખડીને ધામ પડીને, ગામે ઉજડ થયું. જગ૦
ડાહ્યા મૂર્ખા દીન પ્રતાપી, કાયમ કોઈ નવ રહ્યું. જગ૦
દેવ ઋષિ રવિ શશી શું અજનું,પ્રલય જળે સૌ વહ્યું. જગ૦
અનિત્યપણું ત્રિલોકે અંતુ, શેનું તેં નથી લહ્યું. જગ૦
સમજી મોહ તજી માગી લે, હરિસુખ એનું લહ્યું. જગ૦

આમ સર્વ કઈ નાશ પામનારૂ જ આપણે જોઈએ છીએ તો તે દ્વારા પ્રાપ્ત થતો આનંદાભાસ તે ક્યાસુધી રહેવાનો? એ તો 'कारणनाशे कार्यविनाश'–એ ન્યાય પ્રમાણે પ્રાકૃત આનંદ નાશવંતજ છે, માટેજ અહી કહેવામાં આવ્યું છે— 'હરિ ! દે નિજ આનંદ.' જગતના જે જે આનંદો માત્ર નામનાજ છે તે પણ કર્મના ફળ તરીકે શ્રીહરિએજ અર્પણ કરેલા હોઇ તે જો આપે તોજ મળી શકે છે-અર્થાત્ 'કરે

તેવુ પામે ' એ ન્યાય પ્રમાણે પ્રથમ તેવા તુચ્છ આનંદના લાભ માટે પણ પરિશ્રમ કરવાનો રહે છે ને તેના ફળરૂપે જે આનંદ મળે છે તે પણ છેવટે શૂન્યરૂપ–ખાધુ કે ખૂટયુ–પાછા ઠેરના ઠેર—હતા તેવા ભિખારી આમ પ્રથમ કરવુ ને પછી મેળવવુ, એવી ઘટમાળ ચાલ્યાજ કરે છે, ફળ પરિમિત અને તે માટે પરિશ્રમ અનેક પ્રકારનો કર્યાજ કરવો પડે છે પુત્ર માટે જુદો, સ્ત્રી માટે જુદો, ધન માટે જુદો, યશ માટે જુદો, માન માટે જુદો—એમ પરિશ્રમ અનંત કર્યા કરવાના, તેમા કરનાર એકજ, ફળ અલ્પ–તુચ્છ અને આશાઓ–' बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् '–અનેક શાખાઓવાળી તથા અનંત–તેઓનો ક્યાય અંતજ નહિ

દોડે દશ દિશ મળે, વીસ કે ચાલીસ ચાહે,<br>
ઇચ્છા અહોનિશ છે ખરવ નીખરવની;<br>
(ને તે મેળવતામા )<br>
દીનની ન દાદ સુણે, બાધ જોતા વાદ કરે;<br>
યાદ ભૂલ્યો મોતની પથારીના પરવની;

એ વાત તો દૂર છે એમ માનો, પણ અહીનાજ અનુભવથી વિચારી જુઓ —

પદ–' તારૂ ગોકુળ જોવાને ' એ રાગ

મન રાખે જગતની મ્હાંય રે, તેને સુખ નથી મળતું;<br>
જગને જ અહરનિશ ચ્હાય રે, તેને દુઃખ નથી ટળતુ. ટેક<br>
જેટલાં જન સાથે થતો રે, જગમાં સ્નેહ સંબંધ;<br>
તેટલી ચિન્તાઓ વધે, થઈ પડે તે પાકા બંધ રે. તે૦<br>
જુદા જુદા એ સ્વભાવનાં રે, વરતે છે વિવિધ પ્રકાર;<br>
એમાં ગુંથાય તેને પછી, કળ કયાંથી મળે પળવાર રે. તે૦

સ્થિતિ વળી એ સર્વનીરે, ફરતી જતી ભાત ભાત;
બની રહે જાતજાતની, તેથી પ્રત્યેકની પંચાતરે. તે૦
સ્થિર ન રહે જગમાં કશું રે, ઘડી ઘડી બદલાય;
તેમ તેમ મન મનુષ્યનું, તેમાં અધિક અધિક ઘુંચાય રે. તે૦
ત્હારૂંજ ધાર્યું થયાં કરે રે, ત્યારે ત્હારૂં દુઃખ જાય;
તે તો કદી બનવું નથી, શીદ એમાં પછી અથડાય રે. તે૦
જગ નથી તવ આધીન તો રે, તું રહે શીદ આધીન;
એ દુઃખદા અનુના ચહી, માગ્ય શ્રીવર સુખ નિશદિનરે. તે૦

માટે માગવા માંડીએ–' હરિ ! દે નિજ આનંદ. ' અરે ! દરરોજનાં તો શું ? પણ ઘડી ઘડીનાં આપણાં કર્મો જો તપાસીએ તો તે બધાંય સારાં ને માઠાં–અડખડ–ગડબડવાળાંજ હોય છે; અને તે આજનાંજ નહિ પણ અનાદિકાળનાં તેવાં, એટલે ફળ પણ તેવાંજ ગડબડીઆં મળે છે અને તે મેળવેલાં ફળ પણ ભોગવ્યેજ છૂટકો. આમ તે તે કર્મો રોકવાની કે ટાળવાની તો તજવીજ કરવી નથી એટલે તેનાં તે તે ફળો પણ ક્યાંથી રોકાય કે ટળે ? આ વાત સૌના અનુભવની છે; વર્તનમાં તપાસો—

## મનહર છંદ

તાવ આવે ત્યારે પડયા, રહે ભોગ રંગ રાગ;
ડાધુ થતાં ગાડી ઘોડાં, ગદેલાં નકામાં છે.
જાજરૂમાં અત્તર સુગંધીઓ નકામી બધી;
પાકે ગૂમડાં કરે શું ? ભૂપના એ ભામા છે.
વીંછી સાપ પાસે પેં'શ, બંદુકો તોપો શું કરે;
કાળજું ખસે તો મિત્ર શત્રુ થતા સ્હામા છે.
પૂર્વ કર્મ હશે તેવું, થશે અનુ સુખ દુઃખ;
પછીથી ઉપાય ચાલે, કોનો ના કશામાં છે.

કદાચ ક્ષણભર આપણે માનો કે દરેક હજારમાં એકનું તો બરાબર બધું ચાલ્યે જાય છે. 'श्रीमतः कुत आपदः'—શ્રીમંતને વળી આપત્તિઓ ક્યાંથી હોય ? એ લોકકહેતી પ્રમાણે કદાચ કોઈ ધન તથા સત્તાના બળથી પોતાનું ધાર્યું કરી શકે છે, પણ તે ક્યાં સુધી ? ઉપર કહી તેજ વાત જુઓ કવિ નજીરના શબ્દોમાં:—

### ગઝલ

ગર બાદશાહ હોકર અમલ મુલકો ફીરા તો ક્યા હુવા,
દો દિનકા નરસંગા બજા ભું ભું હુવા તો ક્યા હુવા;
ગુલશોર મુલકો માલકા, કોસોં હુવા તો ક્યા હુવા,
યા હો ફિકર આઝાદ વો રંગા હુવા તો ક્યા હુવા.
ગર યું હુવા તો ક્યા હુવા, ગર યું હુવા તો ક્યા હુવા, [કેમકે]
દો દિન તો યે ચરચાં હુવા, ઘોડા મીલા હાથી મીલા,
બેઠો અગર હોદ્દે ઉપર યા પાલકીમેં જા ચઢા,
આગે હૈં નકારે નીશાં પીછે કો ફોજોકા પરા,
દેખો તો ફીર એક આનમેં હાથી ન ઘોડા ના ગધા.

જો આમ છે તો 'જેમ વરઘોડે મળ્યા બહુ વના, ને પલકે રહી થાય તે ફના' એટલે એવા માટે—

'ગર યું હુવા તો ક્યા હુવા, ગર યું હુવા તો ક્યા હુવા.'

આ વસ્તુ બધાય જોઇ રહ્યા છે, અનુભવી રહ્યા છે અને તેથીજ સમજુ ગણાતા કેટલાક લોકો દાન, તપ, જપ, યજ્ઞ, યાગ વગેરે સત્કર્મો કરે છે, પણ તેના ફળમાં માગે છે શું ? પ્રાકૃતજ. આ લોકમાં નહિ તો પરલોકમાં, મૃત્યુ પછી સ્વર્ગમાં સુખ ભોગવવાની આશાઓ સેવે છે, ને તે સ્વર્ગીય સુખો મેળવે છે પણ ખરા; પરંતુ સત્ય તપાસીએ તો તેઓ પણ

શાસ્ત્રના રહસ્યથી કેવળ અજ્ઞાતજ છે. ધર્મ–કર્મનાં ફળ સુખ છે, એ વાત ખરી છે પરંતુ તે સુખોય પરિણામે નથીજ; એટલે ધંધો ખોટનોજ ગણાય. ગીતામાં પ્રભુ શ્રીકૃષ્ણ કહે છે–' क्षीणे पुण्ये मर्त्यलोके विशन्ति '–તે સકામ કર્મ કરનારાઓ સ્વર્ગમાં સુખો ભોગવીને પુણ્ય ખૂટી પડે છે ત્યારે પાછા મનુષ્યલોકમાં આવે છે; માટે જો સમજીએ તો ધર્મકર્મ સઘળાં કેવળ નિષ્કામજ હોવાં જોઇએ. પ્રાકૃત સુખની અભિલાષા રાખીને પ્રબળ જપ, તપ, યજ્ઞ, દાન, ભજન કરનારાઓને પણ અંતે સમજાયુંજ હોય છે કે આપણે ભૂલ્યા છીએઃ—

પદ–રાગ ધનાશ્રી

પછી પસ્તાવું પડયું જેમણે હરિથી મન નવ જડયું;
રાજ્ય માગીને ધ્રુવ પસ્તાયા, ભાઇ તણું દુઃખ નડયું.
યજ્ઞ કરીને બલિ પસ્તાયા, સ્વર્ગે નથી સાંપડયું. જેમણે૦
અમર થઈ પસ્તાયો દાનવ, પાનું પુત્રથી પડયું;
ઇંદ્ર જીતીને રાક્ષસ રોયો, શિર રણમાં રડવડયું. જેમણે૦
બાણ પામી બળ, ને પસ્તાયો, ચાલ્યું ચક્ર જ્યાં વડું;
રોયો રાવણ વડો કુટુંબી, એકે એક જ્યાં દડયું. જેમણે૦
ભક્ત અભક્તે અન્ય ચહ્યું કે, માનો કામ બગડયું;
અનુએ જાણ્યું છે પણ રસ્તે ગાડું હજી નથી ચઢયું. જેમણે૦

એ ગાડું કયે રસ્તે ચઢવું જોઇએ ? જો આજ વસ્તુ ચાહીએ ને માગીએ—' હરિ દે નિજ આનંદ. ' તત્ત્વ વસ્તુ કઇ ? તે પ્રથમ સમજવું જોઇએ. પછી તે વસ્તુનો સ્વભાવ સમજી તેને મેળવવા પ્રયાસ કરવો કે નહિ, તે નક્કી કરવું જોઇએ. પ્રકૃતિતત્ત્વનો સ્વભાવ જ્યારે નાશવંત છે ત્યારે જીવતત્ત્વ નિત્ય છે. આજ પ્રથમ તે બન્નેમાં વિરોધ છે. જીવનિત્ય હોઇને નિત્ય સુખ ઇચ્છે ત્યારે અનિત્ય પ્રકૃતિથી તેને કેમ

મળી શકે ? જીવને નવું નવું જોઇએ છે ત્યારે પ્રકૃતિમાં પરિમિત આનંદાભાસજ છે અને તે પણ કર્મના પ્રમાણમાં એકજ પ્રકારનો—નશ્વરજ. આમ પ્રકૃતિ તથા પુરુષના સ્વભાવ પરસ્પર વિરુદ્ધજ જોવામાં આવે છે. તેઓ વચ્ચેનો આ પ્રબળ વિરોધ અપરિહાર્ય છે; છેક બ્રહ્માના લોક સુધી જાઓ અથવા બ્રહ્મા બની જાઓ તોયે શું ? ત્યાંય પરિમિતજ સુખ મળે એટલે અંતે તો પ્રતિકૂળતાજ ઊભી છે; પ્રાકૃતમાં ક્યાંયે અનુકૂળતા હોયજ નહિ. માટેજ શાસ્ત્રો આજ્ઞા કરે છે કે, પ્રકૃતિથી મુક્ત બનો, બ્રહ્મને જાણો, તેનોજ સાક્ષાત્કાર કરો, તેનોજ અનુભવ કરો. એ બ્રહ્મ વસ્તુ શું છે ? પ્રકૃતિથી તદ્દન વિરુદ્ધ જેમ તમે નિત્ય છો તેજ પ્રમાણે તે પરમ ચેતન નિત્યજ છે—'नित्यो नित्यानां चेतनश्चेतनानाम्'—નિત્યોમાંયે નિત્ય અને ચેતનોમાંયે ચેતન તે પરમેશ્વર છે. કદાચ કોઇ કહે કે તેથીયે શું ? રાજા મળે તે શા કામનો ? તેના વૈભવો મળે તેજ કામના છે; આમ પરમાત્માના સંબંધમાં કહી શકાય તેમ નથી. કારણકે પરમાત્મા તો પોતેજ 'प्रज्ञानमानंदं ब्रह्म–તે કેવળ જ્ઞાનમય ને આનંદમય છે' તેમજ 'सत्यं ज्ञानमनंतं ब्रह्म–તે પરમેશ્વર સત્ય, જ્ઞાનરૂપ ને અનંત છે.' આ પ્રમાણે પરમાત્મા પોતેજ આનંદસ્વરૂપ હોવાથી અને વળી અનંત હોવાથી જીવ તેમનો અનુભવ લીધાજ કરે, નવું નવું તેમાં અનુભવ્યાજ કરે તોયે પાર ન આવે, તે પરમાનંદ કદીયે ખૂટે નહિ; માટે આવો નિત્ય, અખૂટ, પ્રતિક્ષણ નવીન અનુભવનો વિષય તે અનંત આનંદજ માગો—'હરિ દે નિજ આનંદ.'

પ્રકૃતિના જે પ્રાકૃત આનંદ અનુભવવામાં આવે છે તે પણ એ મહાન આનંદના કંઇક અતિશય સૂક્ષ્મ અંશોના પણ અંશો છે, અથવા તેનીજ માત્ર છાયાઓ કે પડછાયાઓ છે. શ્રુતિ કહે

છે કે, 'એ પરમાનંદનો માત્ર અમુક એકજ અંશ તે સમસ્ત જગતના સર્વ આનંદોનો એકંદર સરવાળો છે. આ વાત ગીતાજીના વિભૂતિ યોગમાં સ્પષ્ટ સમજાવી છે કેઃ—

यद् यद् विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा।
तत् तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम्॥

જે જે પ્રાણી વિભૂતિમાન હોય—ઐશ્વર્યસંપન્ન હોય, શ્રીમાન હોય, અથવા બલિષ્ઠ કે પ્રતાપી હોય તે મારા તેજના એક અંશથી ઉત્પન્ન થયેલું છે એમ તું જાણજે, એટલુજ નહિ પણ 'एकांशेन स्थितो जगत्—આખાય જગતને મારા એક અંશથી હું ટકાવી રહ્યો છું'—માત્ર મારા એક અંશના આધાર પર સમસ્ત વિશ્વ અવલંબી રહ્યુ છે.' આવા વચનો પરથી જરૂર જાણી શકાય છે કે,તે શ્રીહરિનો આંનદ કેટલો અગાધ ને અપાર હશે! ખરેખર વાણી તથા મન પણ તે સબંધે વિચાર ચલાવતાં થાકી જાય છે. આનંદવલ્લી ઉપનિષદમાં પ્રથમ ચક્રવર્તી કોઈ મહારાજાના આનંદની ગણના કરવામાં આવી છે; તે પછી દિવ્ય લોકના ગંધર્વો, દેવો, ઇંદ્રો તથા બ્રહ્માના આનંદની ગણના, એ પરબ્રહ્મનો આનંદ સમજવા કરી; પણ છેવટે શ્રુતિ થાકી છે અને કહે છેઃ—

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह।

'જે પરમેશ્વરના પરમાનંદને નહિ પામીને મનની સાથે વાણી પાછી ફરે છે;' આમ કહેવામાં આવો અભિપ્રાય નથી કે તે સંબધે કંઇ કહેવું વૃથા છે અથવા તે વિષે સમજવું મિથ્યા છે! એટલે કે તેનો અનુભવ થઇ શકતો નથી કે તે અનુભવનો વિષયજ નથી? અથવા તે સંબધે જે કોઇ વ્યક્તિ પોતાનો અનુભવ પ્રદર્શિત કરે તો તે અજ્ઞાની છે! આમ કહેવામાં શ્રુતિનું

તાત્પર્ય નથી. શ્રુતિ તો ત્યાંસુધી કહે છે– 'आत्मा वा रे द्रष्टव्यः, तस्मिन् दृष्टे परावरे, यदा पश्यः पश्यते–અરે ! આ આત્માનોજ સાક્ષાત્કાર કરવો જોઈએ; આ પરાવર–પરમાત્માનો સાક્ષાત્કાર થતાં બીજું કંઇ પણ જાણવાનું, અનુભવવાનું કે સાક્ષાત્કાર કરવાનું બાકી રહેતું નથી.' આ ઉપરથી સિદ્ધ થાય છે કે તે સર્વોત્કૃષ્ટ આત્મવસ્તુ પણ સાક્ષાત્કારનો વિષય છેજ, જરૂર, તેનો અનુભવ લઇ શકાય છે. અહીં ઉપર 'यतो वाचो०' એ શ્રુતિ દર્શાવવામા આવી છે તેનુ ઉત્તરાર્ધજ આ વિષે ખુલાસો કરે છે કે, એ પરમાત્માના પરમાનંદનો જેને અનુભવ થાય છે તેજ ખરો જ્ઞાની છે, તેજ સાચો નિર્ભય બન્યો છે. જેમ રાજ્યપદ, ઇન્દ્રપદ કે બ્રહ્મપદ પ્રાપ્ત કરીને અમુક સમય પછી ત્યાંથી પડવાનો ભય રહે છે તેવો ભય એ પરમેશ્વરના પરમપદને પ્રાપ્ત કર્યા પછી કદાપિ રહેતો નથી, એ પરમાત્મવસ્તુ પ્રાપ્ત કર્યા પછી પોતાના સુખના વિયોગનો કદી ભયજ નથી; એમ સ્પષ્ટ શબ્દોમાં શ્રુતિ કહે છે:—'आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन–એ પરબ્રહ્મનો આનંદ જાણનારો કોઇથી પણ કદી ભય પામતો નથી.' વળી આનંદવલ્લી ઉપનિષદનુ આ પ્રકરણજ રાજાના, દેવોના તથા બ્રહ્માના આનંદની ગણના કરવાની સાથેજ 'श्रोत्रियस्य चाकामहतस्य'–કોઈ પ્રાકૃત વિષયની કામનાઓથી નહિ હણાયેલા શ્રોત્રિયને એ પરમાનંદનો અનુભવ અહીંજ થાય છે, એમ કહીને નિષ્કામ પુરુષને તે પરમાનંદનો અધિકારી દર્શાવે છે, અને તેજ વસ્તુ પરમ પ્રાપ્ય ફળ છે, એમ પણ ત્યાંજ કહે છે–'रसो वै सः । જગત રસજ એ છે.' વળી એજ વાતના અનુસંધાનમાં બીજું આ સ્પષ્ટ વચન કહે છે:— 'रसं ह्येवायं लब्ध्वाऽऽनंदी भवति। એ રસને પ્રાપ્ત કરીનેજ આવો શ્રોત્રિય મનુષ્ય આનંદી થઇ શકે છે.' આમ અનેક શ્રુતિ

વચનોથી સિદ્ધ કરવામાં આવ્યુ છે; માટે તેવા અકામહત-નિષ્કામ શ્રોત્રિય થઇને માગવું યોગ્યજ છે કે, 'હરિ દે નિજ આનંદ.'

શ્રીહરિના આ પરમાનંદની પ્રાપ્તિ માટે ઉપાય પણ એજ છે. તે વિષેની ઉત્કટ અભિલાષાપૂર્વક તે કૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના કરવી ને તેજ માગણી કરવી. એ સર્વેશ્વર ઉદાર તો છેજ, અને પોતેજ કહે છે કેઃ—

'ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्'-જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારા વિષે વસે છે અને હું તેઓ વિષે વસું છું. આમ કહી પોતે જણાવે છે કે ભજન કરનાર ભક્તને સામેથી પોતે ભજે છે. અનુભવીઓના ઉદ્ગાર પણ તેવાજ છે-'भक्त्या क्रीतो जनार्दनः'-જનાર્દન ભગવાન ભક્તિથી ખરીદાઇ જાય છે.

વેચાતો અનંતનો સરકાર, હરિ સમ કોઈ નહિ દાતાર.

ભગવદ્‌ગીતામાં ચાર પ્રકારના ભક્તોને દર્શાવીને ભગવાન કહે છે-'उदाराः सर्वे एवैते'-એ ચારે પ્રકારના ભક્તો ઉદાર છે—શ્રેષ્ઠજ છે તો પણ 'ज्ञानी त्वात्मैव मे मतः'-કેવળ મને પોતાનેજ માગનારો જ્ઞાની તો મારો આત્માજ છે. કારણકે 'प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः'-જ્ઞાનીને હું અત્યંત પ્રિય હોઉં છું અને તેથીજ તે મને અતિશય પ્રિય છે, એમ ભગવાન પ્રત્યે આપણે જેવો પ્રેમ દર્શાવીએ તેવોજ સામેથી ભગવાન પ્રેમ દર્શાવે છે. એટલે તેમની કૃપા સંપાદન કરવાથીજ એ ફળ પ્રાપ્ત કરવું શક્ય છે; બીજા કોઈ માર્ગે તેમની પ્રાપ્તિ સંભવતી નથી એમ શ્રુતિ કહે છે-'नास्त्यकृतं कृतेन'-જે પરમાત્મવસ્તુ અકૃત છે-અનંત, અપાર, સ્વાભા-

વિક ને અદ્વિતીય છે તે ' न कृतेन '-અમુક કોઇ યજ્ઞયાગાદિ ક્રિયાઓથી પ્રાપ્ત કરી શકાતા નથી; તેમજ જે પરમેશ્વર સ્વતઃ સદૈવ પૂર્ણકામ છે, તે કોઇ જાતની સ્પૃહા કે લાલચથી લલચાય ખરા? આ જગતમાં જે કંઇ છે તે બધુંય તેમનુજ છે, એટલે તેમનીજ વસ્તુથી તે વશ થાય ખરા? છતાં તે પ્રેમી છે, કદરદાન છે, ઉદાર છે, તેથી જે કોઇ તેમના પર પ્રેમ કરે છે તેમનેજ પોતાના આરાધ્ય તરીકે ચાહે છે અને તેના ગજા પ્રમાણે તેને બદલો આપે છે. તેમના પ્રત્યેની જેવી કૃતિ હોય તે પ્રમાણે તેમના દ્વારા ફળ પ્રાપ્ત કરી શકાય છે. કોઇ પણ વ્યક્તિ પોતાના સત્કૃત્યના બળથી પરમેશ્વરને પ્રાપ્ત કરવા મથે તો તે કેવળ ભૂલ છે, એ ચોક્કસ છે. ભગવાન પોતે ગીતામાં કહે છે—' नाहं वेदैर्न तपसा० '-વેદાધ્યયન, તપ, દાન કે યજ્ઞોથી મારી પ્રાપ્તિ થઇ શકતી નથી. શ્રુતિ પણ એજ કહે છે-' नायमात्मा प्रवचनेन लभ्यः '-આ પરમાત્મવસ્તુ શાસ્ત્રાધ્યયન વગેરેથી મળતી નથી પણ ' यमेवैष वृणुते तेन लभ्यः '-જેને એ પોતેજ પોતાનો કરી સ્વીકારે છે-જેના પર તે પોતે કૃપા કરે છે તેજ તેમને મેળવી શકે છે, માટે ખરી શ્રદ્ધા ને ભાવપૂર્વક તેમને પ્રાપ્ત કરવાને પ્રાર્થના કરો-' હરિ! હે નિજ આનંદ. ''

આ પ્રાર્થનાના પદમાં ' હરિ ' એમ સંબોધવાથી તેજ વસ્તુ સમજી શકાય છે કે જે જગતનું કારણ, આનંદના નિધાન, અનંત, અપાર, પરબ્રહ્મ, પુરુષોત્તમ અને સમસ્ત વેદાંતોમાં પ્રતિપાદન કરેલ છે. કારણકે ' हरिः ' એ શબ્દ-નિર્દેશ કેવળ વેદોનાજ આરંભમાં ઉચ્ચારાય છે એમ નથી; પણ ' हरिः ॐ तत् सत् ' એમ પ્રણવના ઉચ્ચાર પહેલાંયે તે શબ્દથી પરમાત્મવસ્તુનો નિર્દેશ કરાતો પરંપરાપ્રાપ્ત છે. એટલા-માટેજ કહેવામાં આવ્યું છે'—

वेदे रामायणे चैव पुराणे भारते तथा ।
आदौ मध्ये तथा चांते हरिः सर्वत्र गीयते ॥

વેદ, રામાયણ, પુરાણો, મહાભારત-વગેરે સમસ્ત શાસ્ત્રોમાં આદિ, મધ્ય ને અંતમાં શ્રીહરિજ ગવાય છે, તેજ-સર્વ પાપોને હરનાર-હરિ, આ હરિકથાના વિષય પ્રાર્થનાને યોગ્ય છે- 'હરિ ! દે નિજ આનંદ.'

આ પરમાત્મવસ્તુ જો કે અનંત, અપાર છે છતાં તેની ખૂબીજ એ છે કે 'અનુભવમાં આવે' જો ધારીએ તો આજ જન્મમાં તેમનો અનુભવ કરી શકીએ; એટલે કે તેમની કૃપા મેળવીએ તો કોઇ જાતનો બંધ કે સબંધ વિઘ્નકર્તા થઇ શકતો નથી. જેમ અર્જુનને, અક્રૂરને તથા વ્રજવાસીઓને પ્રભુએ સાક્ષાત્કાર કરાવ્યો; અને તેથીજ તેઓએ માગ્યું- 'સ્વવશ કૃપાએ અવશ્ય કરવા માગું મહામતિમંદ.' અતિશય મંદબુદ્ધિ હોવા છતાં મારી આ માગણી જો કે અસ્થાને ગણાય, કારણકે તે માટે તો દિવ્યજ્ઞાન તથા અપાર બુદ્ધિ જોઇએ, તોયે તેમની કૃપા માટે પ્રાર્થના કરવામા દોષ નથી, પછી તેમની કૃપાથીજ જ્ઞાન વિકસ્વર થતા તે પોતે અગાધ હોવા છતા જેમ અગાધ જળ કૂવામાં પરિમિત થાય છે ને અપાર વાયુ પણ બારીદ્વારા પરિમિત આવી શકે છે, તેમ પોતાનું સુખ ભકતોને અર્પવાને તે પરિમિત થાય છે. આ ઉદ્દેશથીજ તેમને અહીં સંબોધ્યા છે—'નંદના નંદ સંતસુખકંદ, હરિ ! દે નિજ આનંદ.' નિજ આનંદ એટલે જે આનંદાત્મક પરમાત્માસ્વરૂપ છે અને જે પોતાની અચિંત્ય શક્તિથી સ્વરૂપ ધારણ કરે છે તેજ આનંદમય પરબ્રહ્મનો અનુભવ અમે માગીએ છીએ. શિશુપાલ વગેરેએ તે દિવ્ય પરમાત્માને જો કે સાક્ષાત્ જોયા હતા છતાં તેમની

દોષિત દૃષ્ટિને લીધે તેઓએ મનુષ્ય સ્વરૂપેજ તેમને માન્યા ને 'अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् । મનુષ્ય શરીરનો આશ્રય કરનારા મારૂં મૂઢ લોકો અપમાન કરે છે' એ વચન પ્રમાણે પ્રભુનું અપમાન કર્યું; તેમજ દુર્યોધન વગેરેને પ્રભુએ પોતાનો દિવ્ય પ્રભાવ બતાવ્યો છતા તેઓએ તો તેને 'मायिक'-બાજીગરનો ખેલજ માન્યો. આમ પ્રત્યક્ષનો પણ તેઓએ લાભ ન લીધો; ત્યારે બ્રહ્માએ વાછરડાં, ને ગોપાલપુત્રોને હરી લઈ એક વર્ષ સુધી છુપાવી રાખીને પ્રભુનો દિવ્ય અનુભવ લેવાની જિજ્ઞાસા કરી તો 'सर्वं विष्णुमयं जगत्' એ મહાવાક્ય પ્રમાણે 'सर्वस्वरूपो वभा' જેઓને બ્રહ્મા હરી ગયા હતા તે તેના સ્વરૂપે શ્રીહરિ પ્રકાશ્યા હતા. આ કથા શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમા જોવી. અહીં સહેજ—

## સાખી

સર્વ બ્રહ્મમય બન્યું પલકમાં ચાલ્યું યથેચ્છ કામ,<br>
સંધ્યા સમય સહને સિધાવ્યા સહુ સહ પૂરણકામ.

જેમ સોળ હજાર ગોપીઓ સાથે સોળ હજાર રૂપોથી રાસ રમ્યા, સોળ હજાર કન્યાઓને સોળ હજાર રૂપોથી પરણ્યા, તેમ સર્વ ગોપીઓ તથા ગાયો માટે ભગવાન ગોપાલપુત્રો તથા વાછરડાંઓરૂપ બનીને—

જ્યાં જે વત્સ બાળ જાતાં પ્રિય પહોંચ્યા તેજ મુકામ;<br>
પ્રકટ કળી ન શકયાં ગૌ ગોપી બ્રહ્મ કૃષ્ણનું કામ.

પરંતુ જેમ અંધારામાં ગોળ પણ ગળ્યો લાગે છે અને તે પણ નીરોગીનેજ, તેમ—

પ્રથમ હતા વ્રજમાંહે એક હરિ જ્ઞાનાનંદનિધાન;<br>
આજ પધાર્યા ઘેર ઘેર બહુ બની આપ સુખ ધામ.

તેથી ગોપી ગોપ સર્વનું ખેંચ્યું પૂરૂં ધ્યાન;
ધામોધામ અનોખી આજે બની રહી ધુમધામ.

કારણકે દરેક ગોપના ગૃહે નંદના નંદ શ્રીકૃષ્ણ પ્રભુ પોતેજ પધાર્યા હતા, જે દિવ્ય જ્ઞાનાનંદસ્વરૂપ પરમાત્માને આજે આપણે માગી રહ્યા છીએ તેજ ખુદ તેમને મળ્યા હતા, એટલે તો જાણે અમૃતનો મેઘ વરસ્યો હતો, એ અનુભવનુ શું કહેવું?

### શાર્દૂલ છંદ

વેણુનો રવ સાંભળી ગળગળી, ગોપી સહુ થાય છે;
દેખી દૂર થકીજ બાળસમીપે, આનંદથી ધાય છે;
બાહુથી ગ્રહી ચાંપતાંજ હૈડે, પાનો વહ્યો જાય છે;
બ્રહ્માનંદ અમોઘ નાર સહુને, સાધ્યા વિના થાય છે.

એ તો આવો ઘાટ બન્યો:—

મુંગે સાકર ખાધી રે, મુગાને સ્વપ્ન થયું,
સર્વે મન જાણે રે, બીજાને ન જાય કહ્યું.

એ પ્રમાણે મનુષ્યોએ તે અકથ્ય બ્રહ્માનંદનો અનુભવ લીધો હતો એમજ ન હતું; પણ પશુઓ સુધ્ધાંયે તે પરમાનંદ અનુભવ્યો હતો, જેથી—

### વસંતતિલકા છંદ

ગાયો સ્વવત્સ નિરખી કરતી હુંકાર,
ચારે મુખેથી વહે આંચળમાંથી ધાર;
ચાલ્યો તમામ વ્રજમાં ક્રમ એ પ્રકાર,
જાણે ન ભેદ કોઇ ના કરતું વિચાર.

### દોહરો

નંદ તણો નંદન થયો, ગૌ ગોપીનો નંદ;

બ્રહ્માનંદ અનુભવે, નંદતુલ્ય વ્રજવૃંદ.

એ પ્રમાણે આ ભવમાં પણ—

અનુભવમાં અનુ ભવમાં આવે, ન નડે બંધ સંબંધ;
સ્વવશ કૃપા એ અવશ્ય કરવા માગું મહામતિમંદ.

કારણકે એ માગવાનો સર્વને હક્ક છે. બ્રહ્મા તો આશ્ચર્યમાં મગ્નજ બની ગયા. તેમને ખાત્રી થઇ કે, પ્રભુ જ્યારે કૃપા કરે છે ત્યારે તણખલું પણ મેરૂ ઠરે છે તે વેળા બ્રહ્મા બોલી ઊઠયા કેઃ—

अहो भाग्यमहो भाग्यं नंदगोपव्रजौकसाम्।
यन्मित्रं परमानंदं पूर्णं ब्रह्म सनातनम् ॥

'અહો ! નંદનું, ગોવાળોનું તથા સમસ્ત વ્રજવાસીઓનું ભાગ્ય ખરેખર આશ્ચર્યજનક છે, કેમકે પરમાનંદ સ્વરૂપ સનાતન પૂર્ણ બ્રહ્મ પોતેજ જેઓના મિત્રરૂપ બનેલ છે.' આ રીતે પૂર્ણ બ્રહ્મ પરમાત્મા, પોતાના પરમાનંદને લગભગ એક વર્ષ સુધી ગો-ગોપીઓને આપી ચૂકયા છે, એ દષ્ટાંત લઇને આપણે પણ માગોઃ—

હરિ ! દે નિજ આનંદ નંદના નંદ સંતસુખકંદ

એમ નથી સમજવાનું કે તે કાળ જુદો હતો ને આજનો સમય જુદો છે ! વળી તે પ્રકટ અવતાર પ્રત્યક્ષ હતો, ત્યારે અત્યારે પરમાત્માનો કયાં પત્તો ? અરે ! એ શ્રીહરિ તો સચરાચર વ્યાપક અને તેવાજ સ્વભાવ-શક્તિવાળા સર્વ સ્થળે બિરાજે છે. તેથીજ આ પદમાં ત્રીજુ પદ-'સંતસુખકંદ' લગાડવામાં આવ્યું છે. આ વિષે હવે 'સેના નાઇ'ના દષ્ટાંતથી જોઇએ, જેથી પૂર્ણ કહેવાને હક્કદાર થઇએ કેઃ—

નંદના નંદ સંતસુખકંદ, હરિ ! દે નિજ આનંદ,

# શ્રી સેના નાઈનું આખ્યાન

પદ–એજ

હરિ! દે નિજ આનંદ, નંદના નંદ સંતસુખકંદ. ટેક
અનુભવમાં અનુભવમાં આવે, ન નડે બંધ સંબંધ,
સ્વવશકૃપાએ અવશ્ય કરવા, માગું મહામતિમંદ.

એક કવિએ ગાયું છેઃ—

નાત જાત પૂછે નહિ કોઈ, હરિ ભજે સો હરિકો હોઈ.

'નાઇ' એટલે 'હજામ' છતાં અહીં તેના નામની આગળ 'શ્રી' લગાડીને તેનું ચરિત્ર વર્ણવાય છે, તેનું કારણ શું ? તે શ્રીહરિને ભજનાર હતો, તેથી શ્રીહરિનો પોતાનોજ થઈ ગયો; શ્રીહરિએ તેને પોતાનોજ કરી લીધો; એમાં નિશાની શી ? દૈવી સંપત્તિ તેનામાં આવી, તેની આત્મશક્તિ વિકાસ પામી, એજ તેમાં નિશાની. પ્રભુભજનના પ્રતાપે ને સંતસેવનના પ્રભાવે તેનું મન, વર્તન અથવા જીવન કેવળ સાત્ત્વિક બન્યું હતું. આપણે પણ તેમજ કરવા ચાહીએ તો તેનાં ચિહ્નો સ્મરણમાં રાખી આચરણમાં મૂકીએ. ભક્તમાળામાં એક દોહરો છેઃ—

સંત મીલી નિર્ણય કીયો, મથી પુરાણ ઇતિહાસ;
ભજ બે કે દોઉ સુધરકેં, હરિ ઔર હરિકો દાસ.

આજકાલ તો પ્રભુના ગુણગાન કરતાં પોતાનાંજ ગુણગાન વધુ ગમે છે. અસ્તુ. હવે આખ્યાન આરંભીએઃ—

પદ–રાગ ધનાશ્રી–ભૈરવ ગમે તે

સેના નામ હજામ, સંત થયા સેનાનામ હજામ;
બાંધવગઢ છે ગામ, સંત થયા સેના નામ હજામ. ટેક૦
સંસારને અસાર સમજતા, નાશવંત ધન ધામ. સં૦

હરિભજન સેવનમાં ગાળે, ખંતે આઠે યામ. સં૦
ચતુર્ભુજ પીતાંબર ધારી, ઉરે વસે ઘનશ્યામ. સં૦
ધ્યાન કરીને સ્નાન કરીને, પૂજે નિત્ય ભગવાન. સં૦
નિયમ ન છોડે નિત્ય કર્મના, મૂકી સઘળાં કામ. સં૦
કોઇ આવે તો કહે નથી ઘરમાં, રીતજ રાખી આમ. સં૦

બસ, ઘરમાંજ 'હરિમંદિર' બનાવેલુ, એટલે જેટલો વખત તેમાં જાય તેટલો વખત સંસારમાં તન, મન કે વર્તનથી લેશ માત્ર ન રહે. મંદિરમાં પૂજન કરી ઘરમાં આવે ત્યારેજ વ્યવહારકાર્યમાં લાગે, એટલે પૂજન સમયે તન-મનથી તો વિઘ્ન નજ આવતું; પણ જન તરફથી વિઘ્ન ન આવે તે સારૂં ઘરનાં લોકોને કહી રાખેલું કે, ગમે તે બોલાવે, પણ તે શ્રીહરિથી મોટો નથી, માટે હું સેવામાં હોઉં ત્યારે તેટલો વખત વૈકુંઠમાંજ વસતો હોઇને ઘરમાં જાણે હોતોજ નથી, એમ સમજી દરેકને કહી દેવું કે ઘરમાં નથી. આમ પોતે નિત્ય પ્રભુ-ભજનમાં નિયમિત અમુક સમય લાગ્યા રહીને ઉચ્ચ જીવન ગાળી રહ્યા હતા; છતાં પોતે પોતાની જાતને તો અધમજ માનતા હતા.

પદ-રાગ પીલુ

જાત વિચારી સેના નાઇ, ડરતા રહે નિશદિન મનમાંહી;
તન અશુચિ રાખે એ ધંધો, મળ્યો કર્મની છે કઠણાઇ.
પૂર્વ પાપથી દેહ મળી એ, તરાય જો શ્રીવર ગ્રહે બાંહી;
સાચે ભાવે ભયે રહે શરણે, કહેજ એ પ્રભુ ત્રાહિ ત્રાહિ.

પ્રભુપ્રાપ્તિમાં બહારની ને અંદરની-બન્ને પ્રકારની સહાય હોવી જોઇએ. માનસિક શુદ્ધિ સાથે શારીરિક શુદ્ધિ પણ અવશ્ય જોઇએ. માનસિક પવિત્રતા હોય તો ઉત્તમ સંસ્કાર જાગ્રત રહે જેથી ઉત્તમ કર્મનો અધિકાર પ્રાપ્ત થતાં ઉત્તમ જપ, તપ વગેરે ચાલુ રહે તો સહજ સત્વર તરી જવાય ને પ્રભુ સમીપ

જવાય, પણ તેમાં પ્રભુ સામે પોતાને તો હીનદીન સમજે, પોતાના બળથી આગળ વધવાને પોતે અશક્ત સમજે, ને તેથી પ્રભુના બળ પર આધાર રાખીને પ્રભુને શરણે જાય તો તેને પ્રભુનુ બળ પ્રાપ્ત થાય. તેથી વહેલામા વહેલુ તેનું કાર્ય સિદ્ધ થાય છે. એ ચોક્કસ જણાયુ છે કે પ્રભુપ્રાપ્તિ માટે અન્ય સર્વ બળ કરતાં પ્રભુ–સ્મરણનું જ બળ શારીરિક શુદ્ધિ કરવા સાથે સફળ બને છે. જુઓ:—

### દોહરો

શરણ વરણ ને સ્મરણથી સેના થયા પુનિત; [પણ—]
ચિત્ત પ્રતીત રહેતી નથી, ભયભીત રહે છે નિત્ય.

આમાં અભિપ્રાય એ છે કે, અહંકારથી હરિ દૂરજ રહે છે, તેથી અહભાવથી તે મુક્ત રહેતા, શ્રીહરિને લગાર પણ વિસરતા નહિ, ને તે દ્વારા અજ્ઞાનને તથા પાપોને દૂર કરતા જતા.

કબીર નામ હૃદે ધર્યો, ભયો પાપકો નાશ;
માનું ચીનગી આગકી, પડી પુરાને ઘાસ.

આમ પ્રભુસ્મરણના પ્રતાપથી પાપોને બાળતા જાય છે તેમ પ્રભુનો વિશેષ અનુભવ થતો જાય છે. કેવળ પ્રભુ ઉપરનો પ્રેમ વધતો જાય છે, જેથી પ્રભુની સુંદર મૂર્તિની સેવામાં તેવાજ અતૂટ પ્રેમથી લાગ્યા રહે છે અને તેથી એવો નિયમજ રાખ્યો હતો કે, મદિરમાં ગયા કે કેવળ પૂજામાજ તલ્લીન બની જઈ એકજ ધ્યેય; છતાં મનને અતૃપ્તિ તથા ભય તો રહ્યાજ કરતાં કે મારા જેવા અધમનો પ્રભુ કેમ ઉદ્ધાર કરશે ? આમ તેમને ભલે ભય રહે, પણ પ્રભુની દૃષ્ટિએ અધમ–ઉત્તમ કોણ છે ? ત્યાં તો સર્વનું પ્રેમપૂર્વકનુ સ્વીકારી લેવા કાયદો છે; અને સર્વ શરણાગતનો ઉદ્ધાર કરવા તમન્ના છે. આ વસ્તુની ખાત્રી માટે જુઓ આ

ચમત્કાર બન્યો; નાઇની સેવાથી પ્રસન્ન થઇને પ્રભુ નાઇ બને છેઃ—

ગરબી-'તુજ કારણ' એ રાગ

એક ટાણે સેનાજી રે, બેઠા સેવામાં પ્રીતે,
તેજ વ્હાણે રાજાજીએ રે, વિચાર કર્યો ચિત્તે,
આજે વ્હેલી હજામત રે, કરાવીને ન્હાઈ લઉં,
દાસ મેલી તુરતજ રે, સેના આવે એવું ચહું.

રાજાના નિત્યના નિયમ પ્રમાણે આજે ન હતું. એ નિયમમાં હરકત ન આવે તે પ્રમાણે તો સેનાએ પોતાની સેવાનો કાર્યક્રમ રાખ્યોજ હતો, પણ આજે તો પ્રભુની ઇચ્છાથી રાજાની બુદ્ધિમાં અણધાર્યો ફેર પડયો હતો. તેણે સેનાને બોલાવી લાવવાને દૂત મોકલ્યોઃ—

ઘેર આવી કહે દૂત રે, રાજા તેડે નાપિતને,
રીત આવી મજબૂત રે, કહે કોણ આવી કને.

ઘરનાં બધાંય મનુષ્યો જાણતાંજ હતાં કે, સેવાના સમયે ગમે તે આવે તેને સાફ કહી દેવું કે 'ઘરમાં નથી.' તેથી—

નથી એ તો ભુવનમાં રે, જવાબ બચ્ચાંએ દીધો,
દૂત ચેત્યો સ્વમનમાં રે, ખોટો ખુલાસો કીધો.

દૂતે જોયુ કે અંદર મંદિર તો ગાજી રહ્યું છે, તેથી ઘરમાં હોવા છતાં આવવાની ના પાડે છે. પોતે રાજાનો માનીતો બન્યો છે તેથી હવે છકી ગયો છે. આમ દૂતને અદેખાઇથી ક્રોધ ચઢ્યો. સેનો હજામ હોવા છતાં રાજાની પ્રીતિનું પાત્ર હતો તેમાં કારણ એ હતું કે 'समानशीलव्यसनेषु सख्यम् – જ્યાં શીલ તથા વ્યસન સમાન હોય છે ત્યાં મિત્રતા થાય છે.' એ ન્યાય પ્રમાણે રાજા પોતે ઉચ્ચ કોટીનો ભક્ત હોવાથી તેને ભક્ત હજામ ઉપર પ્રીતિ હતી તે પણ હમેશાં તલસ્યા

કરતો. હતો—'હરિ ! દે નિજ આનંદ.'

જેમ દેવોનાં કાર્ય કરવા અવતરેલા નંદના નંદ શ્રીહરિએ પોતાના ભક્તજનોને પોતાના પરમાનંદનો સ્વાદ આપ્યો હતો તેજ પ્રમાણે આ પ્રસંગમાં પણ આ બન્ને ભક્તોનો ભક્તિભાવ વધારવાને પ્રભુએ આ પ્રસંગ ઇરાદાપૂર્વક આણ્યો હતો. 'રાજાનો માનીતો આ ક્ષુદ્ર નાઈ !' આ વાતથી રાજ્યના બધાય અધિકારીઓ ઇર્ષ્યાથી બળી રહ્યા હતા, તેઓને આ લાગ મળ્યો. તેમાં આ દૂતે શરૂઆત કરીઃ—

કીધી ચાડી રાજાને રે, એ આવતોજ નથી;
આંખ ફાડી કહ્યું ફરી રે, લઇ આવ જા હુકમથી.
ફરી આવ્યો ન ફાવ્યો રે, વધારીને વાત કહી,
ભભકાવ્યો સહુએ રે, ચાડી ભાત ભાત કહી.

પદ—'હીલ મીલ પનીયાં' એ રાગ.

કોપ્યા રાજાજી નાઉ થયો પાજી,
નાઉ થયો પાજી, અતિશે મિજાજી, કોપ્યા રાજાજી.
મેં માન્યો તેથી અભિમાન્યો, હુકમે અપમાન્યો હા! બચ્ચાજી.
જાઓ પકડી લાવો જકડી, કરો ઘેર કડી, તજે પતરાજી.
સેનાજી નથી જાણતા કશું એ, ચઢ્યું વિપતિ વાદળ તો ગાજી.
ઝટ ધાયા વ્હારે જગરાયા, સેનો બન્યા જરી નહિ લાજી.
આવી ઉભા રહ્યા નૃપ આગળ, શું સુધરી બગડેલી બાજી.

ભક્તિ વિજયકાર લખે છે કે, આ સેના નાઇ કોણ થયું ?

"આદિ પુરૂષ નારાયણ ક્ષીર સાગરવાશી શેષશયન,
"તો શ્રી હરિ ઘોંકટી ઘેઉન રાજદ્વારાસી પાતલા,
"વજ્રાસની બૈસોન યોગી કરીતી અખંડ ધ્યાન;
"તો સૈન્યાચેં સંકટ દેખો ન તાપિત હોઉન જાતસેં.
"કિરીટ કુંડળ કૌસ્તુભ મણિ, કાઢુનિ ઠેવી ચક્રપાણી;

" ખાધા ઘોંકટી લાવુની ત્વરે કરૂની નિઘાલે. "

ભગવાને સ્વરૂપ તો સેના નાઇનું લીધું હતું પણ તે પ્રકૃતિનો વિકાર ન હતું; પણ દિવ્ય સદ્ગુણસંપન્ન જ્ઞાનાનંદાત્મક હતું. એ જ્યાં જ્યારે પ્રકટ થાય છે ત્યારે સર્વે તે પર મુગ્ધ બને છે. શ્રી રામચંદ્રસ્વરૂપે જ્યારે જનકપુરમાં પધાર્યા ત્યારે હજારો રાજાઓ સીતાજીની લાલસાથી ત્યાં જો કે આવ્યા હતા છતાં તેમને જોઇને જનકપુરના નરનારીઓ ઘેલાં બન્યાં હતાં, તે વેળા બસ એકજ ઘોષ થઇ રહ્યો હતોઃ—

૫૬

લે લ્યોરી સખી લોચન લ્હાવા;
ના ફીર રામ જનકપુર એહું, ના ફીર તુમ યહ સુખ કબુ પાવા.

નગરની શેરીએ શેરીએ આજ ચર્ચા થઇ રહી હતીઃ—
રતનારે નેનાં જાકે, સખી મુનિસંગ બાલક કહાંકે ?

અને જનકરાજાને તો પોતાના દેહ પરનું અભિમાન ન હતું, જેથી તે 'વિદેહી' કહેવાતા હતા; એવા પ્રકૃતિ–પુરુષના વિવેકી તે રાજાને પણ રામલક્ષ્મણ જોતાં મોહ થયો હતો. તે વેળા એ બોલી ઊઠયા હતાઃ—

આ બે બાળ કહેના છે, કેવા સુંદર મજેના છે ?

તેમજ દંડકારણ્યમાં વસનારા મુનિઓને પણ મોહ થયો હતો, જેથી તેઓ કૃષ્ણાવતારમાં ગોપીઓ રૂપે થયા હતા; ને શ્રીકૃષ્ણસ્વરૂપે મથુરાના બજારમાંથી જે વેળા નીકળ્યા હતા તે વેળા કંસનો ભય હોવા છતાં દુકાનદારોએ પ્રભુના પગમાં પડી પૂજન કર્યું હતું. આ રીતે પ્રભુ પ્રકટે છે ત્યારે તેમનું દર્શન કરનાર મુગ્ધ બને છે. તેમાં પણ જેમનાં હૃદય શુદ્ધ

હોય અને જેઓ કેવળ પ્રભુનેજ ઇચ્છનારા હોય છે, તેઓની કામના પૂરવા માટે પ્રભુ જ્યારે પ્રકટે ત્યારે તો શું ખામી રહે ?

પદ–રાગ કાલીંગડો. 'નજરીઆં લાગી રે' એ ઢાળ.

રાજા તો ગયો મોહી રે, સેનાને જોઈ. રાજા તો૦ ટેક.
કોપનું તો ચિહ્નજ ન રહ્યું ને, વૃત્તિ મૂર્તિમાં પ્રોઈ રે. રા૦
જે દેખે તે વરતે હેતે, ભેદ ન સમજે કોઈ રે. રા૦

વામન ભગવાન બટુક સ્વરૂપે બ્રહ્મર્ષિઓની સભામાં જ્યારે ગયા હતા ત્યારે તેમને જોતાંજ સર્વ બ્રહ્મર્ષિઓ મોહિત બનીને સન્મુખ ઊભા થઇ ગયા હતા, ને 'પધારો પધારો' એમ કહી સન્માન આપવા આતુર બન્યા હતા; પણ તેમાં નવાઇ નથી. પ્રભુ પોતાના પરમાનંદને પ્રકટ કરે છે ત્યારે જેટલી જેની યોગ્યતા હોય તે પ્રમાણે ન્યૂનાધિક તેનો અનુભવ પ્રત્યેકને થાયજ છે; માટેજ તેમને પ્રાર્થના કરો કેઃ—

હરિ ! દે નિજ આનંદ, નંદના નંદ સંતસુખકંદ.

એ પરમેશ્વર તે સમયે સંત સેનાના પ્રતાપથી એ રાજાને પણ સુખ કરનાર થયા હતા; જેમ નરસિંહ મહેતાના પ્રતાપથી તેમની પત્નીને તથા નાગરોને પણ પ્રભુનો સાક્ષાત્કાર થયો હતો; તેજ પ્રમાણે આ રાજા ઉત્તમ અધિકારી હોવાથી—

રાજા તો ગયો મોહી રે, સેનાને જોઇ. રાજા તો૦
બેસાડયો ત્યાં બેઠો રાજા, ભાનબીજું ગયો ખોઈ રે. રાજા તો૦

આનંદનિધાન પરમાત્મા, સેનાના સ્વરૂપમાં જેમ જેમ રાજાની સમીપ આવતા ગયા તેમ તેમ લોહચુંબક જેમ લોઢાને આકર્ષે તેમ રાજામાં આકર્ષણ થતું ગયું. તે પછી ભગવાનની સન્મુખ રાજા જ્યારે બેઠો ત્યારે તો પૂછવુંજ શું ? જેમનો હૃદયમાં સાક્ષાત્કાર કરવા માટે યોગીઓ સમાધિમગ્ન રહી

સેંકડો વર્ષો સુધી ક્ષુધા, તૃષા, તાઢ, તાપ વગેરે દેહના ધર્મોને વિસારી મૂકે છે તેજ પ્રભુ સાક્ષાત્ જ્યારે સન્મુખ બેઠા ત્યારે રાજાના એ અપૂર્વ આનંદનું શું કહેવું ? અને તેમાં પણ હજામત કરવા માટે એ સેનાસ્વરૂપ પ્રભુએ જ્યારે સ્પર્શ કર્યો ત્યારે તો એ આનંદાનુભવ ખરેખર અતીવ અદ્‌ભુત, અતિશય વિલક્ષણ ને સર્વ કરતાં શ્રેષ્ઠ જણાયોઃ—

પદ-'તેરા કુમલા જીયરવા' એ રાગ

અહો આ શો આનંદ! (૨) ઉઠે આ શો આનંદ! ઉરે શોચેરાજા.
અહો આ શો આનંદ! ટેક૦
કર સ્પર્શે બન્યો પુરો બેફીકરો, દીસે ના દુઃખ દ્વંદ. (૨) ઉરે૦
તન શું પલાળે મન ભીંજે વ્હાલે, ભેદ જાણે ન અંધ. (૨) ઉરે૦
વાળ શું બોડે અઘ મૂળથી તોડે, એનો દિવ્ય સંબંધ. (૨) ઉરે૦
સ્વમુખ જોતાં નાઈ મુખાંબુજ, જુવે થઇ મકરંદ. (૨) ઉરે૦
ક્ષૌર થયું પુરૂં મન રહ્યું અધૂરૂં, છોડયો છુટે શે છંદ. (૨) ઉરે૦
ઉરે હરખ તો નથી વદી શકતો, ફસ્યો છે એને ફંદ. (૨) ઉરે૦

માત્ર રાજાનીજ ખાતર આમ નહોતું થતું. મુખ્ય કારણ—

મંદાક્રાન્તા છંદ

જેવી રીતે નિજ સદનમાં, સેવતા ભક્તરાજા;
તેવી રીતે નૃપસદનમાં, સેવતા જગ્તરાજા;
જેવી રીતે પ્રતિકૃતિ રૂડી, દાસ ત્યાં આચરે છે;
તેવી રીતે પ્રતિકૃતિ રૂડી, સ્વામી સ્હામી કરે છે.

રાગ બિહાગ. 'મોહિનીકી લાગે' એ ઢાળ.

હરખથી ઉભા સેનાનાઇ, જગતપતિ શેષશાયી. હરખ૦
નૃપ બેઠા આવી બાજઠ પર, અભ્યંજન થવું ચાહી. હરખ૦
જટીત પ્યાલી ભરી મોગરેલે, ભભક રહી ફેલાઈ. હરખ૦
પાસે મુકી પ્રભુએ જેવી, નૃપ શું જુવે એ માંહી. હરખ૦

રાગ કલ્યાણ 'ઝગમગ ઝગે' એ ઢાળ

અદ્દભુત દેખી સુરત ઘનશ્યામ, તેલ પ્રતિ નૃપતિ એ અચાનક.
રૂપ ચતુર્ભુજ ઝગે મુખાંબુજ, કિરીટ શીર્ષ ઝગે કુંડળકાન.
મન ત્યાં પ્રોયું ભાન બીજું ખોયું, લોચન ઠરી ગયા તે ઠામ.
કોણ કરે મર્દન હું ક્યાં છઉં, વિસરી ગયા એ વાત તમામ.
દષ્ટિથી અમૃત દિવ્ય પીતા, પૂર્ણ થાય શે એ મનકામ.

## ઉપેન્દ્રવજ્રા છંદ

બની ગયો સ્તબ્ધ ઉઠે ન રાજા, તદા મુઝાયા સહુ લોક ઝાઝા;
વધા કૃપાનાથ ઠરે રસોઈ, ઉઠો હવે છે સજ સર્વ સોઇ.

## દોહરો

પ્યાલીની વ્હાલી સુરત, ચાલી ગઇ તતકાલ;
ભાળી સેનાને ફરી, વધા ઝાલી ભૂપાલ.

પદ-આશાવરી 'કોન ખબરીયા' એ રાગ

ઘેર નહિ દઉં જાવા (૨) કહે રાજાઓ વ્હાલા સેના!
શું સુંદર છે તું સુખકર વ્હાવા! નહિ દઉં જાવા. ટેક.
તું રહે પાસે, દુઃખ ભય નાસે, અંગ અંડે આનંદ પ્રકાશે;
હૃદય વિકાસે, શું સુખ ભાસે, કહ્યું ન જાય અ હા હા હા! ન૦
તારામાં છે લગની લાગી, ભુખ તૃષા ભીતરની ભાગી;
થાઉં વેરાગી રાજ્યે ત્યાગી, એમ માંડ્યું છે ચિતડું મ્હાવા.ન૦

## માલિની છંદ

અડબડ સમજાવી, ને રજા માગી લીધી,
ઝટ ઘર મહિ આવી, કોથળી મુકી દીધી;
(તે તો સેનાનીજ હતી)
હરિ વિચરિ ગયા કે, ત્યાં થયા સ્વસ્થ સેના,
(પૂજા પૂરી થઇ)
બની ગઇ સઘળીથી, જ્ઞાત એ થાય શેના?

પરતુ રાજાને જ્યા પ્રભુનો વિયોગ થયો કે ત્રિતાપ પ્રકટયો, પછી શુ કહેવુ! એ અદ્ભુત અનુભવનો વિરહ! ને તે અધિકારીને—

પદ-'પ્રિયતમ પ્યારા' ધનાશ્રી

વધા ઝટ રાય ત્યાં તો વધા ઝટ રાય,
સેના વિના હવે નહિ રહેવાય, વધા ઝટ રાય.
ન્હાવુ ગમે નહિ, ખાવું ગમે નહિ, જાવું ગમે નહિ મંદિર માંહ્ય.
કામણ કીધું મારૂં મન હરી લીધું, લાગી રગેરગે વિરહની લ્હાય
પ્રાણ મુઝાય, જાય શુ જીવડો તેડી લાવો કરી કોટી ઉપાય.
સહુ શોચે આ ખેલ તે શો છે! ભેદ ન કોઇથકી સમજાય. વ૦

## સાખી

સેના સેવાથી પરવાર્યા વાર આજ થઇ ભારે;
જાણ્યું જવાબ દીધો છે બચ્ચાંઓએ પરભારે.
તેથી તુરત ધર્યા સમજીને જવા ભૂપતિદ્વારે,
ત્યાં તો તેડાં આવે જાતાં, સ્હામા હારોહારે.

કારણકે રાજાને લગની લાગીજ રહી હતી, તેથી 'હા તેડી લાવો,' 'તમે જાઓ, તમે જાઓ,' એજ વાત હતી, પણ જે 'સેનાજી' ગયા તે કાઇ એવા તેડાથી આવે તેમ હતા? બીજી ગમથી, ભક્તરાજ પણ—

## ગીતિ

સેના સમજે સેના? બની બીના શી આજ અકથ આવી;
છે ના જે ના સમજે, તે ભક્ત ઉભા રાય નિકટ આવી.

રાગ 'કાલીગડો' પદ 'રતનાર નેના' એ ઢાળ

રાજા જોઈ હૃદયે વિચારે, સેના તો આ દીઠું મેં શું ત્યારે! રા૦
પહેલો દીઠો તેનો અપૂર્વ મીઠો, આવો દીઠો બહુ વારે;
તે તો કહેવું આવોજ હતો નહિ, ત્યારે થયું શું આ વ્હારે. રા૦

દીઠું તેલમાં રૂપ ચતુર્ભુજ, કિરીટ મુકટ જે ધારે;
તેજ હતા એ રહ્યા જ જતા એ, સમજ્યા એ સેના આધારે. રા૦
ફોડયો ભેદ તદા સમજ્યો નૃપ, ભૂલ કરી મેં ભારે;
હરિ પાસે શું કરાવી હજામત, સેના ડુબ્યા એ આભારે. રા૦
ગદગદ કંઠ બેઉનાં નેત્રે, ચાલી રહી જળધારે;
ભૂપ પીગળતા પશ્ચાત્તાપે, સેનો પીગળતા પ્યારે. રા૦
સ્તવી ધ્યાયી બેઉ બડભાગી, શાન્ત થયા બહુ વારે;
પણ નૃપતિને લાગી લગન તે, હરિ વિણ કોણ નિવારે. રા૦

હવે તો સૌ સમજ્યાં કે શું માગવું ને તે કેવું લાગે? રાજા તો અનુભવ પણ કરી ચૂક્યા હતા; એટલે અતિ આતુરતાથી તેમણે કહ્યું—'હરિ દે નિજ આનંદ.' સેનો બીજું શું માગે? 'નંદનાનંદ સંતસુખકંદ, હરી દે નિજ આનંદ.' કહેવાનુ કહેવાઈ ચૂક્યુ; હવે તો ઉપસંહાર કરીએ:—

## લાવણી

ભૂપ સેનાના સત્સંગે,
થયા ભક્તને વિરક્ત રંગીન રંગીને રંગે;
ગુરુસમ સેનાને માને,
હરિભજન સેવન કીર્તન એ જીવન મનમાંને.
સાધુઓને સેવે સ્નેહે,
શુચિ શાન્ત શ્રદ્ધાળુ શૂરો સંત થયો ગેહે,
પ્રભુનો પુરેપુરો પ્યારો,
સેનાના સંગીનો થઈ ગયો સફળ જન્મારો.

## ચોપાઈની ચાલ

વંશ વાઘેલાનો વિદ્વાન, હતું રામ રાજા અભિધાન;
લાગી તેને તીખી તાન, ભાવિક બન્યા ભવ્ય મસ્તાન.
પ્રેમે પોતે પૂજે પ્રાણનાથ, ધરે ભવે ભોગો ભાતભાત;
સાચા સાધુ આવી રહે સાથ, પોતે પીરસે પ્રીતિથી પ્રસાદ.

પદ-'મોહિની લગાડોરે.' એ રાગ

ધન્ય રામ રાયરે, ધન્ય રામ રાયરે.
જેને નામે પાપો જાયે, એવા શુચિ કાયેરે. ધન્ય૦
એક દિવસ પંગત બેસાડી, આવ્યા પોતે થાળ ઉપાડી;
બે કર કીધા હતા લગાડી, હતા પીરસતા દોટો કહાડી.ધ૦
એવે પગની આવી અડફટ, પીતાંબરી છુટી ગઈ ઝટપટ;
બે હાથે કરતા હતા ખટપટ, લાગી તેથી ચિત્તમાં ચટપટ.ધ૦
વિહ્વળ થતાં ન રહ્યા ઢંકાયા, બીજા બે ભુજ પ્રકટ જણાયા;
તેથી ઇચ્છિત અર્થ સધાયા. પણ સહુમાં પાર્ષદ પરખાયા.ધ૦
સેવે છે નર દેહો ધારી, પણ વશ કીધા પૂર્ણ મુરારી;
થયા છે ચતુરભુજ અધિકારી, ખરા ભાવની છે બલિહારી.ધ૦

પદ-'નટવર નંદકિશોર' એ રાગ

જય જય ધન્ય ધન્ય જગનાથ;
સેનાને તો વિસરે શેના, કીધો છેજ સનાથ. જય જય.
રામરાજનું પણ કાજ કર્યું, આજ દીઠું સાક્ષાત. જય૦
પ્રેમ તણે વશ છે પરમેશ્વર, આનંદઘન અગાધ. જય૦
પુરી પરચા આપી અનુભવ, થઈ કરતા વિખ્યાત. જય૦
બંનેને તાર્યા સ્વીકાર્યા, મળ્યું ચહ્યું ભલી ભાત. જય૦

તેથી એજ—

હરિ દે નિજ આનંદ,
નંદના નંદ સંતસુખકંદ, હરિ દે નિજ આનંદ.

કળિયુગમાં પણ જોયુ કે—

અનુભવમાં અનુભવમાં આવે, ન નડે બંધ સંબંધ;
સ્વવશ કૃપા એ અવશ્ય, કરવા માગું મહા મતિમંદ.
નંદના નંદ સંતસુખકંદ, હરી દે નિજ આનંદ



# श्री चंद्रहास–आख्यान

[ पाप–परिणाम–विषय ]

## પૂર્વરંગ

પદ–રાગ ખમાચ

કદી કેમે કોઈને દુભવ માં દુ:ખ પામે જેથી તું ભવમાં;
તારે હાથ વાત છે તારી આવે અનુ અનુભવમાં. ટેક.

'પાપ' અને 'પુણ્ય' શબ્દ સૌને સુવિદિત છે. 'પાપ' એટલે 'पापाय परपीडनम्–બીજાને પીડા ઉપજાવવી તે.' પાપની વ્યાખ્યાસૂચક આ વાકયમાં 'પર' શબ્દનો અર્થ 'પોતે નહિ' એવો થાય છે. અર્થાત્ પોતા સિવાય હરકોઇ પ્રાણી હોય, જેને પીડાની લાગણી ઉદ્ભવી શકતી હોય, તેને પીડા ઉપજાવવામાં જે હેતુ અને તેજ પાપ કહેવાય છે. આજ આશય શ્રીમદ્ ભગવદ્ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ દર્શાવે છે:—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

'વિદ્યા–વિનયયુક્ત બ્રાહ્મણ પર, ગાય–બળદ પર, હાથી કે કૂતરાં ઉપર અથવા ચાંડાળ ઉપર પણ જ્ઞાનીઓ સમદષ્ટિવાળા

હોય છે. '—અર્થાત્ એ પ્રત્યેક શરીર પવિત્ર, અપવિત્ર, વિશેષ ઉપયોગી, અલ્પ ઉપયોગી, અતિમાન્ય, વિશેષ સંગ કરવા યોગ્ય, કંઇક ઓછો સંગ કરવા લાયક અને તદ્દન સંગ કરવાને અયોગ્ય પણ હોઇ શકે છે. જેમકે બ્રાહ્મણ, વિદ્યાવિનયથી યુક્ત હોય છતાં જો તેમાં તમોગુણનું આધિક્ય હોય તો તેનો સંગ અયોગ્ય ગણાય છે; જ્યારે સત્ત્વગુણના આધિક્યથી ગાય-બળદનો સંગ પવિત્ર મનાય છે; એજ પ્રમાણે તમોગુણના આધિક્યથી કૂતરાં તથા ચાંડાળનો સંબંધ અપવિત્ર છે આ રીતે પ્રત્યેક શરીર સત્ત્વ, રજસ તથા તમોગુણથી ઉત્પન્ન થયેલું હોવાથી તે ત્રણ ગુણોજ પ્રત્યેકના દેહોને શુભાશુભ કરે છે, પણ તે તે સર્વ શરીરમાં જે આત્મા સ્થિતિ કરે છે તે તો દેહથી ભિન્ન હોઇને ' न हन्यते हन्यमाने शरीरे '–શરીરનો નાશ કર્યો છતાં નાશ પામતો નથી, અગ્નિથી બળતો નથી અથવા બીજા કોઇ પણ પ્રકારથી વિકાર પામતો નથી. અર્થાત્ આત્મા તો ' अविनाशी-अव्यय ' છે. ' विनाशमव्ययस्यास्य न कश्चित् कर्तुमर्हति '–આ અવિનાશી આત્માનો વિનાશ કરવાને અથવા આ નિર્વિકાર આત્માને વિકારી કરવાને કોઈ સમર્થ નથી. 'अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः'—નિત્ય-અવિનાશી આત્માને જે આ શરીરોનો સંબંધ જણાય છે તે શરીરોજ નાશવંત છે. આ રીતે આત્મા નિત્ય છે એટલે કૂતરાના દેહમાંથી ગાયના કે બ્રાહ્મણના દેહમાં જાય અથવા ત્યાંથી ચાંડાળના શરીરમાં પણ પ્રવેશ કરે; જેમ ભર્તૃહરિ મૃગ થયા; નગરાજા કૃકલાસ-કાચંડો થયા, છતાં આત્મા તો તેનો તેજ. દેહની જાતિ ચોરાસી લાખ કહેવાય છે, અને તે સર્વ શરીરરૂપ ખોખાઓમાં જીવો સ્થિતિ કરી રહ્યા છે તેઓ સર્વે મૂળ સ્વરૂપે સમાન, અજ્ઞ, અવ્યય, નિત્ય, નિર્મળ અને જ્ઞાનસ્વરૂપ-જ્ઞાનવાન છે;

એટલે તેઓને લાગણી અવશ્ય છે ગમે તે શરીરમાં હોય પણ તે શરીરને અનુકૂળ અનુભવથી સુખ તથા પ્રતિકૂળ અનુભવથી દુઃખ તેમાં રહેલા આત્માને જણાય છે. સ્થાવરને ઓછું, પશુ-પક્ષીને તેથી વધારે અને મનુષ્યને તો કાયિક, વાચિક ને માનસિક-એમ ત્રણ પ્રકારે પ્રતિકૂળ અનુભવ કરાવી શકાય છે; પણ તેથી તેને જે લાગણી થાય છે તેજ દુઃખ છે અને તે ઉપજાવવામાં જે કારણ બને છે તેણે 'પાપ' કર્યું, એમ કહેવાય છે. પછી તે ગમે તે હો, ગમે તે કાળે કે ગમે તે પ્રકારે હો. આજ અભિપ્રાયથી અહીં કહેવામા આવ્યું છે-' કદી કેમે કોઇને દુભવ મા.' જેની પ્રકૃતિ તામસી હોય છે તે તો બીજાને દુઃખ ઉપજાવવામાંજ આનંદ માને છે, બીજાને દુઃખી થતાં જોવાં તેજ તેનો આનદ છે. જેમ કોઇ કવિ આ તામસી પ્રકૃતિવાળાને વર્ણવે છે—

પગ પાંખોને પકડી તોડે રાજી થઈ જોવાને દોડે;
કંઈક સુવાળે કાંસા ઘાલે હાથ-પગો તરફડતા ભાળે.
સૂળી કાંટા સોયજ કેરી ઘોંચી હાથે ધરે નમેરી;
પક્ષી પર જે ગલોલ મારે તે પાપી ચિત્તમાં ન વિચારે.

બળવાન નિર્બળ પર આવું કરી શકે છે. જેમ એક કવિએ ગાયુ છે—

રાંક પ્રાણીનો સુણજો પોકાર રે લોકડીયાં,
અમ પશુ પર આ શો પ્રહાર રે લોકડીયાં;
વાચા વિનાના સર્વ અવાચક લાચાર સર્વે પ્રાણી;
સુખ-દુઃખમાત્ર સૂચવીએ ઇશારે,
મુંગી અમારી વાણી રે લોકડીયાં.

અવાચક પ્રાણી બોલી શકતાં નથી, પણ તેમને જે કષ્ટ થાય છે તે તો સ્પષ્ટ જણાય છે, છતાં તેમાંજ આનંદ માન-

નારા ઘેટાં, પાડા ને કૂકડાઓને લડાવે છે; અરે, કેટલાક તો એટલાથી પણ અટકતા નથી; શહેનશાહોના કુમારો શિકારે જાય છે ત્યારે હજારો પશુપક્ષીઓના સંહાર કરી નાખે છે. આવા સમજુ ગણાતા પણ જ્યારે તેમાંજ આનંદ માને છે ત્યારે અજ્ઞાનીઓને તો શું કહેવું ? કેટલાક તામસ પ્રકૃતિવાળાઓ તો જ્ઞાનનો ઘમંડ ધરાવતા આવો ઉપદેશ આપવાને પણ અચકાતા નથી કે, ' ગાયમાં આત્મા નથી.' આવા લોકો કેવળ પોતાનું પેટ ભરવા માટેજ પ્રાણીઓને મારે છે, એમ નથી; પણ પોતાના હાથ સળવળે છે, તેથી પણ નિર્દોષ પ્રાણીઓના પ્રાણ લે છે. અરે, અતિશય કારીગીરીના નમૂનારૂપ અને ઘણા મુહિનાઓની મહેનતે તૈયાર કરવામાં આવેલાં તે પ્રાણીઓનાં ઘરો-માળાઓનો વૃથા વિનાશ કરે છે; તેમની પ્રિય માદાઓ તથા નિરાધાર બચ્ચાંઓ પોતાના પ્રિય પાલકની રાહજ જોતાં ટળવળે, ને આ લોકો તેમાં આનંદ માને ! લાગણીશૂન્ય તેઓનાં આ વર્તનમાં તેમણે માનેલો પરમેશ્વર તે પ્રાણી-પશુપક્ષીનો પિતાજ સહાય કરે છે, અને આજ્ઞા આપે છે, એમ જ્યારે તેઓ માને ત્યારે તેઓને કહેવાનું શું ? તેઓ માટે ઉપદેશ કયો ? ' હરામ ને હલાલ.' ' ભોગ ' જ્યાં અપાય છે ત્યાં મનુષ્ય સિવાયની હરકોઇ જાતિ પરથી દયાની લાગણી વિનાશ પામે છે; અને પછી તો ગમે તેને ઉપદ્રવ કરવાનો સ્વભાવજ પડે છે, તેથી મનુષ્યને પણ તરફડતો જોઇ કંપારી થતી નથી, આવું ક્રૂર હ્રદય બની જાય છે. બીજી બાજુ ક્રમશઃ વિચારશીલતાનો કંઇક અંશે વિકાસ થતાં પ્રાણી પરની ક્રૂરતાને અટકાવનારાં મંડળો અને કાયદાઓ થતા જાય છે અને ' अहिंसा परमो धर्मः '–એ પવિત્ર સિદ્ધાંત પ્રાણીમાત્ર માટે કંઇક પ્રસરતો જાય છે. આ સિદ્ધાંતના પ્રચા-

રથીજ 'વનસ્પતિનો આહાર કરનારાઓનીજ મંડળીઓ' માંસાહારીઓમાં પણ ઊભી થતી જોવામાં આવે છે. ક્ષત્રિયો પણ કંઠીબદ્ધ થઇ માંસાહાર ત્યજવા લાગ્યા છે, પણ ભગવાન શ્રીકૃષ્ણ તો આવીજ દૃષ્ટિને સર્વોત્કૃષ્ટ કહે છેઃ—

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

'હે અર્જુન ! હરકોઇ પ્રાણીને પોતાની પેઠેજ સુખ તથા દુઃખ સરખું થાય છે, એમ જે જુએ છે તેને શ્રેષ્ઠ યોગી માનવામાં આવ્યો છે.'

આપણે ઇતિહાસ રામાયણ તથા મહાભારત તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે પણ 'કદી કેમે કોઇને દુભવ માં' એ સિદ્ધાંતમાંથીજ તે મહાગ્રંથોની ઉત્પત્તિ જણાઇ આવે છે. શ્રીમદ્વાલ્મિકિય રામાયણનો 'मा निषाद प्रतिष्ठास्त्वम्'—એ પ્રથમ શ્લોકજ સમસ્ત રામાયણના મૂળ તરીકે આદિકવિ વાલ્મિકિએ ગાયો છે. ક્રૌંચપક્ષીના યુગલમાંથી એકને પારધિએ વીંધ્યું તે મહર્ષિ વાલ્મિકિને ખેદ સાથે જણાયું કે, પારધિએ આ ઘોર પાપ કર્યું છે; આ પાપના ફળ તરીકે પારધિને અનંતકાળ પર્યંત સુખ-શાંતિ નજ મળે તે યોગ્ય છે, એમ માનીને તે મરનારની વતીજ અથવા તે યુગલની વતીજ એ શ્લોકરૂપે શાપોદ્ગાર કે શોકોદ્ગાર મહર્ષિના મુખમાંથી સરી પડયો; જાણે પોતાનેજ અથવા પોતાનાંજ કોઇને હાનિ થઇ હોય એમ તેમણે માન્યું અને તે પ્રશસ્ત લાગણીના પરિણામેજ એ શ્લોક એટલે પ્રશંસનીય વાકય શતકોટિ રામાયણરૂપ મહાવૃક્ષના બીજરૂપે અકસ્માત્ પ્રકટ થયું; અને તેજ પ્રમાણે મહાભારતના મુખ્ય યોદ્ધા પાંડવોની

ઉત્પત્તિ પણ તેમના પિતાથી ન થવામા આ કારણ સુપ્રસિદ્ધ છે પાડુ રાજા શિકાર ખેલવા ગયા, અને ત્યા મૃગના યુગલ માના એકને બાણથી વી ધી નાખ્યુ, મૃગની લાગણી દુભાઇ, જેના ફળરૂપે તેમને શાપ થયો, અને પરિણામે તે શાપનાજ બળથી પોતે ભાન ભૂલ્યા, અને તેમનુ એજ દુષ્કૃત્ય મૃત્યુના કારણરૂપ થયુ આ ઉપરથી પશુઓની લાગણી પણ કેવી અસર ઉપજાવે છે તે સમજી શકાય છે

મહારાજા દશરથના મરણનુ કારણ પણ તેવુજ છે પોતે શબ્દવેધી થયા હતા અને એની એજ ધૂનમા તેમણે હાથીને મારવા જતા શ્રવણમુનિનો વધ કરી નાખ્યો હતો, જેના પરિ ણામે શ્રવણના માતપિતાની લાગણી દુભાતા પુત્રવિયોગથી મૃત્યુ પામવાનો શાપ તેમને થયો હતો અને એજ પ્રમાણે તે મૃત્યુ પામ્યા હતા શ્રીમદ્ભાગવતનુ મૂળ તપાસો, પરીક્ષિત રાજાને પણ શિકારના છદથીજ શાપ થયો હતો. માત્ર પરીક્ષાની દૃષ્ટિએ ઋષિના ગળામા સાપ નાખ્યો જેના પરિ ણામે ઋષિના પુત્રની લાગણી દુભાતા સર્પદશથીજ માત્ર સાત દિવસના અતે પરીક્ષિતનુ મૃત્યુ નિર્માણ થયુ અને તે સાત દિવસમા શ્રીમદ્ભાગવતનુ સપ્તાહ શ્રવણ કરી તેમણે પરલોક સાધ્યો આ રીતે શાસ્ત્રોના પાયાજ ' કદી કોઇને દુભવ ના '-આ સિદ્ધાત પર મડાયા છે હરકોઇ સબળ કે નિર્બળ પ્રાણી, પછી તે મનુષ્ય હો અથવા પશુ-પક્ષી વગેરે ગમે તે હો પણ, તેની લાગણી દુખાતા ' દુ ખ પામે જેથી તું ભવમા ' એમ તે પાપના ફળરૂપે દુ ખપ્રાપ્તિજ દર્શાવવામા આવી છે આપણા હિદુભાઇઓમા આ અનર્થ ઘણો ઓછો જેવામા આવે છે અને આ વાચનારાઓમા તો કોઇકજ ભાગ્યે આવો અનર્થકર્તા હશે, એમ સમજી પ્રાણીઓપૈકી મનુષ્યને

ઉદ્દેશીને અહીં કહેવામાં આવ્યુ છે કે:—

**કદી કેમે કોઇને દુભવ માં, દુઃખ પામે જેથી તું ભવમાં.**

બીજા પ્રાણી કરતાં મનુષ્ય વિષે પ્રતિકૂળ અનુભવની લાગણી વિશેષ પ્રમાણમાં હોય છે. અપમાન, આઘ વગેરેથી કાયિક, વાચિક તથા માનસિક અતિ ઉગ્ર દુઃખો મનુષ્યને થાય છે, તેનાં સગા-સબંધીઓ પણ બીજાં પ્રાણી કરતાં વિશેષ હોય છે તેથી એકને લીધે અનેકને દુઃખ ઉત્પન્ન થાય છે. વળી બીજાં પ્રાણી કરતાં શક્તિ પણ મનુષ્યમાં વધારે હોય છે તેથી લાંબા સમય સુધી તેને દુઃખનો અનુભવ કરવો પડે છે; આથી તે મોટાં પાપ મનાય છે; તેમાં પણ જે વધુ લોકોપયોગી હોય તેવા કોઇ માનવકાર્યમા વિઘ્ન કરનારને તો ઘોર પાપ લાગે છે. આવો આ ક્રમ હોઈને માત્ર લક્ષમાં રહે તે પૂરતું જ અહીં માત્ર દિગ્દર્શન કગવવામાં આવ્યુ છે, ખરી રીતે તો કોઇ પણ પ્રાણીને ઉપદ્રવ ન કરવો, એ સિદ્ધાંત અહી વિવક્ષિત છે. આ સિદ્ધાંતજ સૌ કોઇ કહે છેઃ—

તુલસી હાય ગરીબકી કબી ન ખાલી જાય,
મુએ ઢોર કે ચામસેં લુહા ભસ્મ હો જાય.

ઢોરને દુઃખ દેનાર માનો કે લોઢું છે, તો તે લોઢાનુ વેર લેવાને પણ પેલા ઢોરનું ચામડું ધમણ બને છે અને લોઢાને ભસ્મ કરી નાખે છે. આમ કવિ દૃષ્ટાંત આપીને કહેવા એ માગે છે કે ગમે તેને ગમે ત્યારે ગમે તે રીતે દુઃખ દીધું હશે તો તેનું ફળ અવશ્ય ભોગવવું પડશેજ. 'કરે તે પામે' આ વસ્તુ સમજવાને 'વાવે તે લણે' એ ન્યાય છે. એટલે કે જ્યારે વાવે ત્યારેજ નહિ, અને જેટલુ વાવે તેટલુ જ નહિ, પણ બીજના નિયમ પ્રમાણે કર્મનો નિયમ છે. જેવાં બીજ

હોય તેવાંજ ફળ મળે છે તેમ જેવાં શુભ-અશુભ કર્મ કરાય તેવાંજ ફળ પમાય છે. બાવળનાં બીજનું ફળ વવાય તો ફળ પણ બાવળનુંજ મળે અને જો આંબાનું બીજ રોપાય તો આમ્રફળનો સ્વાદ મળે. માટેજ કહેવામાં આવ્યું છે કેઃ—

'કદી કેમે કોઈને દુભવ માં, દુખ પામે જેથી તું ભવમાં.

આપણાં શાસ્ત્રો માત્ર જીવોને તથા જડ વસ્તુઓને સમજાવે છે એમ નથી; પણ જીવ તથા માયા એ બન્નેનો નિયંતા ઈશ્વર છે, આમ કહી ઇશ્વરનુ અસ્તિત્વ ઉપદેશે છે. આ ઉપરથીજ સર્વ આસ્તિકો કહે છેઃ—

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર;
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર.
કાળા ગોરા કોય પણ, ધનહીણા ધનવાન;
કહો ન હલકા કોઈને, સઘળા એક સમાન.

આ સિદ્ધાંત ઈશ્વરનું અસ્તિત્વ માનનારા સર્વ કોઈને માન્ય છે. ગુલામોના વેચાણનો ધંધો નાબૂદ કરવાને લાખોનુ ખર્ચ ને જોખમ યુરોપિયનોએ ઉઠાવ્યું છે તે મનુષ્ય માત્ર પ્રત્યે પોતાના બંધુભાવના રહસ્યને ઉદ્દેશીનેજ છે. મુસલમાનો પણ 'રબીઉલ આલમીન' એમ કહી પરમેશ્વરને 'આલમોનો પાલકરક્ષક' ઓળખે છે, એટલે ઇશ્વરના અસ્તિત્વને તેઓ પણ સ્વીકારે છે અને તેથીજ સર્વને મુસલમાન બનાવવા તેઓ પ્રયત્ન કરે છે; તેજ પ્રમાણે ક્રિશ્ચિયનોનુ કરોડોનું મિશનરી ખાતું પણ આજ સિદ્ધાંત પર ચલાવવામાં આવે છે કે મનુષ્યમાત્રનુ કલ્યાણ કરવું, તે પરમ ધર્મ છે. જો આ ધર્મ સર્વમાન્ય છે તો મનુષ્યોને દુઃખ ઉપજાવવાની વાતજ ક્યાં રહે છે ? અરે ! આપણાં શાસ્ત્રો તો તેથીયે આગળ વધીને

કહે છે—' मा हिंस्यात् सर्वाभूतानि–કોઇ પણ પ્રાણીની હિંસા ન કરો–કોઇને લેશ પણ દુઃખ ન ઉપજાવો.' સર્વ દેશોના તથા ત્યાંના ધર્મોના ઇતિહાસો પણ મળે છે, જેમાં મનુષ્ય માત્રને સુખી કરવાનો સિદ્ધાંત પ્રસિદ્ધ છે. કેમકે સર્વ કોઇ કહે છે કે ' સૌ પરમેશ્વરની પ્રજા છે' માટેજ ' કદી કેમે કોઇને દુભવ માં.' કેમકે તેનું પરિણામ અથવા ફળ–' દુઃખ પામે તેથી તું ભવમાં ' અર્થાત્ કોઇને દુભવ્યાથી તેના તરફથી દુઃખ પ્રાપ્ત થાય છે એમ નથી, પણ પરમેશ્વર તરફથી તે બદલ શિક્ષા કરવામાં આવે છે અને તેજ કારણથી એ પ્રભુને–' ઈશ્વર '–સર્વનું નિયમન કરનાર કર્મ પ્રમાણે ફળ આપનાર કહેવામાં આવે છે. ઈશ્વરને નહિ માનનારા નાસ્તિકો પણ પોતપોતાને માટે કોઈ ' ઇશ્વર '–નિયમન કરનારને પસંદ કરે છે, એટલે તેઓ ઈશ્વરને નહિ માનતા હોવા છતાં પણ વસ્તુતઃ ઈશ્વરને માનનારાજ ઠરે છે, અને એવા કોઇ ઇશ્વરને નીમવામાં આવે છે તોજ સર્વની સ્વતંત્રતા જળવાઇ રહે છે. ' અબળ સબળ સહુ સુખી થયા, દુઃખ થયાં સહુ દૂર ' આ શાથી ? તેવા ઈશ્વરી નિયમોને અનુસરી જો કોઇને નિયંતા ઠરાવવામાં આવે છે અને ન્યાયાધીશ, પોલીસ, જેલ વગેરે અહીંજ ગોઠવવામાં આવે છે તોજ અબળ–સબળને તેઓનાં કર્મ પ્રમાણે ફળ મળતાં હોવાથી બધું વ્યવસ્થિત ચાલે છે, નહિ તો પશુસમાન અવ્યવસ્થા ઊભી થતા મોટાં મોટાં શહેરો વેરાન-સ્થિતિમાં જઇ પડે. તેમાં ઇશ્વર, રાજા, ન્યાયાધીશ કે નિયંતા ત્યાંસુધી શાસનવ્યવસ્થા જાળવે છે કે બાપને મારનાર દીકરો હોય તોયે શું ? તેને તે અપરાધ બદલ યોગ્ય શિક્ષા થાયજ છે, એવા અપરાધીને કોઇ કદી છુપાવે તો તેને પણ અપરાધી ગણી તેના સામે કેસ થાય છે. આમ કોઇને પણ કોઇ પ્રકારે દુભ-

વવામાં આવે તો તે શિક્ષાપાત્ર ઠરે છે ને તેને તેના અપ રાધ યોગ્ય શિક્ષા પણ થાય છે. આજ સમસ્ત દુનિયામાં આસ્તિક-નાસ્તિક સૌ કોઇને માટે ઈશ્વરી શાસન છે કે, 'કદી કેમે કોઇને દુભવ માં,' 'દુ:ખ પામે જેથી તું ભવમાં '

આ નિયમ જેટલો મજબૂત પળાય તેટલુ સમગ્ર જન સમુદાયનું ને આપણું વધુ શ્રેય થાય છે; પણ મનુષ્ય જાતિ અપૂર્ણ છે, તેથી તે નિયમનું ઘણા મનુષ્યો સપૂર્ણ પાલન કરી શકતા નથી. અનેક મનુષ્યો એવા અપરાધો કરતા ચાલુજ રહે છે તેની શિક્ષા લૌકિક શાસકો કરી શકતા નથી, ત્યાં તે કૃત્યોનુ ફળ તેઓને કોણ આપે છે? જ્યારે કોઇ પતિ સ્ત્રીને માર મારે છે ત્યારે તેને બીજાં તટસ્થ મનુષ્યો ચેતવણી આપે છે-' અરે ભાઈ! બૈરીને આમ ઢોરની પેઠે શું મારે છે? પરમેશ્વર પૂછશે, તેનો તો ડર રાખ.' આમ તેનો બદલો અહીં નહિ મળે તો પરમેશ્વરદ્વારા પણ મળે જ છે, આમ સૌકોઈ સમજે છે. તેવા અપરાધના કેસો ભવિષ્યમાં ઇશ્વરના ન્યાયમંદિરમાં ચાલવાના જ. તેનો ઈન્સાફ મનુષ્ય ન્યાયાધીશો ન કરી શકયા તો ઇશ્વર પર મુલતવી રાખવામાં આવે છે, જેમ અહી કોઈ કેસ અધિકાર ઉપરનો હોય છે તેને 'કમિટ' કરવામાં આવે છે. આજ અભિપ્રાયથી મુસલમાનો, ખ્રિસ્તીઓ વગેરેએ, મનુષ્યની સત્તા બહારના એવા કેસોની તપાસણી માટે 'કયામત' અને 'ડે ઓફ જજમેન્ટ' માનેલ છે. અર્થાત્ એવા અપરાધોનો બદલો જો અહીં નહિ મળે તો—

યહાં તો જૈસે તૈસે લેતે ચલાઈ પર વહાં,
લેખા દેના હોગા ભાઇ રાઇ રાઈ કા.

એટલે જેટલાં કર્મના ફળ ભોગવવાં બાકી રહેશે તે અવશ્ય

ભોગવવાંજ પડશે. આ ફળભોગનાં સ્થાન પણ મુસલમાનો તથા ખ્રિસ્તીઓ 'જહન્નમ' અને 'હેલ' એ નામનાં માને છે; અને ત્યાંની સજાને અહીં કરતાં પણ વધારે સખત ને અનિવાર્ય સમજે છે. જેમ કોઇ સામાજિક અપરાધનું સમાધાન ખાનગી કરવાથી જેટલું ઓછું સહન કરવું પડે છે તે કરતાં ઘણું વધારે કોર્ટમાં કેસ ચાલે તો સહેવું પડે છે. વળી કેટલાક સામાન્ય અપરાધ બદલ થોડો માર ખાઈ લીધો અથવા બે ચાર રૂપિયા આપી દીધા તો પતી જાય છે પણ કોર્ટમાં તો રીતસર કામ ચાલતાં તેની શિક્ષા આસન કેદ, યોગ્ય દંડ, પ્રતિષ્ઠાની હાનિ વગેરે ઘણું સહન કરવું પડે છે, તેજ પ્રમાણે જે અપરાધની શિક્ષા પરલોક માટે મુલતવી રહે છે તે ઘણીજ આકરી ભોગવવી પડે છે. તે વેળા ત્યાં કોઇયે આપણો સહાયક અથવા બચાવ પક્ષનો હાજર થઇ શકતો નથી અને પૂરી સજા ભોગવ્યેજ છૂટકો થાય છે; માટે તેથી બચવાને અહીંજ પતવી દેવું વધારે સારૂં છે અને તે માટે વધારે સારૂં આજ છે કેઃ—

કદી કેમે કોઇને દુભવવમાં, દુઃખ પામે જેથી તું ભવમાં.

રામાયણમાં આ વિષે વાલીનું દૃષ્ટાંત સુપ્રસિદ્ધ છે. વાલીએ મૃત્યુવેળા શ્રી રામચંદ્રને પૂછ્યું કે મને શામાટે માર્યો? ત્યારે શ્રી રામપ્રભુએ સ્વમુખેજ તેને કહ્યું છેઃ—

### લાવણી

ભૂપર વન પર્વતમાં સઘળે ઈક્ષ્વાકુવંશીનું રાજ,
પક્ષી મૃગ મનુષ્ય સહુને નિગ્રહ અનુગ્રહ કરવો એ કાજ.
(હવે જો! તારો અપરાધ શો છે?)
વડીલ ભ્રાતા ગુરુતુલ્ય છે, લઘુ ભાઈસુત-શિષ્ય સમાન,
તેમ છતાં તે અંધ સહાયે અંધ બની કીધું તોફાન.

સુગ્રીવ ન્હાનો ભાઈ જીવતો છતાં તેની તેં નાર હરી,
રૂમા સંગતે પાપી થઇને કામવૃત્તિથી ક્રીડા કરી.
બહેન અને ન્હાના ભ્રાતાની સ્ત્રીમાં ફેર કશોજ નથી,
તેમ છતાં તેં એની સાથે કીધી મહાન નીચ કૃતિ.
શિક્ષા નૃપતિની ખમવાથી પ્રાણી નિર્મળ સદ્ય થતું,
મેં તુજને શિક્ષા આપ્યાથી તારૂં અગ પણ રહ્યું જતું.

બુદ્ધિમાન વાલીની બુદ્ધિમા એ વાત તુરતજ ઊતરી ગઇ. તેને શ્રીરામ પ્રભુએ હેજી પણ જીવતો રાખવા જણાવ્યુ, છતા તેણે પોતાને વિશુદ્ધ થયેલો સમજી શ્રીરામની સમક્ષજ મૃત્યુને પસંદ કરી પરલોક માટે તેમનુજ શરણ સ્વીકારીને કહ્યું કે:—

## ધનાશ્રી પદ

ક્ષમા કરો રઘુરાય મુજને, ક્ષમા કરો રઘુરાય. ટેક૦
સર્વતણા શ્રેયમાં કુશળ છો, જાણો તત્ત્વ સદાય. મુજ૦
કૃપા લોભ આપો મુજને પણ, હવે એજ ઉર ચહાય. મુજ૦

આ ઉપરથી નક્કી થાય છે કે, હરકોઇ કષ્ટ પરમેશ્વર તરફથી આવે છે, એ માન્યતા તદ્દન ખોટી છે. અન્ય ધર્મના સંગથી- અથવા અપૂર્ણ જ્ઞાનથી એમ કોઇ માને છે. બીજા ધર્મોમાં ઇશ્વરે જીવને નવોજ પેદા કર્યો છે એમ માન્યું છે, તેથી ઇશ્વર પોતાની ઇચ્છા પ્રમાણે તેને સુખદુઃખ આપે છે અને મનુષ્ય તેમાં ફેરફાર કરવા સમર્થ નહિ હોવાથી તે તેને ખમવુજ પડે છે. આ માન્યતામાં માત્ર એટલુ સત્ય છે કે સુખદુઃખ દેનાર સર્વેશ્વર છે, પણ તે પોતાની ઇચ્છા પ્રમાણે દે છે એમ કહેવું ઠીક નથી. કારણકે જો તેમ હોય તો ઇશ્વરમાં વિષમતા ને નિર્દયતા બન્ને દોષો આવે છે. વળી આ દેહમા જીવને કોઇએ ઉત્પન્ન કરેલો જ નથી. આપણાં શાસ્ત્રોમાં આ વિષે સ્પષ્ટ કહે-

વામાં આવ્યું છે કે જીવ કદી ઉત્પન્ન થતો નથી. જેમ તલ અને તેલ સાથે રહે છે તેમ પુરુષ અને પ્રકૃતિ અનાદિકાળનાં સાથેજ રહે છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।

પ્રકૃતિ ને પુરુષ (જીવ) બન્ને અનાદિ છે એમ જાણવું, એટલે આ દેહમાં જીવ આવ્યો તે પહેલાં પણ તે હતોજ. તે વેળા તે કોઇ બીજા દેહમાં હતો ને ત્યાં તેણે જે કર્મો કરેલાં હતાં તેનાં ફળ તે બધાં ભોગવી રહ્યો ન હતો, તેથી બાકી રહેલાં કર્મફળ ભોગવવાને આ દેહમાં આવ્યો છે. આ દેહમાં આવીને પણ પુનઃ સારાંનરતાં કર્મો કરવાનુંજ તે ચાલુ રાખે છે તેથી ભવિષ્યમાં પણ તેને દેહ ધરવો પડવાનો. આમ અનાદિથી ચાલુ હોવાને લીધે તેનાં જે જે કર્મો ભોગવતાં બાકી રહેતાં જાય છે તેનો મોટો ઢગલો બીજની વખારની પેઠે રહ્યા કરે છે તેનેજ શાસ્ત્રોમાં 'સંચિત' કર્મ કહેવામાં આવે છે. શુભ-અશુભ આ કર્મોને બાકી રાખીને જૂના જૂના દેહો ત્યજી મૃત્યુ પામતા જીવો પુનઃ નવાં શરીરો ધારણ કર્યા કરે છે ને ત્યાં પણ બેભાન રહી ગમે તેમ વર્તે છે, પછી ક્યાં જાય ? તેઓને કોણ મોકલે છે ? આ દેહને માતા-પિતાએ હાડકાં-ચામડાં ગોઠવીને કંઇ બનાવ્યું નથી; તેની ઉત્પત્તિનું તથા તેમાં આવતા જીવનું કંઇ મૂળ તો હોવું જોઇએ જ; તેમજ ભવિષ્યમાં જ્યાં જવાનું છે તે માટે પણ જે દેહ તૈયાર કરવામાં આવશે ને તેમાં જીવને મૂકવામાં આવશે, તે બધું કોણ કરે છે ? શાસ્ત્રોના પ્રમાણે તે બધું ઇશ્વરજ કરે છે. જેમ કોઇ નોકરની બદલી તેનો માલિક કરે છે અને ત્યાં તેનું કામ જોઈ તેની આગલી ટીપણુ પણ તપાસીને ફરી કોઇ ઊંચીનીચી જગ્યાએ માલિક નિમણૂંક કરે છે, તેજ પ્રમાણે ઇશ્વર કર્મો તપાસીને તેના ફળરૂપે શરીર,

ધન, કુટુંબ, સામાન વગેરેની વ્યવસ્થા કરી આપે છે ને તે સ્થળે જઇને પણ તેણે કેમ વર્તવું તે માટે શાસ્ત્રરૂપી ફરમાન આપે છે. એ પ્રમાણે વર્તવાને અને તેથી આગળ વધવાનેજ પ્રભુ તો જીવને મોકલે છે. અર્થાત્ જીવોના કર્મના બદલામાજ ઇશ્વરે તેઓને દેહ આપેલા છે; અને તેમાં જ્યાંસુધી રહેવાનું હોય છે ત્યાંસુધી તેના પુન્ય-પાપરૂપી કર્મ પ્રમાણેજ તેને સુખ-દુઃખ આપવાનું નક્કી કરેલ છે. આમ આપણીજ કમાણી આપણે ખાઇએ છીએ, આપણાજ કૃત્યોના બદલામાં પ્રભુએ આપણને તે આપેલ છે, એટલે આપણા હાથમાંજ આપણી બધી બાજી રહેલી છે. આ માટે વધુ પ્રમાણ જોવાની કંઇ જરૂર નથી. કારણકે જે કંઈ નકકી થયેલું છે તેજ 'પ્રારબ્ધ' કહેવાય છે. તેમાં કેટલાં શુભ-અશુભ કર્મનાં કેવાં ફળ આવશે ? ને તે કયારે આવશે ? તે આપણે જાણી શકતા નથી કે ફેરવી પણ શકતા નથી; પણ તે ભોગવ્યેજ છૂટકો છે. આપણે એ કર્મ પ્રમાણે આ શરીરમાં અથવા બીજાં શરીરમાં જઈને પણ જે જે નવાં અનેક શુભાશુભ કર્મો કર્યા કરીએ છીએ તેનેજ 'ક્રિયમાણ' કહેવામાં આવે છે અને તેનાં ફળ ભોગવવાને પણ આપણે તૈયાર રહેવું પડે છે. આ રીતે વધુ બગાડવું કે સુધારવું તે માટે—

**તારે હાથ વાત છે તારી, આવે અનુ અનુભવમાં.**

અને તે કેવળ આ જન્મનીજ નહિ પણ ભવિષ્યના જન્મોની ને અનંતકાળની વાત આપણાજ હાથમાં છે. તો હવે ભવિષ્યમાં દુઃખ ન આવે અને વધુ દુઃખ નજ રહે એવી જો ઇચ્છા હોય તો ગમે તે તરફથી ગમે તેવું વર્તન આપણા તરફ હોય તોયે કેવળ ક્ષમાજ રાખો અને આ એકજ વાત ધ્યાનમાં લો— 'કદી કેમે કોઇને દુભવ માં.' જો કે જન્માંતરનું કે આ

જન્મનું પ્રારબ્ધ તો છેજ અને તેથીજ 'દુઃખ પામે જેથી તું ભવમાં,' તોપણ અત્યારથી નવું તો અટકવા માંડશે, એટલે—

'ગઈ સો ગઇ અબ રાખ રહી કો.'

દુઃખ એ પાપનું ફળ છે, એમ સૌ કોઈ સમજે છે ને કહે પણ છે; તેમજ 'અમારાં કર્મ આડાં આવ્યાં' એમ સર્વ કોઇ પોકારે છે અને 'અમારી જીભ અમારી દુશ્મન બની,' 'હાથનાં કર્યાં હૈયે વાગ્યાં, 'ઓઢે તે પડે,' આમ બધાય કહે છે ને અનુભવે છે છતાં પાપ તો કર્યેંજ જવાય છે, તેનું કારણ? અર્જુને પણ આ પ્રશ્ન શ્રીકૃષ્ણને પૂછયો છેઃ—

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

'હે યદુવંશી કૃષ્ણ! ઇચ્છા નહિ હોવા છતાં જાણે કોઇએ બળજબરીથી પ્રેરણા કરી હોય તેમ કોનાથી પ્રેરાઇને મનુષ્ય પાપ કર્યા કરે છે?' આ પ્રશ્નનો ઉત્તર આપતા પ્રભુ શ્રીકૃષ્ણ કહે છેઃ—

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

'રજોગુણથી ઉત્પન્ન થયેલો આ કામ તથા ક્રોધ ઘણુંજ ખાનારો ને મહાન પાપી છે; આજ બધાંના વૈરી છે, એમ તું જાણ.' આવાજ અભિપ્રાયથી બીજે સ્થળે કહેલું છે-'લોભમૂલાનિ પાપાનિ –સર્વ પાપોનું મૂળ લોભ છે.' તે પાપ કરવા પ્રેરે છે; અયોગ્યરીતે કામનાઓ તૃપ્ત કરવાને પ્રયત્ન કરવાનું વલણ એજ પાપની શરૂઆત છે, તે તરફથી મનોવૃત્તિઓને

રોકવી જોઈએ, અને 'यथालाभसंतोपसुखी'-જે કંઇ મળી આવે તેથી સંતોષ રાખી સુખી રહેવાની ટેવ પાડવી જોઇએ. કોઇ યોગ્ય કામનાનું મન થાય તે પૂર્ણ કરવાનેજ ધર્મ છે; તે દ્વારા અર્થ પ્રાપ્ત થતાં કામના પૂર્ણ થાય છે. 'धर्माविरुद्धो भूतेपु कामोऽस्मि भरतर्पभ -હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! ધર્મથી વિરુદ્ધ ન હોય એવો કાળ તે હું છું' આમ કહીને ભગવાન, ધર્માનુકૂલ કામને પોતાની વિભૂતિ, કૃપા તથા ધર્મનું ફળ સૂચવે છે; પણ ધર્મમર્યાદાનો ત્યાગ કરવા તત્પર થયો એટલે તો પાપ લાગ્યુંજ છે, માટેજ શાસ્ત્રો છેવટે પ્રાકૃત ઇચ્છાઓથીજ દૂર રહેવાનો ઉપદેશ કરે છે; અને 'ઈચ્છા તો પરલોકકીહી કરની' ને તે પણ મોક્ષ માટેનીજ-'ब्रह्मजिज्ञासा' 'ब्रह्मप्राप्ति' માટેજ આ મનુષ્યશરીર તે વસ્તુ પ્રાપ્ત કરવા માટેજ મળ્યું છે, તેથી સત્ય વાત તો એજ છે કે જ્યાંસુધી પ્રાકૃત ઇચ્છાઓ ન રોકાય ત્યાંસુધી સત્ય, સુખ કે શાંતિ પ્રાપ્ત થતીજ નથીઃ—

इच्छाद्वेपसमुत्थेन द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यांति परंतप ॥

'હે ભરતવંશી અર્જુન ! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થયેલા દ્વંદ્વમોહને લીધે સર્વ પ્રાણીઓ સૃષ્ટિમાં મોહ પામે છે-જન્મ-મૃત્યુને પામ્યા કરે છે.' આમ પ્રાકૃત ઇચ્છા કહો કે પ્રકૃતિના સંબંધની ચાહના કહો, ગમે તે પણ તે કામનાઓને પૂર્ણ કરવાને દેહસંબંધ અવશ્ય થાય છે, જેથી જન્મ ને મૃત્યુ લાગ્યાંજ રહે છે. ભગવાન શ્રીકૃષ્ણ મુમુક્ષુ માટે તો આમજ કહે છેઃ—

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेपौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत् तौ ह्यस्य परिपन्थिनौ ॥

'પ્રત્યેક ઇન્દ્રિયના વિષયમાં રાગ અને દ્વેષ અવશ્ય રહેલા હોયજ છે, માટે તે બન્નેને વશ ન થવું; કેમકે તેઓ બેજ આ જીવના શત્રુ છે.' આમાં રાગને પ્રથમ કહી દ્વેષને પછી કહ્યો છે. તેઓ બન્ને મુમુક્ષુના વૈરીજ છે તો પણ રાગને જો વિધિપૂર્વક પૂર્ણ કરવામાં આવે તો તેને ત્રિવર્ગમાં ગણવામાં આવ્યો છે. ધર્મ, અર્થ ને કામ–એ ત્રણ પુરુષાર્થોમાં 'કામ' તે વિધિપૂર્વક સેવાતો 'રાગ' છે, અને તેને પુણ્યકર્મના ફળ તરીકે કહેવામાં આવ્યો છે; પરંતુ દ્વેષ એ તો કેવળ પાપજ છે. સવિધિ રાગ એ દૈવી સંપત્તિ ગણાય છે ત્યારે દ્વેષ આસુરી સંપત્તિજ મનાય છે. રાગથી જે પાપ થાય છે તે કરતાં દ્વેષથી થનારૂં પાપ અતિશય ભયંકર ને ક્રૂર હોય છે. ક્રૂર હૃદયોમાંજ તે ઉત્પન્ન થાય છે; ક્રૂર કર્મોનુંજ તે પરિણામ છે. તેવા ક્રૂર આત્માઓને તો ઘણીજ સખ્તાઈથી પ્રભુ ઠેકાણે લાવે છે—'तानहं द्विषतः क्रूरान'—એવા ક્રૂર દ્વેષ કરનારા નરાધમોને આસુરી યોનિઓમાંજ ધકેલી દેવાને યોગ્ય ઠરાવે છે. જે મનુષ્યોનો આવો ક્રૂર સ્વભાવ હોય તેઓએ બહુજ ચેતતા રહેવાની જરૂર છે, કે જેથી બીજા નિર્દોષ જીવો તેઓના ક્રૂર સ્વભાવના ભોગ ન બની જાય. ઘાસની ગંજી પર બેઠેલો એક ભટકતો કૂતરો, ઘાસ ખાવાને ત્યાં આવેલી એક ભૂખી ગાયને ભસવા લાગ્યો; ત્યારે ગાયે તેને કહ્યું–'અરે ભાઇ! આ ઘાસમાંથી તણખલું પણ તારા કામનું નથી છતાં તું મને કેમ ખાવા નથી દેતો? ભૂખથી મારા તો પ્રાણ જાય છે' આનું નામજ દ્વેષ છે. પોતાને જે વસ્તુ લગારે ઉપયોગી નથી તે માટે પણ બીજાને હરકત કરવી તે દ્વેષની નિશાની છે. આનું ફળ ઘણુંજ ભયાનક હોય છે. માટેજ લક્ષ્યમાં રાખો કે 'કદી કેમે કોઇને દુભવ માં.' કેમકે તેના ફળ તરીકે 'ઘણુંજ આકરૂ'

દુઃખ પામે જેથી તું ભવમાં.' તે પામવું ન પામવું તે આપણાજ સ્વાધીનની વાત છે. રાગ હોવા છતાં પોતાની બહેન સામે કોઈ જોતુયે નથી, ત્યારે બીજાની બહેન સામે ઝટ કુદૃષ્ટિ કરવામાં આવે છે, એટલે ઉત્તમ વાત તો એજ છે કે પ્રાકૃત ઇચ્છાઓજ ત્યજવી યોગ્ય છે અને શ્રીહરિ માટેની અભિલાષ તીવ્ર કર્યે જવી જોઇએ; જેથી ચારે પુરુષાર્થો પ્રાપ્ત થશે ને કોઇને દુભવવાનો પ્રસંગજ નહિ આવે. આ માર્ગે આપણે જતા હોઇએ ત્યારે કોઇ આપણુનેજ દુભવે ત્યારે પણ ખાસ સંભાળવું જોઇએ કેઃ—

કદી કેમે કોઇને દુભવમાં, દુઃખ પામે જેથી તું ભવમાં
તારે હાથ વાત આ તારી, આવે અનુ અનુભવમાં.

આ માટે જુઓ આ દૃષ્ટાંત—

# શ્રી ચંદ્રહાસનું આખ્યાન

પદ-રાગ ખમાચ

કદી કેમે કોઇને દુભવમાં દુઃખ પામે જેથી તું ભવમાં;
તારે હાથ વાત આ તારી, આવે અનુ અનુભવમાં.

## લાવણી

કેરલ દેશપતિને મંદિર સુંદર સુતનો જન્મ થયો.
ભૂપતિ હરખ્યો, પુત્રજન્મનો ઉત્સવ કરી પ્રસન્ન થયો;
સામુદ્રિકે કુમાર વિલોકયો છ આંગળીનો તન થયો;
દોષ દેખતાં ખેદ ખરેખર રાજાજીને મન થયો.
ટુંક વખતમાં અરિ ચઢી આવ્યા તેમાં ભૂપ પતન થયો;
માત સતી થઇ નિરાધાર એ ખરેખરો આ તન થયો.
ધાત્રી લઇને છાની નાઠી, કુમાર બહાર વતન થયો;

કુંતલપુરમાં વસી આવીને છે છોકરો રતન થયો.
દીવાનને ઘેર રહી દાસી થઈ નૃપસુત—દાસી તન થયો;
પણ બચપણથી ભક્તરાજ એ ખરેખરો ન્યુતન થયો.

આ પણ કર્મનોજ પ્રભાવ ગણાય કે રાજાને ઘેર જન્મ હોવા છતાં રાજસુખ તો લેશ પણ નહિ; પોતાના દેશનો તથા વેષનો પણ ત્યાગ કરવો પડ્યો. રાજપુત્ર તરીકે જન્મ્યા છતાં એ દેખીતી મહાહાનિ અનુભવાય એજ મહાદુર્ભાગ્યની વાત હતી જેમ કર્ણ રાજા કુંતીનો પુત્ર હોવા છતાં દાસીપુત્ર કહેવાયો હતો તેજ પ્રમાણે તે દાસીપુત્ર કહેવાયો; પણ તે દાસી માત્ર જાતનીજ દાસી હતી; પોતે રાજાની પૂર્ણ વિશ્વાસપાત્ર ને પૂર્ણ નિમકહલાલ હતી; તેથીજ તેણે ઘણાં મોટાં સંકટ વેઠીને પણ રાજાના પુત્રની રક્ષા કરી હતી. વનરાજની માતા રૂપસુંદરી વનરાજની રક્ષા કરે તેમાં કંઈ નવાઈ ન ગણાય, પણ આ દાસી એક રાજબીજની રક્ષા કરે તે નવાઇ ગણાય. પ્રભુએ તેના પર તેના રક્ષણનો ભાર મૂકયો એ પણ કર્મયોગેજ હોવો જોઇએને ? તેમાં વળી ધર્મયોગ થયો કે તે દાસી ઉત્તમ ગુણોથી યુક્ત હોઈ સારી સંસ્કારી હતી; એટલે તેનાજ સંસ્કારો રાજપુત્રમાં ઊતર્યા, તે શી રીતે ? તે જુઓ. એવો યોગ મળે તે પણ કર્મપ્રભાવજ છે. સાથે સાથે તે સુયોગનો લહાવો લેવો તે પણ પૂર્વજન્મમાં જો શુભ કર્મ કર્યાં હોય તોજ સૂઝે છે. તે રાજકુમારનુ બાહ્ય ભાગ્ય જો કે દુર્ભાગ્યરૂપ હતું તો પણ આભ્યંતરનુ સુભાગ્ય હતું. એવું બને તે સંભવિતજ છે કે, એક વ્યક્તિનાં એક જાતનાં ખરાબ કર્મો ફળ આપી રહ્યાં હોય ત્યારે બીજી જાતનાં તેનાં શુભ કર્મો તેજ સમયે શુભ ફળ આપવા તત્પર બન્યાં હોય. આ રાજપુત્રને પ્રાકૃત સુખ પ્રાપ્ત કરવાનો

સંભવ હતો છતાં કર્મવશાત્ તે ન મળ્યું, તો સાત્વિક સુખનો સંયોગ કર્મવશાત્ મળી આવ્યો. એટલે લોકદૃષ્ટિએ જે ખરાબ બન્યું તેજ તેને તો સારા માટેજ બન્યું. આમ ' હરકતમાં બરકત ' ને પ્રભુ કરે તે સારા માટેજ તે આ રીતેઃ—

### લાવણી

થતી હતી કથા વિપ્રને ઘેર ધુમધામે,
દાસી સાંભળવા જતી હતી તે ઠામે;
પહોંચ્યું ત્યાં બાળક એક દિવસ ટીચાતું,
સાંભળ્યું ધ્યાનથી ત્યાં જે હતું વંચાતું.
કંઈ પડયો સ્વાદ કે એજ ચિત્ત ચહાતું,
વધુ વધુ સમજવા સુણવા ઉર લલચાતું;
સુણી નામ માહાત્મ્ય અપાર ધર્યું તે ધ્યાને,
કરવા માંડયું તે રટણ પછી સાવધાને.
ક્ષણ પણ ન વિસરતો એનું અનુસંધાને,
આશ્ચર્ય લાગતું જોતાં વેંત બધાને;
રમતાં ભમતાં ચૂકે ન હોય અવસર તો,
લાગી ગઇ લહે નથી ક્ષણે કદી વિસરતો.

પૂર્વજન્મમાં તેણે કોઈ એવું કર્મ કર્યું હશે કે જે પ્રાકૃત નહિ હોય પણ પ્રભુનિમિત્તે કર્યું હશે; તેથીજ તેને એવું હૃદય મળ્યું, ને તેમાં જેવું બીજ પડયું કે સત્વર તે ફલિત બન્યું; ક્રમશઃ કીર્તનમાંથી સ્મરણ સુધી તે પહોંચી ગયો ને તેમાં એવો લાગ્યો રહ્યો કે જેથી ' પાદસેવન ' ને ' અર્ચન 'નો યોગ પણ થતો ગયો. કુદરતનો આ કાયદો છે કેઃ—

ધન પર ધન વરસે, મેઘ પર મેઘ;
દેખો એ અંધેરી કુદરત, ઠેંસ પર ઠેંસ.

એમ જે ચઢે તે ચઢયો જાય છે ને પડે તે પડયે જાય છે.

' आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः '–આત્માજ આત્માનો બંધુ છે ને આત્માજ આત્માનો શત્રુ છે.

**તારે હાથ વાત છે તારી આવે અનુ અનુભવમાં.**

ચોર ને શાહુકાર–બન્ને માટે સરકાર સ્થપાયલી છે. ચોરને શિક્ષા કરી સુધારવા ને શાહુકારને રક્ષણ આપી આગળ વધારવા–એ તેનો ઉદ્દેશ છે. જેમ નોકરી બદલ સરપાવ અપાય છે અને તેમાં હજૂરની નોકરી કરનારને તો ખાસ; તેજ પ્રમાણે સેવા કે ભક્તિ ' प्रकृति–माया 'ની ન કરવી જોઇએ, પણ ' मायी ' માયાનો પણ જે સ્વામી છે તેનીજ કરવી જોઇએ, જેથી તુરતજ તેને આગળ ધપાવવાને એ પ્રભુ સગવડ આપે છે, ને ' योगक्षेम 'નો નિર્વાહ પણ કરી આપે છે. કોઈ કેદીને માટે બેડી, જેલ, મજૂરી વગેરેની વ્યવસ્થા પણ સરકાર કરે છે અને પોતાના નોકર માટે ઑફિસ, કારકુની વગેરેની ગોઠવણ પણ તેજ કરે છે; એમ ચઢવા ઇચ્છતાને પ્રભુ ચઢાવે છે ને પડવા ઇચ્છતાને પાડે છે. આ રાજકુમાર પ્રભુમાર્ગે ચઢવા ઇચ્છતો હતો તેથી પ્રભુએ તેને પ્રથમ કીર્તન તથા શ્રવણનો સત્સંગી બનાવ્યો, એટલે તેનું મન તેમાંજ લાગ્યું રહ્યું પછી તેજ કીર્તન, શ્રવણ તથા સ્મરણદ્વારા પાદસેવન માટેની યોગ્યતા આવી પહોંચી ત્યારે તેની ગોઠવણ પણ પ્રભુએ કરી આપીઃ–

### લાવણી

આવ્યા ત્યાં સાધુ એવામાં (૨)
બેસી ગયા તળાવ કિનારે સ્નેહે સેવામાં;
લાલ ત્યાં જુવે ઉભા આવી (૨)
રામ નામની ધુન મચે તે મનમાં મસ ભાવી.
સાધુએ સંપૂટને ખોલી (૨)

પુજ્યા શાલીગ્રામ નમ્યા ને સ્તુતિએ બહુ બોલી;
પૂછયું તવ સાધુને પોતે (૨)
આ શું છે મુજને સમજાવો જે પુજો છો તે.
સાધુ કહે એજ રામ મ્હારા (૨)
અધમ ઉધાર્યા જેણે પાપી પાર વિના તાર્યા;
રટણ તું જેનું કર્યા કરે (૨)
એજ એ હરિ રામ રમાપતિ સહુ સેવે સમરે.
કર્યો નિશ્ચય બાળે ત્યારે (૨)
ગમે તે રીતે એ હરિને કરવા જ હાથ મ્હારે.

અજામિલને કુલટાની કુટિલતા સાથે કુકૃતિ જોઇ તેનું મન થયું, તેમ ચંદ્રહાસને રામ સાથે સંતને સેવતા જોઇ તેનું મન થયું. સંગ કારણ છે. માટે સારા સામીજ વૃત્તિ તથા દૃષ્ટિને રોકવી, તેથી ફળ સારૂ આવેજ.

લાવણી ચાલુ

સાધુ જ્યાં જરી ગયા આઘા (૨)
તેવા ઉંચકી શાળીગ્રામને ભકત ત્યાંથી ભાગ્યા;
ન પકડયા ન પત્તો લાધ્યો (૨)

(કન્યાનું હરણ પતિ તો કરે પણ આતો પતિનું હરણ કન્યાએ કર્યું.)

એમ પેખી સાધુએ સિધાવ્યા ઝઘડો નવ જાગ્યો.
આપ નિત્ત મુખમાં તે રાખે (૨)
જમતાં પહેલાં પૂંજી પ્રસાદ ધરી તે ફરી ચાખે.
મળ્યા જવ એ રક્ષક પ્યારા (૨)
ધાત્રી મરી ગઈ, કહેવાયા જગમાંહી બિચારા;
નગર જન સહુ પ્રીતિ દાખે (૨)
આપ ભજન સેવન વિણ બીજું વલણ જ નવ રાખે.

એ વાત ચોક્કસ છે કે સંસારી હરકોઈનો સંબંધ જેમ જેમ છૂટે તેમ તેમ લાભજ થતો જાય છે. નારદજીની માતા મરણ પામી એટલે તેમને હરિભજન કરવાની છૂટી થઇ ગઈ, સત્સંગનો લાભ ત્યારેજ તેમને મળી શક્યો. માટે પ્રભુ તથા પ્રભુના સંગી સાધુજનો સુખકારક છે, અને સંસાર તથા સંસારના સંગી સંબંધીજનો દુઃખકારક છે. આ રાજકુમારના સંબંધમાં પણ તેવુંજ બન્યુ. પોતાની ધાવમાતા—એ દાસી મરણ પામી એટલે તેને હરિભજનમાં વિશેષ સગવડ પ્રાપ્ત થઈ.

## દીંડી

મીઠું બાળક શોભતું મંદહાસ્ય, નામ ચાલું થઈ રહ્યું ચંદ્રહાસ;
ધાત્રી ગયા છતાં આપ નવ ઉદાસ, રાખે ખાતર સગાનાં સહુ દાસ.

કામચલાઉ સગી અથવા મિથ્યા સંબંધી તે ધાવમાતા ભલે ગઇ, પણ જગતમાં સૌ કોઇનો જે સાચો સગો છે અને સર્વનો સંબંધી છે તે તો છેજ ને? ભક્તજન તો એ પરમેશ્વરને એમજ કહે છે-'त्वमेव सर्व मम देवदेव'—હે દેવોના પણ દેવ! આપજ મારૂં સર્વ કંઇ છો.

ગરબી 'સખી રમણીય'

એક દિન દીવાને વિપ્ર, નોતર્યા ઝાઝારે;
તેમાં ભેળા ચંદ્રહાસ, આવી બિરાજ્યારે.
(પંગતમાં ગોઠવાઇ ગયા.)
જોઈ દિવ્ય તેજ કોઇ વિપ્ર, શક નવ લાવ્યારે;
કરતા જોઇ ભજનની ધૂન, નવ બોલાવ્યારે.
પત્રાવળી પીરસાઈ કે, મુખથી કાઢી શ્યામ;
થાળ ધરાવી જોઈને, રીઝયા વિપ્ર તમામ.
ફરી મૂકી મુખ મોઝાર, પ્રસાદ લીધોરે;

શ્વાસે શ્વાસે ગોવિંદ, વદતાં ન બીધોરે.
આવ્યા પૂછવા દીવાન, બાળક દીઠોરે;
પહેલો ન ઓળખ્યો તેમ, લાગ્યો મીઠોરે.
પૂછ્યું દ્વિજને બાળ છે, કોણ આપની સંગ;
જાત તાત કુળ ખ્યાત કહો, જેને હોય પ્રસંગ.

હરિગીત છંદ

બીજા ગયા ગભરાઈ પણ એક સંત તેમાંથી વધા,
એ આપનોજ જમાઈ છે થાનાર ભકત શુચિ સદા;
સાથે જમ્યો તે બહુ ગમ્યો વધુ જાણીએ ન અમે તથા,
એ હરિ તો એના હરિ તેથી ફરી શી રહી વ્યથા.

દીવાને બ્રાહ્મણોમાં પૂછપરછ કરી કે, 'આ છોકરો કોણ છે ? કોનો સગો છે ?' ત્યારે કોઇ એક જ્ઞાની બ્રાહ્મણે નિર્ભય થઇ જણાવ્યું કે, 'આ છોકરો તમારો જમાઈ છે.' આમ કહેનાર તે બ્રાહ્મણ સામાન્ય ન હતો. તેની વિદ્વત્તા સુપ્રસિદ્ધ અને વિશ્વાસપાત્ર હતી; તેથી દીવાનને પણ લાગ્યું કે કદાચ આ બ્રાહ્મણવાકય સત્ય થાય ! પણ આ અસહ્ય બનાવ કેમ સહન થાય ! આ કંગાલ રઝળતો છોકરો મારા જેવા શ્રીમાન દીવાનનો જમાઈ બને તે ખરેખર અઘટિત છે કોઈ પણ ઉપાયે એ ન બને તેમ મારે કરવુંજ જોઇએ, આવો દીવાને નિશ્ચય કર્યો. હવે જુઓ; તે નિર્દોષ છોકરામાં કોઇ જાતનો દોષ નહિ હોવા છતાં 'બે પાડા લઢે તેમાં ઝાડનો ક્ષય થાય' એવો પ્રસંગ પ્રાપ્ત થયો. પેલા બ્રાહ્મણનું ભવિષ્યસૂચક વાકય મિથ્યા કરવાને દીવાને એ નિર્દોષ છોકરાને દુભવવાનો આરંભ કર્યો. કારણકે તે ભવિષ્ય ભાખનાર બ્રાહ્મણ સત્યવાદી તરીકે જાણીતા હતા, તેથી સર્વ કોઇએ માન્યું કે, આ વાત ચોક્કસ બનશે. પણ દીવાન દુષ્ટ હતો, તેણે હઠ પકડીને તે વાતને મિથ્યા કરવા

સંકલ્પ કર્યો હતો. જેમ દેવકીને પરણાવીને લઇ જતા કંસે દેવવાણી સાંભળીને તેમને દુભવવાનો આરંભ કર્યો હતો અને તેનું પરિણામ કેવું આવ્યું હતું ? કેટલા ને કેવા પ્રયત્નો કર્યા છતાં ભાવિ મિથ્યા થયું ન હતું; તેજ પ્રમાણે આ પ્રસંગમાં બને છે. માટેજ આ લક્ષ્ય રાખવું આવશ્યક છે કે, 'કદી કેમે કોઇને દુભવ માં.' કંસે દેવકીને દુભવ્યાં તે તો પોતાના મૃત્યુના ભયથી દુભવ્યાં, પણ આ દીવાન તે નિર્દોષ બાળકને દુભવે છે તે કેવળ પોતાની નાત, જાત ને હોદ્દાના ગર્વથી દુભવે છે; અને મામલો પણ લગાર ગડબડિયો જણાતો હતો, તેથી તેણે કેવા પ્રકારે આરંભ કર્યો, તે જુઓઃ—

પદ–'પાચાલી પ્રાણ આધાર' એ રાગ

ચઢી ગયો કોપ તત્કાળ, ઉર શોચે;
પણ શાન્તિ ધરી કરી ખ્યાલ, ઉર શોચે. ટેક.

તીક્ષ્ણ બુદ્ધિનો બે પ્રકારે ઉપયોગ થાય; 'विद्या विवादाय' આદિ શ્લોક પ્રમાણે તે દુરુપયોગ કરે તોપણ તેવોજ ધાર્યો થઇ શકે, ને તેણે તે વખત મન મારીને કર્યો.

વિપ્રોને જાવા દઇને, સંત વાક્ય લક્ષે લઇને,
ગણી દાસીપુત્ર દુઃખી થઇને; કરવા માંડયો ખૂબ ખ્યાલ ઉર૦
નાત જાત પત્તો નવ જેનો, થાઉં સસરો શું હું ત્હેનો,
જો લેખ લખ્યો છે એનો; તો ફોડું એનું ભાલ. ઉર શોચે૦
વનમાં પહોંચાડું રાતે, મારી નંખાવું જન હાથે,
કરી નિશ્ચય એવો જાતે; ઝટ તેડાવ્યા ચંડાલ. ઉર શોચે૦
એકાન્તે બધું સમજાવ્યા, બહુ ધન દેવા લલચાવ્યા,
તે ઝાલી જવામાં ફાવ્યા; નથી ભેદ જણાતો લાલ. ઉર શોચે૦
નથી જગતમાં વાલી કોઇ, વિણ વાંક થયો શિર-દ્રોહી.
ચંડાળ હાથ તન ખોઈ, શું મરશે બુરે હવાલ ! ઉર શોચે૦

રાગ પહાડી 'હે હરિ સહાય' એ ઢાળ

વન વસમું મહા વિકાળ.
કાળરૂપ ચંડાળ થયો જોઇ ડરી ગયો ડરી બાલ. વન૦
સેવ્યા છેલ્લી વારના પ્યારા શાલીગ્રામ;
તેવા દુષ્ટ ડરી ગયા જાણીને ગુણગ્રામ. વન૦

જે ખરા નિર્વૈર છે તેની અસર સામા ઉપર પણ થાય છે; તેમજ—

વસે છે સર્વમાં સાચે, નચાવે તેમ જગ નાચે;
વસે અરિના ઉરે પણ એ, ખૂબી એકો વિસારે છે.
જઇ ભગવાનને શરણે, પછી ભય કેમ ધારે છે?

પ્રહ્લાદને મારી નાખવા માટે તેમના પિતાએ અગ્નિ, જળ, ઝેર, પર્વતો, સર્પો, મંત્ર આદિ સર્વનો ઉપયોગ કરી જોયો, છતા નજ મારી શકયો; તેમજ પોતાના પુરોહિત બ્રાહ્મણોનાં આભિચારિક મારણ–કર્મો પણ નિષ્ફળ નિવડ્યાં, અને ઊલટું શ્રી-સુદર્શનદ્વારા તેમનુ પણ રક્ષણ કરાવ્યુ, ત્યારે હિરણ્યકશિપુએ—

## હરિગીત

વિપ્રાથી જાણી વાતને પ્રહ્લાદને તેડાવીને,
લાગ્યોજ પૂછવા હિરણ્યકશિપુ યુક્તિથી સમજાવીને;
પ્રહ્લાદ! તારો આવડો સુપ્રભાવ શાથી છે થયો,
એવો કયો મહામંત્ર ને કોનાથી તે કયારે ગ્રહ્યો?

ગઝલ–'અહો પ્યારા' એ રાગ

વદ્યા પ્રહ્લાદ કર જોડી, પિતાજી! સત્ય હું ઉચરૂં,
ન શંકા ચિત્તમાં ધરજો, પ્રપંચ કદી નહિજ કરૂં;
નથી કોઈ મંત્ર મેં સાધ્યા, પ્રભાવી એ વડેજ ઠરૂં. વ૦

આ પ્રમાણે મૂળનેજ મજબૂત પકડી, તેનાથીજ માત્ર ડરીને, તેના પરજ પૂર્ણ વિશ્વાસ રાખીને ધીરજ ધરે ને નિશ્ચિંત રહે તે બીજાનું ભૂંડું કેમ કરે ? અથવા કેમ ઇચ્છે ?'

ન બીજાનું હિણું ચહે, નહિ તેનું હિણું થાયે,
વિના બીજ ફળ ન દેખાયે, કહું છું આખરેજ ખરૂં.

एवं सर्वेषु भूतेषु भक्तिरव्यभिचारिणी ।
कर्तव्या पंडितैर्ज्ञात्वा सर्वभूतमयं हरिम् ॥

'શ્રીહરિ સર્વભૂતમય છે, એમ જાણીને પંડિતોએ સર્વ ભૂતોમાં અવ્યભિચરિત ભક્તિ કરવી જોઇએ.'

ખરેખર ! આ વચન અમૂલ્ય છે. શ્રીહરિ સર્વભૂતમય છે. એ જ્ઞાનના જ્ઞાતા પંડિત થવું, જેથી આ સત્ય વસ્તુ સમજાય છે કે સચરાચર સમસ્ત વિશ્વમાં શ્રીહરિ વ્યાપિ રહ્યા છે-અર્થાત્ સ્થાવર-જંગમ સર્વ કંઈ એ પ્રભુનું શરીર છે, અને તે પ્રભુ પોતે સત્યશરીરી, સ્વામી-માલિક છે. આ સમજાયું એટલે—

ન દેખું હું તારા વિનાનું બીજું, ન લેખું હું તારા વિનાનું બીજું;
બધાનું બધું તે ખરૂં તારૂંછે, ના તુંથી કશું કોઈ એ ચારુ છે.

અને તેથીજ શરીર સાથે, સર્વ શરીરોમાં, અવ્યભિચારિણી ભક્તિ કરવાનું કહેવામાં આવ્યું છે. વળી એ ભક્તિ પણ શરીરમાં કેવળ જીવ માટે અથવા જડ માટે નહિ પણ સર્વભૂતોમાં પ્રભુનાજ શરીર તરીકે પ્રીતિ રાખવી જોઇએ, જેથી—

ગરબી

બધે બધાનું જણાય મ્હારા બાપનું રે,
કોને ક્યાંહી કેમ કરીને દ્રોહી બનું રે.

આવી ભક્તિ કરનાર મનુષ્ય સર્વત્ર પોતાના સ્વામીનેજ જુએ છે અને યથાયોગ્ય તેની પૂજા કરતો જે કાર્ય એ પ્રભુને પ્રિય હોય તેજ કરે છે. વળી 'सर्वभूतहिते रत:'–સર્વપ્રાણીઓનુ હિત કરવામાં તે આસક્ત રહે છે, અને 'वसुधैव कुटुंबकम्'–આખીય પૃથ્વી તેનું કુટુંબ બની રહે છે, ત્યારે કોઇનુ પણ પ્રતિકૂળ કરવાની તેને ભાવનાજ કયાથી થાય ? અરે ! અજાણતાં પણ કદાચ કોઇનુ પ્રતિકૂળ પોતાનાથી થઈ જાય તો તે શ્રીહરિનોજ પોતે અપરાધ કર્યો છે, એ પ્રભુનાજ અંગનુ પોતે અપમાન કર્યું છે, આમ સમજી પોતે દુઃખી બને છે, પશ્ચાત્તાપ કરે છે અને ફરી તેવું પોતાનાથી ન થઇ જાય તે માટે ઘણોજ સાવચેત રહે છે કે—

'કદી કેમે કોઇને દુભવ માં.'

અને આ મહામંત્ર ને જપ્યાજ કરે કે—

**'તારે હાથ વાત છે તારી, આવે અનુ અનુભવમાં.'**

'ઘરનો રોટલો બહાર ખાવો,' 'ઇચ્છે જેવું અવરનું તેવું આપણું થાય,' 'કયા ખૂબ સોદા નગ્દ હૈ, ઈસ હાથ દે ઈસ હાથ લે,' 'કલજુગ નહિ પર કર જુગ હૈ'–આ અનુભવીઓનાં વાકયો લક્ષ્યમાં રાખવા જેવાં છે. પૂર્વજન્મનાં કોઇ પુણ્યકર્મ આપણે અત્યારે ભોગવતા હોઇએ, તેથી હરખાઇને કે છકી જઇને ભૂલ ન કરી બેસીએ, તે માટે ખૂબ સંભાળવાનું છે. 'ન કરે તે નજ પામે, ને કરે તે પામેજ' આ સિદ્ધાંત નિર્વિવાદ છે, ને તેથીજ જો આપણને દુઃખ નજ જોઇતું હોય તો આ વર્તનમાં હોવું જોઇએ કે, 'કદી કેમે કોઇને દુભવ માં'

ચંદ્રહાસ મનથી પણ કોઇનુ અનિષ્ટ કરવા ઇચ્છતો ન

હતો, તેથી તેનું અનિષ્ટ કેમ થાય? તેના 'મારા'(મારનારા)ઓનાંજ હૃદય પલટાઈ ગયાં. સર્વના હૃદયમાં બિરાજતા શ્રીહરિએ તેમના હૃદય ફેરવી નાખ્યાં; 'भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः । સાત્વિક, રાજસ અને તામસ એમ જુદા જુદા પ્રાણીઓના ભાવો મારાથીજ થાય છે.' એ વચન પ્રમાણે તેઓના વિચારો પલટાયા. તેઓ વિચારવા લાગ્યા કે:—

પહાડી રાગ (ચાલુ)

હણી આને બની એ ઋણી, નર્કભણી ધસનાર;
ભકત ગણી ધણી ડર ધરી, હણી ન શકયા તે વાર. વન૦
કાપી છઠ્ઠી આંગળી, ભગાડી દઈને બાળ;
આપી નિશાન પ્રધાનને, ઘેર ગયા તત્કાળ. વન૦

પછી એ બાળકનું શું થયું?

બાળક હરિ સ્તવતો રહ્યો, પંખી દે ફળ આહાર;
એજ રીતે વીતી ગયા, પૂરા દિવસો ચાર. વન૦

લોકો કહે છે કે 'જેનું કોઇ નહિ તેનો પરમેશ્વર' અને પ્રહ્લાદજીના સંબંધમાં તો ગવાય છે કે:—

ડુંગર ચઢાવીને દોડાવ્યો રે હરિ હરિ.
પર્વત ચઢાવી પછાડયો રે હરિ હરિ.
ધરણીએ ધરીયા હાથ રે હરિ હરિ.
ચાંપ્યો હૃદયા સાથ રે હરિ હરિ.
ધેનુ આવીને ધવરાવે રે હરિ હરિ.
મેઘ આવીને ન્હવરાવે રે હરિ હરિ.
અપ્સરાઓ ત્યાં નાચે રે હરિ હરિ.
તે દેખીને બાળક રાચે રે હરિ હરિ.

એમ ચંદ્રહાસના પણ ચાર ઘડી જેવા ચાર દિવસો પસાર

થઇ ગયા, હવે તો તેના ભાગ્યનો પણ પલટો થયો, પૂર્વનાં સત્કર્મ ઉદયમા આવ્યાં, 'સૂળીનુ સોયે' એ કહેવત પ્રમાણે તેની છઠ્ઠી આંગળી કપાતાં દુર્ભાગ્યનો અંત આવી ગયોઃ—

### સવૈયો

કુંતલ ભૂપતિનોજ પટાવત નામ કુલિંદ હતો ગુણધારી;
તે રથ બેસી ગયો વનમાં સુકુમાર દીઠો સ્તવતો અસુરારી.
ઉંચકી સદ્ય લીધો રથમાં નિજ પુત્ર ગણ્યો નિજ ધામ સિધારી,
ભક્ત લહ્યો અતિપ્રિય થયો દઈ જાગીર મરણ થયો તવધારી

એ પ્રમાણે ચંદ્રહાસને લૌકિક વિદ્યા, વિવેક ને છેવટે રાજ્ય-સત્તા પણ સહજ પ્રાપ્ત થઇ, પછી તો તેણે તેનો પણ પૂર્ણ લાભ લીધો; પોતાના તાબાના રાજ્યમાં સર્વત્ર આ ઢંઢેરો જાહેર કર્યોઃ—

'કદી કેમે કોઈ ને દુભવ માં.'

પોતાનું પણ એજ વર્તન ! કોઇને દુભવવાની તો વાતજ કેવી ? અને તેમાં પણ હવે તો પોતે 'રાજા' એટલે બીજા-ઓને રંજન કરવાનુંજ પોતાનુ કામ આવ્યું. તે તેણે કેવી રીતે ચલાવ્યુ ?

ગરબી–'અલબેલી'

ચંદ્રહાસે લીધું કર રાજ, કાજ રૂડું કીધું;
સુખરાશે આણી દાઝ, કાજ રૂડું કીધું ટેક૦
પુરમાં પ્રકટ પટહ વજડાવી, પુરજનના હિતસાર રે;
એકાદશીએ જાગરણ કરવા, ફરજ પાડી દિશ ચાર.

પંદર દિવસમાં એક દિવસ એવો વ્રત કરવામાં તથા સદુ-પદેશના પ્રચારમાં જાહેર કરવામાં આવ્યો; અને તે દ્વારા પ્રજાના

પછી વાચિક તપ કરવાનું ફરમાન જાહેર કરવામાં આવ્યું:—
'अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्–કોઇને ઉદ્વેગ ન કરે તેવું સત્ય, પ્રિય, ને હિતકારક વાક્ય બોલવું જોઇએ.' આ વાચિક તપને આચરણમાં મૂકતાં કાયિક કષ્ટની વાતજ કયાં રહે? 'કદી કેમે કોઇને દુભવ માં' એમ કહેવાની જરૂરજ કયાં રહે? આમ પ્રજાને તેણે એવી તો સુધારી કે—

(ગરબી ચાલુ)

પૂજ્યા દેવા સાધુ સેવા, એવા હેવા પાડયા રે;
પોતા જેવા કર્યા ભૂદેવા, ટેવ્યા જન રહી ટાઢા. કાજ ૩૬૦

સૌને સજ્જન બનાવવા તે માત્ર કહેવાથી ન બને. કોણ નથી જાણતું કે 'કદી કેમે કોઇને દુભન્ન માં.' પણ તે માટેના ઉપાયો પોતે આચરી બતાવે તોજ 'यथा राजा तथा प्रजा' બને; તોજ પોતા પર લોકોનો વિશ્વાસ આવે. કાયદો કેવળ પ્રજા માટેજ ન હોય, પોતે પણ તેનો અમલ કરવો જોઇએ. ચંદ્રહાસ પ્રથમ પોતેજ વર્તનમાં આચરી બતાવતા હતા; પ્રજા માટેજ તે પોતે હતા; પોતા માટે પોતાની પ્રજાને તે માનતા નહિ. એટલે પછી કોઇને દુભવવાનો પ્રસંગજ કયાં આવે?

ઉપજ બધી ખરચતા નૃપાંત સ્વપ્રજા હરિસેવામાં રે;
બચે ન કંઇપણ કુંતલ નૃપને ખંડણીમાં દેવામાં રે. કાજ૦

મહારાજ્યમાં વાર્ષિક હિસાબ તપાસાયો એટલે એ વાત ખુલ્લી પડી ગઈ.

ગરબી 'અમદાવાદ નામે' એ રાગ

જાણ્યું કુંતલ ભૂપે તેજ કાળ, દુષ્ટબુદ્ધિને તેડાવી રે,
(દીવાન સાહેબનાં કૃત્યોજ એવાં હતાં કે જેથી લોકોએ

મનમાં એવી વિશુદ્ધિ જમાવવામાં આવી કે જે કામ બળથી ન થાય તે કળથી થઇ ગયું. સૌ કોઇ સાત્વિક બની ગયાં. પછી કોને કહેવું પડે કેઃ—

'કદી કેમે કોઇને દુભવ માં.'

વળી મન ઉપર નવા મળ ન જામી જાય તે માટે ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી તથા જેથી કોઇને દુભવવામાં મૂળરૂપ લોભજ કયાંય ન રહ્યો; એટલે તે દ્વારા રાગ ઓછો થયો ને સર્વના મન વૈરાગ્યભક્તિ તરફ વળવા લાગ્યાં. આ વસ્તુ બરાબર જળવાઇ રહે તે માટે આ શાસ્ત્રીય ઉપાય જાહેર કરવામાં આવ્યોઃ—

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

દેવપૂજા, બ્રાહ્મણપૂજા, ગુરૂપૂજા, પ્રાજ્ઞપૂજા, બાહ્યઆભ્યંતર પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય ને અહિંસા–આ શારીરિક તપ કરવાની સૌને ફરજ પાડી. આ તપમાં પહેલી દેવપૂજા ઠરાવવવામાં આવી છે; તે પછી પોતાના ધર્મ–કર્મનું જ્ઞાન આપી શકે તેવા સુયોગ્ય બ્રાહ્મણોનું પૂજા–સન્માન જણાવવામાં આવ્યું છે; તે પછી કોઈ ઉત્તમ ગુરુ શોધી લેવાની યોગ્યતા જણાતાં તેવા ગુરુને મેળવીને તેમની સેવા કરવા જણાવ્યું છે; તે પછી એ ગુરુના સદુપદેશદ્વારા બાહ્ય–આભ્યંતર પવિત્રતા જાળવવાનું, સરળતા રાખવાનું, બ્રહ્મચર્ય પાળવાનું તથા મન, વચન, કાયાથી પણ કોઇની હિંસા નહિ કરવાનું દર્શાવવામાં આવ્યું છે. આ શારીર–તપમાં પ્રજાને એકનિષ્ઠ કરવાનો ઉદ્દેશ એ હોય છે કે, કોઇને દુભવવાનો પ્રસંગ જર–જોરૂ નિમિત્તેજ આવે છે, તેનાં બીજનો એ તપદ્વારા વિનાશ થતાં એ પ્રસંગજ કદી ન આવે. તે

देखत पांवि दीयो विष याको ॥

'याको विष दीयो—આવા અભિપ્રાયથી દીવાને લખ્યું હતું—બસ નાત-જાત વગેરેનો કંઇપણ વિચાર ન કરશો.' પોતાનાં પિતાના લખાણ પર પુત્ર મદને વિચાર ચલાવ્યો. આવા ખાનદાન અતિથિને પોતાને ત્યાં મોકલી પિતા વિષ આપવાનું કદી ન લખે, માટે પિતાએ જરૂર આમજ લખી જણાવ્યું છેઃ—"दीयो विषयाको'

'વિષયા'જ છે બહેનનું નામ, તેથી માન્યું થયું ચહ્યું કામ,
આવો રૂપે ગુણે શ્રીમાન, ક્યાંથી જમાઈ સમાન.
વર શોધવા ખાસ ગયા તે, જાતા વેંતજ સફળ થયા તે,
એવું માની વાર ન કીધી, ધુમધામે કન્યા દઇ દીધી.

મીરાંના, પ્રહ્લાદના, ભીમના વિષનું જેણે અમૃત કર્યું તેજ ભક્તવત્સલ ભગવાને ચંદ્રહાસને આપવાના 'विष' ને 'विषया' બનાવી દીધી. અર્થાત્ આપણે કોટી ઉપાયો કરીએ તોયે પ્રારબ્ધ અન્યથા થતું નથી, એ વાત આ ઉપરથી દૃઢ થાય છે. આજ આશયથી ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે-'निमित्तमात्रं भव सव्यसाचिन्—હે અર્જુન ! આ યોદ્ધાઓને મારવામાં માત્ર તું નિમિત્તજ થવાનો છે; બાકી તેઓ તો મરીજ ચૂકેલા છે' અર્થાત્ પોતે જે કંઇ કરે અથવા પોતાના પર જે કંઇ બને તે પરનું પોતાના કે અન્યના કરવાપણાનું અભિમાન તજે અને સર્વ કંઇ ચૂપકીથી સહ્યા જાય છે તે આખરે છૂટી જાય છે, એ વિચારજ સતત રાખી 'કદી કેમે કોઇને દુભવ માં,' છતાં કોઇને જો દુભવશો તો જે દુઃખ થનારૂં છે તે તો થશેજ, પણ તેના નિવારણ માટે જે પ્રપંચ કરાશે તેથી ઊલટું તે વધશે; અને છેવટ જતાં રાવણ વગેરેની પેઠે સર્વસ્વનો વિનાશ

દગો તેણે કર્યોઃ—

'પિયુને તજાવનાર' એ રાગ

અરે! ચંદ્રહાસ! તમે કર્યું કુડું કામ,
રજા વિના રાજા થઇ બેઠા શું આ ઠામ;
ખંડણીએ મોકલવી મૂકી દીધી છેક,
એકાએક કર્યો કેમ આવો અવિવેક.
વદ્યા ચંદ્રહાસ બચતી નથીજ પાઇ,
ખંડણી તે કયાંથી મોકલું હું ભલાભાઇ;
પ્રધાન કહે ફિકર રાખો નહિ ચિત્ત,
પુત્ર પર પત્ર લખી આપું છું ખચીત.
તે લઈ રૂબરૂ જઇ માગો માફી આપ,
દયાળુ મહારાજાજી કરી દેશે માફ;
પુત્ર પર પત્ર આપીને કર્યા વિદાય,
મનથી કીધા સદાનેજ સારૂં વિદાય.
પહોંચ્યા કુંતલપુરમાં પ્રધાનને ઘેર,
સુત મદનને મળ્યા હળ્યા રૂડી પેર;
જીભે સમાચાર કહી દીધો પત્ર બંધ,
વાંચી સદ્ય કર્યો નિજ બેનનો સંબંધ.

## ચોપાઇ

દીવાને તો લખ્યું ઝેર દેવા પણ સહાય થયા દેવ દેવા.

'પોતાને ત્યાં આવો અતિથિ મોકલે તે તેને ઝેર આપી મારી નંખાવવા કદી મોકલે?' આવો દીવાનના પુત્રે વિચાર કર્યો.

થાય બે અર્થ એવું લખાયું, લાભકારી ત્યાંસુધી વંચાયું.

પત્રમાં આમ લખ્યુ હતુંઃ—

नहि कुलजाति विचारींहुं याको।

देखत पांति दीयो विष याको ॥

'याको विष दीयो—આવા અભિપ્રાયથી દીવાને લખ્યું હતું—બસ નાત-જાત વગેરેનો કંઇપણ વિચાર ન કરશો.' પોતાનાં પિતાના લખાણ પર પુત્ર મદને વિચાર ચલાવ્યો. આવા ખાનદાન અતિથિને પોતાને ત્યાં મોકલી પિતા વિષ આપવાનું કદી ન લખે, માટે પિતાએ જરૂર આમજ લખી જણાવ્યું છેઃ—'दीयो विषयाको'

'વિષયા'જ છે બહેનનું નામ, તેથી માન્યું થયું ચહ્યું કામ,
આવો રૂપે ગુણે શ્રીમાન, ક્યાંથી જમાઈ સમાન.
વર શોધવા ખાસ ગયા તે, જાતા વેંતજ સફળ થયા તે,
એવું માની વાર ન કીધી, ધુમધામે કન્યા દઇ દીધી.

મીરાંના, પ્રહ્લાદના, ભીમના વિષનું જેણે અમૃત કર્યું તેજ ભક્તવત્સલ ભગવાને ચંદ્રહાસને આપવાના 'विष' ને 'विषया' બનાવી દીધી. અર્થાત્ આપણે કોટી ઉપાયો કરીએ તોયે પ્રારબ્ધ અન્યથા થતું નથી, એ વાત આ ઉપરથી દૃઢ થાય છે. આજ આશયથી ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે—'निमित्तमात्रं भव सव्यसाचिन्—હે અર્જુન ! આ યોદ્ધાઓને મારવામાં માત્ર તું નિમિત્તજ થવાનો છે; બાકી તેઓ તો મરીજ ચૂકેલા છે' અર્થાત્ પોતે જે કંઇ કરે અથવા પોતાના પર જે કંઇ બને તે પરનું પોતાના કે અન્યના કરવાપણાનું અભિમાન તજે અને સર્વ કંઇ ચૂપકીથી સહ્યે જાય છે તે આખરે છૂટી જાય છે, એ વિચારજ સતત રાખી 'કદી કેમે કોઇને દુભવ માં,' છતાં કોઇને જો દુભવશો તો જે દુઃખ થનારૂં છે તે તો થશેજ, પણ તેના નિવારણ માટે જે પ્રપંચ કરાશે તેથી ઊલટું તે વધશે; અને છેવટ જતાં રાવણ વગેરેની પેઠે સર્વસ્વનો વિનાશ

આવી લાગશે. અહીં જુઓ, તેજ ક્રમશઃ બને છેઃ—

**મેળવ્યા મહારાજથી જ્યારે, તે એ તુષ્ટ થયાં એથી ત્યારે.**

જેનો પ્રભુ સવળો તેનુ બધુય સવળું, એ પરમેશ્વરની કૃતિ મૂળથીજ સવળી તો છેજ. 'देवर्षिभूतात्मनृणां पितॄणा न किंकरो नायमृणी च राजन् -હે રાજન્! પ્રભુનો ભક્ત દેવર્ષિઓનો, ભૂતોનો, મનુષ્યોનો કે પિતૃઓનો દાસ નથી કે દેવાદાર નથી.' એટલે ભગવાનને શરણે ગયેલો મનુષ્ય સર્વ કંઈ ભગવાનનુજ સમજી લઇ તેમનો સેવક બની તેમની સેવારૂપેજ સંસારનાં કે ઘરનાં કાર્યો કર્યે જાય છે, તેથી તેના પર કરવેરા શા? તે કોને ખંડણી ભરે? તેની પાસેથી ખંડણી કોણ લઈ શકે? મહારાજા પણ ભક્ત હતા. તે તો ભક્ત પર ઊલટા અત્યંત પ્રસન્ન થયા, વળી હવે તો દીવાનના જમાઇ બન્યા, એટલે લૌકિક સગાઈ સમજીને પણ ખુશી થાય; પણ પેલો દીવાન આ વાત જાણીને બળી જાય છે, જેને પોતે દુભવવા તત્પર રહે છે તેને આમ ઊલટો લાભ થતો જાણી કોપી ઊઠે છે. જેનો સ્વભાવ દ્વેષીલો હોય તે કદી સુધરે ખરો? તે તો ઊલટો કાળની સામે થવા વધુ પ્રયત્ન કરે છે. યુધિષ્ઠિરના રાજસૂયયજ્ઞથી દુર્યોધન ઊલટો બળી ગયો, ને પરિણામે પોતાના સમસ્ત કુટુંબ અને મિત્રમંડળ સાથે ઇર્ષ્યાગ્નિમાં હોમાઇ ગયો, ઉપરાંત નિષ્કંટક મહારાજ્ય અનિચ્છાએ પણ શત્રુને સોંપતો ગયો, માટે 'કદી કેમે કોઇને દુભવ માં.'

### હરિગીત છંદ

પિતુને જવાબ લખી દીધો શાસન ઉઠાવ્યું સદ્ય છે,
પરણાવી વિષયા સહુ વખાણે છે જમાઈ અવદ્ય છે.
પહોંચતાં પત્રજ દુષ્ટ બુદ્ધિના દુઃખની નવ હદ છે,
પરણી ચૂક્યાં જગવિદિત રીતે થાય શી રીત રદ તે.

[પરંતુ—] સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર,
સજ્જન તજે ન સજ્જનતા, દુર્જન તજે ન વેર.

રાવણનો એક એક સહાયક મરતો ગયો તેમ તેમ બીજાને તે ધકકેલતો ગયો, છેવટે પોતે પણ હોમાઇ ગયો, પરંતુ સીતાને સોંપી દઇ કલેશનો અંત નજ આણ્યો. દુર્યોધનના એક એક ભાઇ રણમા રગદોળાતા ગયા ને છેવટે પોતે પણ ઘવાઈ પડી રિબાઇ રિબાઇને મરી ગયો છતાં દ્વેષને નજ તજ્યો. આવાં દુર્જનોનાં નિષ્ઠુર હૃદયો સ્વાભાવિક હોય છે. એટલે આ દીવાન સાહેબ પણ તેજ પંક્તિના હોઇ સર્વસ્વનો નાશ થયા વિના કદી જપે ખરા ? જુઓ, તેણે પછી શુ કરવા ધાર્યું ?

ગરબી—'મ્હોલે પધારો' એ રાગ

દુષ્ટ બુદ્ધિ કરે છે વિચાર, ધારી ધારણા નહિ છોડું;
ખાધી પુત્રે તો ભૂલ અપાર, ધારી ધારણા નહિ છોડું. ટેક.
(પણ તેને સમજાયું નહિ કે આમાં ભેદ શું થયો, તેથી—)
આવ્યો સત્વર નિજ ભુવન, જોઈ લખેલો પત્ર;
ભૂલ થઇ ગઇ શી રીતે, ચિત્ત સમજી ગયો તે તત્ર. ધા૦
મનસુબો મનમાં રહ્યો, હજી અરી હણવા માટ;
પુત્રી છો રંડાય પણ, એનો તો હું ઘડીશજ ઘાટ. ધા૦

(કેટલોક કાળ વચમા વીતી જવા દીધો. અને એક વખત અવસર સાધ્યો.)

ઉપરથી તો અતિ ચહ્યો, વિશેષ જણવી વ્હાલ;
અંતર માંહે ઉકળતો, દ્વેષ આગની જબર છે જાળ. ધા૦
તેડાવ્યા એકાન્તમાં, એજ બધા ચંડાળ;
જેણે પ્રથમ લીધું હતું શિર આણવા શત્રુનો કાળ. ધા૦
(પ્રથમ તો તેમને અડાવ્યા; રાજનીતિકુશળ તેનો ઉપયોગ કરે છે!)

ગઝલ-' ધરસે' યહાં કૌન ' એ રાગ

અરે કસાઈ ક્રુર કેવું કપટી કામ કર્યું,
અરિની આંગળી કાપી આપી ઇનામ હર્યું;
ઠગ્યો મને, મને નહિ ડર મ્હારો ધરી,
ઉગાર્યો વેરી તેણે વિશ્વ માંહે નામ કર્યું;
કુટુમ્બ સહિત ઘાણીમાં પીલાવીને મારીશ,
ન ગ્હારી રીશ જોઈ તેથી તમે આમ કર્યું.
હજીએ લાગ એક આપું છું ઉગરવાનો,
કહ્યું કરો તો જાણું કે તમે તમામ કર્યું;
માતાનાં મંદિરે ભરાઈ રહો મધ્ય રાતે,
આવશે પુજવા ત્યાં કોઈ તદા હામ ભર્યું.
ન નાતજાતની પંચાત જરીએ કરતા,
હણી નાખો તો માનું કામ મુજ મુકામ કર્યું;
ડરી ડરી કબૂલ કસાઈઓ ત્યાં પહોંચ્યા,
અગાઉથી છુપાવા તણું ઠીક ઠામ કર્યું.

લાવણી-' ભર્તૃહરિ ' એ રાગ

દુષ્ટ બુદ્ધિએ (૨) ઝટ જમાઇને બોલાવી;
હેતે વાતચીતો કરી કુળની રીતિ બતલાવી.
તમે કરી ભૂલ (૨) કુળદેવીને નવ સેવી;
તમે ભક્ત પણ વ્હેમ રહે અમને બાબત છે એહેવી.
મ્હારી ખાતર (૨) મધ્ય નિશે પુજા કરવાને;
આજ જઈ આવો પછી કરી દઉં હું ઘેર રવાને.
ન્હાઇ ધોઇને (૨) પુજાપો અહીં નિજ હાથે;
જવા મંદિરે રીત છે તેમ જ કરજો ભલી ભાતે.
મનથી ન ગમ્યું (૨) પણ તે ક્ષણ તો હા પાડી;
અન્ય દેવને સેવવા આવ્યું શું ભાગ્ય અગાડી!

અંગ્રેજીમાં કહેવત છે તેમ શત્રુએ એક તરફથી મારવા

ગોઠવણુ કરી એટલે શ્રીહરિએ બીજી તરફથી ઉગારવા તજવીજ કરી. તે પણ કેવી? તે જુઓઃ—

પદ–'બેઠા શું આહીં' એ રાગ

ગાલવ મુનિ આવ્યા (૨) નૃપ સમીપે કુન્તલપુર મોઝાર. ગા૦
ઋષિ દેખી, ખુશીથી ઉઠી, નૃપે કર્યો સત્કાર, વદ્યા દ્વિજ સ્વવિચાર.
પ્રાત થશે તનપાત રાતમાં થઇ જા તું તૈયાર, સમરી જગ સરકાર.
ચંદ્રહાસને પાસ તેડાવી હાલ ઠરાવ નૃપાલ, હરિ આજ્ઞા એ ધાર.
એથી તને પરમ પદ મળશે, બળશે
અઘ અંબાર ધરહરિજન પર પ્યાર. ગા૦
આજ્ઞા કહી દઈ ગયા મુનિ કે,
નૃપે થયા તૈયાર, કરવા તે અનુસાર. ગા૦

સાખી

તુરત મદનને સદન થકી તેડાવી ઉચર્યો રાય,
મોકલ તારા બનેવીને ઝટ વાર ન કરીશ જરાય.
પાછો વળ્યો મદન કે માર્ગે મળી ગયાજ બનેવી,
કહ્યું પધારો ભૂપસમીપે આજ્ઞા ખુદની એવી.
ચંદ્રહાસ કહે દેવી પૂજન કરવા જાવું મ્હારે,
મદન કહે હું જાઉં શું સારું નથી ફિકર તમારે.
ભાવતું હતું ને ભાખ્યું કે તેને દઈ પુજાપો,
પોતે ગયા રાજગ્રહમાં બળી ગયાં શું પાપો.

ભક્તનાં શેપ પાપ તેનો વિનાઅપરાધ દ્રોહ કરે તેના પર જાય એમ જ થયું. 'ખાડો ખોદે તે પડે' તે અહીંજ બન્યું. કારણકે દીવાનની રચેલી જાળમાં તેનો પુત્રજ હાથે કરી અજાણતાં પણ દૈવી બનાવથી સપડાયો.

કાલીંગડો

લઈ થાળ મદન કર માંહી, આવ્યો માતાના મંદર માંહી. ટેક.
જય અંબે કહી જેવો પેઠો, વ્હેમ ન જરીએ ખાઇ;

ત્યાં મારાઓ ઉપડી આવ્યા, તીક્ષ્ણ ખડ્ગ કર સાહી. લઈ૦
હાંહાં કરતાં પડ્યા ધબોધબ, જખમે ગયો વિંધાઈ;
પડ્યો તે પડ્યો ફરી ન ઉઠ્યો, કોણ થાય ત્યાં સ્હાયી. લઈ૦
કસાઈ સમજ્યા, બાપ બરાબર, એનો થયો કસાઈ;
રેંસાઈ ગયો કુમાર કોડીલો, ગયોજ છેક રીસાઈ. લઈ૦

કલ્યાણ

ચંદહાસ ઝટ ચાલ્યો ખુશહાલ થઈ,
વાટ જોતા રખવાળો ખુશહાલ થઈ.
આવ્યા તેવા રાજા પાસે, લઈ ચાલ્યા દ્વારપાલો;
તેણે તુરત સ્વસત્તા સોંપી, ગોદલઈ માન્યો લાલો.
સગાંસંબંધી રાણી સોંપ્યાં, દઈ સહુની સંભાળો;
પ્રભુસ્મરણ કરી મરણ પામી ભૂપ પરમપદ ચાલ્યો.



# श्री दामाजी–आख्यान

[ पुण्य–विषय ]

## પૂર્વરંગ

પદ–કાફી

કર બનતું પરકાજ, આજથી જગત રાજનો કિંકર બન તું;
પુણ્ય કરી સુખ લેવા પતિએ, અતુ દીધાં સહુ સાજ. આ૦

એ વાત નક્કી છે કે કોઇને દુઃખ ન દીધું હોય તો દુઃખ આવ-તું જ નથી. પછી તે આપણને કે કોઈ બીજાને આવે, પણ દુઃખ એ દુષ્ટ કર્મનું જ ફળ છે અને તેવું કર્મ જેણે કર્યું હોય તેણે તેનું ફળ ભોગવવું જ પડે છે; એજ ન્યાય સુખ માટે પણ છે. એટલે સુખ તે પુણ્ય કર્મનું ફળ છે અને દુઃખ એ દુષ્ટ કર્મનું ફળ છે. 'परोपकारः पुण्याय पापाय परपीडनम्'–પરોપકાર કરો તો પુણ્ય થાય છે–તે દ્વારા સુખ મળે છે અને બીજાને પીડા ઉપજાવો તો પાપ થાય છે ને તે દ્વારા દુઃખ મળે છે. આજ સિદ્ધાંત 'अहिंसा परमो धर्मः' 'दया धर्मको मूल है' આ મહાવા-ક્યોનું મૂળ છે; અને તેજ સ્વીકારીને 'બીજાનું ભલું કરવાથી પોતાનું ભલું થશે' એમ આસ્તિક મનુષ્ય માને છેઃ—

भला कर भला हो, सोदा कर नफा हो;
क्या खूब सोदा न कर हैं, इस हाथ दे इस हाथ ले.

ત્યાં મારાઓ ઉપડી આવ્યા, તીક્ષ્ણ ખડ્ગ કર સાહી. લઈ૦
હાંહાં કરતાં પડ્યા ધબોધબ, જખ્મે ગયો વિંધાઈ;
પડયો તે પડયો ફરી ન ઉઠયો, કોણ થાય ત્યાં સ્હાયી. લઈ૦
કસાઈ સમજ્યા, બાપ બરાબર, એનો થયો કસાઇ;
રેંસાઈ ગયો કુમાર કોઠીલો, ગયોજ છેક રીસાઈ. લઈ૦

### કલ્યાણ

ચંદ્રહાસ ઝટ ચાલ્યો ખુશહાલ થઈ,
વાટ જોતા રખવાળો ખુશહાલ થઈ.
આવ્યા તેવા રાજા પાસે, લઈ ચાલ્યા દ્વારપાલો;
તેણે તુરત સ્વસત્તા સોંપી, ગોદ લઈ માન્યો લાલો.
સગાંસંબંધી રાણી સોંપ્યાં, દઈ સહુની સંભાળો;
પ્રભુસ્મરણ કરી મરણ પામી ભૂપ પરમપદ ચાલ્યો.

### સાખી

પ્રાત થતાં નરનાથ પડયો તે વાત થઈ પુરચાવી,
ચંદ્રહાસ નૃપ ખાસ થયા જગપતિએ લીધા બચાવી.
જાણી દીવાન બન્યો દીવાનો ત્યાં તો વરદી આવી,
મદન કપાયો મંદિરમાં, નતી ધારી આપત્તિ આવી.

### દોહરો

મહા પાપ સંતાપથી, સહી ન શકયો તે તાપ,
આપઘાત કરીને મુઓ, મદનતણો એ બાપ.

અને એનો સાર એજ કે:—

કદી કેમે કોઇને દૂભવ માં, દુઃખ પામે જેથી તું ભવમાં;
તારે હાથ વાત છે ત્હારી, આવે અનુ અનુભવમાં.

થવુ તો ચંદ્રહાસ જેવું, તો ચંદ્રહાસ જેવુંજ થાય; જેને ખાસ શ્રીહરિએ અંતે ખાસ મળી ખાસ કર્યો.



# શ્રી દામાજી–આખ્યાન

[ पुण्य-विषय ]

## પૂર્વરંગ

પદ–કાફી

કર બનતું પરકાજ, આજથી જગત રાજનો કિંકર બન તું;
પુણ્ય કરી સુખ લેવા પતિએ, અનુ દીધાં સહુ સાજ. આ૦

એ વાત નક્કી છે કે કોઇને દુઃખ ન દીધું હોય તો દુઃખ આવતુંજ નથી. પછી તે આપણને કે કોઈ બીજાને આવે, પણ દુઃખ એ દુષ્ટ કર્મનુંજ ફળ છે અને તેવું કર્મ જેણે કર્યું હોય તેણે તેનું ફળ ભોગવવુંજ પડે છે; એજ ન્યાય સુખ માટે પણ છે. એટલે સુખ તે પુણ્ય કર્મનું ફળ છે અને દુઃખ એ દુષ્ટ કર્મનું ફળ છે. 'परोपकारः पुण्याय पापाय परपीडनम्'–પરોપકાર કરો તો પુણ્ય થાય છે–તે દ્વારા સુખ મળે છે અને બીજાને પીડા ઉપજાવો તો પાપ થાય છે ને તે દ્વારા દુઃખ મળે છે. આજ સિદ્ધાંત 'अहिंसा परमो धर्मः' 'दया धर्मको मूल है' આ મહાવાક્યોનું મૂળ છે; અને તેજ સ્વીકારીને 'બીજાનું ભલું કરવાથી પોતાનું ભલું થશે' એમ આસ્તિક મનુષ્ય માને છેઃ—

भला कर भला हो, सोदा कर नफा हो;
क्या खूब सोदा न कर हैं, इस हाथ दे इस हाथ ले.

અર્થાત્ બીજાને દુભવવાનોજ ન્યાય રીઝવવામાં છે. દુભવવાથી પરિણામે દુઃખ આવે છે, ત્યારે રીઝવવાથી સુખ મળે છે. જો આમ નકકી છે તો આહાર, નિદ્રા, ભય ને મૈથુનમાંજ મગ્ન રહી વ્યર્થ આયુષ કેમ ગુમાવીએ ?

પુણ્ય પૂર્વનાં ખાતાં હમણાં સૂઝે છે તોફાન,
એ ખરચી ખૂટી કે આગળ વસમું છે મેદાન;
બીજાં કાજ વીમો ઉતરાવો થવું તમારૂં શું છે?
ડાહ્યાં સગાં સર્વ મળીને કેમ ન તમને પૂછે?

મુસલમાનો પોતાની 'જકાત'-કમાણીમાંથી અઢી ટકા ધર્માદામાં કાઢવું યોગ્ય માને છે; તો પછી આપણે તો તેમનાથી ઊંચા ને વિશેષ ધર્મી હોવાનો દાવો કરીએ છીએ, તો તેમનાથી વધુ કેમ ન ચઢીએ ? માટે 'કર બનતું પરકાજ.' તે માત્ર આર્થિક સહાય આપવાથીજ બની શકે એવું કંઇ નથી; શારીરિક સહાય આપીને પણ બીજાને ઉપયોગી થઇ તેનાં દુઃખ હરનાર તથા તે દ્વારા તેને સુખ કરનાર આપણે થઈ શકીએ છીએ. એ રીતે—

**પુણ્ય કરી સુખ લેવા પતિએ અનુ દીધાં સહુ સાજ.**

જો યોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે તો પ્રભુએ સર્વ સાધનો કેવળ સુખ માટેજ આપ્યાં છે. તે તે સાધનોનો કેવી રીતે ઉપયોગ કરવાથી પુણ્ય થાય અને તેનું ફળ કેવું ને કેવડું પ્રાપ્ત કરી શકાય, તે વિષે પણ શાસ્ત્રોમાં વિસ્તારથી સમજાવામાં આવ્યું છે, છતાં તે સાધનોનો અને સમયનો આપણે દુરુપયોગ કરીએ અથવા વ્યર્થ ગુમાવીએ તો સુખ કયાંથી મળે ? પરિણામે ઊલટી હાનિજ થાય, એમ સમજીને 'કર બનતું પરકાજ આજથી.' દુઃખનોજ ન્યાય સુખમાં છે સર્વ પ્રાણી

પરમેશ્વરની પ્રજા છે. તેમાં કોઇને જો દુઃખ દઇએ તો તેની સજારૂપે પરમેશ્વર આપણને દુઃખ દે છે અને બનતી સહાય કરી કોઇને સુખી કરીએ તો તેના ફળ તરીકે પરમેશ્વર આપણને સુખી કરે છે. જગતના રાજાઓ પણ તેના પરોપકારીઓને માન, ચાંદ, ઇનામ વગેરે આપે છે તે જગતના મહારાજા પરમેશ્વરના નિયમને અનુસરીનેજ તેમ વર્તે છે માટે 'પુણ્ય કરી સુખ લેવા પતિએ અનુ સોપ્યાં સહુ સાજ' એમ સમજ્યા પછી તુરતજ 'આજથી જગતરાજનો કિંકર બન તું' અને આવું પ્રભુનુ દાસત્વ કરવાને જ્યાંસુધી તું જીવે ત્યાંસુધી 'કર બનતું પરકાજ.' ખરી રીતે તેથી પોતાનેજ વધુ લાભ છે. 'એકગણું દામ સહસ્રગણુ પુણ્ય' કહેવાય છે. એટલે વસ્તુતઃ પોતાનુજ ભલુ કરવાને 'કર બનતું પરકાજ.' યવનોમાં પણ આવી માન્યતા છે કેઃ—

સૃષ્ટિ સમે સૌ માનવી, વસતા વન મોઝાર;
ડરતાં એક બીજા થકી, નહોતો સંપ લગાર.
પહેરણ છાલાં પાંદડાં ખાવા વનફળ ફૂલ;
વનમાં વસીને વેઠતાં, દેહે દુઃખ અતુલ્ય.
પછી આપી પરમેશ્વરે, સંપ તણી મતિ સાર;
એક બીજાની સહાયથી, બન્યાં ઘણાં ઘરબાર.

આ સઘળાં સુખસાધનો છે તે સૌની મહેનતનું પરિણામ છે. તેનો લાભ લેવા છતાં આપણે કંઇ ન કરીએ તો પુણ્યની વાત તો પછી, પણ પાપ પહેલુ લાગે છે—એ દીવાની ગુનો આપણે કરીએ છીએ, તે બદલ સજા તો થવાનીજ, અને ઉપરથી સર્વના દેવાદાર બનીએ છીએ. વિલાયતમાં આવો કાયદો છે—જે કોઈ રખડતાં ભિખારી ભીખ માગીને બીજાની મહેનતનુ ખાવા તૈયાર થાય છે તેઓને ગુનેગાર ગણવામાં આવે છે, અને તેઓની ધરપકડ કરી હુન્નરશાળામાં પરાણે તેઓ પાસે મજૂરી કરાવવામાં

આવે છે. એવા ઘણા દેશો છે, જ્યાં રાજાઓનાં રાજ્ય પડાવી લઈ તેની પેદાશ પ્રજામાં વહેંચી લેવામાં આવી છે. આજકાલ આવાં ઘણાં મંડળો અસ્તિત્વ ધરાવે છે કે જેમાં આવી માન્યતા હોય છે કે, જે કોઇ ધનવાન હોય છતાં પોતાનુ ધન પોતે એકલોજ વાપરે પણ ગરીબો માટે ન વાપરે તેની બધી મિલકત પડાવી લઈ ગરીબોમાં વહેંચી દેવી જોઇએ. આ બધાંનો મુદ્દો તે આજ છે— 'કર બનતું પરકાજ.' ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ પણ કહે છેઃ—

अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति।

'હે અર્જુન! જે મનુષ્ય કેવળ પોતાની ઇન્દ્રિયોને આરામ આપે છે –પેટભરો બને છે તેનું જીવન પાપી છે, એટલુંજ નહિ પણ તે નકામો જીવે છે.' તે જેટલું વધુ જીવશે તેટલાં વધારે પાપ કરશે ને વધારે બીજાનો દેવાદાર બનશે. તેના પરિણામમાં તે દુઃખીજ થવાનો છે. માટેજ આસ્તિક મનુષ્યો માને છે કે પરસ્પર સહાય કરવી તે ઇશ્વરી આજ્ઞા છે. માતાપિતા પોતાનાં સંતાનો અશક્ત હોય ત્યાંસુધી તેમનુ પાલનપોષણ કરે છે, માટે તે અશક્ત થયેલાં માતાપિતાનું તે સંતાનો પછીથી પોષણ કરે; એજ પ્રમાણે સાજાએ માંદાનુ ને શહેરવાસીઓએ મુસાફરોનું રક્ષણ કરવું જોઇએ. કારણકે એવા પ્રસંગો સૌના પર આવે છે કે જે વેળા બીજાની સહાય લેવીજ પડે છે. આ સહાય જેટલી વિશેષ તેટલું વિશેષ પુણ્ય થાય છે ને તેના બદલામાં સામા તરફથી ફળ ન મળે તોપણ સર્વદ્દષ્ટા પરમેશ્વર તો તેનું ફળ આપેજ છે, એટલે સામાએ જેટલું કર્યું હોય તેટલું આપણે કરીએ તે તો માત્ર આપણું દેવું આપણે અદા કરીએ છીએ, પણ તેનાથી વિશેષ જો કરીએ તો તે પુણ્યના સ્વરૂપમાં બની પ્રભુદ્વારા ફળદાયી થાય છે. માટેજ 'કર બનતું પરકાજ' અને તે 'આજથી

જગતરાજનો કિંકર બન તું.' કેમકે તે સર્વ કંઇ જોઇ રહ્યો છે; તેથી ચોક્કસ ન્યાયપ્રમાણેજ ફળ આપશે. તેને એજ વધારે ગમે છે. એ ન્યાયી દયાળુ પ્રભુએ પ્રાણીમાત્રની ઉન્નતિ થાય તે માટે 'પુણ્ય કરી સુખ દેવા પ્રભુએ સોપ્યાં અનુ સહુ સાજ.' તેથી જેટલું વધુ પુણ્ય તેટલું વધુ સુખ જરૂર મળશે. પ્રભુ સર્વજ્ઞ, સર્વાંતર્યામી ને સર્વ શક્તિમાન છે, તેમની પાસે ઠગાઈ ચાલતી નથી, તેમ કરેલું વૃથા જતું નથી; એજ સૌ કહે છેઃ—

રામ ઝરૂખે બેઠકે સબકા મુજરા લેત;
જૈસી જીનકી ચાકરી ઐસા ઉનકો દેત.

અને પ્રજાનો જે રાજા કહેવાયો તેનો તો એજ ધર્મ છે કે તેણે એ પ્રકારે પ્રજાનુ રંજન કરવું જોઇએ. જો એ પ્રમાણે પોતાનો ધર્મ ન પાળે તો તે ખાસડાનોજ ઘરાક ગણાય છે; અને 'રાજેશ્વરી તે નર્કેશ્વરી' એ કહેવત પ્રમાણે મરણપછી નરકનો અધિકારી થાય છે. ખરેખર! આજકાલના રાજાઓ બધું પોતાના મોજશોખ માટેજ માનનારા હોઇ પ્રજાના શત્રુ બની રહ્યા છે. તેઓ રાજા તરીકે જીવવાને યોગ્યજ નથી રહ્યા. રાજા એ પ્રજાનો રક્ષક અથવા નોકર છે, એટલુંજ નહિ પણ આર્યશાસ્ત્ર પ્રમાણે—

देवान् भावयताऽनेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥

'આ યજ્ઞવડે તમે (રાજાઓ) દેવોની સંભાળ રાખો અને તે દેવો તમારી સંભાળ રાખે. આ રીતે પરસ્પર સંભાળ રાખતા તમે પરમ કલ્યાણ પ્રાપ્ત કરશો.'

સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ એ સર્વે પોતપોતાનાં કાર્યોમાં નિયમિત રહીને પરસ્પર સહાય કરે છે તેથીજ મનુ-

બ્યદેહ બને છે ને પોષાય છે. તેમાં ક્ષેત્રબીજ માટે પિતા અને શાસ્ત્રજ્ઞાન માટે ઋષિઓ સહાય કરે છે. પશુ-પક્ષીઓને માખી સુધ્ધાં મધ વગેરે આપી સહાય કરે છે. એમ સર્વ દેવો, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ ને મનુષ્યોની પરસ્પર સહાયથી આ સંસાર ચક્ર ચાલે છે. તેનો લાભ લેનારા એક બીજાની સહાય કરવા બંધાયા છે. આવા ઉદ્દેશથીજ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યવર્ણ માટે અવશ્ય નિત્ય કર્તવ્ય તરીકે પંચ મહાયજ્ઞોની યોજના રાખવામાં આવી છે, ને 'अकरणे प्रत्यवायः'-તે ન કરે તો દોષ લાગે એમ ઠરાવ્યું છે. આ ઠરાવનારના ભયથીજ જેમ 'भीषास्माद् वातः पवते' વાયુ વાય છે—ઇત્યાદિ શ્રુતિવચન પ્રમાણે દેવો પણ જેના ભયથી પોતપોતાના કાર્યો બરાબર કરે છે તેમ આપણે પણ દેવો-મનુષ્યો આદિ પ્રત્યે જે નિત્ય-નૈમિત્તિક કરવાનું ઠરાવ્યું છે તે તેના ભયથી પણ કરવું જોઇએ, વર્ણ તથા આશ્રમને અનુસરી યજ્ઞોપવિત, લગ્ન, શ્રાદ્ધ, તર્પણ વગેરે જે જેની યોગ્યતા આપણામાં શાસ્ત્રે નકકી કરી છે તેને પ્રભુની આજ્ઞા સમજી આપણે કરવાં જોઇએ. કારણકે તે પોતાનાં કર્તવ્ય કરવા માટેજ પ્રભુએ આપણને કંઇ આપેલું છે, માટે બીજાદ્વારા જેનો આપણે લાભ લઇએ તેનો 'કર' અથવા બદલો જે નકકી કરેલો છે તે ન દઇએ તો ભગવાન શ્રીકૃષ્ણનાજ શબ્દોમાં—

तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः।

'તેઓએ આપેલા પદાર્થોને તેમને આપ્યા વિના જે ભોગવે છે તે ચોરજ છે,' અર્થાત્ તે ચોરી કરવા બદલ તે શિક્ષાપાત્ર ઠરે છે, માટે તેથી બચવાને 'કર બનતું પરકાજ આજથી.' આટલું કરવાથી આપણી કદી અવનતિ થતી નથી, અને ઉન્નતિ કરવાની ઇચ્છા હોય તો પણ આજ માર્ગ લેવાનો છે—'કર બનતું પરકાજ.'

એ કે આપણે મૂળથી તો જ્ઞાનાનંદપૂર્ણ, સચ્ચિત્સ્વરૂપ, નિર્વિકાર ને સ્વતઃ સુખસંપન્ન છીએ પણ—

'હૈયાના ફૂટયા' એ રાગ

જડના સંબંધે જીવન હતું તે ખોયું,
જીવના જીવનમાં તો કયાંથી મનડું હોયજ મોહ્યું રે. જડના૦
જ્ઞાન એજ ખુદ્દનું જીવન પાષાણે છેકજ ખોયું,
તરુમાં થોડું પશુપંખાએ,આહાર મૈથુન આદિ જોયું જડના૦

ગીતામાં ભગવાન કહે છેઃ—

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥'

'જે મનુષ્ય કેવળ આત્મામાંજ પ્રીતિવાળો હોય, આત્મામાંજ તૃપ્ત રહેતો હોય અને આત્મામાંજ સંતુષ્ટ રહેતો હોય તેને કંઇ પણ કરવાનું રહેતું નથી.' આ વચન પ્રમાણે આત્મારામ થયેલા મનુષ્યને પ્રાકૃત કોઇપણ પદાર્થ સુખકર થતો નથી; તે આત્મસુખ વિના તેને કંઈ રુચતું નથી; અને તે સુખમાં એવો તો મગ્ન રહે છે કે બાહ્ય ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ વગેરે પ્રાકૃત ધર્મો તેને કંઇ અસર કરી શકતા નથી. કેમકે તે 'स्वतः सुखी' છે. એ સુખ એવા પ્રકારનું છે કે 'बुद्धिग्राह्यमतीन्द्रियम्'— બુદ્ધિજ માત્ર તેને ગ્રહણ કરી શકે છે–અનુભવી શકે છે; બીજી કોઇ પણ ઇન્દ્રિયથી તે અગ્રાહ્ય છે; એટલુંજ નહિ પણ 'यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः'—જે આત્મસુખના લાભને પ્રાપ્ત કરીને બીજા કોઇ લાભને તેનાથી અધિક તે માનતો નથી. આવો સ્વરૂપસુખાનુભવ સર્વ પ્રાકૃત સુખાનુભવથી સર્વોત્કૃષ્ટ છે; પણ બીજાને દુભવવારૂપ તમોગુણ અથવા

બીજાની મહેનતનું ખાવારૂપ રજોગુણ કે મળથી તે આપણું આત્મસુખ ઢંકાઈ ગયું છે—'धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च—જેમ ધુમાડાથી અગ્નિ અને મેલથી દર્પણ ઢંકાઇ જાય છે' તેમ પૂર્વોક્ત મળની વાસનાઓથી આપણું આત્મસુખ ઢંકાઇ ગયું છે. જેમ જેમ તમોગુણનો વિશેષ સંબંધ રાખીએ તેમ તેમ આપણા જ્ઞાનને તે વિશેષ ઢાંકે છે, પછી તેવા તામસી શરીરમાંજ પ્રભુ આપણને મોકલે છે. આપણે બીજાઓને અતિશય પીડીએ તો જરૂર પાષાણ તરીકેજ ઉત્પન્ન થઇએ, ને કંઇક ઓછા પ્રમાણમાં દુઃખ દઇએ તો પશુપંખી થઇને અવતરીએ, એમાં શક નથી, તેનું કારણ—

માંડ મળ્યું માનુષતન તેમાં વિધિનિષેધે જોયું,
તોપણ જૂનો છંદ ન છોડયો, ઉલટું વધુમાં ઉર પ્રોયું.

આજ કારણથી પાછળથી પશ્ચાત્તાપનો પ્રસંગ આવે છે. વસ્તુતઃ આપણે પરમેશ્વરની પ્રજા–તેમનાજ પાટવી કુંવર છીએ, છતાં બીજાંનું બગાડી, બીજાંનું ખાઈ જવાની હરામ દાનત કરી, કર્તવ્ય ચૂકીને—

નહિ કરવાનું કરીએ નિત્ય, કરવાનું ભૂલીએ ખચીત.

આવી અધમ રીતને વળગી રહીએ તે ખરેખર શોચનીય સ્થિતિ છે.આ સ્થિતિને તપાસતાં સહજ આવું ગવાઇ જવાય છેઃ—

પદ–'સજ્જન સુખડા' એ રાગ

પિતા સ્થિતિ આ શી મ્હારી રે. ટેક.
કોટી અંડપતિનો પ્રિય પુત્ર થયો હું ભિખારી રે.
ખરો તુંજ બાપ, ભૂલ્યો છેક આપ,
ડુબ્યો વિષય વિષે, ખાધી ભૂલ થાપ;
સંતાપ ત્રિતાપતણો વળગ્યો વસમો દુઃખકારી રે.પિતા સ્થિતિ૦

સુખની વાસનાથી જે પુણ્ય કર્મ કરીએ છીએ તો સુખ અવશ્ય મળે છે, પણ તે પ્રાકૃત હોવાથી તેના ધર્મોની અસર થયા વિના રહેતી નથી. વળી તે સુખ અલ્પ ને નાશવંત હોય છે, જેથી પરિણામે દુઃખજનકજ થાય છે. જન્મ, મૃત્યુ, ગર્ભ, જરા વગેરેનાં સર્વ સંકટો પ્રાકૃતની લાલસાઓ પાછળ વળગેલાંજ હોય છે, અને તેની ચાહના વધારી એટલે મળવાસનાઓ વધ્યે જવાનીજ. કારણકે—

મથી મરે એ માટે નવ જો એ શું બદલો દે છે,
એકે વાતે તૃપ્તિ ન કરી વધુ વધુ માગે છે.

એટલે પછી તો—'તૃષ્ણા આગ વિષય ઘી હોમે તૃપ્તિ થાય તે કેમે.' આમ તેથી અતૃપ્તજ રહી તેનીજ પાછળ લાગ્યા રહી અવશ્ય કર્તવ્ય ચૂકી જવાય છે. જ્યાં નવાંની ઉમેરણી ચાલી રહી હોય ત્યાં જૂનાં દૂર થવાની વાતજ કયાંથી? એ તો નવાં ન ઉમેરીએ ને જૂનાં કાઢયે જઇએ તોજ કચરો સાફ થાય ને હૃદય સ્વચ્છ બને. જો કે આ સફાઇ પુણ્યકર્મથીજ થઇ શકે છે પણ તે પુણ્ય કર્મ નિષ્કામ હોય છે, મુમુક્ષુ ભાવનાથી રંગાયલાં હોય છે, પ્રાકૃત સુખની અભિલાષાઓથી મુક્ત હોય છે. આવાં નિષ્કામ પુણ્ય કર્મો ઇશ્વરપ્રીત્યર્થ હોઇને તેનું ફળ કેવળ ઇશ્વરપ્રાપ્તિજ હોય છે, માટેજ 'આજથી જગતશાજનો કિંકર બન તું, કર બનતું પરકાજ.' ગીતામાં ભગવાન પણ એજ કહે છે—'यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्—નિષ્કામ યજ્ઞ, દાન અને તપ જ્ઞાનીઓને પણ પવિત્ર કરે છે.' એટલે લાલસાનો ત્યાગ કરાય તો તો આપણે મૂળથીજ પૂર્ણ છીએ, પણ તે નહિ તજવાથી—

જાતે પૂર્ણ છતાં કરૂં ભૂખ ભૂખ, સુખરૂપ છતાં દેખું દુઃખદુઃખ;
શુદ્ધરૂપ છતાં પડી માને કુખ, પામું બંધન ભારી રે. પિતા૦

છતાં હજી લાલસાઓ વધારેજ જાઉં છું, પણ 'પરકાજ' ક્યાં કરૂં છું ? અરે ? ખરૂ જોતા 'સ્વકાજ' પણ હું નથી કરતો શરીરને મિથ્યા ક્ષણિક સુખ આપવાને—

ધરૂં ધનની આશ, બનું જનનો દાસ,
(અને શરીર રખે નાશ પામે તેથી)
પશુકીટ થકીએ પામું ત્રાસ;
(પણ તે શરીર શું છે ?)
કરૂં વાસ માંસમળમય તનમાં વેઠું વિવિધ લાચારી રે. પિતા૦

આમ હોવા છતાં તે પૂજ્ય પરમપિતાની કૃપા તો જુઓ ! એજ શરીર, ધન વગેરે સાધનોદ્વારા જો 'પરકાજ' કરીએ, તેનો દુરુપયોગ ન કરતા સદુપયોગ કરીએ તો એ દયાળુ પ્રભુ તો તૈયારજ છે; તુરત પોતાનું ધામ વાસાથેં આપી દે છે ને ત્યા અક્ષય સુખ દેવા તત્પર બને છે. આ સ્થિતિએ પહોચવાને આપણું સ્વરૂપ સશક્ત છે અને તે માટેજ—

પુણ્ય કરી સુખ લેવા પતિએ અનુ સોંપ્યાં સહુ સાજ.

. ને તે દ્વારા—

એજ સાધને જે સભાગીએ, તમ રજ તમામ ધોયું;
તેણે સત્ત્વે આનંદ ચાખ્યો, ત્હારૂં તો કીચડ છે કોહ્યું રે. જડ૦
સ્વાનંદનું ન ભાને ક્યાં પરમાનંદને ક્યાં રોવું !
ભર્યું અનુ ભીતર પણ તે તો ક્ષીણ કર્યું,
શું 'સીમેંટે' છે છાયું રે. જડના૦

છતાં તેનો ઉપાય તો છેજ, અને તેની હાલજ સગવડ છે— 'કર બનતું પરકાજ.' માત્ર પોતાનુ પેટ ભરનાર અને બીજાને મુઠ્ઠી અન્ન પણ નહિ આપનાર કેવુ કહે છે:—'શેઠે પુ જી સોપી તે

ઉડાવી નાખી એશમાંહી, લેખું લેતાં ઠરે ખાધુંપીધું છે હરામનું.'

જેઓ 'પરકાજ' કરતા હોય અથવા પોતાનું ધન બીજાને પણ આપતા હોય તેઓએ પણ પોતાના ભોગવૈભવોની ભોગ-લાલસા વિપરીત પરિણામની ન બને તે સંભાળવાનું છે. એવા ભોગ ન ભોગવવા જોઇએ કે જે વિપરીત ફળ આપનાર બને. જૂના દૂર થાય ને નવા ન વધે, તે કાળજી હોવી જોઇએ. જેઓ તે સંભાળ નથી રાખતા તેઓને શ્રીકૃષ્ણ તમોગુણી કહીને વધુમાં જણાવે છેઃ—

माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ।

'તેઓનાં જ્ઞાન માયાથી હરાઇ ગયાં છે અને તેઓ આસુરી ભાવનો આશ્રય કરી રહ્યા છે.' જેથી—

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ।
मोहाद् गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्ततेऽशुचिव्रताः ॥
चिन्तामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥

જે કદી પૂર્ણ કરાતોજ નથી તેવા વિષયાભિલાષનો આશ્રય કરી દંભ, માન તથા મદથી યુક્ત બનેલા તેઓ, મોહથી ખોટા દુરાગ્રહોને વળગી રહી અપવિત્ર વ્રતો આચરે છે, પ્રલય સુધીની અમાપ ચિંતાનો આશ્રય કરે છે અને 'વિષયભોગ એજ મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય છે' આવો નિશ્ચય કરી બેસે છે. ખરેખર આવા તામસ જીવો દુઃખીજ છે, છતાં દંભ-માન-મદને વશ બની મોંયે તમાચો મારીને લાલાશ રાખે છે; કેશને કલપ લગાડી કાળા રાખે છે; દુષ્પૂર કામાગ્નિમાં પોતાનુ ન્યાયોપાર્જિત હોમાઇ જાય એટલે મોહથી-ખોટે માર્ગે પણ મેળવવા

અપવિત્ર યત્ન કરે છે ને તેમાં પાછી પ્રલય સુધીની ચિંતા રાખે છે. તેઓ નથી સમજતા કે—

તું ઉંચે કોટ ઉઠાતા હૈ ખમ તેરે તનકા હૈ પોલા,
તું સખ્ત મકાન બનાતા હૈ યહાં તેરી કબરને મોં ખોલા.

આ વાતને ભૂલી જઈ બધું પાકે પાયેજ ચાહનારા તે લોકો, ફરી ફરી મનુષ્યાવતાર નહિ મળે માટે જેટલો બને તેટલો વિષયોપભોગ કરી લઈએ, એમ સમજી ન્યાય કે અન્યાયથી જેટલું ભોગવાય તેટલું યોગ્ય–અયોગ્ય ભોગવવા લાગે છે. વળી પોતાના હાથેજ કોથળીનાં મોં તો ખાલી થયાં હોય છે; તોપણ આવો ડોળ રાખે છે કે, અમે ઘણાંઓને મદદ કરીએ છીએ. આવા પરગજુ શ્રીમંતોને ઉદ્દેશી આ કાવ્ય લખાયું છે, જે વાંચવાથી તેઓ સંબંધે ખરો ખ્યાલ આવશેઃ—

### મહીદીપ છંદ

મ્હારો પૈસો પરકાજ, રાખું કંઈકની હું લાજ,
દાઝ ધરૂં એવી જેવી ન ધરે કોઈ;
સુખડિયાનો છઉં શેઠ, કલાલોની છઉં પેઠ,
રંડીઓ કહે શ્રેષ્ઠ, કસાઈઓનો નવ દ્રોહી;
લેમોનેડ સોડા ચાહું, સિગારેથી ના ધરાઉં,
ફેંટવાળાઓને ધીરી કરી દઉં સોઈ;
દાપું દાક્તરનું નિત્ય, આપું રેલ્વેને વીત,
બંગલાના ભાડામાં ખરચી બહુ ખોઈ;
પુંઠે ખાશે વકીલ, જુએ મરવાની ઢીલ,
વીલ કર્યું સાળીનો પુત્ર પાત્ર જોઈ.

આના પરિણામે તેવાઓને અહીંજ દુઃખી થયેલા અમે ઘણાઓને જોયા છે. તેઓ અંતે રોયાજ છે; તે પરથી આ કાવ્ય લખાયું છેઃ—

૫૬

મ્હોટાને દેખી, છોટા નહિ ભરમાશો.
ભભકો તો ઉપરનો ભીતર, જોવાજોગ તમાસોરે. મ્હો૦
મ્હોટા થાતાં પહેલાં, પીડા છે કેટલી વેઠેલી;
મ્હોટપણું જાળવવા હજીએ, નીરાંત છે ક્યાં મ્હેલીરે. મ્હો૦
મ્હોટું ઘર તમને દેખાતું, ખુદ તો છોટું માને;
ઓટું લે એથી મ્હોટાનું,ઓછું ઓછું જ આવે ધ્યાનેરે. મ્હો૦
વડા મોભમાં ઝાઝા ખીલા, ભારે મ્હોટા મેલે;
મરી મથે બીજા મારે પણ, ઓછું સહુ લક્ષે લે રે. મ્હો૦
મ્હોટો દેખ્યો કે લઉં લૂટી, એમજ સર્વે ધારે;
મ્હોટાને ધાર્યું કરવામાં, વિઘ્ન અનેક પ્રકારે રે. મ્હો૦
અંતે મ્હોટું પણ ખોટું અંતુ,તજતાં અતિશય સાલે;
જીવતાં જંપ ન,મુવે અજંપો, પુંઠે કહ્યું ન પૂરૂ પાળેરે. મ્હો૦

છેવટે મરણ પછીયે તેઓના શા હાલ થાય છે? તેજ ભગવાન શ્રીકૃષ્ણ સ્વમુખે કહે છેઃ—

अनेकचित्तविभ्रांता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥

'અનેક પ્રકારે ભ્રમિત ચિત્તવાળા; મોહજાળથી વીંટાયલા અને કામભાગોમાં આસક્ત થયેલા તે મનુષ્યો (છેવટે) અપવિત્ર નરકમાં પડે છે.' આમ જીવતાં પણ અનેકમાં ચિત્ત રહે છે, અને તે એકધાર્યું પણ ભાગ્યેજ પૂરૂં થાય છે, જેથી વિભ્રાંત સ્થિતિ બની રહે છે. વળી તે એક જાળજ છે; કેમકે જેમ જેમ તે ભોગવ્યે જાય તેમ તેમ ઊલટો તેનો વધારે છંદ લાગે છે ને વધુ તેમાં ફસાય છે; એમાંથી છૂટવું જોઇએ, એમ પોતે જાણે છે છતાં મધમાં પડેલી માખીની પેઠે છુટી શકાતુ નથી ને તેમાંજ પ્રાણત્યાગ કરે છે; વળી જીવંતસ્થિતિમાં કામભોગમાં આસક્ત

રહી અન્યાય કે અધર્મથી પણ પોતાનુ કદાચ પૂરૂં કરી લે પણ—

**મરતાં મહારાજાને આવી ઝટ જમ પકડે કાન. [અને પછી—]**
**સબ ઠાઠ પડા રહે જાવેગા જબ લાદ ચલેગા બનજારા. [અને]**
**બાંધી મુઠી આયા પે પસારે હાથ જાના હૈ.**

આમ 'ખરચી ખૂટ કે હૈયાફૂટ' ખરૂં જોતાં બીજાઓને માટે જેઓએ કંઇપણ કર્યું નથી એવા તે નરાધમો પાપનાં પોટલાં બાંધીને તેના પ્રાયશ્ચિત્ત માટે અશુચિ નરકમા ધકેલાઇ પડે છે. જેમ અહીં પણ દારૂ પીને તેના કેફમાં વ્યભિચારો સેવીને પ્રમેહના રોગમાં સબડે છે તેમ પાછળથી એ પાપોના બદલામાં સામટી નરક–પીડાઓ સહે છે, માટે એ સ્થિતિ ન આવવાને—

શરીર કાજે કર તેટલુંજ જેથી શરીર ચાલે,
મૂરખના ઘરમાંજ નોકરો, ધણીથી વધુ મ્હાલે.
(ધણી તે જીવ.)
રક્ષણ પોષણ નિત્ય માગશે, તે તો પડશે દેવું;
પણ સાટે તારે પણ તેથી, કામ બરાબર લેવું.

તે કયુ ? 'કર બનતું પરકાજ' 'પુણ્ય કરી સુખ લેવા પતિએ, અનુ સોપ્યાં સહુ સાજ' તે જ્યાંસુધી સ્વાધીન છે, અનુકૂળ છે ને સારી સ્થિતિમા છે ત્યાંસુધી કંઇક કરી શકાશે. કેમકે—

क्षणं चित्तं क्षणं वित्तं क्षणं जीवंति मानवाः ।
यमस्य करुणा नास्ति धर्मस्य त्वरिता गतिः ॥

'ચિત્ત ક્ષણિક છે, ધન ક્ષણિક છે, મનુષ્યો ક્ષણભર જીવે છે ને યમદેવને દયા નથી. માટે ધર્મની ગતિ વેગવાળી હોવી જોઇએ.' એમ અત્યંત ઉતાવળ, ઉત્સાહ ને સર્વ સાધનોથી બનતું કરી લેવા તત્પર બનવું જોઇએ. 'ચલાચલાકે વખતમેં બલાબલી કર લે' પણ તેમ કરવામાં હજી વધુ સમજની જરૂર છેજ કે,

'આજથી જગતરાજનો કિંકર બન તું.'

'હાથે તે સાથે, કરે તે પામે' એ જો કે ઠીક છે પણ તે શું ? 'પુણ્ય.' પરંતુ એ પુણ્ય એવું ન હોવું જોઇએ કે 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति— જે ક્ષીણ થતાં પુનઃ મર્ત્યલોકમાં પડવું પડે.' આ ખાસ વિચારવા જેવી વાત છે. જેઓ કંઇક થોડાં પણ 'પરકાજ'રૂપી પુણ્ય કરે છે તે પ્રાયઃ નામ કે યશ માટેજ કરતા જોવામાં આવે છે; અથવા મૂઆ પછી ફળ મળે તે માટે કરે છે. કેવળ કર્તવ્ય સમજીને નિષ્કામ ભાવે પ્રાયઃ કોઇ-કજ કરે છે. આ કર્તવ્યનો ઉદ્દેશ શો ? એ કોઇકજ વિચાર કરતા હશે. એવાં સકામ પુણ્ય કર્મનાં ફળ તો મળે છે, પણ તેથી શું ? કયાંસુધી તે રહેવાનાં ? એવાં પુણ્યથી જૂનાં કપાતાં નથી, પણ આગળ નવાં વધે છે, એ વાત પ્રથમ કહી ગયા. નામ તથા યશ રહે ત્યાંસુધી સ્વર્ગસુખ મળે, તેનો કંઈ અર્થ નથી. પોતાનાં નામ રાખવાને ધર્મશાળા, દવાખાનાં, વિદ્યાલયો, જલાશયો, સદાવ્રતો, દેવસ્થાનો, સ્કોલરશીપો વગેરે પુણ્યકર્મો કરીને કેટલાક મનુષ્યો 'પરકાજ' કરે છે; પણ—

નામ રહંત ઠકરાં નાણાં નાહિ રહંત,
કીર્તિ હુંદા કોટડાં, પાડયાં નાહિ પડંત.
ધૂળમાં ધૂળ થઈ ભૂમિમાં ભળી ગયા,
મહત કવિ કોઈ જેને ન મલીયા.

આજ સાધારણ ઘોષ છે; જેઓ 'પરકાજ' અથવા 'પર-માર્થ' કરે છે તેઓ માને છે કે, 'આ અમે પોતે મેળવ્યું, અમે અમારી બળબુદ્ધિથી વાપર્યું અને પરમેશ્વર હોય કે ન હોય પણ આના બદલામાં અમને ફળ મળવુંજ જોઇએ.' આ માન્યતા પ્રમાણે તેઓને ફળ મળે છે, પણ તે કેટલું ? નિયમ પ્રમાણેજ.

નિયંતા પરમેશ્વર નિયમ પ્રમાણેજ ફળ આપે છે. તેવાં સકામ કર્મોના ફળ કદી શાશ્વત હોતાં નથી. જેઓ નામનાના ભૂખ્યા છે તેઓ આ કાવ્યથી સાર લેશેઃ—

ગરબી-'વારો જશોદા'

**નામને નામને નામને રે, ઉંધું સમજે છે શું ચહી નામને?**
**નામ ત્હારૂંજ ખરેખર છે ક્યાં? એ તો કહે છે હાડ ચામને રે.ઉં૦**

(માત્ર હાડ-ચામને નહિ, પણ અંદર જે જીવ રહ્યો છે તેને જો કહેતા હોય તોયે—)

**લાખ ચોરાશી નામો તારાં ખુદ્દ ન જાણે છેલ્લા ઠામને;**

(અમુક દેહમાં આવ્યા પહેલાં કયા શરીરમાં શું નામ હતું? તેનો ક્યાં પત્તો છે? વળી—)

**નામનો નાશજ બાળક પણ કહે,છતાં રાખવા ભીડ હામને.ઉં૦**

પણ એ નામ ક્યાંસુધી રહેવાનું? કયા અવતારનું તે ગણાવાનું? આપણાં તે તે નામો સર્વથા નથીજ રહેતાં. ખરૂં નામ તો પરમેશ્વરનુંજ છે અને તે માટેજ 'આજથી જગતરાજનો કિંકર બન તું,' ને પછી 'કર બનતું પરકાજ.' ખરૂં પુણ્ય તે એજ છે, શરીર વગેરે સાધનોનો સાચો ઉપયોગ પણ તેજ છે, કારણકે—

પેદા કીધા છે શ્રીહરિએ કેમ બીજા કાજે કંઈ કરીએ,
દેહ બનાવીને એ આપે ત્યારે તો અવતરીએ;
તે પામી ચૂકયા કે તુરતજ શું તેનેજ વીસરીએ,
એની આપેલી વસ્તુથી તનનું પોષણ કરીએ;
વધુ એ આપે લે કે રહે જતી, તોએ 'મદ' કાં ધરીએ.

માટે પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તીએ તેજ ખરૂં પુણ્ય

છે અને એમની પ્રસન્નતા એજ અવિનાશી ફળ છે. એ દ્વારા યોગ્ય કાળે યોગ્ય જે મળશે તેજ સત્ય સુખ છે, એમ સમજી એ પરમેશ્વરની સમીપ જવાને 'આજથી જગતરાજનો કિંકર બન તું,' 'કર બનતું પરકાજ.'

તેમાં પ્રથમ ઋણમુક્ત થવું જોઇએ. જેમના તરફથી આપણને સહાય મળતી હોય અને જેઓ આપણને સહાય આપી ચૂકયા હોય તેઓને તેનો બદલો વાળી દેવાને દેવો, પિતૃઓ, મનુષ્યો, પશુઓ તથા વૃક્ષો સુધ્ધાં માટે 'કર બનતું પરકાજ.' પણ આ સર્વ માટે એકસરખું પરકાજ કરવું યોગ્ય નથી, તે માટે ક્રમ છે. જેમ ક્ષેત્ર તથા બીજ માટે જોવાનુ હોય છે—અમુક ક્ષેત્રમાં અમુકજ બીજ વવાય છે અથવા જેમ ગરીબ તથા શ્રીમંતની સેવાના ફળમાં તફાવત હોય છે તેજ પ્રમાણે કોના માટે પ્રથમ કરવું ? કોનુ ફળ વધુ લાભદાયી થશે, એના વિવેક માટે શ્રીમદ્ ભાગવતના આ શ્લોકો વિચારવા જેવા છેઃ—

जीवाः श्रेष्ठा ह्यजीवानां ततः प्राणभृतः शुभाः ।
ततः सचित्ताः प्रवरास्ततश्चेंद्रियवृत्तयः ॥
तेषां बहुपदः श्रेष्ठाश्चतुष्पादस्ततो द्विपात् ।
ततो वर्णाश्च चत्वारस्तेषां ब्राह्मण उत्तमः ॥
ब्राह्मणेष्वपि वेदज्ञो ह्यर्थज्ञोऽभ्यधिकस्ततः ।
अर्थज्ञात् संशयच्छेत्ता ततः श्रेयान् स्वकर्मकृत् ॥
मुक्तसंगस्ततो भूयान् दोग्धा धर्ममात्मनः ।
तस्मान्मय्यर्पिताशेषक्रियार्थात्मा निरंतरः ।
मय्यर्पितात्मनः पुंसो मयि संन्यस्तकर्मणः ॥

'હે પવિત્ર દેવહૂતિ! અજીવ કરતા સજીવ શ્રેષ્ઠ છે; તેમાં

પણ શ્વાસ લેનારા શુભ ગણાય છે; તેઓ કરતાં પણ જેઓમાં ચિત્ત છે તે શ્રેષ્ઠ છે; તેઓ કરતાં ઇન્દ્રિયોની વૃત્તિવાળા ઉત્તમ છે; તેઓમાં ઘણા પગવાળાં શ્રેષ્ઠ છે; તેઓ કરતાં ચાર પગવાળાં ઉત્તમ છે; તેઓથી બે પગવાળા શ્રેષ્ઠ છે; બે પગાંઓમાં ચાર વર્ણો ઉત્તમ છે; ચાર વર્ણોમાં બ્રાહ્મણ વર્ણ ઉત્તમ છે; બ્રાહ્મણોમાં વેદ જાણનાર શ્રેષ્ઠ છે; તે કરતા વેદના અર્થ જાણનાર ઉત્તમ છે, તેમાં પણ બીજાના સંશયો દૂર કરનાર શ્રેષ્ઠ છે, તે કરતાં પોતાનાં કર્મ કરનાર બ્રાહ્મણ ઉત્તમ છે; તેથી પણ નિષ્કામ ભાવે કર્મ કરનાર ઉત્તમ છે; તેના કરતાં પણ આત્મધર્મનો દ્રોહ નહિ કરનાર શ્રેષ્ઠ છે અને તેથી પણ પોતાનાં સમગ્ર કર્મોને, તેનાં ફળોને તથા શરીરસુધ્ધાને મારામાં અર્પણ કરી દેનાર શ્રેષ્ઠ છે. કેમકે મારામાં આત્મસમર્પણ કરનાર અને મારા વિષે કર્મોનો સંન્યાસ કરી દેનાર આ પુરુષ કરતાં બીજું કોઇ પણ પ્રાણી શ્રેષ્ઠ હોય, એમ હું જોતો નથી. અર્થાત્ પરમેશ્વરનો પરમ સેવક, પરમેશ્વર માટેજ જીવન વ્યતીત કરનાર સર્વોત્કૃષ્ટ છે.' એટલે એવા માટે કંઈ કરવું તે ઉત્તમોત્તમ છે. આવો ક્રમ લક્ષ્યમાં રાખી 'કર બનતું પરકાજ.' આ માટે દૃષ્ટાંત જુઓઃ—

# શ્રી દામાજીનું આખ્યાન

પદ-રાગ કાફી

કર બનતું પરકાજ,આજથી જગતરાજનો કિંકર બન તું;
પુણ્ય કરી સુખ લેવા પતિએ અનુ સોંપ્યાં સહુ સાજ. આ૦

ઇંદ્રસભાનો રાગ-'રાજા હુમે'

ધન્ય ધન્ય હરિ ભકત શ્રી દામાજી દાતાર,
દયા તણા દરિયા દીસે ભકિતના ભંડાર;
યવનરાય રહે બેદરી, દક્ષિણનો પાતશાહ,

તેની કરતા નોકરી ખરે ખરી ધરી ચાહ.
સમજેલા સમજુ ગણે, સંસારને અસાર,
હરિ ભજી બધ દે હરી, ધરતા પ્યાર અપાર;
કામ કરે નિષ્કામ રહી, રામજી પદે વિરામ;
ધ્યાન તણું બંધાણ છે દાન તણું નિદાન.

## ચોપાઇની ચાલ

પંઢરપુરથી બે યોજન દુર, મંગળ વેઢા નામે પુર;
સુખી કીધા શાહે એ મહાવે, હાલવા દે ગાડું જેમ હાલે;
સંગે રહેતો શુચિ પરવારે, પ્રેમે મન શ્રીહરિ પર વારે.
કામ કાજની નવ પરવારે, ઝટ ભજન સારૂ પરવારે;
નવ રાખે પોતા પર ભારે, ચાલ્યું જાય કામ પરભારે.
પ્રેમ જામ્યો પ્રભુ પર ભારે, કલીમાં જયા છે ભૂ પર ભારે;
વસ્યા દેહ રૂપીજ ઉતારે, તરે ને કંઈ સંગીને તારે.

કારણકે તે જગતરાજના કિંકર બન્યા હતા તે પરપુરુષનુજ કાજ કર્યા કરતા હતા, ને વિશેષ લક્ષ્ય તેમાજ રાખતા હતા. પરમેશ્વરનુજ સ્મરણ કર્યા કરતા, તેમનાજ સેવક બન્યા રહેતા, જો કે ‘પરકાજ’ કરતા, તે પણ પરમેશ્વરની ખાતર—નિષ્કામ ભાવે—પરમાત્માનુજ કાર્ય સમજીને કરતા પ્રથમ પ્રભુ—કાર્ય ને પછી બીજાનુ—એમ બન્ને તે કરતા હતા.

## સાખી

ઊઠે ખટ ઘડી રાતે ત્યાંથી ધરતા નિયમે ધ્યાન,
સેવ કાર્ય ચાલે થાતાં સુધી પૂરા મધ્યાન્હ.

કેમકે દેવો, ઋષિઓ તથા પિતૃઓ—એમ ત્રણેનુ કર્મ થઇ રહ્યા પછી—

અતિથિ અભ્યાગત સંતોષી આરોગતા પ્રસાદ;
વિનય વ્હાલથી એ વૈષ્ણવ વરતતા સહુની સાથ.

જેવો વિવેક દેવો તથા પિતૃઓ તરફ તેમનો હતો તેવોજ અતિથિઓ તરફ પણ તે જાળવતા. કેમકે તેમની સેવાને પણ સર્વેશ્વરનીજ સેવા તે સમજતા હતા આ રીતે પરમેશ્વરની આજ્ઞાના પાલનપૂર્વક 'કર બનતું પરકાજ, આજથી જગત રાજનો કિંકર બન તું.' હવે જુઓ, દામાજીની પરીક્ષાનો પ્રસંગ આવ્યોઃ—

'ઓધવજી સદેશો' એ રાગ

પડ્યો પ્રબળ દુષ્કાળ દેશમાં તે સમે,
થયાં જનો પશુઓ પૂરાં હેરાન જો;
અન્ન ઘાસ જળ વિણ તરફડી દેહો તજે,
ગામો ઘરો થતાંજ જતાં વેરાન જો.
પંઢરપુરમાં પણ પીડાતા પંડિતો,
જ્યાં જેને ફાવ્યું ત્યાં ચાલ્યા જાય જો;
એક વિપ્ર આવ્યો દામાજી આંગણે ભૂખ્યો,
થાકયો તપ્યો હતો પંથ મ્હાંય જો.

આવાં નિરાધારને આધાર તથા દિલાસો દઇ, તેના તરફ પ્રેમ તથા લાગણી દર્શાવીને તેનો અંતઃકરણનો આશીર્વાદ પ્રાપ્ત કરવાને 'કર બનતું પરકાજ.'

જોતા વૈષ્ણવ વેષ વિવેકી સંત એ,
સ્હામા ધાયા લાવ્યા સહ સત્કારજો;
સ્નાન કરાવી બેસાડયા શુભ આસને,
ભોજન નાના ભાત હતાં તૈયાર જો.
પત્રાવળી પીરસાણી સરખી સર્વની,
છેવટ ઘી પીરસાઈ રહ્યું તે વારજો;
લીધું કરે અપોશન ને દ્વિજને નથી,
ચાલી અશ્રુની ઉકળતી ધારજો,

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે—'असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम्-જે દાન અસત્કાર અને અપમાનપૂર્વક કરાય છે, તેને તામસ કહેવામાં આવે છે.' આ વચન પ્રમાણે તામસ દાન ન થવું જોઇએ. જે દાન કરવું તે કરી જાણવું. સત્કાર અને પ્રેમપૂર્વક પોતાની પ્રિયમાં પ્રિય વસ્તુ અતિથિને પ્રથમ આપવી જોઈએ. કારણકે તે અતિથિદ્વારા એ વસ્તુ પરમેશ્વરને પહોંચે છે; જેથી પ્રભુ પ્રસન્ન થાય છે. આ વસ્તુ દામાજી બરાબર સમજતા હતા, તેથી તેમણે પ્રેમ તથા સત્કારપૂર્વક આ અતિથિને ભોજન અર્પણ કર્યું હતું, છતાં તેમને 'प्रथमग्रासे मक्षिका'ની પેઠે આવું કષ્ટ કેમ થયું ?

## દોહરો

અટકી જમતાં સર્વે પડયા વિચારે,
વધા દામાજી તો બની લાચારે;
દીઠો દોષ કશો શું અહીં આચારે,
કર્યો ખરો ખુલાસો એ દ્વિજ બિચારે.

રાગ આશાવરી–'મેં તો એ મન ધાર્યાં' એ રાહ

રોઉં સ્વદુઃખ સંભારી ભારી, રોઉં છું દુઃખ સંભારી,
પામ્યો અહીં ભોજન હું ભારિ, ઘેર રીબાય સંતતિ નારી;
ચાર દિવસથી રહે પી વારિ, ન શકું વાત વિસારી મ્હારી.
એ ટળવળે ત્યાં હું અહીં ખાઉં, એથી અતિ ઉરે દુઃખી થાઉં;
આપો રજા તો ઉઠીજ જાઉં, નહિ જમી શકું ભમે મતિ મ્હારી.

પદ–'નાથ નવ કરો' એ રાગ

ઝટ દામાજીએ, ધીર ખરી દીધી રે, ઘડી વિરમો, સુખે જમો,
દુઃખ ન અતિ ઉરે ખમો, થશે અર્થ સિદ્ધિરે. ઝટ૦
બાર માસનું ધાન બહુ ખુશીથી રે, પઠવીશ હું, સત્ય કહું,

સાંજ પહેલ થશે ચહ્યું, જમો તજી ભીતિરે. ઝટ૦
સુણી દ્વિજ ઠર્યા, થઈ ઉરે પ્રતીતિ રે, જમો આપ, શમ્યો તાપ,
ગુણો ભરાવીને સાથ, ઘેર ગયો ઝીતીરે. ઝટ૦

પદ–'પાંચાળી પ્રાણાધાર' એ રાગ

ચાલ્યો હરખી દ્વિજરાય, પૂરમાંહે આનંદ ઉભરાય ઉરમાંહે.
પેઠો છે સંગ મહાન, ચાલીશ મણ લાધું ધાન;
લઈ જતા હતા નિજ સ્થાન, સહુ આગળ પોતે ધાય. પૂર૦
ટોળે ટોળાં નરનારી, ભૂખ્યાં ફરતાં દુખ ધારી;
જોઈ ધાન્ય બન્યાં અવિચારી, કહે લૂટો જેમ લુટાય. પૂર૦
મંડયું લૂટવા સહુ લોકે, ત્યાં કોણ કોણને રોકે;
દ્વિજ રોતો પોકે પોકે, નવ દીસે કશો ઉપાય. પૂર૦
લોકો કહે કયાંથી લાવ્યો, વીતેલ વૃત્તાન્ત સુણાવ્યો;
તવ સહુને વિચાર આવ્યો, આપણ પણ જઈએ ત્યાંહે. પૂર૦

ખરેખર, ભૂખ એ સર્વથી ભૂંડી છે, અને તે પણ દુષ્કાળની ભૂખ ! તેમાં પૂછવુંજ શું ? જ્યાં કંઇ ધાન્ય મળતું ન હોય ત્યાં કરે શું ? એ વેળા નીતિ–અનીતિનો ખ્યાલ રાખવો મુશ્કેલ છે; સર્વ પંઢરપુરવાસીઓ દામાજીથી જાણીતા હતા; તેથી તેઓમાંના ઘણાય મનુષ્યો આ પ્રસંગ જાણીને—

શાર્દૂલ છંદ

ભૂખ્યા બ્રાહ્મણ સર્વ સંઘ નિસર્યા, દામાજી પાસે જવા,
પહોંચ્યા કષ્ટ કહી કહી રડી રહ્યા, જંજાળીઓ જુજવા;
દુષ્કાળે દુનિયાં દરિદ્રી દુઃખમાં, ડુબી ગઇ દેખીને,
દામાના દિલમાં દયા દ્રઢ થઇ, પૂરી પીડા પેખીને.

ગઝલ–'જાના વો' એ રાગ

આવ્યા ભુવનમાં નાર પાસે, શ્રીદામાજી એ,
દુઃખી જોઈ વિપ્રોને વિમાસે, શ્રીદામાજી એ;

વૈષ્ણવો વિપ્રોને વળી વિઠ્ઠલતણા વ્હાલા,
ભૂખ્યા દુઃખી સંપૂર્ણ ભાસે શ્રીદામાજી કહે.
ઉપવાસીઓએ બાપડા આશાથી આવી ચઢયા,
ના પાડશું તો ક્યાંથી ખાશે ? શ્રીદામાજી કહે.

જો કે પરમેશ્વરે પોતાની પ્રજાને પોતાના પ્રતિનિધિ રાજાને સોંપી છે, પણ આજના રાજાઓ તેમના સુખમાંજ સાથી બને છે, દુઃખમાં તો દરકાર પણ કરતા નથી. દામાજી, એ પ્રાંતના રાજાની વતી પ્રતિનિધિ છે; પણ તેમને પોતાની શક્તિનોયે વિચાર કરવાનો હતો. શક્તિ તો પૂર્ણ ખર્ચાઇ ગઈ હતી; છતાં હૃદય દયાળુ હોવાથી દુષ્કાળપીડિત મનુષ્યોને સહાય કરવા માટે તે વિચાર કરવા લાગ્યાઃ—

ઘરમાં ન ધાન અધિક પૈસા સિલિકમાંહિ નથી;
ના તો નહિ મુજથી પડાશે શ્રીદામાજી કહે.

તેમના મનમાં ઘણી મુંઝવણ થવા લાગી; પોતાના સુખ-દુઃખની સમભાગિની, સહધર્મચારિણી, સુપાત્ર પત્ની પાસે તેમણે પોતાની મુંઝવણ જણાવી; એટલે પત્નીએ પણ તે કાર્ય શ્રેષ્ઠ છે, અવશ્ય કરવું જોઇએ, એમ કહી પતિની હિંમતને મજબૂત બનાવી, પણ તે માટે શું કરવુ જોઇએ, તે કંઇ યુક્તિ પોતે બતાવી શકી નહિ; માત્ર—

પદ-'હે દેવા' એ ઢાળ

નારી કહે નાથ વાત કહો સાચી ભૂખ્યાંને ના ન પડાએ રે;
ગમે તેવી યુકિત કરી, ન એ જાએ ભૂખે મરી,
એવું કરવું જોઈએ વડાએ.

પોતાના પ્રાણના જોખમે પણ શરણાગતનું રક્ષણ કરવું જોઇએ; અને આ તો બ્રાહ્મણો શરણાગત છે, તેથી તેમનું રક્ષણ

બીજાથી બીજી રીતે કેમ થઇ શકે ? વળી પોતે જાતે તો કંઇએ કરી શકે તે સ્થિતિ હતી નહિ, છતાં પોતે પ્રાંતના પ્રતિનિધિ હોવાથી સત્તાધીશ તો હતા; એટલે તે રૂપમાં ને તે વેશમાં તેમની પાસે પોતાની માલિકીનું ન હોવા છતાં ધન હતું, સાધનો પણ હતાં; તેથી તેમણે વિચાર કર્યો કે, મારી પાસે જે કંઇ છે તે ખરૂં જોતાં પ્રજાનુંજ છે, અને તે પ્રજાઓમાં આ સુપાત્રો છે, પણ તે હાલ રાજકીય ગણાતું હોવાથી મારાથી આપી શકાય કે નહિ ? આ વિષે શંકાઓ તથા સમાધાન મનમાં થવા લાગ્યાં. પછી છેવટે—

ગઝલ-ભૈરવી. 'મારે બાપે' એ રાગ

કીધો દામાજીએ તવ સુવિચાર, ના ડરીને લગારે,
આણીને પૂરો દ્વિજ પર પ્યાર, ના ડરીને લગારે;
કોઠારો બે રાજતણા ભર્યાં છે અનાજ તણા,
દઈ દઈએ થશે પછી થનાર; ના ડરીને લગારે.

વસ્તુતઃ સર્વ કંઇ શ્રીહરિનુંજ છે, શ્રીહરિનાંજ બાળકો માટે આપવું છે, તો પછી વાંધો શો છે ? હાલ લોકદૃષ્ટિએ જેનું માત્ર કહેવાય છે તેની સંમતિ નથી લીધી તોયે શું ? કદાચ તે સંમતિ ન આપે તો ? સંમતિ નહિ લેવાથી મને લાભ છે કે હાનિ ? જે થવાનું હોય તે થાઓ, પણ તે આપવાથી—

વિપ્રો એથી ન મરશે, સ્ત્રી-બચ્ચાંઓ ઉગરશે;
ભલે થાઉં સાટે ખુવાર; ના ડરીને લગારે.

ગમે તેમ ઉડાવી દેત તોયે રાજા શું કરત ? અનેકના પ્રાણ બચતા હોય તો એકાદ (મારા જેવા)ના પ્રાણ જાય તો તે લાભજ છે. આ તો માત્ર જુજજ રાજાનું ધન જવાનું છે; જો કે આ પારકું ધન ઉડાડવું છે, પણ તે બુડાડવું તો નથી ? ખરી રીતે

તે રાજાનું છેજ કયાં ? રાજા એ પરમેશ્વરનો પ્રતિનિધિ છે, તેથી આ રાજાનું ધન તે પણ પરમેશ્વરનુજ છે. તેની સંમતિ નહિ મળે તોયે તેનું કલ્યાણજ થશે; જે આ કર્તવ્ય રાજાનુંજ છે તે તેના વતી હું કરૂં અને તેનો પ્રતિનિધિ બનું તે ખરૂં જોતાં અપરાધ તો નથીજ, છતાં અપરાધ ગણવામાં આવશે તોયે શું ?

બહુ તો શાહ પ્રાણ હરશે, સાટે સેંકડો ઉગરશે;
મરવું તો છેજ એક વાર, ના ડરીને લગારે.

આ ઉશડી દેવાથી રાજાને સહેજ હાનિ તો છે, પણ તે સાટે હું પ્રાણ દેવા તૈયાર છું ને ? વહાણ જો વધુ બોજાથી ડૂબતું હોય તો મનુષ્યોના પ્રાણ બચાવવાને મહા કિંમતી વસ્તુઓને દરિયામાં ફેંકી દઇને પણ બોજો ઓછો કરવો જોઇએ, અને તે વ્યાજબીજ ગણાય છે; તેમજ જ્યારે આગ લાગી હોય છે ત્યારે જીવ બચાવવા માટે અથવા તેવી માલમિલ્કત બચાવવા માટે સાજાં સારાં મકાનો પણ તોડી પાડવાં પડે છે; તો આ પ્રસંગે લોકોના પ્રાણ બચે છે તો આ રાજકીય ધાન્ય પરમેશ્વરના નામ પર લોકોને વહેંચી દેવું કેમ યોગ્ય ન ગણાય ? આવા દામાજીના વિચારો પર તેમની પત્નીએ પણ પોતાની સંમતિની મહોર મારી દીધી; જેમ સતી પાર્વતીએ લોકોના રક્ષણ માટે શિવજીને વિષપાન કરવાની સંમતિ આપી હતી.

નિશ્ચય એવો નાર સાથે, કરી આવ્યા બહાર જાતે;
વદ્યા વિપ્રોથી અતિ ઉદાર, ના ડરીને લગારે.

આ કંઈ 'મફતકા ચંદન ઘસબે લાલીઆ' અથવા 'પારકે પૈસે દીવાળી' એવો ઘાટ ન હતો. આમાં તો પ્રાણનું જોખમ વહોરવાનું હતું; પોતે તેથી છટકવા તૈયાર નથી; પોતાની પાસે કંઇ રહ્યું ન હતું, અને લોકો શરણે આવ્યા હતા; તેઓની

આ રીતે રક્ષા ન કરે તો તેઓના પ્રાણ જતા હતા, એટલે જીવના જોખમે રાજકીય ધાન્ય આપી દેવા નિશ્ચય કર્યો, જો કે તે દુષ્કાળમાં આખો દેશ પીડાતો હતો, પણ જેઓ પ્રથમ આવ્યા તેઓનો પહેલો હક્ક, એ ન્યાય પ્રમાણે જેટલા બચે તેઓને બચાવવા તેમણે તૈયારી કરી તેમાં પણ સર્વ પ્રભુના બાળકો સમાનજ છે, એ ભાવથી સૌને ભેગા કરી તેમણે જાહેર કર્યું કેઃ—

## સાખી

ભર્યા ધાનના છે કોઠારો તે દઉં છું હું ખોલી,
લ્યો લેવાય તેટલું સહુ ખુણે ખાંચે ખંખોળી;
જવાબનો જુમ્મો મારે શિર સાફ કરૂં છું બોલી,
સુણી ઉપડયા સર્વે સાથે જય શ્રીહરિનો બોલી;
આવી જાતે હાથે કરી ઉઘાડી દીધાં બાર,
વિપ્રોને લઈ જવા ધાન શીદ પડે નહિ પછી બ્હાર;
પહોંચ્યા વૃત્તાન્ત પંઢરપુરમાં વાત પડી જયા બ્હાર;
નાઠા આવ્યા વર્ણ અઢારે છોડીને ઘરબાર.

'પિયુને તજાવનાર' એ રાગ

પહોંચ્યું પ્યારા પુંડરીનાથનું પુરૂં પૂર,
આશ્ચર્ય એથી ઉપજ્યું અવરને ઉર;
લેનારાં તો દેજ અનેક વિધ આશીષ,
દેનાર કહે દીધુ સારૂ શાહને આ શીશ.
સાહસ આ ખોટું કર્યું ઉચરે જોનાર,
પારકે પૈસે દીવાળી કહે અઘ ધોનાર;
જેની જેવી મતિ તેવી કરે જનો વાત,
સંતોષિત દામાજી તો છે સ્વમન સાથ.

## મરાઠી સાખી

મજમુન્દાર કરાડો બ્રાહ્મણ, ખાસ હતો એ મહાલે,

તેણે દ્વેષ કરી તે કાળે, કહ્યું ન મારે ચાલે;
લખ્યું છું હાલે............માહિત થાય નૃપાલે.
ધાન તમારૂં ઘણુંજ સારૂં, ભર્યું હતું કોઠારે,
દામાજીપંતે લૂંટાવ્યું તે સઘળું આ હારે;
લખવું મ્હારે............ઘટે લખ્યું તે પ્રકારે.

આમ લૂંટાવી દેવું તે ખરાબ વાત છે, પણ તે કોને માટે? મરતાંને બચાવવા કેવળ પરમેશ્વર પ્રીત્યર્થે આમ લૂંટાવી દેવું તેને ખરાબ કહેવું તે અજ્ઞાનજ છે. આંતરિક કોઇ જાતનો સ્વાર્થ હોય અથવા યશકીર્તિની પણ અભિલાષા હોય તો એના જેવો કોઇ ગુનો નથી. આ તો કેવળ નિઃસ્વાર્થ ને નિષ્કામ સેવા હતી; તેનું પરિણામ શું આવે છે? તે જોઇએ. દામાજીએ રાજધાન્ય એમ લૂંટાવી દીધું ત્યારે ત્યાંના પૂર્વોક્ત મહાલકારીએ—

### અનુષ્ટુપ છંદ

ખાસ દાસ પઠાવ્યો તે, આવ્યો શાહ સમીપમાં,
પત્ર આપ્યો સુણ્યો તેવો, ભરાઈ આંખ રીસમાં.

### ગઝલ

સુણતાં પત્ર શાહ તપ્યો આવી કોપમાં,
પ્રધાનથી તદાજ વધો આવી કોપમાં;
વિના રજા દુષ્કાળમાં લૂટાવી દે અરે!
ખરો હરામખોર એ નહિજ ઊગરે.
પઠવો હાલ હુકમ સંબંધી સમેત ત્યાં,
પકડી આણી મંગાવો કપરી કેદમાં;
સાહુ કહે ન જાય સહ્યું એવું છે કીધું,
નાહક એ નાદાને મોત માગીને લીધું.
સિપાઈ પત્રને મુખી ગયા મહાલમાં,
કીધા જતાં જ કેદ હતા એજ હાલમાં.

પદ-'હમણા છોડ ચલે' એ રાગ

દામાજી ન જરી ગભરાયા, હતા જાણતા તેજ થયું રે,
કર્યું જથા વેઠીશ તથા હું, મોત થશે એ છેજ લહ્યું રે;
માટે પ્યારા પાંડરંગને મળી આવવા દો અંત સમે રે,
વાંધો ન લીધો સિપાઇઓએ, આવશું સંગ અમે રે.
કેદમાંજ આવ્યા પંઢરપુર, નરનારી કકળાટ કરે રે,
આપણ માટ મરાય મહાત્મા, સ્હાય કરે હરિ તો ઊગરે રે.
કોઇ કહે એણે હરિ માટે જોખમ લીધું છે ભારે રે;
એ નહિ સ્હાય કરે તો પુઠે, ભજશે કોણ એને પ્યારે રે.
સુણતા એવી વિધવિધ વાણી, આવ્યા પ્યારા પ્રભુપાસે રે;
નથીગભરાટ ઉચાટ અવર કંઇ,સ્તવ્યા શ્રીવર એકજ આશે રે.

## વસંતતિલકા છંદ

સાષ્ટાંગ વંદન કરી બહુ વાર પોતે,
દ્રષ્ટિ સ્વબંધન કરી બહુ વાર પોતે;
બીજો સંબંધ વિસરી પદ માંહી જો તે,
પ્રેમે પ્રબંધ ઊચરી સ્તવતાજ પોતે.

આ મહારાણીનો મહા વૈભવ, આ પાર્ષદ પરિવાર,
દેજો આ સેવા આ ધામ રે, મ્હારા છેલ્લા છે પ્રણામ.

## લલિત છંદ

ઉચરી એ રીતે પાદમાં પડી, ફરી ફરી નમી ભેટીને અડી;
સુખ લીધું અહા શ્રેષ્ઠ તે ઘડી, છબી લીધી પુરી ચિત્તમાં જડી.
બુમ દીધી તહાં તો સિપાઈએ, નીકળ ચાલરે સદ્ય ભાઈ રે;
સુણી ભરી મીઠાં નીર લોચને, તુરત નિસર્યાં છોડી શોચને,
નગરના જનો રોય છે બધા, દ્વિજ કહે અમે આપી આપદા;
હરિ નહિ હરે શું વિપત્તિ આ, નહિ ખરે ફળે શું પ્રપત્તિ આ?

## શિખરિણી

મુકયા લોકો રોતા, નિજજન સગાં સ્ત્રી ઘર વળી,
ન પાછું એ જોતા, મનથકી ગણી વાત સવળી.
નથી લેશે મ્હોતા, ઉરમહિં ભરે છે હરપ એ;
દીઠા અંતે દેવા, જરૂરજ થયું છે સરસ એ.

ભક્તિવિજય આ સ્થળે લખે છે કે, 'એ રીતે દામાજીને સિપાઇઓ શહેનશાહ પાસે લઇ જતા હતા ત્યારે સૌ કોઇ જોઈ રહ્યાં. સત્તા આગળ શું ચાલે? પણ જે સત્તાઓ ઉપર સત્તા ચલાવે છે તે કેમ જોઇ રહે? પુત્રની ચિંતા માતાને પહેલી થાય છે; માતા લક્ષ્મીદેવીએ પ્રભુને આ વાત જણાવીને પ્રાર્થનાપૂર્વક કહ્યું:—

પદ–'શરીર તણું' એ રાગ

રુક્મિણી કહે જગજીવન ધાઓ સ્વજનની વહારે,
પાડશે યવન એનું તન, તો થાશે વિપરીત ભારે.

આણે રાજાનું ધન આપી દીધું છે, તે કોને આપ્યું છે? આપણને જ આપ્યું છે, તો તેને સજા કેમ થાય? આ વાત કેમ બને? જુઓ, લોકોને અર્પણ કરતી વેળા આરંભમાં તેણે

શું કહ્યું હતું? 'श्रीकृष्णार्पणमस्तु'—પ્રથમ જ 'श्री'-લક્ષ્મી દેવીને-મને અને પછી 'कृष्ण'—આપ પ્રભુને તેણે અર્પણ કર્યું છે. આમ પહેલું મને આપનાર મારો પુત્ર યવનદ્વારા વિનાશ પામે તે નજ થવું જોઇએ.

વધા તુરત વિઠ્ઠલ વહાલી ન બન વિકલ;
ભગત મરે, તો મને ખરે, કોણ સમરે, છઉં હુંએ એજ વિચારે.

એ વાત નક્કી છે કે, પ્રભુ પોતાના નિયમને પાળેજ છે. કદાચ ભક્ત ભૂલ કરે, પણ તેના મનોભાવ જાણી લઇ પ્રભુ પોતે પરિશ્રમ સહીને ભક્તનું રક્ષણ કરવા તત્પર રહે છે. રાજાની રજા વિના રાજધાન્ય ભકતે કેવળ પરોપકારાર્થે વાપર્યું, તેમાં ભક્તનો દોષ છે ને નથી. રાજાને શ્રદ્ધા નથી તો તેનું શા માટે વાપરવું જોઇએ ? પણ લોકોને મરવા દેવાં, એ પણ ભક્તથી કેમ દેખ્યું જાય ? ત્યારે પ્રભુ, શ્રદ્ધાહીનનું અર્પણ કરેલું કેમજ સ્વીકારે ? ભકતે પરમેશ્વર-પ્રીત્યર્થે અર્પણ કરેલું હતું, પણ તે શ્રદ્ધાહીન યવનનું હતું ને ? એટલે તે તેને પાછું આપી દેવા પ્રભુએ નિશ્ચય કર્યો. ભક્તની જવાબદારી પોતેજ વહોરી લીધી. ભકતે, સાહસ કરીને પારકું ધાન્ય વગર પરવાનગીએ વાપર્યું તે માટે જગત સમક્ષ તેની આબરૂ જવા પ્રસંગ આવ્યો ને જીવ જોખમમાં આવ્યો, તે ભક્તવત્સલ પરમેશ્વરને ગમ્યું નહિ. પ્રભુએ વિચાર કર્યો કે 'સૂળીનું સોયે' એ ન્યાય પ્રમાણે આ મારા ભકતે જો કંઇ પોતાની કમાણીનુંજ ખચ્ર્યું હોત તો વાંધો ન હતો, તેથી તેને રીતસર પહોંચ પણ આપવામાં આવત; જેમ ભક્ત બોધલાજીને આપી હતી તેમ. પરંતુ આ ભકતે ભૂલ કરી છે, તેથી જ તેને હાલ પ્રત્યક્ષ દર્શન નહિ મળે. માત્ર તેણે રાજાનું જેટલું વાપર્યું છે, તે મારે હાલ ભરી આપવું

જોઈએ. આવો નિશ્ચય કરી મહા ચતુર સર્વેશ્વરે ભક્તનું સંકટ હરવાને માટે એ દેશના તથા કાળના નિયમ પ્રમાણે મહાલમાંથી સરકારી તિજોરી લાવનારનું જેવું રૂપ હોય તેવું મ્હારનું સ્વરૂપ ધારણ કર્યું :—

પદ–'આજ શામ' એ રાગ

ધન્ય ધન્ય ભક્ત કાજ મ્હાર થયા શ્રીહરિ,
મ્હાર થયા શ્રીહરિ, કૃપા પુરેપુરી કરી. ધન્ય૦
કાળો પણ ઝાંખો રંગ, વાળ વધ્યા બધે અંગ;
ચીથરાં ભુંગળી સંગ વીટી, પાઘ એ ધરી. ધન્ય૦
દામાજી સમ અક્ષર, લખી લીધો કાગળ કર;
પોટકી મ્હોટી અંદર મ્હોરો ખરી ભરી. ધન્ય૦
ગણી ધાનનો હિસાબ, લખ્યો છે રૂડો જવાબ;
મ્હોરોજ કરી તેટલી ને શિરે છે ધરી. ધન્ય૦

રૂપિયાનો બોજ શું કામ ઉપાડે ! ખરેખર મ્હાર નહિ; તેનો વેશજ ફક્ત ધર્યો હતો અને તે પણ આવુંજ કામ કરવા.

પદ–'ખોટ ખાધી' એ રાગ

મ્હાર આવ્યો હું બાપ મ્હાર આવ્યો,
રાજદ્વારે જઈ ફુકવો મચાવ્યો; માબાપ મ્હાર આવ્યો,
દ્વારપાલોથી વધા સુખકારી,
લાવ્યો છું હું ખજાનો સરકારી;
લેશે શાહ હાથોહાથ જો સ્વીકારી,
તો હું આપીશ એ સારૂ છઉં લાવ્યો. માબાપ૦
પહોંચી વરદી તુરત શાહ પાસે,
તેવા તેણે તેડાવ્યા આવાસે.
જુગ્યું તેજ તો એ અતિશે પ્રકાશે,
જોતાં વેંત અચંબોજ ઉપજાવ્યો. માબાપ૦

વિઠો નાયક છે શાહ મ્હારૂં નામ,
છે પંઢરપુર મુલ તો મ્હારૂં ગામ,
દામાજીના ઘરનો છઉં ગુલામ,
તેણે તાકીદે આપીને પઠાવ્યો. મા૦બા૦૫૦
દીધો કાગળ તે પહેલે ભણી લ્યો,
પછી નાણાં લખ્યાં તે ગણી લ્યો,
પહોંચ પુરેપુરી તે તણી દ્યો,
એણે સંદેશો કંઇએ નથી કહ્યો. મા૦બા૦૫૦

ગતિ

પત્ર લીધો કર શાહે, દીઠો અજબ જેવો કિંકર શાહે;
સંશય કેમ રખાયે, અક્ષર એનાજ સાવ પરખાયે.

ગઝલ–' મહારાજ્યો ' એ રાગ

શાહનશાહ કરમબક્ષ આલી જનાબ,
અરજદાર સબ લીખન.સકતા ખીતાબ;
લીખું તો બને એક પુરી કિતાબ,
કરે અર્જ મુદ્દેકી કરકે આદાબ;
કીયાથા જમા ધાન જો હાથસે, ઇકઠ્ઠા યહાં ખાંડીયે સાતસે,
બઢા મૂલ તો બેચ ડાલા હે સબ,મીલે દામ ભેજે હેંસો બાઅદબ.
નથી ટંકસાલી મહોર દો હજાર, કરેગા રજુ વો વિઠુજી મહાર;
કરમસે દીજેઊસકોખાસીરસીદ,અતા માફ કીજે મુબારકહોઇદ

સાખી

પત્ર પૂરો થાતાંજ વિઠુબા ગણવા માંડયા મ્હોર,
પચક મુકે સામા ગણતા મંત્રીના પણ મોર.
પૂરેપૂરૂં દીધું ચૂકાવી વધુ વરી નવ પાઇ,
તુરત લખાવી લીધી તેથી શાહ થકી ભરપાઈ.

દીંડી

રહ્યું સહુનું મહોરો અંદર ધ્યાન,
થયું મ્હારરૂપ ત્યાં અંતર્ધ્યાન;
કયાં ગયારે ગયા શોધી મથ્યા શાહે,
જડે એમ તો ન કોઇથી કશાએ.

પોતાનું કામ પૂરૂં થયું,રૂપ પૂરૂં થયું અને અસર પૂરી થઈ.

'કાલીંગડા-' રતનાર ' એ રાહ

ડ્ડયા શાહ મહાન વિચારે, મેં ભૂલ કરી મહા ભારે. પગ્રા૦
મજમુન્દારનું માની મૂકયા, મોસલ સમ સરદારે;
માન ઘટે અપમાન દીધું ત્યાં સહુએ એમ જ ધારે. પગ્રા૦
કુરત પાલખી પ્યાદા ડંકા, નિશાન ને છડીદારે.
દામા પહવ્યા પત્ર લખીને, પગાર કર્યો વધારે. પગ્રા૦
મ્હાર કોણ એ ગયોજ કયાં ! એ સમજ પડે ન લગારે,
પ્રૌનું મન ચોર્યું એ ચતુરે, પણ એ જે ન વિસારે. પગ્રા૦

જે થોડું પાપ હતું તે પ્રભુએ પૈસા ભરીને ટાળી દીધું;
ને વેળા વળી—

શાર્દૂલ છંદ

જાતાં મારગમાં મુકામ કરતાં, દામા જહાં ઊતરે;
ત્યાં પોતે નિત કર્મકાન્ડ સુખથી, શાસ્ત્રોક્ત પૂરું કરે,
ગીતાજી ગ્રહી હાથમાં સતતને, સ્થાને જુએ તો અહા!
પહોંચ્યું દ્રવ્ય તમામ પહોંચ નૃપની,પહોંચ્યા પ્રભુ વાહવા.

પ્રભુએ ભક્તોનાં આવાં કાર્ય ઘણાં કર્યાં છે. નરસિંહ મહે-
તું કરજ ભરપાઇ કરી દીધાની વાત સુપ્રસિદ્ધ છે. 'ભરી સભામાં
ણત આવી પડયું અચણુચ ખોળે ' એજ પ્રમાણે આ પ્રસંગે
માજીને પ્રભુએ યવનશાહના કરજથી મુક્ત કર્યા. માટે એ

દયાળુ પ્રભુને પ્રસન્ન કરવાને ' કર બનતું પરકાજ,' ' આજથી જગતરાજનો કિંકર બનતુ.' આ રીતે પ્રભુનું દાસત્વ જેવુ સ્વીકાર્યું કે તે દયાળુ ' એવા ધન્ય ધણી થાય છે ઠાકર ચાકર.'

### ઉપેન્દ્રવજ્રા છંદ

ફરી ફરી વાંચી રસીદ શોચે, અરે ! હરિ ! ભેદ વિચિત્ર શો છે!
ન પહોંચ સાચી ઝટ એમ માનું, પૂરાં નિશાનો તવ કેમ માનુ

### શાર્દૂલ છંદ

સંકલ્પો ઉરમાં અનેક કરતા, નેત્રે ભરી નીરને,
વંદે શ્રીભગવંતપાદ તદપિ, ધારે નહિ ધીરને.
ત્યાં આવ્યા લઈ પત્ર તેજજન જે શાહે પઠાવ્યા હતા,
જાણ્યું હા ! પ્રભુ રંક સારૂ ખુદ શું ? મ્હારે થયા ત્યાં જતા.

એ રીતે પ્રભુનિમિત્તે પરોક્ષ આપ્યુ તો પ્રભુએ પહોંચ પણ પરોક્ષ આપી, તે પુંડરીનાથનાજ નિમિત્તે હતું તો પ્રભુએ પુંડરીનાથરૂપે પરિશ્રમ લીધો, પરંતુ ત્યારે દામાજી બરાબર સમજ્યા કે પોતે ભૂલ કરી હતી. જો કે પ્રભુએ બગડેલી બાજી સુધારી હતી, પણ જેનુ ધાન્ય હતું તેને તેની કિંમત પહોંચાડી દઈને પ્રભુએ ધોકે મારી ધર્મ કરાવવો અથવા શ્રદ્ધાહીનની સેવા સ્વીકારવી તે યોગ્ય નથી, એમ જણાવ્યુ હતુ. જો કે પોતાની હુંડી પ્રભુએ સ્વીકારી હતી તો પણ તેથી પ્રભુને પરિશ્રમ થયો હતો આ વાત સ્વરૂપની વિરુદ્ધ છે ' કિંકર બનતુ ' તે એવો નહિ જેમા પ્રભુને પરિશ્રમ સહેવો પડે. દામાજી વિચારવા લાગ્યા કે અહો ! પ્રભુની કૃપા કેવી છે? તેમણે કેવો પરિશ્રમ મા માટે કર્યો ?

જો નિર્ગુણ નિરાકાર નિષ્કામ નિરુપમ સાચાર



# શ્રી એકનાથ સ્વામીનું આખ્યાન

[ પુરુષાર્થ-આખ્યાન ]

## પૂર્વરંગ

મેળવો પુરુષ પુરુષાર્થ ચાર, કરી યોગ્ય વિચારો ને આચાર;
સ્હાયી કરે, હરિ સ્હાય કરે છે, સંસારે એજ સાર. મેળવો૦

પ્રકૃતિ ને પુરુષ—આ બે તત્ત્વો તુરતજ સમજી શકાય તેવાં છે. પ્રકૃતિ એટલે અચિત પદાર્થ, ને પુરુષ એ સચિત–ચૈતન્ય પદાર્થ છે. શરીર તે પુરુષને રહેવાનું ઘર અથવા નગર છે. પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ–આ પાંચ પદાર્થોથી શરીર બનેલું છે; જેમાં ગંધ, રસ, રૂપ, સ્પર્શ ને શબ્દ–એ પાંચ પૃથ્વી વગેરેના ગુણો રહેલા છે. એટલે પૃથ્વી વગેરે પાંચ મહાભૂતો ને ગંધ વગેરે તેઓના ગુણો–એમ દશ પદાર્થોથી શરીર બનેલું છે, એમ કહી શકાય છે. આ શરીરરૂપી પુરુષને રહેવાની નગરી મહાવિચિત્ર રચનાવાળી છે. 'नवद्वारे पुरे देही' નવ દરવાજાવાળા આ શરીરરૂપ નગરમાં પુરુષરૂપી રાજા રાજ્ય કરે છે; તેમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો એના ચાકર જેવી છે. આ દસેને યોગ્ય સ્થાનોમાં રાખી તેના પર સત્તા ચલાવનાર મન, એ અગિયારમી ઇન્દ્રિય તરીકે હોઇને

પુરુષરૂપી રાજાનો જાણે મંત્રી હોય તેવું કાર્ય કરે છે. મંત્રીનું કામ કરનાર આ મન ઇન્દ્રિય, શરીરના અંદરના ભાગમાં રહે છે, તેથી તેને 'અંતઃકરણ' પણ કહેવામાં આવે છે. આ બધાં પ્રકૃતિ, મહત્તત્ત્વ ને અહંકારનો વિસ્તાર છે. અર્થાત્ પાંચ ભૂતો, પાંચ તેઓના ગુણો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન, અહંકાર, મહત્તત્વ ને પ્રકૃતિ—આ ચોવીશે તત્ત્વો પ્રકૃતિનાજ વિકાર છે. એ પ્રકૃતિમાં સત્ત્વ, રજસ્ ને તમસ્–આ ત્રણ ગુણો રહેલા છે. તેમાં જ્ઞાન એ સત્ત્વગુણનો સ્વભાવ છે, વિવિધ રાગ એ રજોગુણનો સ્વભાવ છે; અને અજ્ઞાન એ તમોગુણનો સ્વભાવ છે. આમ ત્રિવિધ સ્વભાવવાળી પ્રકૃતિ એજ ચોવીશ તત્ત્વો છે; જેથી જગતમાં મુખ્ય તત્ત્વ પ્રકૃતિ ને પુરુષ–જીવ એ બન્ને સ્પષ્ટ સમજી શકાય તેવા છે. પ્રકૃતિથી બનેલા આ શરીરરૂપ નગરમાં પુરુષ–જીવને પરમેશ્વરે મોકલ્યો છે. એટલે પ્રકૃતિ તથા પુરુષ એ બન્નેનું નિયમન કરનાર જે પરમતત્ત્વ છે તેજ પરમેશ્વર કહેવાય છે. આ રીતે આપણને ઘર, નોકર, દીવાન બધુંયે પરમેશ્વરે આપ્યું છે, છતાં પોતાને જે કરવાનું છે તે ન કરીએ તો—

'જગમાં મીઠા તો મોરારિ' એ રાગ

જીવને કરવાનું રે કરવાનું, ન કરે તે દુઃખી ઠરવાનું. જીવ૦

કેટલાક અપૂર્ણ જ્ઞાનવાળા કહે છે કે, 'કર્મમાં હશે તે થશે,' 'પ્રારબ્ધ કોઈથી બદલાતું નથી' વગેરે. આમ કહેનારા તે લોકો 'પ્રારબ્ધ'નો સંપૂર્ણ અર્થ સમજતા નથી. 'કર્મમાં હશે તે થશે' એટલે શું ? કોનાં કર્મ ? આપણેજ તે કર્મ કરી ચૂકયા છીએ, જેનું ફળ હજી સુધી મળ્યું નથી તે હવે મળશે, પણ તે કેટલું મળશે ? જેટલું કર્મ કર્યું હશે તેટલુંજ અને તેવુંજ; પણ પછી શું ? આગળ વધુ માટે શું ? તે એજ કે—

જીવને કરવાનું રે કરવાનું, ન કરે તે દુઃખી ઠરવાનું. જીવ૦

આટલાથી કંઈ અટકતું નથી. કેટલાકનાં પ્રારબ્ધ પણ એવા અપૂર્ણ હોય છે અને નસીબ પણ એવાં હોય છે કે તે ભોગવવા માટે પણ 'જીવને કરવાનુ રે કરવાનુ.'

ધન મળ્યુ તે તેના ઉપયોગ માટે, ધાન્ય મળ્યું તો તેના અનેક પ્રકારના ભોગ માટે, સ્ત્રી મળી તો તેની સાથેના યોગ્ય સંયોગ માટે અને પુત્રો મળ્યા તો તેના લાભ માટે-એટલે 'જીવને કરવાનું રે કરવાનું.' આ પ્રારબ્ધ તે એક વાડી છે. તેનાં પૂર્વનાં ફળજ ભોગવનારા—

૫૬

કંઈ કંઈ કરતા ફૂટ, જગતજન, કંઈ કંઈ કરતા ફૂટ.
થાવા ખરચી ખૂટ, જગતજન, કંઇ કંઇ કરતા ફૂટ. ટેક
વાળ વસ્ત્ર ને અલંકાર પર, કંઇને પ્યાર અતુટ;
આહાર અનેક પ્રકાર ઉપર, કંઈ પીતા ઘૂંટઘૂંટ. જગત૦
કામ પૂઠે તો નકામ થાતા, છોડે છેકજ છૂટ;
કામ ધામ કે નામ કારણે, ભમતા જાણે ભૂત. જગત૦
રમત ગમત મિજમાની મેળા, પર પંચાત અતૂટ;
સમજુ ને અણસમજુ સરખા, મૂકે ન પકડી મૂંઠ. જગત૦
કાળાં ધોળાં દગા પ્રપંચો જોડે જૂઠેજૂઠ;
અચાણચ અંતસમય આવે, અનુ થાતા હૈયાફૂટ. જગત૦

આમ ન બને 'તે માટે મેળવો પુરુષ પુરુષાર્થ ચાર, કરી યોગ્ય વિચારો ને આચાર.' આ ઉપરથી 'નસીબમાં હશે તો પણ કર્યા વિના જ થશે' એ વાત જૂઠી ઠરી છે. જેને ઘણુ ભોગવવાની ચાહના હોય તેણે ઘણું કરવાનું હોય છે; જેથી નિશ્ચય થાય છે કે 'જીવને કરવાનું રે કરવાનું.' તે જો ન કરે તો ચાલે ખરૂં? પ્રારબ્ધવાદી એટલે શું? 'કર્યા વિના ચાલવા-

તુંજ નહિ.' જો 'ન કરે તો દુઃખી ઠરવાનું.' તેની શિક્ષા આમ તુરતજ મળે છે. એટલે વિનાક્રમે વિનાસમજ્યે પણ કરવુંજ પડે છે તો તેમ તેના કરતાં—

કરી યોગ્ય વિચારો ને આચાર, મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.

હવે તે વિષેના યોગ્ય વિચારોજ અહીં શરૂ કરીએ છીએ. પણ તે આ કબૂલીનેજ કે અહીં જીવતાં સુધી ને પછીએ જીવન છે, જીવ છે ત્યાંસુધી સદાકાળ—

જીવને કરવાનું રે (૨) ન કરે તો દુઃખી ઠરવાનું. જીવને૦
તન દીધાં નોકર દીધા ને બુદ્ધિ દીધી ખોલી,
કેમ કોને માટે વાપરવું, કરી માલિકે બોલી. જીવને૦

આપણે પોતે જો સ્વતંત્ર નથી, તો પછી બુદ્ધિ, મન, ઇન્દ્રિયો કે શરીર સ્વતંત્ર ક્યાંથી હોય? સ્ત્રી કે તેના તાબાની હરકોઈ ઘરની ચીજ સ્વતંત્ર હોતી નથી. ઘરના સર્વસ્વનો સ્વામી માત્ર એક પતિ જ છે. તેણે સ્ત્રીને સમજાવ્યું હોય છે કે અમુક વસ્તુને અમુક રીતે વાપરવાની છે. આજ ન્યાય પરમેશ્વરના સંબંધમાં છે. 'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः'—એ પરમેશ્વર પ્રકૃતિના તથા ક્ષેત્રજ્ઞ-જીવના પતિ છે, અને ગુણોના નિયંતા છે. તેમણે 'विचित्रा देहसंततिः'-જાતજાતનાં શરીરની પરંપરાઓ રચી છે, તેમાં એ મહાન દયાળુએ વિવેક મૂકયો છે; અને તે દ્વારા જેની જેવી યોગ્યતા તે પ્રમાણે તે કરાવે છેઃ—

સ્થાવરને આહાર મળ તજવા, શ્વાસ લઇ સ્થિર રહેવું,
ઓછું જ્ઞાન શક્તિ દીધાથી, ઓછું કામ ઠર્યું લેવું. જી૦

જો એ પ્રમાણે ઝાડ ન કરે તો તેઓ ઊછરીને મોટાંજ ન થાય! જીવેજ નહિ. વૃક્ષો પોતાનાં મૂળિયાંદ્વારા આહાર લે

છે અને બીજાં અંગોદ્વારા શ્વાસ લઇ મળ તજવો વગેરે થોડું પણ પોતા માટે કરેજ છે; અને બીજાઓ માટે તો તેમનું આખું જીવનજ છે. તેઓનાં થડ, ડાળાં, પાંદડાં, ફળ, ફૂલ એમ બધુંય બીજાને ઉપયોગી થાય છે; એટલુ જ નહિ પણ મૂઆ પછીયે તેમનાં અંગો ઉપયોગી થાય છે:—

તરુવર સરવર સંતજન, ચોથા બરસત મેઘ,
પરમારથ કે કારણે, તીને ધારી દેહ.

આ રીતે આપણે વૃક્ષ જેવું કરીએ તોયે ઠીક ગણાય, ખાઇએ થોડું ને બીજાંઓને માટે ઘણું કરીએ તોયે સ્થાવર વૃક્ષો જેટલું જ કરીએ છીએ; પણ આપણે તો સૌથી ચઢિયાતાં પ્રાણી હોવા છતાં તેટલુયે ન કરીએ તો પછી જીવન શા કામનું? જુઓ, એ વૃક્ષોથી કંઇક ચઢિયાતાં—

પશુ પંખીને તૈયાર વસ્તુ પણ શ્રમ કરી મેળવવી,
ખાવા પીવા અંગ રક્ષવા, સાવધ રહી કેળવવી. જીવને૦

પશુઓ માટે ઘાસ તેમના મુખ આગળ નથી હોતું; તે માટે તેમને જંગલોમાં ભટકવું પડે છે અને પાણી પીવા માટે જલાશયો સુધી દૂર દૂર જવું પડે છે; તેમજ પક્ષીઓ માટે પણ તેજ સ્થિતિ હોય છે; તેમના માળાઓ પાસેજ બધું હોતું નથી; માળાઓ પણ તૈયાર કરવા પડે છે, તે બનાવવા માટેની ખાન-પાનની વસ્તુઓ જો કે તૈયાર છે, પણ મનુષ્યોને તેઓ કરતાંયે વધુ ભોગવાઇ છે; તેથી પણ—

જીવને કરવાનું (૨) ન કરે તો દુઃખી ઠરવાનું. [કારણકે]
મનુષ્યને કાચી સામગ્રી, શક્તિ મતિ વધુ દીધી,
વધુ મથે તેમ વધુ મેળવે, સગવડ સહુ વિધ કીધી. જીવને૦

જુઓ, યુરોપ, અમેરિકા, જાપાન વગેરે દેશોએ પોતા માટે કેટલી સગવડો કરી છે ? તેઓએ કેટલી ઉન્નતિ સાધી છે ? કરવીજ જોઇએ ને ! કારણ—

દેવો દ્વેષ કરે એવો અવતાર પુરુષનો પામી,
પશુ તુલ્ય પણ નહિ વરતે તો અન્ન તરુ થશે હરામી. જીવન૦

તેમાંયે આપણો જન્મ તો સૌ કરતાં વિશેષ સંસ્કારી ભારતભૂમિ પર થયો છે, એટલે આ મનુષ્યદેહથી જો યત્ન કરવામાં આવે તો ' મેળવે પુરુષ પુરુષાર્થ ચાર.' એવી સગવડ-સાધન-સામગ્રી શાસ્ત્રો વગેરે તૈયાર છે; પણ તે ક્યારે મેળવાય ? ' કરે યોગ્ય આચાર ને વિચાર ' ને જો આપણને કશી વસ્તુનો ખપજ પડતો ન હોય તો કંઇ કરવાની જરૂર નથી; પણ ખાવા, પીવા, પહેરવા બધુંય જોઇએ છે. ઘરબાર, જરૂરી દવા, ઉપરાંત જે કંઇ સારૂં જોવામાં આવ્યું તે પણ જોઇએ અને તેની પણ કંઈ હદ નહિ-' बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् '-આ શ્રીકૃષ્ણ પ્રભુનાં વચન પ્રમાણે અનિશ્ચયાત્મક સ્વભાવવાળાઓની કામબુદ્ધિ અનેક શાખાઓવાળી તથા અનંત હોય છેઃ—

' દોડે દશ દિશ મળે વીસ તો ચાલીસ ચાહે,
ઇચ્છા અહર્નિશ ખર્વ નિખર્વની.'

જેમ ધનની બાબતમાં તૃપ્તિ નથી તેમ કામભોગસંબંધે પણ અતૃપ્તિજ રહે છે. 'જેટલું સારૂં તેટલું સૌને જોઇએ ! ખાનપાનની બધીય સામગ્રી છેકજ તૈયારસ્વરૂપમાં તો છે નહિ, તો પછી કંઇ કર્યા વિના ચાલશે ? બાળપણમાં આ શિખવાય છેઃ—

દોહરો

ખાવા પીવા પહેરવા, અને ઓઢવા અંગ;
મળે મહેનતમાં થકી, રાતા પીળા રંગ.

ધરતીમાંથી ધાન્ય તો, થોકે થોકે થાય;[પણ—]
ખંતે જો ખેડે નહિ, ખાવાનું શું ખાય.
નથી લટકતાં લૂગડાં, પણ ઝાડો છે તૈયાર;
વાવી કાંતે જો વણે, થાય સરસ શણગાર.

એમ પ્રત્યેક પદાર્થ માટે પ્રથમ પરિશ્રમ કરવામાં આવે છે તો તે મળે છે; પણ કંઇ કરીએજ નહિ, ને ભોગવવા તો જોઈએ; તો તે શું કહેવાય ?

પદ–'માથાના મુકુટ' એ રાગ

જોઇએ સારૂં સારૂં તે શું બીજાનું કરેલું રે;
મ્હારૂં કામ શું ઋણી રહેવાજ છે ઠરેલું રે. જોઇએ૦
અનેક ઉદ્યમમાં એકે ન શીખી પૂરો રે;
જગત સારૂ શું કરૂં અણઘડ અધૂરો રે. જોઇએ૦

આજકાલ મોટા શહેનશાહોના પુત્રોને પ્રથમ વહાણો પર ખલાસીની નોકરી કરવાની ફરજ પાડવામાં આવે છે; ને શાહજાદીઓને સ્ત્રીને યોગ્ય કામો—ભરવું, ગૂંથવું, શીવવું વગેરે ખાસ શીખવવામાં આવે છે; સમજુ રાજા–મહારાજાઓ પોતાને પ્રજાના સેવક સમજે છે; કરોડોની આમદાની પ્રજા માટે વાપરે છે ને પ્રજાઓની ચિંતા રાખે છે. આમ સૌએ કંઇ કરવાનું હોયજ છે; પણ જો પ્રમાદ કરે તો—

શીખું તો પછી પ્રમાદે માંડ પેટ પોષું રે;
બીજા માટે બમણું મથી ક્યાંથી સંતોષું રે. જોઇએ૦

આપણામાં આપકમી, બાપકમી ને સાસરાથી કમીને ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ કહેવામાં આવે છે. વિલાયતના અમીરો માત્ર એકજ પુત્રના નામે પોતાની બધી જાગીર ચઢાવી દઈને બીજાઓને સ્વાશ્રયી બનાવવાને જગતમાં ભમતા મૂકે છે; કેટ-

લાક જાપાનીઓ તો પોતાની વંશપરંપરાની છતી જાગીરોને પડતી મૂકી પોતે જાતે મેળવીને સ્વાશ્રયી બન્યા છે; ત્યારે આપણે તો બીજાનુંજ પદવી લેવા અથવા ભોગવવાને તાકતાજ રહીએ છીએ, તેથી સુખી કેમ થઇએ? ને બીજાને પણ સુખી કેમ કરી શકીએ?

મધું તોયે મેળવી રાખું ભેળું થવાને રે;
દેવું શિર સાટે પુંઠે તો મૂકી જવાને રે. જોઇએ૦

પ્રથમ તો પોતાના ધર્મકર્મનેજ આપણે છોડતા જઇએ છીએ; કેટલાક ધર્મથી ધન મેળવે છે તો તેનો ઉપયોગ નથી કરતા; તેઓ પણ પોતા માટે તો કંઇએ નથી કરતા; એકંદર દેશ માટે ઠીક, પણ પોતા માટે શું?—

ધર્મ અર્થ કામ અનુ કરૂં બીજા માટે રે;
ત્યારેજ ચડયો ગણાંઉં મોક્ષતણી વાટે રે. જોઇએ૦

માટે એ પ્રમાણેજ ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ નામના 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' આ ચારમાં પહેલો ધર્મ કહ્યો છે. જે દ્વારા અર્થ, કામ ને મોક્ષ પણ મળે છે તેવાં પોતાનાં શાસ્ત્રીય કર્મો અથવા કર્તવ્યોને 'ધર્મ' કહેવામાં આવે છે. માટે પોતાનાં કર્તવ્યો બરાબર કરવાં જોઇએ, એટલે 'કરી યોગ્ય આચાર ને વિચાર.' એમ ધર્મને મુખ્યત્વે કરવાનું કહેવામાં આવે છે; જેથી અર્થ, કામ ને મોક્ષ—એ ત્રણે મળે છે; એટલુંજ નહિ પણ પ્રભુને માનીને તેમની સહાય માગે તોયે 'સહાયી કરે હરિ' સહાય કરે છે, છે સંસારે એજ સાર.' તે કયો સાર? 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' એ ચોક્કસ છે કે, મનુષ્ય-શરીર વિના ધર્મ-સાધન થઈ શકતું નથી. એટલે મનુષ્ય-શરીરે જો ધર્મ-સાધન કર્યું તો તેની પાછળ અર્થ, કામ ને મોક્ષસુધ્ધાં સાધી શકાય

છે. બીજાં પશુ-પક્ષી વગેરેનાં શરીરોમાં તો કેવળ કામજ સાધી શકાય છે; જ્યારે મનુષ્ય-શરીરથી તો ધર્મ સિદ્ધ કરવાથી આ લોકના ને, સ્વર્ગાદિ પરલોકનાયે ભોગો ભોગવી શકાય છે ને છેવટે મોક્ષ પણ મેળવાય છે. એટલે 'કરે યોગ્ય વિચારો ને આચાર' એ પાયો મજબૂત હોવો જોઇએ. વસ્તુતઃ મોક્ષપ્રાપ્તિ એજ સંસારનું અંતિમ લક્ષ્ય છે, તે માટે 'યોગ્ય વિચાર આચાર.' એ વસ્તુ આવશ્યક છે. આજકાલ આપણે તો આ લોકના ભોગોમાંયે જગતના તમામ દેશો કરતાં પાછળ પડતા જઇએ છીએ; સર્વ કરતાં ઉત્તમ દેહ, સાધન તથા શાસ્ત્રો હોવા છતાં આપણી આજે કંગાલ સ્થિતિ છે. બીજા દેશોના લોકો કરતાં કંગાલ છીએ, એટલુંજ નથી પણ પશુ-પક્ષી કરતાંયે ઉતરતી સ્થિતિમાં આજે આપણે મુકાતા જઇએ છીએ. જુઓઃ—

પદ-'ઓધવજી'' એ રાગ

પશુ શું? પક્ષી અમથી ચઢિયાતાં, સ્વાશ્રયી પૂરાં પરખાતાં.
પોતાનું ઘર પોતે બાંધી, પછીજ માંહી વિહાતાં;
પોતાનું મેળવેલ પોતે, પ્રીતે વહેંચી ખાતાં. પશુ શું૦

આપણને તો પેટમાંજ માબાપ પરણાવી આપે, ને વહુ માટે દાગીના, વસ્ત્ર વગેરે પણ માબાપજ કરાવી આપે ત્યારે થાય. ઘર-બાર સરસામાન વગેરે બધુંય બાપદાદાઓનું હોય તોજ રહેવા ખાવાનું માંડમાંડ ઠેકાણું પડે. સગો ભાઇ હોય ને તે કંઇ જાતમહેનતથી કમાયો હોય, તો તેનું પણ પડાવી લેવા ને ખાઇ જવા કપાઇ મરીએ! આ આપણી સ્થિતિ છે. પોતે જાતેજ પરણીને પોતાના કુટુંબનું ભરણપોષણ પોતેજ કરી શકીએ એવી યોગ્યતા મેળવવાની તો વાતજ ક્યાં છે?

શું દેવો તથા ઋષિઓ તો આપણને સ્વાશ્રયી બનવાનોજ

આદેશ કરે છે. સાક્ષાત્ સર્વેશ્વર પોતે જગતને શિક્ષણ આપવા મનુષ્યદેહ ધારણ કરી લીલાઓ કરે છે ત્યારે શુ કરે છે ? શ્રીકૃષ્ણ પ્રભુએ શત્રુઓ મારી યથા વધારીને દ્વારકા નગરી વસાવી, ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું ને ઉગ્રસેનને રાજા બનાવ્યા, પોતાના આખાય કુટુંબની, જ્ઞાતિજનોની, પ્રજાની રક્ષા કરી સર્વત્ર સુખશાંતિ સ્થાપી, રુક્મિણીની સામેથી પ્રાર્થના આવી ત્યારે તેને પોતે પરણ્યા, તે કોઇની પણ સહાય લીધા વિનાજ, હું બધું કયાંથી લાવીશ, કોની લાગવગ ચલાવીશ-એનો વિચાર કર્યા વિનાજ બધું કર્યુ; ગોકુલમાં શસ્ત્રસામગ્રી પણ ન હતી છતાં સ્વજનોનાં સંકટ ટાળવાને માત્ર બાલ્યાવસ્થામાં હાથપગ ચલાવીનેજ લાતો મારી મારીને શકટાસુરને પૂરો કર્યો, પૂતનાને ધાવીને પૂરી કરી, ગોવર્ધનને માત્ર હાથ ઉપરજ ધારણ કર્યો, કાલીયને લાતોથીજ સીધો કર્યો, એમ આખુય જીવન તપાસો તો કેવળ સ્વાશ્રયીજ-સર્વ પ્રકારે સ્વતંત્ર ને પરોપકારપરાયણજ જોવામાં આવે છે. આ રીતે એક છેડેથી બીજા છેડા સુધી આવો—પ્રભુથી પશુ સુધી તપાસો તોપણ—

અમથી પહેલાં ઉઠી પ્રભાતે ઉદ્યમ કરવા ધાતાં;
કયાંથી કેમ કમાવું એવું, મનમાં નથી મુંઝાતાં. પશુ શું૦

તેઓ કોઇની ભલામણોના કાગળો માગતાં નથી કે પહેલાંથી શીખવામાં સ્કોલરશીપો લઇને આશ્રયની માગણી કરતાં નથી :—

થયાં યોગ્ય કે સ્વતંત્ર ફરતાં માળામાં ન પૂરાતાં,
દેશે દેશે ફરે પણ સાંજે, સુખે ઘેર સહુ જાતાં. પશુ શું૦
ભય સમયે સર્વે સંપીલાં, જાગી જાહેર થાતાં,
કાં ઉદ્યમમાં કાં આનંદે, ગીતો મીઠડાં ગાતાં. પશુ શું૦

પેટ ભરાયું કે સંતોષી, સંઘરી નથી પસતાતાં,
મુએ બીજાનું પેટ ભરે અનુ,વૃથા બળી નથી જાતાં. પશુ શું૦

અરે ! એ પશુપક્ષીઓથી પણ ઘણાં ઊતરતાં કીડી વગેરે પ્રાણીઓ તરફ જુઓઃ—

કીડી કણસંગ્રહ કરે, જુઓ જનાવર જાત;
વસે વળી સંપે સદા, સર્વ મળી સંઘાત.

અને એથીયે ક્ષુદ્ર ગણાતી ઉધઈઓના રાજ્યકિલ્લા, લશ્કર, ચોકીપહેરા, કારીગીરી ને બંદોબસ્ત વિષે જો વાંચીએ ને તપાસીએ તો જણાશે કે માત્ર કહેવાનાં જ બુદ્ધિશાળી શક્તિશાળી ને મોટા આપણે મનુષ્યો, સર્વ પ્રાણીઓ કરતાં નીચા થઇ ગયા છીએ. તેનું કારણ માત્ર એજ છે કે આપણામાં યોગ્ય આચાર-વિચાર રહ્યા નથી, તે માટે 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' હજી પણ કંઇ બગડી ગયું નથી, આળસ તજો એટલે 'उद्योगिनं पुरुष सिंहमुपैति लक्ष्मीः। પુરુષોમાં સિંહ સમાન ગણાતા ઉદ્યોગી નરને લક્ષ્મી પ્રાપ્ત થાય જ છે.' પવન સર્વત્ર પૂર્ણ ભર્યો છે છતાં પંખો ન ચલાવીએ તો ગરમીથી અકળાઇએ; અને જળ સર્વ સ્થળે ભરેલુંજ છે છતાં કૂવો ન ખોદીએ તો તૃષાથી ટળવળવું પડે, એમાં કંઈ નવાઇ નથી. આ કહેવત ખરી છે કે 'હિંમતે મર્દા તો મદદે ખુદા.'—આવું ઇશ્વરી જ્ઞાન અન્ય ધર્મોમાં પણ છે અને તેથી તેઓ આજ કહે છેઃ—

સ્હાયી કરે હરિ સ્હાય કરે છે સંસારે એજ સાર. મેળવો૦

ગરબી

ન્યાયી ઉદ્યમીને સહાયી વિશ્વનાથ છે જો,
ચારે પુરુષાર્થતણી એજ વાત. છે જો.

માટે આપણે પણ 'કરી યોગ્ય વિચાર ને આચાર.' પ્રારંભ-

માંજ સામાન્ય ધર્મપાલન એજ હોવું જોઇએ કે અર્થ તથા કામ સંપાદન કરવા માટે નીતિ ને ન્યાયને અનુસરી વર્તન હોવું જોઇએ. આ ધર્મ પ્રાથમિક છે. તે પછી અર્થ ને કામની અભિલાષા થતાં ન્યાયપૂર્વકજ પોતાનું કર્તવ્ય કર્મ કરવું જોઇએ; યથેષ્ટ અન્યાય આચરીને બીજાનું મહેનતથી મેળવેલું બળ કે છળથી પડાવી લેવા પ્રયત્ન નજ કરવો જોઇએ. એ વાત નક્કી છે કે, એવું અનીતિથી મેળવેલું લાભ કરતાં હાનિ વધારે કરે છે. સર્વ કર્મ સૌને લાભકારક થાય તેવું કરવું જોઇએ; તોજ સર્વનું સંપૂર્ણ સારૂં થાય; નહિ તો પશુવ્યાપાર–'બળિયાના બે ભાગ' જેવો ઘાટ થવાથી સર્વનો સર્વસ્વ વિનાશ થાય છે; પણ ન્યાયી ને ઉદ્યમી જો રહેવાય તો વિશ્વનાથ સહાયી છેજ, એમાં શક નથી. તે કેવી રીતે સહાયક બને છે!—

ધર્મ કર્મ દેહયોગ્ય ઠરાવેલ છે જો,
અર્થકામ તેનાં ફળોમાં ધરેલ છે જો.

ઉદ્યમ એ સર્વનો પાયો છે. તે જો ન્યાયપૂર્વક હોય તો તેનેજ ધર્મ કહી શકાય છે; કર્મ તે શાસ્ત્રીય કર્તવ્ય; અર્થાત્ કોણે કેવાં કર્મો કરવાં–કેવો ઉદ્યમ કરવો, એ તેના શરીરની રચના પર આધાર રહે છે. આમાં જેમ શારીરિક રચના તરફ જોવાનું રહે છે તેમ માનસિક રચના સંબંધે પણ જોવાનું હોય છે. આ વસ્તુ જન્મથીજ નક્કી કરવી કે પાછળથી, તે વિષે મતભેદ છે. છેવટે જે.જેની યોગ્યતા હોય તે પ્રમાણે જુદાં જુદાં ધર્મકર્મ ઠરાવવાંજ પડે છે; અને તેના ચાર વિભાગો 'વર્ણ તથા આશ્રમ'ના નામથી આપણાં શાસ્ત્રોમાં દર્શાવ્યા છે. આ વર્ણાશ્રમ વિભાગ, બીજા ધર્મોનાં શાસ્ત્રોમાં પણ જુદાં નામરૂપથી દર્શાવવામાં આવેલાજ છે. મુસલમાનોમાં શેખ, સૈયદ, મુગલ ને પઠાણ આ ચાર વિભાગો છે. તેમાં જે હિંદુઓ નવા

મુસલમાન બને તેજ શેખ કહેવાય છે; જેઓ બીબી ફાતમા તથા હજરત અલીના વંશના છે તેઓનેજ સૈયદ કહેવામાં આવે છે; એજ રીતે મુગલના મુગલ ને પઠાણના પઠાણ કહેવાય છે. આવી વંશપરંપરા આપણા વર્ણવિભાગ પ્રમાણેજ તેઓમાં છે. તેજ પ્રમાણે ક્રિશ્ચીઅનોમાં વિલાયતનો રાજવર્ગ તથા અમીરવર્ગ ઊંચો ગણાય છે; બીજાઓ તેઓ કરતાં નીચા મનાય છે; જેના નિશાન તરીકે વિલાયતમાં 'હાઉસ્ ઓફ લોર્ડ્ઝ' હયાત છે. શહેનશાહની પુત્રી જો કોઇ રાજકુટુંબને તજીને અમીરવર્ગમાં પરણે તો તેને અમીરવર્ગમાં ગણવામાં આવે છે અને તેની સંતતિનો રાજકુટુંબ તરીકેનો દાવો રદ કરી તેને મિશ્રજાતિ-વર્ણશંકર ગણવામાં આવે છે. તેમનો ખ્રિસ્ત ધર્મ પાળનારાઓ પણ જો બીજા દેશના હોય છે તો તેઓને 'બ્લેક મેન' કહી પોતાને 'વ્હાઇટ મેન' કહેવરાવે છે. ન્યાયાસનોમાં તથા ન્યાયના બંધારણોમાં પણ તેઓએ ભેદભાવ ઘુસાડી દઇને ઠરાવ્યું છે કે, યુરોપિયન માટે વિશેષ હક્ક હોઇને તેમને સારો પગાર આપવો ને તેમના પેન્શનમાં પણ તેમના જન્મનીજ યોગ્યતા નક્કી કરવામાં આવી છે.

જેમ વૃક્ષની ઉત્પત્તિનો આધાર તેના બીજ તથા ભૂમિ પર રહે છે તેમ મનુષ્યોની ઉત્પત્તિનો આધાર વીર્ય તથા ક્ષેત્ર પર રહેલો છે; એટલે પિતા ને માતાની જાતિ ઉપરથી મનુષ્યને ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ જાતિનો માનવામાં આવે છે. જે રાજ્યમાં વિઘોટી લેવાનો કાયદો હોય છે ત્યાં જુદાં જુદાં ક્ષેત્રોમાં વિઘોટીના દરમાં મોટો તફાવત જોવામાં આવે છે. તે બીજ ને ક્ષેત્રનીજ યોગ્યતા તપાસીનેજ નકકી કરેલ હોય છે. અમુક જમીનમાં અમુક બીજ ઊગે નહિ પણ તે નકામું જાય, એમ સૌ કોઇ સ્વીકારે છે. બાવળ, આંબા, ઘઉં, કપાસ વગેરેમાં પણ અનેક જાતો કુદરતી

જોવામાં આવે છે. તેમાં ખાસ કારણ બીજ અને ક્ષેત્રજ હોય છે. આમ વનસ્પતિઓમાં જાતિની વિવિધતા છે, એટલુંજ નહિ પણ જાનવરોમાંયે ઓસ્ટ્રેલિયન, અરેબિયન, સિંધી, બરમી, મિશ્રજાતિ અથવા વર્ણશંકર-ખચ્ચર વગેરે પણ પ્રસિદ્ધ છે. એ રીતે માતપિતા-ક્ષેત્ર-બીજની જાતિના ગુણો પ્રમાણેજ તેની પ્રજાઓમાં સંસ્કારો નીપજે છે. જેની જેટલી ઉચ્ચ-નીચપણાની યોગ્યતા કે અયોગ્યતા હોય તે પ્રમાણેજ તેના પર કેળવણી કરી શકાય છે. નેતર, સીસમ, સાગ, વાંસ, ખેર, બોરડી, બાવળ, દેવદાર વગેરે ભિન્નભિન્ન જાતિનાં જુદાં જુદાં વૃક્ષનાં કાષ્ઠોનો ઉપયોગ જુદાં જુદાં પ્રકારેજ કરી શકાય છે; તેજ વાત ધાતુઓના સંબંધમાં છે. ખારો પથ્થર અને આરસપહાણ પર તેની જાત પ્રમાણેજ કારીગીરી કરી શકાય છે. માટી, કાંકરા, કાચ, હીરા, સોનું, રૂપું, સીસું, લોઢું વગેરેના સંસ્કારો જુદા જુદાજ હોય છે. લોઢું ચઢીને પોલાદ બને પણ સુવર્ણ થઇ શકે નહિ; સોબતની અસર ભલે થાય પણ વસ્તુનો મૂળ સ્વભાવ કદી જતો નથી. જ્યાં બીજ તથા ક્ષેત્રની વ્યવસ્થા બરાબર જળવાય ત્યાં વર્ણશંકર પ્રજા જન્મે નહિ. જેઓમાં સત્ત્વગુણ વધારે હોય તેઓમાં બુદ્ધિ, શક્તિ તથા માનસિક શક્તિ વિશેષ હોઇને તેઓને ઉત્તમ કર્મ માટે યોગ્ય ગણવામાં આવે છે; પણ જેઓમાં રજોગુણ તથા તમોગુણ વધારે હોય તેઓ ક્રમશઃ તે સત્ત્વગુણી મનુષ્યો કરતાં મન-બુદ્ધિની શક્તિમાં ઓછા હોઇને શારીરિક શક્તિમાં ચઢિયાતા જણાય છે, તેથી શારીરિક વ્યાપારમાં તેઓ કામ કરી શકે છે, પણ મનબુદ્ધિનાં ઉત્તમ કાર્યોમાં તેઓ ચાલી શકતા નથી. આમ આપણાં શાસ્ત્રો-ઉપનિષદ્, ગીતા, સ્મૃતિ, ઇતિહાસ તથા પુરાણોમાં યોગ્યતા પ્રમાણેજ ચાર જાતિઓનું વિધાન પ્રભુપ્રેરણાથીજ રચવામાં આવ્યું છે; જે બ્રાહ્મણ, ક્ષત્રિય,

વૈશ્ય ને શુદ્ર-એ ચાર વર્ણ તરીકે દર્શાવેલ છે. જેમ વૃક્ષોમાં વિવિધતા છે તેમ મનુષ્યજાતિમાં બીજક્ષેત્રના અનુસારે આ વર્ણ-વિભેદ ઉત્પત્તિથીજ ચાલુ રહે છે. દેવોમાં પણ ગુરુ, સેનાપતિ વગેરેનો આવોજ ભેદ રહેલો છે. જે જાતિનાં જે કર્મને યોગ્ય શરીર તથા મન હોય છે તે જાતિએ તેવા કર્મ કરવાં-એ તેનો 'ધર્મ' નામનો પ્રથમ પુરુષાર્થ નકકી કરવામાં આવ્યો છે. સુવર્ણનું, લોઢાનું, ગાયોનું, ઘોડાનું, કેરીઓનું કે લીબોળીઓ વગેરેનું શું શું કરી શકાય ? તેનો તેનો કેવી રીતે ઉપયોગ થઇ શકે, તે તેઓના સ્વભાવ કે જાતિગુણ પ્રમાણે નકકી કરવામાં આવેલ છે; તેજ પ્રમાણે મનુષ્ય જ્યારે જન્મે છે ત્યારે પોતે અજ્ઞાત હોવાથી પોતાને ઓળખતો નથી, તેથી તેને પોતાની જાતની ઓળખાણ થઇ શકે માટે તે જ્યારે બરાબર બોલતો-ચાલતો થઇ જાય છે ત્યારે બીજાઓદ્વારા પોતે પોતાનો ઉપયોગ-ગુણ વગેરે સમજવા માંડે છે, ને પછી વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રાધ્યયન કરે છે. શાસ્ત્રોનાં રહસ્ય બરાબર સમજે તોજ પ્રથમ પોતાના મનુષ્યત્વનો ઉદ્દેશ સમજાયાં પછી વિશેષમાં વર્ણ-આશ્રમ વગેરેને લગતાં ધર્મ-કર્મ પણ સમજી શકે છે. આપણાં આ શાસ્ત્રો અપૌરુષેય છે-નિત્ય છે તેની સમજણના વિશેષ ખુલાસા માટે બીજા ગ્રંથો પણ કાયદાનાં પુસ્તકોરૂપે લખાયા છે, જેને ધર્મશાસ્ત્ર, ઈતિહાસ, પુરાણ-એવાં નામો અક્ષરશઃ અર્થાનુસંધાન જાળવીને અપાયાં છે; આવાં શાસ્ત્રો સર્વ દેશોમાં સર્વ જાતિને લગતાં હોયજ છે, જેથી બરાબર વર્ણ-વ્યવસ્થા પ્રત્યેક સ્થળે જળવાઇ રહે છે; છતાં આપણાં શાસ્ત્રાની વર્ણવ્યવસ્થા તદ્દન સંપૂર્ણ છે; જેથી હજુસુધી પણ આપણા દેશમાં વર્ણાશ્રમવ્યવસ્થા જળવાઇ રહી છે. આમ જન્મથીજ વર્ણવ્યવસ્થા જો નિયત થયેલ છે તો પછી તે માટે તકરાર શામાટે

હોવી જોઇએ ? કેટલાક અર્વાચીન પંડિતંમન્યો આવું સાબિત કરવા ધૃષ્ટતા કરે છે કે, આવા આવા વર્ણવિભેદ પ્રથમ ન હતા, અમુક કાળથીજ આ બધું ચાલ્યું છે, આમ કહી પ્રાચીન આચાર્ય-પરંપરાઓ, ગ્રંથો તથા તેની અતૂટ વ્યવસ્થા સામે બંડ જગાવે છે, છતાં તેમાં ફાવતા નથી, તેમનું ધાર્યું થઇ શકતું નથી; તેઓ જૂનું તોડી પાડવા માટે નવાં ધર્મશાસ્ત્રો રચવા સુધી તૈયાર થયા છે, ને પોતાની માન્યતાના ઝેરી પ્રચાર માટે તૈયારીઓ કરી રહ્યા છે, પણ તેઓએ આ નીતિવાકય લક્ષ્યમાં લઇ સમજવું જોઇએ કે—

यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव च ॥

'જે મનુષ્ય સ્થાયી વસ્તુઓનો ત્યાગ કરી અધ્રુવ–અસ્થાયી વસ્તુઓને સ્વીકારે છે તેઓ માટે પેલી સ્થાયી વસ્તુઓ જતી રહે છે અને અસ્થાયી તો ગયેલજ છે.' આમ 'अतो भ्रष्टस्ततो भ्रष्टः'–ઉભયભ્રષ્ટ સ્થિતિમાં તે જઇ પડે છે. જે વર્ણાશ્રમ-વ્યવસ્થાથી આપણે જગતની સર્વ પ્રજાઓમાં અગ્રગણ્ય થઇ ચૂક્યા છીએ તે કરોડો વર્ષોથી ચાલતી તોડી પાડીને આપણે કયું કલ્યાણ સાધી શકવાના છીએ ? માટે એ વાત જવા દઇને 'કરી યોગ્ય વિચારો ને આચાર'' મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' જો કે તે કાળમાં પરશુરામ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા વગેરેએ પોતે બ્રાહ્મણ હોવા છતાં ક્ષત્રિયવર્ણનાં કર્મ કર્યાં છે, પણ તેઓને તે બદલ પ્રાયશ્ચિત્ત ને પશ્ચાત્તાપ કરવા પડયા છે, માટેજ ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ—

'स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥'
'स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥'

પોતાના વર્ણધર્મનું પાલન કરતાં જો મરણ થાય તો પણ તે

શ્રેયસ્કર છે, પણ અન્યના વર્ણધર્મનું સેવન ભયંકર થાય છે. કારણકે પોતપોતાના વર્ણધર્મને લગતાં કર્મ કરવામાં આસક્ત રહેનાર મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે. એ પ્રમાણે પોતપોતાના વર્ણાશ્રમનાં કર્મ જો બરાબર કરે તો તેનું પરિણામ ચારે વર્ણના લોકોને સમાનરીતે મળે છે, ને છેવટે મોક્ષપ્રાપ્તિ અથવા પરમાત્મપ્રાપ્તિ કરી શકાય છે. બીજા પુરુષાર્થનો ઉપયોગ પણ આ ઉદ્દેશને અનુસરીનેજ કરવાનો હોય છે. આ ઉદ્દેશને પહોંચી જવા માટેજ પરમેશ્વરે આ મનુષ્ય–શરીર આપ્યું છે. ચાર પુરુષાર્થોમાં પહેલા બે સાધનરૂપ છે ને છેલ્લા બે પ્રથમના સાધનરૂપ બે પુરુષાર્થના ફળરૂપ છે. પ્રાકૃત સુખ છેક બ્રહ્મલોક સુધીનું 'કામ' પુરુષાર્થમાં આવી જાય છે, જે ધર્મ તથા અર્થનુંજ ફળ ગણાય છે; તેમજ 'મોક્ષ' નામનું અંતિમ ફળ પણ ધર્મ તથા અર્થદ્વારા મેળવી શકાય છે. તેમાંનું પ્રથમ ફળ 'કામ' તે તો છેકજ નાશવંત હોવાથી સુજ્ઞ મનુષ્યોએ સ્વીકારવા યોગ્ય નથી, છતાં ધર્મ તથા અર્થની પેઠે કામનો પણ તેટલોજ ઉપયોગ વિદ્વાનોએ કરવો જોઇએ, જેટલાથી મોક્ષપ્રાપ્તિમાં સહાય મળે. આ રીતે વિવેકી પુરુષો ત્રણે પુરુષાર્થોને મોક્ષ–પ્રાપ્તિનાંજ સાધન બનાવી તેઓનો વ્યવસ્થિત ઉપયોગ કરે છે, ને તે દ્વારા મોક્ષફળ સંપાદન કરે છે. આજ સર્વ શિષ્ટ મહાપુરુષોનો સર્વમાન્ય સદાચાર શ્રીમદ્ભાગવતમાં આ રીતે દર્શાવ્યો છે :—

धर्मस्य ह्यापवर्ग्यस्य नार्थोऽर्थायोपकल्पते ।
नार्थस्य धर्मैकांतस्य कामो लाभाय हि स्मृतः ॥
कामस्य नेन्द्रियप्रीतिर्लाभो जीवेत यावता ।
जीवस्य तत्त्वजिज्ञासा नार्थो यश्चेह कर्मभिः ॥

'મોક્ષ જેનું પ્રયોજન છે એવા ધર્મનું ફળ ધન, સ્ત્રી, પુત્ર આદિ માનવું તે યોગ્ય નથી, તેમજ ધર્મજ જેનું પ્રયોજન છે એવા અર્થનું ફળ વિષયભોગ છે, એમ મુનિઓએ કહ્યું નથી; અને વિષયભોગરૂપી કામનું ફળ ઇન્દ્રિયોને પ્રસન્ન કરવી તે નથી, પણ જેટલાથી જીવી શકાય તેટલુંજ કામનું ફળ છે.' અર્થાત્ જેટલાથી માત્ર જીવન ટકી રહે તેટલોજ કામ મેળવવો જોઈએ, અને જીવનનું ફળ પણ એજ નથી કે, તે દ્વારા આ લોકના કે સ્વર્ગાદિ લોકનાં સુખો પ્રાપ્ત કરવાં! પરંતુ તત્ત્વજિજ્ઞાસા એજ જીવનનું ફળ છે,' માટે—

अतः पुंभिर्द्विजश्रेष्ठ वर्णाश्रमविभागशः ।
स्वनुष्ठितस्य धर्मस्य संसिद्धिर्हरितोषणम् ॥

'હે બ્રાહ્મણશ્રેષ્ઠ! વર્ણાશ્રમના વિભાગપૂર્વક પુરુષોએ સારી રીતે આચરેલા ધર્મનું ફળ શ્રીહરિને સંતોષવા તેજ છે.' આમ ઈશ્વરપ્રસન્નતા એજ પોતાના વર્ણધર્મનું અંતિમ ફળ સમજી તે માટે 'કરી યોગ્ય વિચારો ને આચાર, મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.'

પંડ પોષી પ્રભુ પ્રજાકાજ જો કરે જો,
કરી સંતોષી સહજ ભવે તે તરે જો.
લાગ અનુપતિએ દીધો સમાન છે જો,
કરી જાણે એજ ખરા ભાગ્યવાન જો.

અને એ વાત નક્કી છે કે, પુરુષ જો વિધિપૂર્વક પ્રયત્ન કરે છે તો 'સ્હાયી કરે હરિ સ્હાય કરે છે, અનુ સંસારે છે એ સાર, મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' સમગ્ર શાસ્ત્રોનો પણ એજ સાર છે, શ્રીહરિનો પોતાનો પણ એજ અભિપ્રાય છે પોતે અવતાર ધારણ કરી બતાવે છે કે પુરુષો પુરુષાર્થોથી કેવુ ને કેટલુ "

શ્રીરામચંદ્રે પોતાના રાજ્યમાં પાછા આવીને પણ કેવળ પડયા રહીને પેટ ભર્યું નહિ; પણ 'પુષ્પકે પધારી ઘેર, કીધી લીલા-લહેર.' જેમને કેવળ ઉઘાડા પગે વનવગડામાં હાંકી કાઢેલા તે રામપ્રભુનો પુરુષાર્થ તો જુઓ? દેવોને પણ દુર્લભ પુષ્પક વિમાનમાં આરૂઢ થઇ ઘણાજ દબદબા સાથે પોતાના નગરમાં તે પાછા ફરે છે, એ શાથી? કેવળ પોતાના પુરુષાર્થનું જ એ પરિણામ છે, એટલું જ નહિ પણ—

> ભોગ ભોગવી રૂડી પેર, અર્થ સંઘરીને ફેર;
> યજ્ઞયાગ કીધા ઘણા, ત્રિવર્ગે રાખી ના મણા.
> અંતત્રાતા પૂરા બન્યા મોક્ષદા અનંતે ગણ્યા;
> સ્નેહે સ્વીકારી ગુલામી, વિજય જય૦

આપણે કેવળ આપણી જાત માટે પણ ધર્મ, અર્થ ને કામથી મોક્ષ કેમ ન મેળવી શકીએ? માટે 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' એ તો ઇશ્વર હતા, સાક્ષાત્ નારાયણ પોતેજ હતા; છતાં નરચેષ્ટા કરી નરના નિયમ પ્રમાણે વર્તીને આવા પુરુષાર્થનાં પરાક્રમો તેમણે કરી બતાવ્યાં છે;અને એજ પ્રભુના નર અવતાર—

પદ–'જગમાં મીઠા તો' એ રાગ

> અર્જુન ક્યાં જનમ્યા ક્યાં જનમ્યા, ક્યાં ક્યાં પૂંઠે ભમ્યા રે.
> રણવગડે જનમ્યા, હિમાળે ગયા તાત પણ છોડી;
> શત્ર સગાંઓમાં પણ વિદ્યા, શું શું સાહીને જોડી. અર્જુન૦
>
> (પ્રથમ એ રીતે વિદ્યા મેળવી)
>
> ગુરુસેવા કેવી કરી પૂરી, પૂરાં શસ્ત્રો પામ્યા;
> પૂરી ગુરુદક્ષિણા દીધી, સહી વિઘ્ન બહુ સામા. અર્જુન૦
> સ્વપ્રતાપે કેવી સ્ત્રી પામ્યા, કેવું ભાગ્ય જમાવ્યું;
> દેવ અસુર હરિની મૈત્રી કરી, કેવું રાજ્ય વસાવ્યું. અર્જુન૦

કરી શકે છે? આપકમીઓમાં અગ્રેસર એ શ્રીનારાયણ-રામચંદ્રનોજ દાખલો આ એક પદમાં ગવાયો છે.—

પદ-'મોહન માટી ખાય' એ રાગ

મંગળ હો રામસ્વામી, વિજય જય.
પરમ પુરુષ પુરુષાર્થ બતાવે, ત્યાં તે શી રહે ખામી. મ્યા૦
વિશ્વામિત્ર ઋષિ પાસ વિદ્યા પામ્યા સુખરાશ;
દક્ષિણામાં વિંનનાશ, કીધો યજ્ઞ રક્ષી ખાસ;
આજ્ઞા માની સાથે ગયા, ધારી અહલ્યાની દયા;
સીતાજીના સ્વામી થયા પરશુરામે એ લહ્યા;
સત્ય પરાક્રમી નામી, વિજય જય૦
શીખ્યા શુચિ રાજનીત, પ્રજા સાથે કીધી પ્રીત;
પગે ચાલીને પુનીત, અસુરોથી કીધી જીત;
ઋષિઓનું કીધું કાજ, કપિને અપાવ્યું રાજ;
દેવોનીયે આણી દાઝ, રાવણ કર્યો તારાજ;
વિભીષણની પીડપામી, વિજય જય૦

કૈકેયી માતાએ માન્યુ હે, રામચંદ્રનો રાજ્યહક્ક છીનવી લઇ વનવાસ ને તાપસવ્રતમા ચૌદ વર્ષ સુધી રખાવીશ, એટલે પછી તેમનાથી બીજું શુ થવાનુ છે? ત્યારે રામચંદ્ર ભગવાને પોતે પણ અયોધ્યાનુ રાજ્ય, સૈન્ય, દ્રવ્ય, લાગવગ કશાનો પણ ઉપયોગ ન કરીને માત્ર પોતાના બાહુબળથી બન્ને ભાઇઓએ પરસ્પર સહાય કરીને બે રાજ્યો તાબે કર્યાં, ને બે રાજાઓને સાથે લઇ ચૌદ વર્ષ પછી પાછા પોતાના નગરમાં પધાર્યા; જેથી જગતના લોકોને પોતે બતાવી આપ્યું કે વનમાં હાંકી કાઢેલ તપસ્વીઓ પણ પોતાના પુરુષાર્થના બળથી અન્ય વિદેશમાં જઇને ત્યાં પણ કેવળ પોતાના પુરુષાર્થથીજ કેટલુ કરી શકે છે? આ ઉપરથી હિંમત ધરીને 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.'

શ્રીરામચંદ્રે પોતાના રાજ્યમાં પાછા આવીને પણ કેવળ પડયા રહીને પેટ ભર્યું નહિ; પણ 'પુષ્પકે પધારી ઘેર, કીધી લીલાલહેર.' જેમને કેવળ ઉઘાડા પગે વનવગડામાં હાંકી કાઢેલા તે રામપ્રભુનો પુરુષાર્થ તો જુઓ ? દેવોને પણ દુર્લભ પુષ્પક વિમાનમાં આરૂઢ થઇ ઘણાજ દબદબા સાથે પોતાના નગરમાં તે પાછા ફરે છે, એ શાથી ? કેવળ પોતાના પુરુષાર્થનું જ એ પરિણામ છે, એટલુંજ નહિ પણ—

ભોગ ભોગવી રૂડી પેર, અર્થ સંઘરીને ફેર;
યજ્ઞયાગ કીધા ઘણા, ત્રિવર્ગે રાખી ના મણા.
અંતત્રાતા પૂરા બન્યા મોક્ષદા અનંતે ગણ્યા;
સ્નેહે સ્વીકારી ગુલામી, વિજય જય૦

આપણે કેવળ આપણી જાત માટે પણ ધર્મ, અર્થ ને કામથી મોક્ષ કેમ ન મેળવી શકીએ ? માટે 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' એ તો ઇશ્વર હતા, સાક્ષાત્ નારાયણ પોતેજ હતા; છતાં નરચેષ્ટા કરી નરના નિયમ પ્રમાણે વર્તીને આવા પુરુષાર્થનાં પરાક્રમો તેમણે કરી બતાવ્યાં છે;અને એજ પ્રભુના નર અવતાર—

પદ-'જગમાં મીઠા તો ' એ રાગ

અર્જુન કયાં જનમ્યા કયાં જનમ્યા, કયાં કયાં પૂંઠે ભમ્યારે.
રણવગડે જનમ્યા, હિમાળે ગયા તાત પણ છોડી;
શત્ર સગાંઓમાં પણ વિદ્યા, શું શું સહીને જોડી. અર્જુન૦

(પ્રથમ એ રીતે વિદ્યા મેળવી)

ગુરુસેવા કેવી કરી પૂરી, પૂરાં શસ્ત્રો પામ્યા;
પૂરી ગુરુદક્ષિણા દીધી, સહી વિઘ્ન બહુ સામા. અર્જુન૦
સ્વપ્રતાપે કેવી સ્ત્રી પામ્યા, કેવું ભાગ્ય જમાવ્યું;
દેવ અસુર હરિની મૈત્રી કરી, કેવું રાજ્ય વસાવ્યું. અર્જુન૦

ભાઈ ભૂલ્યા વનવાસ વસ્યા પણ,ત્યાંએ કરી કમાણી;
ધર્મ ધરી શ્રીહરિ સહાયે, લક્ષ્મી ગયેલ આણી. અર્જુન૦
કામ ન કામ ગણીને કીધાં, પુણ્ય અસંખ્ય પછીથી;
અંત અસાર ભાગ સમજાયે,ગયા જગત અનુ જીતી.અર્જુન૦

આવાં દષ્ટાંતો હૃદયમાં રાખી એ ક્રમેજ—

મેળવો પુરુષ પુરુષાર્થ ચાર,કરી યોગ્ય વિચારો ને આ ચાર.
સ્હાયી કરે હરિ સ્હાય કરે છે, અનુ સંસારે એ છે સાર,
મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.

આ સંબધે જુઓઃ—

## શ્રી એકનાથ સ્વામીનું આખ્યાન

પદ-રાગ ખમાચ

મેળવો પુરુષ પુરુષાર્થ ચાર, કરી યોગ્ય વિચારો ને આચાર;
સ્હાયી કરે હરિ સ્હાય કરે છે, અનુ સંસારે છે આ સાર.

### મરાઠી સાખી

ભક્ત ભાનુદાસના પૌત્ર રવિ, નારાયણને નામે;
તેની નાર રુકિમણી પેટે, એકનાથ ગુણઆમે;
પેંઠણ ગામે જન્મ લીધો શુભ સામે;
બાળકપણથી હતા વિલક્ષણ,સાત્વિક લક્ષણવાળા;
થયા સમજણ વિમૂઢ ન બન્યા, વૃથા દિવસ નવ ગાળ્યા;
સદ્ગુરુ શોધે ..... ગુપ્ત ઘેરથી ચાલ્યા.

કારણકે એજ પુરુષાર્થનો પાયો છે. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી' એ ન્યાય પ્રમાણે ભવિષ્યમાં મહાપુરુષ થનારો બાળપણથીજ તેવી ચેષ્ટાઓ કરે છે, અને ઘેર બેઠા તો ભાગ્યેજ ગુરુ મળે છે.

દત્તાત્રેય દેવના ઉપાસક શુચિ જનાર્દન સ્વામી;
આશ્રમમાં દીઠા કે તેના, ચરણ ગ્રહ્યા શિર નામી,
ગુરુએ પૃછ્યું......કોણ શું ચહે શું નામી?

જો શોધ કરવા નીકળે તો સર્વ કંઈ મળી આવે છે. જગતમાં બધુંય છે અને તે સર્વને માટે છે, પણ—

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा।
सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत॥

'હે ભરતવંશી અર્જુન! ત્રણ પ્રકારની સ્વભાવજન્ય શ્રદ્ધા પ્રાણીઓમાં હોય છે; તેમાં જેવું અંતઃકરણ તેવી શ્રદ્ધા સર્વને હોય છે.' આ ગીતાવચન પ્રમાણે શ્રદ્ધા તો હોયજ છે; પરંતુ જો સાત્વિકી શ્રદ્ધા હોય તો કામ ઝટ થાય છે. સ્વામી એકનાથ મૂળથી સાત્વિક શ્રદ્ધાથી યુક્ત હતા; વળી પૂર્વજન્મના યોગથી બ્રાહ્મણકુળમાં જન્મ્યા હતા ને ત્યાં વિભીષણની પેઠે જન્મથીજ સંસારની અસારતા તેમને સમજાઇ હતી. કારણકે 'सत्वात् संजायते ज्ञानम्'—સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી સદ્ગુરુને ઓળખી લઇ પોતાના હૃદયનો ઊભરો તેમના ચરણમાં આ પ્રમાણે તેમણે ઠાલવ્યોઃ—

### આશાગોડી

ગમતું નથી ઘરમાંહિ ગુરુ મને, ગમતું નથી ઘરમાંહી.
આવ્યો એથી ચરણ વગસાહી,ગુરુ મને ગમતું નથી ઘરમાંહી.
ઋગ્વેદી બ્રાહ્મણનો સુત છઉં, જનથી ગયો ગભરાઈ. ગુરુ૦
કામ ક્રોધ મદ મોહે ભર્યા સહુ, સંગી સગાં દુઃખદાઇ. ગુરુ૦
કાયા માયા પર નથી મમતા, ક્ષણિક ગઈ સમજાઈ. ગુરુ૦
સદ્ગુરુ સેવે થશે શાંતિ, એ આશે આવ્યો આંહીં. ગુરુ૦
વસીગપદસેવીશનખશીખ ક્ષણ,કરો સ્વીકૃત ચિત્તચાહી. ગુ૦

આવાં આગળ વધવાનાં લક્ષણો પૂર્વજન્મના અભ્યાસથી આ જન્મમાં સ્વતઃ ઉદ્ભવે છે; અને પ્રસંગ આવતાં તેનો સ્પષ્ટ અમલ થાય છે.

### વસંતતિલકા છંદ

એ સાંભળી ગુરુ રીઝયા, ઉચર્યા અહા રે!
છે બાળ તોય ચિત્ત સ્વાર્થ ખરો વિચારે;
સુખે રહે તું સુત! આંહી અમારી પાસે,
સંસારી કષ્ટ નહિ આ સ્થળમાં જણાશે.

આવા સદ્ગુરુના સંગમાં આરંભથીજ અભ્યાસ કરવો તેજ 'યોગ્ય વિચાર આચાર' થવાનો ઉત્તમ ઉપાય છે; તેથી અલ્પ-પરિશ્રમે વિધિપૂર્વક 'મેળવે પુરુષ પુરુષાર્થ ચાર.' આ માટે જેવી ઇચ્છા થઇ ને તે માર્ગે જવાનો આરંભ કર્યો કે, 'સ્હાયી કરે હરિ સ્હાય કરે છે.' જુઓ, સ્વામી એકનાથ કેવા ઠેકાણે પડયા? આવા સુયોગનો લાભ લેવો તે પોતાના પ્રયત્ન પર આધાર રાખે છે. માટેજ 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' એમ કહેવામાં આવ્યું છે. ગુરુ પાસેથી વિદ્યા મેળવવામાં પણ જેટલો પુરુષાર્થ વિશેષ કરે તેટલો વધારે લાભ થાય છે. આજ અભિપ્રાયથી ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે-'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया-પ્રણામ, પ્રશ્ન ને સેવાથી તે જ્ઞાન તું સંપાદન કર.' અર્થાત્ એવું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે બેટા થવું જોઇએ, બાપ થવાય નહિ. જુઓ, આ ક્રમ અહીં જણાવ્યો છેઃ—

રાગ ધનાશ્રી

કર્યો ગુરૂપદ વાસ સુશિષ્યે કર્યો ગુરૂગૃહ વાસ.
ધર્યો શુચિ અભિલાપ, સુશિષ્ય૦
ગુરૂને પરમેશ્વર ગણી પૂજે, તન મનથી સહુલ્લાસ. સુશિષ્ય૦

કરતો કામ સરવ આશ્રમનાં, રહેતો નહિ ઉદાસ. સુશિષ્યે૦
રાતે ચાંપે ચરણ ચોંપથી, બેસી પથારી પાસ. સુશિષ્યે૦
શીખ્યો શિષ્ટાચરણ સહજમાં, દેખાદેખી દાસ. સુશિષ્યે૦
વિચાર સુધરે વાતો સુણતાં, વર્તનથી વળી ખાસ. સુશિષ્યે૦
ઘણું ગમ્યું ગુરૂ સ્થાને ન ખમ્યું, કશું કષ્ટ કંકાસ. સુશિષ્યે૦

## સાખી

વડીલોને વૃતાન્ત મોકલવા આજ્ઞા ગુરૂએ આપી;
તેથી વૃદ્ધ પિતા માતાની ચિન્તા ચિત્તની કાપી.
છે ઠેકાણે લાયક ટાણે ભણશે ખણશે યોગ્ય;
સ્વામી જનાર્દન છે જગ ચાવા થયો સુગુરૂનો યોગ.

## લાવણી

ગુરૂએ દીધો કોઇ હિસાબ જુનો કાઢી,
કહે ભૂલ એની દે બધી બરાબર કાઢી;
રાતે બેઠા તેમાં ચિત સ્થિર લગાડી,
પણ તાળો ન મળે ભૂલ્યા કંઇક અગાડી.
બહુજ રાત સુધી મથતાં ભૂલ જણાઈ,
તેવી ઠોકી તાળી ઉરમાં હરખાઈ;
ત્યાં ગુરૂએ પુંઠે ઉભા હતા સંતાઇ,
તે પ્રકટી બોલ્યા કેમ શું થયું ભાઇ.
કહે શિષ્ય ચૂકતો હતો તે રકમ લાધી,
ગુરૂ કહે રાત વિતાડી તેં લગભગ આધી;
શિષ્યે તવ ચમકી કહ્યું મને ન જણાઇ,
ગુરૂ કહે સમજાવું ભેદ હવે સુણ ભાઈ.

પદ-'મન કર્મવાણી' એ રાગ

સદ્‌ગુરૂ બોલ્યા તૈયાર થયો ખાસો રે,
તૈયાર થયો ખાસોરે, કરૂં હવે ખુલાસોરે. સદ્‌ગુરૂ૦

કર્યો એકચિત્ત હિસાબ જેવો તેવો,
બતાવું તે વિવિધ તમે ઉપાસો રે. સદ્ગુરુ૦
મંત્ર ધ્યાન અર્થનું જ્ઞાન દઉં,
એથી નિહાલ અંતમાં નક્કી થાશો રે. સદ્ગુરુ૦
પ્રભુ દત્તાત્રય ઇષ્ટ છે મ્હારા,
તેના તમે એ ખામા થઈ જાશો રે. સદ્ગુરુ૦
એમ વદી વિધિમંત્ર ધ્યાનથી,
આપી કાપી ઉરની બધી ક્યાશો રે. સદ્ગુરુ૦

પુરુષાર્થ પણ આવા ક્રમથી પ્રાપ્ત કરી શકાય છે–' કરી યોગ્ય વિચારો ને આચાર.' ઘણા દિવસ સાથે રાખી બરાબર જોઈ તપાસીને સત્સંગદ્વારા જ્યારે યોગ્યતા જોવામાં આવી ત્યારે ગુરુએ શિષ્યને મંત્ર આપવા યોગ્ય માન્યો અને તે પછીજ વિધિપૂર્વક મંત્ર આપ્યો. આમ એક પગથિયુ ચઢાયુ, પણ હજી તો ઘણું ઊંચું ચઢવાનુ બાકી હતું; પુરુષાર્થ કર્યો વિના એમ ચઢવું મુશ્કેલ હતું. જે ગુરુમંત્ર પ્રાપ્ત થયો તેનું ગુરુએ દર્શાવેલા ક્રમથી જો અનુમાન કરે તોજ તે સફળ થતો જોવામાં આવે મંત્ર જાણવો તે પહેલી વાત છે ને તેનું ફળ અનુભવવું તે બીજી વાત છે. સ્વામી એકનાથ તો મંત્ર મેળવીને તેના અનુષ્ઠાનમાં એવા લાગી ગયા કે ક્રમે ક્રમે સમય જતાં તેના ફળનો અનુભવ તેમને થવા લાગ્યોઃ—

## માલિની છંદ

અનુભવ કરવાથી, વૃત્તિમાં ઇષ્ટ આવ્યા,
દિન દિન વધુ સેવ્યા, તેમ તે ઝાઝું ફાવ્યા.
રચિ પદ સ્વવિચારો, કાવ્ય માંહી જણાવ્યા,
તવ સદ્ગુરુ ચિત્તે, શિષ્ય સંપૂર્ણ ભાવ્યા.

પદ–'તારી કૃપા વિણુ' એ રાગ

રીઝયા ગુરૂ કહે શિષ્ય તને હું ભેટાડું દત્તાત્રય નાથ,
રાખજે નિશ્ચય પૂર્ણ ચિત્તે તું માનજે મ્હારી વાત. રીઝયા૦
વારે વારે પ્રભુજી પલટાવે, પોતાના વિધવિધ વેશ,
તેથી તારે ન લગારે આણવો અંતર માંહે અંદેશ. રીઝયા૦

સાખી

અજ્ઞાની જન નિંદશે, તો ન કરીશ દરકાર,
હું કરૂં તેમ તું કરજે ખુશીથી, નવ ડરીશ તલભાર.
સુણતાં આનંદ રોમેરોમ ઉઠયો, વંદ્યા ગુરૂના પાદ. રીઝયા૦
શિષ્ય વદ્યા બહુ દિવસથી મારા ઉરમાં હતી એ આશ,
પણ અધિકાર થશે તવ કરૂણા થાશે હતો વિશ્વાસ. રીઝયા૦
આપોપી કરૂણા કરી, રીઝયા આજ ગુરૂરાજ;
દાઝ આણી મૂળથી દીન દાસની સઘળું સુધરશે કાજ,
ઝાલ્યો છે આપે પુરી કરૂણા કરી રંક કિંકરનો હાથ. રીઝયા૦

શિષ્ય તો ઘણાએ હતા પણ જે–'કરી યોગ્ય વિચારો ને આચાર, મેળવે પુરૂષ પુરૂપાર્થ ચાર' તે માટે ખંતથી આરંભ મંડયા રહે તેજ પાર પડે.

પદ–'ઉપકાર તમારા' એ રાગ

સદ્‌ગુરૂ ઊઠયા ઉલ્લાસેરે, વનની માંહી.
ચાલ્યા ચેલા પણ વાંસેરે. વનની માંહી.
ત્યાં યવન ચડેલો ઘોડે કોઈ શિકાર પાછળ દોડે,
તેવો દીઠો દૂર થોડે રે. વનની માંહી.
કહે ગુરૂ એજ પ્રભુ મારા, સ્મરતાંજ પધાર્યા પ્યારા,
ઉરથી તો ન જ રહે ન્યારા રે. વનની માંહી.
કહે શિષ્ય ન હું એ માનું, ભય ભાસે જોતાં સ્હામું,
થશું આપનું કર્યું નકામું રે. વનની માંહી.

ત્યાં સ્વાર ઊતર્યો આવી, ગુરૂ ભેટ્યા પ્રીત જણાવી,
ઉરદુમાં વાત ચલાવી રે. વનની માંહી.
ત્યાં આવી કંચનથાળી, ભોજનવસ્તુ મહીં ભાળી,
જમવા બેઠા બેઉ વાલી રે. વનની માંહી.
જમી રમી વસીને ઊઠ્યા, હળી મળી પડ્યા બેઉ જુદા,
શિષ્ય તો પડ્યા તવ ભુંઠારે. વનની માંહી.

ખરેખર યોગીઓની ચર્ચા અદ્ભુત હોય છે. સત્વર પુનઃ તે અંતર્ધ્યાન થઇ ગયા. તુલસીદાસને પણ ચિત્રકૂટ ઉપર શ્રીહનુમાનજીએ મોકલ્યા ત્યારે પ્રથમ તો—

મનહર રાજકુમાર, અહા ! કેવા મનહર રાજકુમાર.

એ રીતે જોવામાં આવ્યા પણ પાછળથી તેઓ હરિણ પાછળ દોડી ગયા તે જોઇને તુલસીદાસને સંકોચ થયો, ને પછીથી પશ્ચાત્તાપ કરતા તે બોલ્યા હતા કે, 'વદ્યા શેચી મારુતિ ! એ શું રામ હતા ? રામ હતા ? શ્યામ પૂર્ણકામ હતા ?' આમ પૂર્ણરૂપમાં સર્વેશ્વરનો સાક્ષાત્કાર એકદમ થતો નથી. કેમકે એકદમ પૂર્ણસ્વરૂપમાં લોકો તેમને સહન કરી શકેજ નહિ. એ તો ક્રમે ક્રમે ઇશ્વરની ઝાંખી થતાં પૂર્ણ સ્વરૂપનો અનુભવ થવા લાગે છે. મૂળમાં ગુરુવચન પર વિશ્વાસ જોઇએ; ગુરુ જે મંત્ર તથા મૂર્તિક્રિયાને બતાવે તેને સંપૂર્ણ સુયોગ્ય માની તે પર દૃઢ શ્રદ્ધા ને આસ્થા રાખવી જોઇએ. જો કે એકદમ શ્રદ્ધા તથા વિશ્વાસ ન થતાં અનેક તર્ક–વિતર્કો થાય છે, પણ સદ્ગુરુ દયાળુ હોય છે, તેથી નવા શિષ્યની તે કચાશ તથા અપૂર્ણતા લક્ષ્યમાં લઈ તેને આગળ વધવા વધુ શ્રદ્ધાળુ તથા ધૈર્યનિષ્ઠ બનાવે છે, ને શિષ્ય પણ જો સદ્ગુરુના વચન પર વિશ્વાસ રાખી તેમાં ને તેમાં જો લાગ્યો રહે છે તો છેવટે અવશ્ય ઇચ્છિત ફળ મેળવેજ છે. આ નિયમ પ્રમાણે—

શાર્દૂલવિક્રીડિત છંદ

પસ્તાયા પછી શિષ્ય કષ્ટ સહીને, પાછા ફર્યા સ્વસ્થળે;
વીત્યો કાળ વડો તદા ફરી વધા, સ્વામીજી રૂડી પળે,
ચાલો સાથ ફરી બહુ ન હરિએ, કેવા રૂપે આવશે;
જો શંકા ધરી ફેર તો નહિ ફરી, કો દિ ક્યમે ફાવશે.

તુલસીદાસને—

'ચિત્રકૂટકે ઘાટ પર, ભઈ સંતનકી ભીડ;'

એ પ્રસંગ આવેલ ત્યારે પણ પૂરા નહોતા પરખ્યા.

'તુલસીદાસ ચંદન ઘસે;તિલક કરે રઘુવીર.'

અહીં પણ એજ ક્રમ જણાય છે:—

પદ–'ઓધવજી કરમનકી' એ રાગ

આવ્યા ગુરૂ શિષ્ય ફરી વનમાંહી, આશા એજ રાખી મનમાંહી.
અવધુત વેશે એજ પ્રદેશે, પ્રકટ થયા સુખદાઈ;
ફરી ખાવા બેઠા બેઉ સંગે, શિષ્ય ગયો ડર ખાઈ. આવ્યા૦
જમી ઉઠયા કે પ્રસાદ દીધો, તે લીધો વસ્ત્ર માંહી;
બાંધવા લાગ્યા તવ શ્રી ગુરૂએ, ઘાચ્યો મુખમાં સાહી. આવ્યા૦
શિર પકડી પદ માંહે ઝુકાવ્યો જબકી ઝાલી બાંહી,
એની વતી કહ્યું વળી પોતે, પાહી પાહી પ્રભુ ત્રાહી. આવ્યા૦
વધા હરિ મસ્તક કર મુકી, શાસ્ત્ર કથા સુખદાઈ;
કરે પ્રાકૃત માંહે તું ભાવે, જન તરશે તે ગાઈ. આવ્યા૦

મનમાં ઊંડે ઊંડે એજ આશા હતી.

વસંતતિલકા

એ શબ્દ સ્પષ્ટ સુણતાં ઝટ ભાન આવ્યું,
છે એ સુરેશ ચિતમાં ઝટ જ્ઞાન આવ્યું;

તેવા થયાજ હરિ ગુરૂ પછી કરે શું!
પસ્તાય પૂર્ણ પણ અર્થ હવે સરે શું!

### શિખરિણી

અરેરે મેં મૂઢે, સુખ નવ લીધું સંગ જમતાં,
લહી તેના ગૂઢે ગળી ગયો પ્રસાદે ન ગમતાં.
નથી ભાવે આણ્યો, પ્રભુપદ પરાણે જ નમતાં;
છતાં આવા દોષો, સદ્‌ગુરૂ કૃપાથીજ શમતા.

### દોહરો

કૃપા કરી તે પરવડી, ધન્ય ગુરૂ જગનાથ,
હવે પુરી તે પરવડી, સમજી વીતેલ વાત.

એમ 'કરે યોગ્ય વિચારો ને આચાર' 'તો જરૂર સ્હાયી કરે હરિ સ્હાય કરે છે' એ પ્રત્યક્ષ સિદ્ધ થયું છે; પણ તે કોને? જેણે પુરુષાર્થ-મોક્ષાર્થ કર્મો કર્યાં હોય તેને. માનો કે એ ચારે પુરુષાર્થો માટે યોગ્ય થયા, સર્વ પ્રયત્નો સફળ થયા, છતાં હજી કરવાનું તો બધુંજ બાકી રહે છે. 'યોગ્ય વિચારો ને આચારો' પ્રાપ્ત થયા, એટલે 'પાસ' થયા, અધિકાર ગળ્યો. પૂર્વકૃત્ય થયું, ઉત્તર કૃત્ય બાકી રહ્યું.

### સ્રગ્ધરા છંદ

પસ્તાવાથી વધ્યો જ્યાં, પ્રભુ પતિ ઉરનો, પ્રેમ ત્યાં શું કહેવું;
સાધ્યું લક્ષ્મીપતિથી, સગપણ ગુરૂએ, એ નથી જેવું તેવું.
જાણ્યું તે સ્વામીએ કે, ઝટ અહું ન હવે સેવ, એનાથી લેવી;
મ્હારાથી એ વધ્યો છે, પરમ શ્રમથકી, મંત્રને સ્વામી સેવી.

સોળ વર્ષની વય થાય છે એટલે પુત્રને પણ મિત્ર જેવો ગણવો-'प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रमिवाचरेत्'-એમ નીતિ-

શાસ્ત્ર કહે છે. માસ્તરો પણ ગ્રેજ્યુએટ થયેલા શિષ્યોને પોતાની સમાનજ ગણે છે. કોઇ કોઇ તો ગુરુથી પણ વધી જાય છે. જો બુદ્ધિમાન હોય ને પરિશ્રમ વધારે કરે તો ગુરુથી પણ આગળ વધે છે. લૌકિક જેમ પુરુષાર્થથી સિદ્ધ થાય છે તેમ પારલૌકિક પણ પુરુષાર્થથીજ સિદ્ધ થાય છે.

પદ–' લક્ષ્મીનારાયણ ' અથવા ' તારો રે દયાળ.'

વધ્યા તદા સ્વામી એકનાથની સંગાથે રે,
નથી રહી ખામી ઘેર જાઓ જાતે રે.
માતપિતા સેવો ધર્મ ખાસ એ તમારો રે,
ગૃહસ્થ આશ્રમ કલિમાં સહુથી સારો રે.
પંચ યજ્ઞવડે પૂજો જગના પતિને રે,
ભય નથી લેશ તવ કૃતિ કે મતિને રે.
આજ્ઞા દઇ આપી કામ તે જઇ ઉઠાવો રે,
ભાગવત રામાયણ પ્રાકૃત બનાવો રે.
મારૂં કહ્યું કરે સુખે મળશે શ્રીસ્વામી રે,
વનઘર સરખું છે હવે નથી ખામી રે.

મહાત્મા તુલસીદાસ કહે છે કેઃ—

યથાલાભ સંતોષ સુખ, રઘુપતિ ચરનસનેહ;
તુલસી જો મન હાથ હૈં, જસ કાનન તસ ગેહ.

પણ મનને એવું કેળવવું જોઇએ; એટલા માટેજ પ્રથમ બ્રહ્મચર્યાશ્રમમાં રહી ગુરુકુળ-વાસ ને ત્યાં શાસ્ત્રાધ્યયનની આજ્ઞા આપણાં શાસ્ત્રો કહે છે. એ દ્વારા ધર્મ સંપાદન કર્યા પછી બીજા પુરુષાર્થો પ્રાપ્ત કરી શકાય, અને તે દ્વારા અર્થ પ્રાપ્ત કર્યો હોય તેનો પણ દુરુપયોગ ન થાય, તેમજ અનુક્રમે આગળ વધી માનવ-જીવનનું સંપૂર્ણ સાર્થક્ય થાય તે માટે—

કરી યોગ્ય વિચારો ને આચાર, મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.

પદ-'સજ્જન સુખડા' એ રાગ

અલ્યા એકનાથ સ્વધામે રે,
વૃદ્ધ માતપિતુ કેમ પછી મન મોહ ન પામે રે.

શ્રી રામચદ્રને વિશ્વામિત્રે માગ્યા ત્યારે દશરથ રાજાને તે ઝેર જેવા લેવા લાગ્યા, પણ તેમની સાથે રહી વિદ્યાઓ મેળવી, યુદ્ધમા વિજય કર્યો, જનકને ત્યાં સીતાજીને પરણ્યા ને સપૂર્ણ યશસ્વી બની પાછા પુત્ર ઘેર આવ્યા ત્યારે એજ દશરથે કહ્યુ કે વિશ્વામિત્ર મારા પુત્રને લઈ ગયા તે ઠીકજ કર્યુ. એજ પ્રમાણે પ્રથમ બ્રહ્મચર્યાશ્રમા રહી વિદ્યા પ્રાપ્ત કરતાં કષ્ટ તો સહેવું પડે, માતપિતાનો વિયોગ પણ સાલે, પરતુ યોગ્ય વયે ગૃહસ્થાશ્રમમાં ગયા પછી સુપુત્ર પ્રાપ્ત થાય ત્યારે કેવુ સુખ મળે? કેવળ વનમાં જ જઇને પડયા રહેવુ ને પોતાનાં માતાપિતા વિયોગથી ટળવળતાં રહે, આજીવિકા માટે અશક્ત થઇ દુ ખી થાય ત્યારે ત્યાગીનુ નામ પાડી જગતમાં ભટકતા ફરવુ તે કેવું વિપરીત છે? જેમણે મહા કષ્ટ વેઠીને પોતાનુ પાલનપોષણ કર્યું છે તે માતા-પિતાને તેમની વૃદ્ધાવસ્થામાં રઝળાવવા તે ધર્મ છે કે અધર્મ? પોતે પુરુષ હોવા છતાં સપૂર્ણ પુરુષાર્થ શા માટે ન મેળવવા? વર્ણાશ્રમનો માર્ગ કેવો સલામત ને શ્રેષ્ઠ છે? માટે તેજ માર્ગે 'કરી યોગ્ય વિચારો ને આચાર, મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.'

પરણ્યા નારી સારી સાથે, થયા ખરા ઘરબારી જાતે;
શાસ્ત્રજ્ઞાન વિચારી સદા કરતા સહુ કામે રે. આવ્યા૦

કારણકે કેવળ અર્થ તથા કામ માટે ધર્મ સપાદન કર્યો ન હતો, પણ તેનું જે પુરુષફળ મેળવવાનું હતું તે તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અર્થ-કામ જો ભોગવે તોજ મળી શકે તેમ હતું, નહિ તો ઊંધુંજ વળે.

શૌચ સ્નાન સંધ્યા દેવાર્ચન, પિતૃ અતિથિ વડીલ પૂજન;
ન્યાયથી દ્રવ્ય મેળવવા મન દઢ ધારી સ્હામે રે. આખ્યા૦

પોતે સર્વેશ્વરનાજ નોકર હતા, તેમનીજ આજ્ઞાનું પાલન કરતા હતા અને સર્વ કંઇ શાસ્ત્રાનુસારજ કરતા હતા; પણ તે બધું કયાં કરતા હતા ?

ઘરમાં પ્રિય પાંડરંગ મૂર્તિ, સેવા તેની સ્વીકારી પૂરતી;
ઘર તે મંદિર જનસહુ સેવક સેવે નિષ્કામે રે. આખ્યા૦

ભગવાન શ્રીકૃષ્ણના કહેવા પ્રમાણેજ—

यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥

'यज्ञ' એટલે પરમાત્મા; તેમને માટે-તેમને સમર્પણ કરી દઇને જે કર્મ કરાય તે સિવાય આ લોક કર્મના બંધનમાં બંધાય છે; માટે હે અર્જુન ! તું જે કંઇ કર્મ કરે તેના ફળની આસક્તિને ત્યજીને-નિષ્કામ ભાવે એ પરમાત્મા માટે કર્મ કર.

हम त्यागी नहि हो रंगरंगिलेजीके रागी,
दुर्भागी नहि हो सद्भागी तें लगनी लागी.
खानपान रसराग सुगंधी सघरी है उपयोगी,
सदा मीलावन रहे उद्योगी पति अति है भोगी.
पतिपूर्ण परवाके जनहम तो सेवे तो पावें,
पतिमें उनकी रति चढावन विधविध भोग धरावे.
रंगराग उत्सव करते है पतिलीलाके चाहक,
हम वाके कहेलाके पीछे क्यों कर रहेना लायक.

ભોગ રાગથી લાડ લડાવે, ઉત્સવ ઠાઠ અનેક કરાવે;
સેવા એવા શુચિ ભાવે, ખૂબી ખૂબ જામે રે. આખ્યા૦

મધ્યાન્હ લગી ચાલે અર્ચન, પછી પઠન પાઠન સતત રટણ;
કરે નિશે હરિકીર્તન નૃત્યન, અદ્‌ભુત રસ જામે રે. આખ્યા૦
તન ધન જનમાં ન થાયે, સુખ દુ ખની પરવા ન જરાએ;
જાય જીવન સેવનમાંહી, મગ્ન આઠું જામે રે. આખ્યા૦

આ રીતે ધર્મદ્વારાજ અર્થ-કામ સંપાદન કરી તેનો ઉપયોગ મોક્ષાર્થેજ કરવા લાગ્યા, જેથી 'સ્હાયી કરે હરિ સ્હાય કરે છે.' ભગવાન શ્રીકૃષ્ણ પણ કહે છેઃ—'ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते-તેવા ભકતોને હું એવો બુદ્ધિયોગ આપું છું કે જેથી તેઓ મારી પાસે આવે છે.' પોતાની આજ્ઞા પાળનારા પ્રિય ભકતો પોતાના કર્તવ્યોમાં જો ચૂકે છે તો ભગવાન પોતેજ તેઓને સ્મરણ કરાવે છે અને તે માટે એવો બુદ્ધિયોગ આપે છે કે છેક છેલ્લા પરમ પુરુષાર્થ માટે પણ તે માર્ગદર્શક બને છેઃ—

વસંતતિલકા

સ્વપ્ને વધા રઘુપતિ નવ ભૂલી જા તું
પહેલું કહેલ કરવા સજ્જ સધ થા તું;
શ્રીવાલ્મીકિ રચતું પ્રાકૃતમાંહિ પ્રેમે,
જાગી લહ્યું ખરીજ ભૂલ કરેલ છે મેં.

જે પુરુષાર્થ કેવળ પોતાનેજ ઉપયોગી હોય તેના કરતાં બીજા બહુને ઉપયોગી થનારો પુરુષાર્થ શ્રેષ્ઠ છે. તેમાં પણ જે પુરુષાર્થનું જેવું ફળ હોય છે તેવુંજ તેનું ઉપયોગીપણું હોય છે. કોઇ પુરુષાર્થ એવો હોય છે કે જેનું ફળ માત્ર ભોગવાય કે તુરત તેનો નાશ થાય છે. જેમ ધાન્ય કે વસ્ત્ર પેદા કર્યું, અન્નદાન કર્યું, તેનુંજ ફળ જીવનપર્યંત ઉપયોગી થતું નથી; ત્યારે વિદ્યાદાનનું ફળ યાવજ્જીવન ઉપયોગી થાય છે; અને તેમાં પણ બ્રહ્મવિદ્યા-શ્રીહરિની પ્રાપ્તિના સાધનરૂપ મહાવિદ્યાનું જે પરિણામ આવે છે તે તો સર્વના કરતાં અલૌકિક મહા અદ્‌ભુત

આવે છે. આવો પુરુષાર્થ કરી ગયેલાઓનેજ 'ઋષિઓ, ભક્તો, આચાર્યો' એવા નામથી ઓળખવામાં આવે છે અને તેઓનેજ ભગવાને પણ મોટા ગણ્યા છે, કારણકે ભગવાનનું મહત્ત્વ પણ તેઓનાદ્વારાજ જગતમાં વિદિત થાય છે. આવો ઉત્તમ પુરુષાર્થ જેઓએ આરંભ્યો હોય છે તેઓને 'સ્હાયી કરે હરિ સ્હાય કરે છે, અનુ સંસારે એ છે સાર, મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.'

પદ–'મો મલકાવી' એ રાગ

શ્રીરામાયણ લખવા માંડયા સિતાવર ધરી ધ્યાને રે;
હરિ લખાવે લખીશ તેવું એવું ઉરમાં માને રે,
શેઠ એક સંસ્કૃતમાં શોકીન, તેને ન ગમી કૃતિ એરે,
પ્રાકૃતમાં શું લખે મૂઢ નવ એ ખુબીએ મતિએ રે. શ્રી૦
રાતે લખતાં આવ્યું ઝોકું, ત્યાંજ સૂઈ ગયા જેવારે;
ઉઠાડવાને અવધ વિહારી, આવી ઉચર્યા ટેવારે શ્રી૦
આળસ મુકો કામ ન ચુકો, કહી દઈ લેખણ હાથે રે;
મને ગમે છે કામ તમારૂં, જણાવ્યું શ્રીરઘુનાથેરે. શ્રી૦
કલમ હાથ છે સુણી વાત છે, ત્યાં હરિ ફરી ન જણાયારે;
હરખી મંડયા સુંદર કાંડે, જ્યાં કુદ્યા કપિરાયારે. શ્રી૦

અહા ! શ્રીવાલ્મિક મહર્ષિએ બસો શ્લોકમાત્ર કૂદવા પરજ લખ્યા છે !

ઝુલણા છંદ

સિદ્ધ ઋષિઓ બધા સમજી જઈ આપદા,
આવી આકાશમાં વદે એવું.
રામને કાજ કપિરાજ આ આજ જે,
કરે છે તે છે જોયાજ જેવું;
સુણીએ વાત ધુણાવી નિજ ગાતને,
નાદ મહા કરી ભરી દિશા મહીને,

વિંટાળેલ પૂંછડું કરીને ઝટ ખડું,
ઝટકયું જેમ ગરૂડ ઝટકતા અહીને.
પરિઘ જેવા વડા બાહુ રાખી ખડા,
ચરણ ને કમર સંકોચી નાંખી,
ભુજા સંકોચીને કંઠ સંકોચીને,
પ્રાણને રોકી દિશ જોઈ આખી.

'પછી હનુમાન ઊડયા આકાશે' અને આગળ ઘણુંજ વીર અદ્ભુત રસયુકત વર્ણન છે. તેનું વર્ણન કરતાં 'એક ચિત્તથી, આ વેશ આવ્યો તનમારે!'

આપજ કૂદ્યા ઉડયા પડયા જઈ નિંદકનાજ ભુવનમાં રે.
ધબકારાથી ગૃહસ્થ જાગ્યો, ભક્ત દીઠા નિજ ચોકેરે;
દ્વાર બંધ ઉઠીને આવ્યા, શી રીતે શુચિ શ્લોકે રે.
પોતે તો બેભાન છે હજી કલમ પત્ર છે કરમાં;
વાંચ્યું શેઠે ધન્ય કહ્યું, પરયોજ થયો સુંદરમાં રે.
મ્યાનામાં લઈ ગયા ભૂવનમાં, તવ પોતે ફરી જાગ્યારે;
અતિ આનંદ અનુભવી ઉરથી હરિ સ્મરી પદ લાગ્યારે.

દોહરો

લખવા ચ્હેછે ઝડપથી, પણ બહુ સેવન કામ;
તેથી બહુ ન લખી શકે, પડે ન જતી ન કામ.

શાર્દૂલ

સેવે શ્રીવરને, સમરત કરતા, સાહિત્ય જાતે સદા,
બીજાનું ન ગમે શ્રમે બહુ ખમે, દીઠું જદા એ તદા;
તેથી શ્રીરણછોડ વેશ દ્વિજનો, ધારી પુછી ધામને;
કીની સેવ કબુલ પેટવડીએ, કૃષ્ણો ધરી નામને.

ભુજંગી છંદ

કરે સેવ સાહિત્ય શી ખૂબી સાથે,
ન થાતી કદી ભક્તથી એવી જાતે;

બચ્યો કાળ તેથી લખ્યા ગ્રંથ હાથે,
સુખી ત્યારથી એ થયાં સર્વ વાતે.
'સ્હાયી કરે હરિ સ્હાય કરે છે; અનુ સંસારે એ છે સાર,
મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.'

### શાર્દૂલ છંદ

રાંધે જ્યાં જગદીશ સ્વાદ પછી શું ? આવે ન એ અંનમાં;
પાયે જ્યાં જળ આપ શાન્તિ શી પછી, થાયે નહિ તંનમાં;
વાતો જ્યાં ઊચરે ભરે ન ખુશી શું ? એ તે પછી મંનમાં;
રિદ્ધિ સિદ્ધિ ઘુસી ગઇ, ગઇ વ્યથા, આનંદ સૌ જંનમાં.

### ઉપેન્દ્રવજ્રા

સ્વ સેવમાં દેવ હમેશ લાડે, સ્વ દાસનો ભાર બધો ઉપાડે;
અજીડ એ કોદિ કરેથી કાંડે, લીલા કલિમાં હરિ શી બતાડે.

જો કે ભગવાન બ્રાહ્મણના વેશમાં હતા, તોપણ તેમના પર ભક્તનો ભાવ અપૂર્વ હતો. એક બીજા સાથે મળીને સેવાકાર્યને અત્યંત પ્રીતિથી કરતા હતા; પછી તો તે ઘરજ રહ્યું ન હતું, પણ ભગવાનનું રહેવાનું મંદિરજ બની ગયું હતું. શાસ્ત્રાજ્ઞાનું સંપૂર્ણ પાલન, ચારે પ્રકારના પુરુષાર્થના ઉપાયો, અને તે માટે ગ્રહસ્થાશ્રમ એજ સર્વોત્તમ સાધન—એ સર્વને પ્રભુએ પોતેજ પ્રેમથી આચરી બતાવ્યું; પણ ભગવાન પોતેજ એ રીતે 'સ્હાયી કરે હરિ સ્હાય કરે છે,' તે ત્યાં પ્રસિદ્ધ થયું ન હતું. આવા પ્રકારનુંજ વર્તન કલિયુગમાં ભગવાનને બહુ ગમે છે. પોતે ભક્તોની પાછળ ભમે છે, તેમની સાથે રમે છે અને તે દ્વારા ભક્તોને સહાય કરે છે. કારણકે તેમને તેમાં કંઇ પરિશ્રમ પડતો નથી, એ તો સર્વશક્તિમાન હોવાથી સર્વ કંઇ કરી શકે છે. હવે આ આખ્યાનમાં છેવટનો પરચો જણાવી સમાપ્તિ કરીશું. કારણકે જે કોઈ પરમ પુરુષાર્થ કહેવાય છે તે તો તેમના ઘર-

માંજ દાસ બનીને વર્ત્યા છે. શ્રીકૃષ્ણાવતારમાં ભગવાન ગોવાળિયાઓ જોડે ગોઠીઓ કરતા, પોતે ઘોડી થઈ ગોઠિયાઓને ઉપાડતા, દોડાદોડી કરતા, ગોપીઓનાં હલકાં કામ પણ પોતે હોંસથી કરતા, તેના બદલામા ગોપીઓ પાસે પોતે માખણની લાલચ કરતા ને ગોપનાં છોકરાઓનું એઠું પણ પોતે ખાઈ જતા. આ સર્વ જોઈને બ્રહ્માને ઘણું જ આશ્ચર્ય થયું, ને તેમનાથી બોલાઈ જવાયું:—

अहो भाग्यमहो भाग्यं नंदगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानंदं पूर्णं ब्रह्म सनातनम् ॥

'અહો! નંદનું, ગોવાળીઆઓનું તથા વ્રજવાસીઓનું ભાગ્ય અત્યંત આશ્ચર્યજનક છે, કારણકે પરમ આનંદસ્વરૂપ સનાતન પૂર્ણ બ્રહ્મ જેમના મિત્ર છે.' વળી એના એજ પરમેશ્વર રામાવતારમાં રાજાધિરાજા થયા છતા તેમનું કેવું વર્તન? તુલસીદાસ લખે છે:—

પ્રભુ તરુતર કપિ ડાર પર, સો કીય આપ સમાન;
તુલસી કતહુ ન જાનિયે, (ઐસા) સાહેબ શીલનિધાન.

પ્રભુ નીચે ભોંય પર અને વાંદરા તેમના ઉપરના ઝાડ ઉપર! આવા અવિવેકી જંગલી પ્રાણીઓના એ મહાન પરમેશ્વર પરમ મિત્ર! તે તેમનું કેવું મોટું મન? કેવી મોટી ઉદારતા? આવું કોણ કરી શકે છે? કયો મહારાજા આવાં જંગલીનો મિત્ર થઈ શકે છે? ખરેખર—

પ્રભુ તુજ જેવી પ્રભુતાઈ, તેમજ તુજ જેવી મન મોટાઈ;
નથી કયાંહી વિશ્વની માંહી રે, હે શ્રીનિવાસા!

એવાં તો અનેક દષ્ટાંતોથી સિદ્ધ થઈ ચૂકયું છે કે, 'એવા ધન્ય ધણી થાય છે ઠાકર તે ખુદ ચાકર.' જુઓ સ્વામી એક-

નાથના ઘરમાં પ્રભુ ચાકરનું કામ કરે છે; પાંડવના યજ્ઞમાં પત્રાવલાં ઉપાડે છે અને નરસિંહ મહેતાના બાપના શ્રાદ્ધમાં નાગરોનાં એઠાં પત્રાવલાં ઉપાડીને હાથ પણ ધોતા નથી. આમ પોતાના ભક્તને 'સ્હાયી કરે હરિ સ્હાય કરે છે' અને સત્ય છે કે, 'અનુ એજ છે સંસારે સાર' માટે 'મેળવો પુરુષ પુરુષાર્થ ચાર.' જો નિત્ય પ્રયત્નશીલ રહેવાય તો ચારે પુરુષાર્થ જરૂર મળી શકે છે. તેમાં છેવટનો પ્રયત્ન શ્રીહરિનુંજ સેવન, તેમની પ્રતિમાનુંજ પૂજન અને તેમના ગુણગાનમાંજ જીવન વ્યતીત કરવાનો હોય છે. આમ શ્રીહરિને આધિન થઇ રહેવાથી તેમનાજ અધીનમાં રહેનારી 'શ્રી' તો શું? પણ ચારે પુરુષાર્થો ઘરમાં આવી વાસ કરે છે. હવે અહીં શું બને છે? તે જુઓ. એકનાથના ઘરમાં વસતા શ્રીહરિ પોતેજ પ્રકટે છે. એકનાથે પોતાના ઘરમાંજ વસતા પ્રભુને જ્યારે ન ઓળખ્યા ત્યારે તેમની ઓળખ કરાવનાર એક ભાવિક જન નીકળી આવે છેઃ—

ગરબી–'પડવેતી' એ રાગ

બ્રાહ્મણ ભક્ત પવિત્ર દ્વારકા આવ્યો રે,
હરિને મળવા સાક્ષાત્ ઉમંગ લાવ્યો રે.
ભાવે તપ કર્યું પૂર્ણ સ્વપ્ને ત્યારે રે,
રૂક્મિણી વધાં રહે નાથ દેશની બ્હારેરે.
પેંઠણમાં 'એકનાથ' વૈષ્ણવ રહે છે રે,
કૃષ્ણો શ્રીખંડી નામ ત્યાં સહુ કહે છે રે.

(પોતે શ્રીખંડ જ ભોગ લેતા એ શરત કરી હતી, તેથી એજ ખ્યાતિ ઠરી હતી.)

તું પણ ત્યાં ઝટ પહોંચ દર્શન થાશે રે,
આવી પહોંચ્યો કરી ખેપ દ્વિજ એ આશેરે.
એકનાથનું ધામ પુછી આવ્યો રે,
ભક્તે દીઠો દ્વિજ ભક્ત મન મસ ભાવ્યોરે.

પુછયું આવ્યા કેમ તે કહે ભાઈ રે,
શ્રીખંડ કૃષ્ણ કહે નામ છે શું આંહીં રે !
ઉત્તર દીધો હાલ એ દેખાશેરે,
યાત્રી કહે થયો નિહાલ ચાહ્યું થાશેરે.

પદ–'ગ્રહી ઓથ' એ રાગ

ખાસ આશા ધારી બેઠો દ્વિજ એ છે.
કયા વેશે, દરસ દેશે, મારો વાલો શું આંહીં વસે છે રે. આશા૦
આવી પહોંચ્યા ત્યાં તો તુરત ચક્રપાણી,
કાંધે છે કાવડ ગંગામાંથી આણી;
દેખાડયા એક નાથે દાસ જાણી તેવો તે તો, ચિત્તે ચેત્યો;
એજ સ્વામી, મોદ પામી, પડયો દોડી આવીને પદે છેરે. આશા૦
ગયા આપ ઝડપે મંદિર મહીં ત્યારે,
ગોળીઓ ઠલવી વાસણ માંહે હારે;
ગુમ થયા વાટ જુએ વિપ્ર બ્હારે, થઇ વારે,
દ્વિજે ત્યારે, કહ્યું દેવાથી હયો સેવા;
બ્હાર બોલાવો ઉર તલસે છે રે. આશા૦
જાણી બધી લીલા બહુ પસતાયા,
ફરી ન દેવાધિદેવા તો જણાયા;
એકનાથ છોડી ભૂવન વને ધાયા, ગુરૂપાદે,
હરિ સ્વાદે, સેવી સ્નેહે, તજી દેહે,
પહોંચ્યા પ્રેમે તે પરમ પદે છે રે. આશા૦

અર્થાત્ ગૃહસ્થાશ્રમથી વનવાસ, સંન્યાસ ને અંતે પ્રભુ પાસ.
એજ રીતે સૌ—

'મેળવો પુરૂષ પુરૂષાર્થ ચાર, કરી યોગ્ય વિચારો ને આચાર.'

આ પ્રકારે—

'સહાયી કરે હરિ સ્હાય કરે છે, અનુ એ છે સંસારે સાર.'



# श्री तुकाराम ने विठोबा–आख्यान

[विषय–अमोघ उपाय]

## પૂર્વરંગ

૫૬

જો એક વશ થાય, તો તે એક બસ થાય,
કાં અનેક પથે ધાય, એકથી સહુ સધાય;
એકજ દેવ કરો, એક પથે વિચરો,
અનુ એકનેજ વરો, સભાગી સદાય.

પોતાના વર્ણાશ્રમ પ્રમાણે ધર્મપાલન કરવામાં આવે છે તો ગૃહસ્થને કરવાના પાંચ યજ્ઞોમાંજ દેવો, પિતૃઓ, મનુષ્યો, પશુઓ તથા ઋષિઓનું પૂજન આવી જાય છે. વળી સામાન્ય ધર્મ જોઇએ તોપણ માતા, પિતા, શેઠ અથવા હરકોઇ જે ઉપકારી હોય તેનું પૂજન આવશ્યક ગણાય છે. આ બધું શામાટે ? અને આનું ફળ કોણ આપે છે ? જે સર્વનો સ્વામી છે, જેમનાદ્વારા આ શરીર પ્રાપ્ત થયુ છે તે સર્વેશ્વરની આજ્ઞાને માન્ય ગણી તેમનાજ ભય ને લાલચથી આ બધું કરવામાં આવે તો તે 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.'

સર્વ આસ્તિક ધર્મનિષ્ઠો એકજ ઈશ્વરને માને છે, જેમના

તાબામાં અનંતકોટી બ્રહ્માંડો ને તેના અધિકારીઓ છે અને તેમાંનું જે કંઇ પૃથ્વી, રાજ્ય, પ્રાંત, દેશો, ગામો, ધામો, શક્તિઓ, વૈભવો, આયુષ વગેરે છે તે સર્વનો એજ એક સ્વામી છે; તેના જેવો બીજો કોઇ નથી, એટલે શ્રુતિના શબ્દોમાં 'एकमेव' 'अद्वितीयम्'–કહેવાય અથવા બીજી આ શ્રુતિ તેજ સર્વેશ્વરના સંબંધમાં કહે છે–'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते'–તેમના સમાન કે અધિક કોઈ જોવામાં આવતો નથી; એટલુંજ નહિ પણ 'नारायणसमो देवो न भूतोन भविष्यति–નારાયણ સમાન કોઇ દેવ થયો નથી કે થશે નહિ.' વેદને અર્પણ કરનાર એજ નારાયણની નાભિમાંથી બ્રહ્મા પ્રકટ થયા છે, એ સર્વના જાણવામાં છે; અને દશ કે ચોવીસ અવતાર તેજ પ્રભુના થયા છે. ભગવાન શંકરાચાર્ય તેથી પણ વધુ સમજાવવાને આ શ્રુતિ ટાંકે છેઃ—

यच्च किंच जगत्सर्व दृश्यते श्रूयतेऽपि वा ।
अंतर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥

'જે કંઇ સર્વ જગત દેખાય છે તથા સંભળાય છે તે સર્વની અંદર તથા બહાર શ્રીનારાયણ વ્યાપીને રહ્યા છે.' જે વેળા 'न ब्रह्मा, नेशानः'–બ્રહ્મા ન હતા કે શંકર ન હતા તે વેળા 'सदेव सौम्येदमग्र आसीत्'–હે સૌમ્ય! સૌથી પહેલાં આ સત્–પરમાત્માજ હતાં. તેજ 'आत्मा' વગેરે શબ્દના વાચક છે અને તેજ 'स ब्रह्मा स शिवः सेन्द्रः । બ્રહ્મા છે, શિવ છે અને ઇન્દ્ર છે.' આમ અનેક ગુણ શક્તિ–અધિકારને ધારણ કરી સર્વના અંતર્યામી તે 'एको ह वै नारायण आसीत्'–એકજ નારાયણ હતા ને 'विष्णु,वासुदेव, अनंत'–નામે તેજ સુપ્રસિદ્ધ છે; 'तद् विष्णोः परमं पदम्–તે વિષ્ણુનું પરમ પદ છે.' એમ પરમપદના સ્વામી, શ્રુતિસિદ્ધ ને પુરુષસૂક્તપ્રતિપાદિત તેજ 'सत्यं ज्ञानमनंतं ब्रह्म-

સત્ય, જ્ઞાનરૂપ તથા અનંત બ્રહ્મ છે.' 'यो वेद निहितं गुहायाम्–સર્વની હૃદયગુહામાં રહેલું જે જાણે છે' તેજ અંતર્યામી-અમૃત 'दिव्यो देव एको नारायणः। દિવ્ય દેવ એક નારાયણજ છે.' આ રીતે આદિમાં, અંતમાં ને વર્તમાનકાળમાં જે હતા, હશે ને છે,'तमेव विदित्वा'-તેજ પ્રભુને જાણીને તથા 'पृथक् आत्मानं प्रेरितारं च मत्वा'-શરીર વગેરેથી ભિન્ન તથા સર્વના પ્રેરક તેમને માનીને એકતાન શ્રવણ, મનન તથા નિદિધ્યાસદ્વારા 'स एव द्रष्टव्यः' એજ પ્રભુ દર્શન કરવા યોગ્ય છે; જેમનું દર્શન કર્યા પછી 'नानवाप्तमवाप्तव्यम्'-કંઇ પણ મેળવવાનું બાકી રહેતું નથી એ સમગ્ર વેદાંત શાસ્ત્રનો સાર અમે અહીં જણાવી દીધો કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' માટેજ શ્રુતિ 'नान्यः पंथा विद्यतेऽयनाय-મોક્ષપ્રાપ્તિ માટે બીજો કોઇ માર્ગ નથી' એમ બીજા માર્ગનો નિષેધ અને કહે છે કે, 'अन्या वाचो विमुंचथ-બીજી વાણીનો ત્યાગ કરો.' આમ બીજું બોલવાનું પણ બંધ કરવાની આજ્ઞા દે છે ને તેની પુષ્ટિમાં જણાવે છે કે, नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन यमेवैष वृणुते तेन लभ्यः। આ આત્મા શાસ્ત્રાધ્યયનથી, બુદ્ધિથી કે બહુ જ્ઞાનથી પ્રાપ્ત કરાતો નથી, પણ તે પોતેજ જેને વરે-જેના પર કૃપા કરે છે તેના વડેજ એ પ્રાપ્ત કરી શકાય છે.' આ શ્રુતિનો સાર અહીં જણાવ્યો છે-'કાં અનેક પંથે ધાય.' વળી તેજ પરમેશ્વર સર્વને બધું આપે છે-'इष्टापूर्तं, बहुधा जातम्' યજ્ઞયાગો વાવ-કૂવા-જળાશયો વગેરે જે કંઇ અનેક પ્રકારે થયું છે તે સર્વના તે દાતા છે, અને 'नित्यो नित्यानाम्'-નિત્ય વસ્તુઓમાં પણ તે નિત્ય છે અને 'यज्ञेन' આદિ શ્રુતિવચન પ્રમાણે દેવો પણ તેજ પ્રભુનું યજન કરે છે અને તેમનુંજ ઉપાસન કરે છે. જેમ આપણે મનુષ્યો તે પ્રભુથી ભય પામીને કર્તવ્ય કર્મો

કરીએ છીએ તેમ 'भीषास्माद् वातः पवते'-એ સર્વેશ્વરના ભયથી વાયુ વાય છે, સૂર્ય તપે છે, અગ્નિ બળે છે. અર્થાત્ દેવો પણ પોતપોતાનાં કર્તવ્યમાં એ ભગવાનના ભયથી નિયમિત વર્તે છે; ખુદ બ્રહ્મા કે જે સર્વના સ્રષ્ટા છે તેમને ઉત્પન્ન કરી બ્રહ્મપદ કોણે આપ્યું? 'यो ब्रह्माण विदधाति पूर्वम्-પ્રથમ બ્રહ્માને ઉત્પન્ન કરે છે.' આ શ્રુતિવાક્ય જેમને બ્રહ્માના પણ સ્રષ્ટા જણાવે છે.

तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम् ।
पतिं पतीनां परमं पुरस्ताद् विदाम देवं भुवनेशमीडयम् ॥

'તે ઈશ્વરોના પણ મહાન ઈશ્વર, દેવતાઓના પણ પરમદેવ અને પતિઓના પણ પરમ પતિ ભુવનેશ્વર દેવને સૌની પહેલાં સ્તુતિ કરવા યોગ્ય જાણીએ છીએ.' એટલે 'એકથી સહુ સધાય' એજ સર્વ શ્રુતિઓનો તથા વેદાંત શાસ્ત્રનો સાર છે. બીજાં શાસ્ત્રોનો પણ એજ ઉચ્ચાર છે અને વેદની આદિમાં પણ 'હરિઃ ૐ' કહીને તેજ પ્રભુનો નિર્દેશ કરવામાં આવે છે; અર્થાત્ 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' કારણકે—

वेदे रामायणे चैव पुराणे भारते तथा ।
आदौ मध्ये तथा चांते हरिः सर्वत्र गीयते ॥

'વેદ, રામાયણ, પુરાણ તથા મહાભારતમાં આદિ, મધ્ય ને અંતમાં સર્વત્ર શ્રી હરિજ ગવાય છે.' મહાભારતમાં 'नारायणकथामिमाम्-આ નારાયણની કથાને સાંભળીને પ્રાણી મુક્ત થાય છે' એમ કહ્યું છે; ત્યારે રામાયણમાં પણ 'वेदवेद्ये परे पुंसि जाते दशरथात्मजे-વેદોથી જાણવા યોગ્ય એવા પરમ પુરુષ દશરથના પુત્ર તરીકે જન્મ્યા' એમ જણાવ્યું છે; તેમજ

'एकैकमक्षरं पुसां महापातकनाशनम् –તે પ્રભુના નામનો એક એક અક્ષર પણ મનુષ્યોના મોટાં પાપોનો નાશ કરે છે.' આમ ઇતિહાસોથી પણ એજ નક્કી કરવામાં આવ્યું છે કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' આ રીતે પુરાણો તથા સ્મૃતિઓમાં સર્વનો છેલ્લો સાર એક સરખોજ કહેવાયો છે ને સમજુ સજ્જનો પણ તેજ એક સારને સ્વીકારે છે. ભગવદ્‌ગીતા જે અતિશય પ્રમાણભૂત ગણાય છે તેનુ ભાષ્ય લખનાર ભગવાન શંકરાચાર્ય પણ તેજ કહે છે. 'एको दवो देवकीपुत्र एव'–દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ તે જ એક દેવ છે અને 'एकं शास्त्रं देवकीपुत्रगीतम्–એ દેવકીપુત્ર શ્રીકૃષ્ણ ભગવાને કહેલું ગીતાશાસ્ત્ર તેજ એક શાસ્ત્ર છે.' આવાં વચનો પરથી સ્પષ્ટ થાય છે કે 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' માટેજ ગીતામાં તે ભગવાન આદેશ કરે છે કે, 'मामेकं शरणं व्रज–મને એકલાનેજ તું શરણે આવ' કેમકે 'देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः। દેવો પણ મારા આ સ્વરૂપનાં નિત્ય દર્શન કરવા ઇચ્છે છે' અને 'एकांशेन स्थितो जगत्–હું મારા એકજ અંશથી આ જગતમાં વ્યાપી રહ્યો છું.' આમ કહેતા શ્રીકૃષ્ણ પ્રભુએ અર્જુનને દિવ્ય દૃષ્ટિ આપીને પોતાના સ્વરૂપમાં સમગ્ર જગત બતાવી આપ્યું ને 'સર્વના હૃદયમાં જે છે તે હુંજ છું', મારાથી પર બીજું કંઇજ નથી, મારો આશ્રય કર્યા વિના મુક્તિ છેજ નહિ, સર્વને હુંજ આપી રહ્યો છું ને બીજાઓ જે આપે છે તેઓ પણ મેં આપેલુંજ આપે છે; માટે બીજાઓ પાસે માગવું તેના કરતા સીધું મારી પાસે જ માગવું જોઇએ, બીજાઓ પાસે માગનારા અલ્પ મતિ છે ને મારી પાસે માગવા આવનારા આર્ત્ત ને અર્થી પણ ઉદાર છે.' આ ગીતાનાં વચનો લગભગ સર્વને માન્ય છે ને તેજ અભિપ્રાયથી દ્વારકાધીશ, જગદીશ,

બદ્રિનાથ ને શ્રીનાથજીની સર્વે જય પોકારે છે. બ્રાહ્મણો તો સૂર્યમાં પણ નારાયણને, યજ્ઞમાં પણ નારાયણને તથા ગાયત્રીના ધ્યાનમાં પણ નારાયણને ધ્યાય છે; ગીતામાં 'ॐ इत्येकाक्षर ब्रह्म व्याहरन् मामनुस्मरन्–ॐ એમ એકાક્ષરરૂપ મારૂં બ્રહ્મનું ઉચ્ચારણ કરતો તથા સ્મરણ કરતો મનુષ્ય પરમ ધામને પામે છે.' એમ કહી કંઇ ન બને તો માત્ર ૐકારનું જ સ્મરણ તથા ઉચ્ચારણ કરવા સૂચવ્યું છે, કદાચ એમાં ત્રણ અક્ષરો ગણી તે પણ ન બોલી શકાય તો તે ત્રણ અક્ષરોમાંના પહેલા 'अ'કારનું જ ઉચ્ચારણ બસ છે. કેમકે 'अकारो वै विष्णु'–'अ'કાર તે વિષ્ણુજ છે' અને 'अक्षराणामकारोऽस्मि' અક્ષરોમાં 'अ'કાર તે હુંજ છું' આ વચનો કેટલી સગવડ આપે છે? કહેવાનું તાત્પર્ય એજ છે કે જગતનું કારણ તથા આધાર શ્રીહરિ–નારાયણ–શ્રીકૃષ્ણજ છે. 'अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः। અને તેથીજ હું લોકમાં તથા વેદમાં પુરુષોત્તમ તરીકે પ્રસિદ્ધ થયો છું.' આ વાતને તે પ્રભુનાજ અવતાર નારદ, વ્યાસ, કપિલ તો માને જ છે પણ ભીષ્મ, વિદુર આદિ મહાપુરુષો તથા છેક પ્રહ્લાદ, પરાશર સુધીના તત્ત્વવેત્તાઓ પણ પોતાને 'भागवत'–ભગવદ્ધર્મનિષ્ઠ જણાવીને એ વાત કબૂલ કરે છે; ને તેજ આ ભાગવત ધર્મ છેઃ—

स्वयंभूर्नारदः शंभुः कुमारः कपिलो मनुः।
प्रह्लादो जनको भीष्मो बली वैयासकिर्वयम्॥
द्वादशैते विजानीमो धर्मं भागवतं भटाः॥

'બ્રહ્મા, નારદ, શંકર, કાર્તિકસ્વામી, કપિલ, મનુ, પ્રહ્લાદ, જનક, ભીષ્મ, બલી શુકદેવ અને અમે–એમ બાર જણા ભાગવત ધર્મને જાણીએ છીએ,' અને—

अर्थपञ्चकतत्त्वज्ञाः पंचसंस्कारसंस्कृताः ।
आकारत्रयसंपन्ना महाभागवताः स्मृताः ॥

'પાંચ અર્થોના તત્ત્વને જાણનારા, પાંચ સંસ્કારોથી સંસ્કાર પામેલા ને ત્રણ આકારથી યુક્ત હોય તેઓ મહાભાગવત કહેવાય છે,' તેજ આ ભાગવત મહાપુરુષોની વ્યાખ્યા ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ—

येषां त्वंतगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥

'જે પુણ્યકર્મ કરનારા મનુષ્યોનાં પાપ નાશ પામ્યાં હોય છે તેઓ રાગદ્વેષ આદિ જોડકાંના મોહથી મુક્ત થઈ દ્રઢ વ્રતધારી થઈને મને ભજે છે.' તેમાં ' चतुर्विधा भजन्ते माम् '—, ચાર પ્રકારના મનુષ્યો મારૂં ભજન કરે છે—આર્ત્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી ને જ્ઞાની; તેમાં ' ज्ञानी त्वात्मैव मे मतः । જ્ઞાની ભક્તને તો મેં મારો આત્માજ માન્યો છે.' 'मम प्राणा हि पांडवाः । પાંડવો મારા પ્રાણ છે.' આમ પોતાનું ભજન કરનારને ભગવાન પોતાના પ્રાણ માને છે-તેઓને પોતાના પ્રાણ જેવો પ્રિય ગણે છે. ' મને હરિજન વ્હાલા ' તેનું કારણ—

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

' મારા સર્વ તે ભકતોમાં જ્ઞાની ભક્ત સૌથી ચઢિયાતો છે. કારણકે તે નિત્ય મારામાં જોડાઇ રહે છે ને કેવળ ભક્તિજ કર્યા કરે છે. એથી જ્ઞાનીને હું પ્રિય છું ને મને તે જ્ઞાનિ અત્યંત પ્રિય છે.' આ પ્રમાણે જ્ઞાની ભક્તનું મહત્ત્વ ભગવાન પોતે છે. કેમકે તે એકનેજ બસ ગણવા, એકનેજ વશ કરવા, એમાંજ

સર્વ અર્થ સમજવા; બીજે માર્ગે જવુંજ નહિ, ને તેજ પોતાને અતિ પ્રિય હોઇને એજ પરમફળ આનંદઘન-અનંતને પરમ આરાધ્ય તે માને છે. આ ઉપરથી ભગવાન એ જણાવે છે કે, ‘ नाहं वेदैर्न तपसा न दानेन चेज्यया ’—વેદો ભણવાથી, તપ, દાન કે યજ્ઞો કરવાથી હું મળી શકતો નથી; પણ ‘ भक्त्या लभ्य-स्त्वनन्यया–કેવળ અનન્ય ભક્તિથીજ હું મળી શકું છું.’ અર્થાત્ વેદ, દાન, તપ, યજ્ઞ વગેરેનાં ફળ પરિમિત છે ત્યારે ‘ भक्तिरव्यभिचारिणी–વ્યભિચાર વિનાની ભક્તિ તેજ અપરિમિત ફળ આપનારી છે. ‘ गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत्–આ ભક્તિથીજ તે સર્વની ગતિ, પોષક, પ્રભુ, સાક્ષી, સર્વના નિવાસસ્થાન, શરણુ ને મિત્ર એવા તે શ્રીહરિજ મારા થાય છે. એટલા માટેજ ભગવાન શંકરાચાર્ય કહે છે—‘गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम्–ગીતાસહસ્ર નામ ગાવા યોગ્ય છે અને લક્ષ્મીપતિનું રૂપ નિરંતર ધ્યાન કરવા યોગ્ય છે.’ વળી શ્રીશંકરાચાર્યે પોતાની ગાદીઓ પણ શ્રીહરિનાં દિવ્ય ધામો-જગન્નાથ, બદ્રિનાથ, દ્વારકા વગેરેમાં સ્થાપી છે. કેમકે તે પૂજ્ય મહાપુરુષોએ આ સાર લીધો છે કે, ‘ જો એક વશ થાય, તો તે એક બસ થાય.’

तेषां मुक्तिश्च भुक्तिश्च भविष्यति न संशयः ॥'

'શ્રીરામ, રામ' એ પ્રમાણે જે મનુષ્યો નિત્ય જપે છે તેઓને અવશ્ય ભોગ-વૈભવ તથા મોક્ષ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે શ્રીરામ નામના જપનું ફળ શંકર ભગવાને દેવી પાર્વતી સમક્ષ સ્પષ્ટ દર્શાવ્યું છે તેમજ શારીરિક સર્વ સંકટો દૂર કરવા માટે 'सर्वव्याधिविनाशनं विष्णुपादोदकम्' વિષ્ણુના ચરણનું પાણી-ગંગાજળ સર્વ રોગોને નાશ કરનાર પ્રસિદ્ધ છે; અને શારીરિક તથા માનસિક શુદ્ધિ માટે 'यः स्मरेत् पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः । જે મનુષ્ય કમળ સમાન નેત્રોવાળા વિષ્ણુ ભગવાનનું સ્મરણ કરે છે તે બાહ્ય-આભ્યંતર પવિત્ર થાય છે' એમ ચોક્કસ જણાવવામાં આવ્યું છે. તેમજ સામાન્ય રીતે સર્વ કોઇ શ્રીશંકરાચાર્યનું આ વચન બોલે છે-'औषधं जाह्नवीतोयं वैद्यो नारायणो हरिः'-ગંગાનું પાણી તે ઔષધ છે અને નારાયણ શ્રીહરિ વૈદ્ય છે. એટલે તાત્પર્ય એજ નીકળે છે કે 'કાં અનેક પંથે ધાય, એકથી બધું સધાય.' દૃષ્ટાંતો માટે અમારાં પદોનું અહીં સ્મરણ કરાવવું ઠીક પડશે, પણ તે પ્રભુનાજ શબ્દો ભગવદ્‌ગીતામાં આ પ્રમાણે મળે છે-'वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदांतकृद् वेदविदेव चाहम्-સર્વ વેદોથી જાણવા યોગ્ય હું છું', વેદાંતનો રચનાર તથા વેદોનો જાણનાર પણ હુંજ છું.' આમ વેદોના રહસ્યરૂપ તથા વેદાંતશાસ્ત્રના કર્તા તથા જ્ઞાતા પણ તેજ એક છે. બીજા દેવોનું આરાધન કરવાથી શું વળે તેમ છે? તેઓ તો બધાય બ્રહ્માનો એકજ દિવસ પૂરો થતાં વિનાશ પામે છે; બ્રહ્મા પોતે હાલ એકાવનમા વર્ષમાં છે; તેમનાં સો વર્ષો પૂરાં થતાં તેમનો પણ વિનાશ થાય છે; એટલે તેમનું સ્થાન પણ અંતે નાશવંતજ છે; તેજ વાત ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે કેઃ—

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

'હે અર્જુન! બ્રહ્માના લોક સુધીના સર્વ લોકો પુનરાવૃત્તિવાળા છે-પુનર્જન્મ પામે છે; હે કુંતાપુત્ર ! માત્ર મને પામીને પુનર્જન્મ રહેતો નથી.' માટે 'मत्प्रसादात् परा शांति स्थानं प्राप्स्यसि शाश्वतम्–મારી કૃપાથીજ તું પરમ શાંતિ તથા શાશ્વત સ્થાન પ્રાપ્ત કરીશ.' તે શાશ્વત સ્થાન કયું તો, 'यद् गत्वा न निवर्तंते तद् धाम परमं मम–જેને પામીને કદી પાછા ફરતા નથી તે મારૂં પરમ ધામ છે, જેને 'निरंजन परमसाम्यम्–માયાના લેપ વિનાનું', સર્વથી પર અને અતુલ કહેવામાં આવે છે' તે વિષ્ણુનું પરમપદ પ્રાપ્ત કરવાનો માર્ગ અહીંથીજ ચાલુ થાય છે. એકસો ને એકમી નાડીથી નીકળીને અર્ચિરાદિ માર્ગે થઈને શુક્લ ગતિએ બ્રહ્માંડની ઉપર આવેલ વિરજાથી પણ આગળ તે પરમપદ આવેલું છે, જ્યાં લઈ જવા માટે 'अमानवः पुरुषः' એક દિવ્ય પુરુષ સાથે આવે છે અને ત્યાં ગયેલો આત્મા 'स्वस्वराड् भवति —સ્વયં પ્રકાશ–સંપૂર્ણ પોતાની શક્તિઓથી વિરાજમાન થાય છે,' અને 'सोऽश्नुते सर्वान कामान् सह ब्रह्मणा –તે પરમપદને પામેલો યોગી બ્રહ્મની સાથે સર્વ કામોને પ્રાપ્ત કરે છે અને તેના સર્વ અર્થ સિદ્ધ થાય છે.' આવો એકજ નિર્ણય પ્રસ્થાનત્રયી–ગીતા, બ્રહ્મસૂત્ર તથા ઉપનિષદોનો સર્વસંમત છે. છેવટે વેદવ્યાસે તો આજ સારાંશ જાહેર કર્યો છે કેઃ—

अलोड्य सर्वशास्त्राणि विचार्य च पुनः पुनः ।
इदमेकं सुनिष्पन्नं ध्येयो नारायणः सदा ॥

'સર્વ શાસ્ત્રો વલોવીને તથા વારંવાર વિચારીને આ એકજ

વસ્તુ સારી રીતે સિદ્ધ કરવામાં આવી છે કે, સદા શ્રીનારાયણનું ધ્યાન કરવું.' વળી તેજ વ્યાસ દેવ બીજે પણ આ શ્લોક સિદ્ધાંતરૂપે લખે છેઃ—

एष निष्कंटकः पन्था यत्र संपूज्यते हरिः ।
कुपथं तं विजानीयाद् गोविंदरहितागमम् ॥

'જેમાં શ્રીહરિનું પૂજન કરાય છે તે નિષ્કંટક માર્ગ છે અને શ્રીગોવિંદરહિત શાસ્ત્રને કુમાર્ગ જાણવો.' આ વચનની પુષ્ટિમાટે શંકરાચાર્ય કહે છે-' सकृदपि यस्य मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चा-એક વાર પણ જેણે શ્રીમુરારિ ભગવાનની પૂજા કરી હોય છે તેની વાત શુ યમદેવ કરી શકે ?' ' त ससारध्वांत-विनाश हरिमीडे-સંસારરૂપ અધકારનો નાશ કરનાર તે શ્રીહરિની હું સ્તુતિ કરૂં છું,' આ વચનો શ્રીહરિનેજ પૂજ્ય તરીકે દર્શાવવાને પૂરતાં છે અને સૌ કોઈ વસ્તુત: તેમનેજ પૂજે છે. છતાં જેઓ આ પદનો બરાબર અમલ કરતા નથી તેઓ પ્રત્યે પ્રાર્થના છે કે—

જો એક વશ થાય તો, તે એક બસ થાય;
કાં અનેક પથે ધાય, એકથી બધું સધાય.

આપણાં શાસ્ત્રો એકેશ્વરવાદી છે, માત્ર એક નારાયણનેજ ઉપાસ્યતરીકે દર્શાવે છે, અને તે અતિશય યોગ્ય ને સત્ય છે. સર્વેશ્વર તો એકજ હોય, તેથી આપણે એકજ સર્વેશ્વરને માનીએ છીએ અને તેમની આજ્ઞાથીજ અન્ય દેવો, ઋષિઓ, પિતૃઓ, મનુષ્યો, પશુઓ, ગાયો, પીપળો, શિલા, કાષ્ઠ વગેરેનું પૂજન કરીએ છીએ, પણ સિદ્ધાંત તો આજ જાળવીએ છીએ- 'ॐ तत् सत् इति निर्देश '-જો એક વશ થાય તો તે એક બસ થાય.

અનેક જાતની કામનાઓ માટે લોકો અનેકનુ સેવન કરે છે અને તેથી સૌને ઈષ્ટ મળે છે; પણ અમારો તો આજ પ્રશ્ન છે કે, 'કાં અનેક પથે ધાય, એકથી બધું સધાય.' શ્રીબળરામ તથા શ્રીકૃષ્ણ બીજા દેવોની સમાન હશે, આવી ભ્રાંતિ બ્રહ્માને પણ થઈ છે એવી કથા શ્રીમદ્‌ભાગવતમાં છે, તેમજ દશરથ રાજાએ શ્રીરામચંદ્રને નજ ઓળખ્યા, એવી વાત રામાયણમા વિસ્તારથી છે. પણ એક વેળા સૂર્યગ્રહણના પ્રસંગે આખુંય વૃંદાવન તથા દ્વારકા એકત્ર થયેલ છે અને ત્યાં શ્રીકૃષ્ણ પધાર્યા છે તે વેળા 'હવે પ્રભુ થોડા સમય માટેજ પૃથ્વી પર પ્રકટ રહેવાના છે' એમ જાણી-

## સાખી

કૃષ્ણરામને મળવા આવ્યા, સર્વોત્તમ ઋષિરાય,
દ્વૈપાયન નારદ દેવલ ને અસિત ચ્યવન શુચિકાય.
વિશ્વામિત્ર ભૃગુ ને ગાલવ, શતાનંદ ને રામ,
ભારદ્વાજ વશિષ્ટ પુલસ્ત્ય અત્રિ કશ્યપ તપધામ.
માર્કંડેય બ્રહસ્પતિ દ્વિત ત્રિત એકલ અગસ્ત્ય સ્વામી,
યાજ્ઞવલ્કય વામદેવ આદિ, સર્વ શુચિ નિષ્કામી.
તેમણે જે સ્તુતિ કરી તે આ પ્રમાણે—

## દીંડી

જેની માયાથી રહ્યા અમે મોહી કરે નર ચેષ્ટા કળે કેમ કોઈ;
એજ જગ કર્તાહર્તા અવિનાશી,એજ છે શ્રીવૈકુંઠના નિવાસી.
એજ પ્રકટ્યા છે ભૂપર અઘહારી, દુષ્ટ મારે,લે નિજજનનેતારી;
જેનુ ધ્યાનધરે બ્રહ્મા શિવઆદિ,તેજ કૃષ્ણચંદ શ્રીપતિઅનાદિ.
'વેદ જેને અચિંત્ય ઇશ ભાખે,તે દીઠા અમે આજ આવી આંખે;
આજ તપો ધર્મકર્મ કૃપાનાથ,ધર્મઅર્થ કામ મોક્ષ છે તું તાત.
નથી ઓળખતા આ યાદવ કોઈ, માયા પડદો છે શકે કેમ જોઈ;
રવિ વાદળની ઓથમાં છુપાય, તેમ તું સર્વને પૂરો ના જણાય.

શ્રીચરણકમળ હૃદે ઉતારી, ધ્યાન ધરી તે પકવો અસુરારી;
ભક્તને લ્યો છો કરૂણાથી તારી,તેમ લેજો અમ સર્વને ઉગારી.

આ પ્રમાણે શ્રીમદ્‌ભાગવતના પ્રમાણથી સર્વશાસ્ત્રના નેતાના મત પ્રમાણેજ અમે અહીં કહ્યું છે કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' કદાચ કોઇને શ્રીમદ્‌ભાગવત તો એક પુરાણ છે એવો વહેમ આવે તો શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં અર્જુન પણ તેજ વાતની સાક્ષી પૂરે છે. તેમણે મહર્ષિઓ પાસેથી સાંભળીને જે સ્મરણમાં રાખ્યું હતું તેજ શ્રીકૃષ્ણ સમક્ષ કહ્યું છે —

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥
सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन् व्यक्तिं विदुर्देवा न दानवाः ॥
स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥
वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥

હે ભગવન! આપ પરબ્રહ્મ છો, પરમ પવિત્ર પરમધામ છો, આપનેજ સર્વ ઋષિઓ દેવર્ષિ નારદ, અસિત, દેવલ તથા વેદવ્યાસ સનાતન પુરુષ, દિવ્ય આદિદેવ અને સર્વવ્યાપક કહે છે, તેમજ આપ પોતે પણ તેજ મને કહો છો હે કેશવ! આપ જે કંઇ કહો છો તેને હું સત્ય માનું છું, કેમકે આપના સ્વરૂપને દેવો તથા દાનવો જાણી શકતા નથી. હે પુરુષોત્તમ!

તમે પોતેજ પોતાના સ્વરૂપને જાણી શકો છો; પ્રાણીમાત્રના આપ રક્ષક છે; ઈશ્વર છો, દેવોના પણ દેવ છો અને જગતના પતિ–પાલક છો; આમ સર્વ કંઇ આપનાજ સ્વાધીન ને સર્વના તો આપજ સ્વામી છો તો 'કાં અનેક પથે ધાય, એકથી બધું સધાય,' તેનું કારણ પણ આજ છે કે જે દિવ્ય વિભૂતિઓ વડે આપ આ લોકમાં વ્યાપીને રહ્યા છો તે પોતાની સમગ્ર દિવ્ય વિભૂતિઓ મને કહેવાને આપ યોગ્ય છો, એમ વિભૂતિજ્ઞાનની અર્જુને પ્રાર્થના કરી છે; કારણકે તેથી જાણી શકાય કે આ આ જગતમાં જે કંઇ વિશેષ તત્ત્વવાળો પદાર્થ છે તે વસ્તુતઃ શું છે? અર્થાત્ સર્વમાં જે જે વિશેષતા છે તે પણ એ પરમાત્માનીજ, એ પરમેશ્વરથકીજ પ્રાપ્ત થયેલ છે; તેમજ 'આ બધું બ્રહ્મ છે,' 'આ આત્મા બ્રહ્મ છે,' 'હું બ્રહ્મ છું,' 'તું તે છે' ઇત્યાદિ શ્રુતિવાક્યો સર્વ બ્રહ્મનું, બ્રહ્મને વશ, બ્રહ્મને લીધે જ, એમ જે કહે છે તે પણ સમજાય છે; અને તે માટેજ ગીતાના દશમા અધ્યાયમાં ભગવાને પોતાની વિભૂતિઓનું વર્ણન કરી અગીયારમા અધ્યાયમાં પ્રત્યક્ષ બતાવેલ છે. આ વસ્તુને જે બરાબર સમજે તેને બીજા દેવો કયાં ને શ્રીહરિ કયાં? એનું સંપૂર્ણ જ્ઞાન થઈ જાય; ને તે પછીયે પણ જણાઇ જાય કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' ભગવદ્‌ગીતાની સમાપ્તિમાં સંજય શું કહે છે? 'यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम – જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધર અર્જુન હોય છે ત્યાં લક્ષ્મી, વિજય, સંપત્તિ તથા નીતિ અચળ રહે છે, એવું મારૂં માનવું છે.' આમ કહ્યા છતાં તે વાત ધૃતરાષ્ટ્રના ધ્યાનમાં ન આવી, ને પોતાના ઘરમાં જ અનર્થ થતો ન અટકાવ્યો, તો છેવટે પરિણામ શું આવ્યું? પાછળથી વગર છૂટકે માનવું પડયું. એજ પ્રમાણે બીજાઓને પણ સંશય

રહેતો હોય તો ભલે રહો; આ પ્રસંગ શ્રીમદ્ભાગવતમાં જોવા જેવો છેઃ—

'ગોરમા ગણુપત લાગુ પાય' એ રાગની ગરબી

દેખી મુનિવર તણો સમાજ, અનુપમ આ જગેરે લોલ;
સાધ્યો શ્રી વસુદેવે લાગ, પુછ્યું લાગી પગેરે લોલ;
એવું કયું કર્મ મુનિનાથ, કર્મ જેથી બળેરે લોલ;
સુણતાં નારદજી આ વાત, હસી કહે તે પળેરે લોલ;
આ વસુદેવ હજી પણ ચિત્ત, ખરૂં નથી જાણતારે લોલ;
કેશવ તો છે મ્હારા પુત્ર, એમ ઉર આણતારે લોલ;
ગંગાને તીરે વસનાર, તીર્થને ખોળતા રે લોલ;
એવી વાત આજ આ ભાત, જ્ઞાનહીણ બોલતારે લોલ;
કર્મ સમસ્ત તણા હણનાર જગતપતિ ખાસ છેરે લોલ;
તોપણ કરવા બીજા ધર્મ ધરી ઉર આશ છે રે લોલ.

તેથી તેમની પાસે યજ્ઞ કરાવ્યા; જેમાં વ્રત, તપ, દાન આદિ ખૂબ થયાં 'ત્યારે મનના મળ ગયા' ને તેથી પછી પ્રભુને 'એવા લહ્યા ને એવા ચહ્યા' કે એમનાજ શ્રીભાગવત માંહેના બોલ આ રહ્યાઃ—

'પુનમે અમને' એ રાગની ગરબી

અતિ વિનયથી વસુદેવ વદ્યા વાણ, હે રામ હરિ;
મુનિવચને મુજને પુરણ પડી પિછાણ, હે બળરામ હરિ.
મૂઢ ભાવથી પુત્રો તમને જાણ્યા, હે રામ હરિ;
સંશય જઇ હવેજ ખરા પિછાણ્યા; હે બળરામ હરિ.

ઇત્યાદિને તેથી તેમનું કામ પણ થયું એટલે ઠર્યું કે કોણ? 'જે એક વશ' એ માટે નીચેના પદો ગાઇએ.

તમે પોતેજ પોતાના સ્વરૂપને જાણી શકો છો; પ્રાણીમાત્રના આપ રક્ષક છો; ઈશ્વર છો, દેવોના પણ દેવ છો અને જગતના પતિ–પાલક છો; આમ સર્વ કંઇ આપનાજ સ્વાધીન ને સર્વના તો આપજ સ્વામી છો તો 'કાં અનેક પથે ધાય, એકથી બધું સધાય,' તેનું કારણ પણ આજ છે કે જે દિવ્ય વિભૂતિઓ વડે આપ આ લોકમાં વ્યાપીને રહ્યા છો તે પોતાની સમગ્ર દિવ્ય વિભૂતિઓ મને કહેવાને આપ યોગ્ય છો, એમ વિભૂતિજ્ઞાનની અર્જુને પ્રાર્થના કરી છે; કારણકે તેથી જાણી શકાય કે આ આ જગતમાં જે કંઇ વિશેષ તત્ત્વવાળો પદાર્થ છે તે વસ્તુતઃ શું છે? અર્થાત્ સર્વમાં જે જે વિશેષતા છે તે પણ એ પરમાત્માનીજ, એ પરમેશ્વરથકીજ પ્રાપ્ત થયેલ છે; તેમજ 'આ બધું બ્રહ્મ છે,' 'આ આત્મા બ્રહ્મ છે,' 'હું બ્રહ્મ છું,' 'તું તે છે' ઇત્યાદિ શ્રુતિવાક્યો સર્વ બ્રહ્મનું, બ્રહ્મને વશ, બ્રહ્મને લીધે જ, એમ જે કહે છે તે પણ સમજાય છે; અને તે માટેજ ગીતાના દશમા અધ્યાયમાં ભગવાને પોતાની વિભૂતિઓનું વર્ણન કરી અગીયારમા અધ્યાયમાં પ્રત્યક્ષ બતાવેલ છે. આ વસ્તુને જે બરાબર સમજે તેને બીજા દેવો કયાં ને શ્રીહરિ કયાં? એનું સંપૂર્ણ જ્ઞાન થઈ જાય; ને તે પછીયે પણ જણાઇ જાય કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' ભગવદ્ગીતાની સમાપ્તિમાં સંજય શું કહે છે? 'यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः। तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम – જયાં યોગેશ્વર શ્રીકૃષ્ણ અને ધનુર્ધર અર્જુન હોય છે ત્યાં લક્ષ્મી, વિજય, નીતિ અચળ રહે છે, એવું મારૂં માનવું છે.' આ વાત ધૃતરાષ્ટ્રના ધ્યાનમાં ન આવી, ને પોતાના થતો ન અટકાવ્યો, તો છેવટે પરિણામ શું આ વગર છૂટકે માનવું પડયું. એજ પ્રમાણે બીજારે

સ્થિતિ કરવી જોઈએ, એવી ભગવાનની આજ્ઞા છે. કારણકે—

उर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥

'સત્ત્વગુણમાં સ્થિતિ કરનારાઓ સ્વર્ગાદિ ઉપરના લોકમાં જાય છે, રજોગુણનો આશ્રય કરનારાઓ વચ્ચે મનુષ્ય લોકમાં રહે છે અને જઘન્ય–તમોગુણમાં રહેનારા તામસ પ્રાણીઓ નરકાદિ અધોલોકમાં જાય છે.' અર્થાત્ સત્ત્વગુણથી ઉન્નતિ, રજોગુણથી મધ્યમ સ્થિતિ ને તમોગુણથી અવનતિ સધાય છે; તેનું પણ કારણ—

सत्वात् संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥

સત્ત્વગુણથી જ્ઞાન, રજોગુણથી લોભ અને તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ત્રણ ગુણો પૈકી જે જે જેને પસંદ પડે છે તેમાં મુખ્યત્વે શરીરના બંધારણ પર આધાર રહે છે. શરીરમાં જેવું મન તેવી શ્રદ્ધા થાય છે. મનમાં ત્રણ ગુણોમાંથી જેનું પ્રાધાન્ય હોય તેવી તેની પસંદગી થાય છે. કારણકે મનદ્વારાજ અંદરની આત્મશક્તિ અથવા જ્ઞાનશક્તિ બહાર આવે છે. જેમ લાલ, લીલો, પીળો વગેરે જેવો કાચ હોય તેવો તેમાંથી લાલ, લીલો, પીળો થઈને પ્રકાશ બહાર આવે છે, તેમજ મનદ્વારા આત્મપ્રકાશ સત્ત્વ-ગુણી, રજોગુણી તથા તમોગુણી બને છે. આ કાચના દૃષ્ટાંતમાં તો વસ્તુ એકજ પ્રકારની–લાલ, લીલી, પીળી થાય છે ત્યારે

'લટકાળો શ્રી' એ રાગ

જેનું હરિમાં મન ખુચ્યું છે, તેને કામ અવરનું શું છે રે.
રાજા દેવો ઋષિ અને દાસો, એની માયાનો એ છે તમાશો;
તેનાં ખાસા થવાનું માગ્યું છે રે, તેને કામ અવરનું શું છે!
જીવો સમ એને વશ મૂળે, એની દીધી મ્હોટાઇમાં ભૂલે;
જે છે તે એ એકજ ધણીનું છે રે, તેને કામ અવરનું શું છે!
જેની જન્મથી દ્રષ્ટિ છે ઉંધી, દેવે લેખે ન વાત તે સુધી,
સાચી ધારીને સત્ય લહ્યું છે રે, તેને કામ અવરનું શું છે!
કોઈ કહેતાંવેંત કબૂલે છે, કોઈ થાકયા પુઠે તે ગ્રહે છે;
અંતે વિજયી, ને નિત્ય ચહ્યું છે રે, તેને કામ અવરનું શું છે!
ઠામે ઠામે ઠામે ઠામે, ગ્રેમ પામે એમાં જામે;
અનુ તાતે ભાગ્ય ખોટયું છે રે, તેને કામ અવરનું શું છે!

બહુ દેવને માનનાર પ્રત્યે—

પદ-'મનમોહન' એ રાગ

તમે ડાહ્યાં હશો બાઇ ભાઈ, અમે તો છે એકજ વાત સાહી;
ઝાઝા છે દેવો, ભલે તેને સેવો, એકે રીઝયા છે ધરાઈ! ત૦
સહુનું ચાલે સહુ ચાહ્યું આલે, કોની મૂળ પ્રભુતાઈ! ત૦
સૌને સરખા અંતે શું પરખ્યા, શું એકની ના સરસાઈ! ત૦
તેત્રીશ કોટી પદવી ઈન્દ્ર મોટી, વાત શું ખોટી ગણાઇ! ત૦
ત્રણ પથે એક જાય શી રીતે, સોચો પહોંચે, તે કયાંહી! ત૦
એકમાં અવરને ભેળો અનુ તો એજ તો ગાડી મેં ગાઇ! ત૦

સૃષ્ટિમાં સર્વ પદાર્થો ત્રિગુણાત્મક છે, ગુણ-કર્મના વિભાગ પ્રમાણે આખીય સૃષ્ટિ ત્રણ ગુણમય છે, એમ કહેવામા લેશ પણ વાધો નથી. ગીતામા ત્યાંસુધી કહ્યું છે કે, 'त्रैगुण्यविषया वेदा'-વેદોનો વિષય પણ ત્રિગુણાત્મકજ છે, પણ તેમાં જેમ અને તેમ 'नित्यसत्त्वस्थ'-હમેશાં સત્ત્વગુણમાંજ

સ્થિતિ કરવી જોઇએ, એવી ભગવાનની આજ્ઞા છે. કારણકે—

ऊर्ध्वं गच्छंति सत्वस्था मध्ये तिष्ठंति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥

'સત્ત્વગુણમાં સ્થિતિ કરનારાઓ સ્વર્ગાદિ ઉપરના લોકમાં જાય છે, રજોગુણનો આશ્રય કરનારાઓ વચ્ચે મનુષ્ય લોકમાં રહે છે અને જઘન્ય-તમોગુણમાં રહેનારા તામસ પ્રાણીઓ નરકાદિ અધોલોકમાં જાય છે.' અર્થાત્ સત્ત્વગુણથી ઉન્નતિ, રજોગુણથી મધ્યમ સ્થિતિ ને તમોગુણથી અવનતિ સધાય છે; તેનું પણ કારણ—

सत्वात् संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥

સત્ત્વગુણથી જ્ઞાન, રજોગુણથી લોભ અને તમોગુણથી પ્રમાદ, મોહ તથા અજ્ઞાન ઉત્પન્ન થાય છે. આ ત્રણ ગુણો પૈકી જે જે જેને પસંદ પડે છે તેમાં મુખ્યત્વે શરીરના બંધારણ પર આધાર રહે છે. શરીરમાં જેવું મન તેવી શ્રદ્ધા થાય છે. મનમાં ત્રણ ગુણોમાંથી જેનું પ્રાધાન્ય હોય તેવી તેની પસંદગી થાય છે. કારણકે મનદ્વારાજ અંદરની આત્મશક્તિ અથવા જ્ઞાનશક્તિ બહાર આવે છે. જેમ લાલ, લીલો, પીળો વગેરે જેવો કાચ હોય તેવો તેમાંથી લાલ, લીલો, પીળો થઇને પ્રકાશ બહાર આવે છે; તેમજ મનદ્વારા આત્મપ્રકાશ સત્ત્વ-ગુણી, રજોગુણી તથા તમોગુણી બને છે. આ કાચના દૃષ્ટાંતમાં તો વસ્તુ એકજ પ્રકારની-લાલ, લીલી, પીળી થાય છે, ત્યારે મનદ્વારા તો સર્વ વસ્તુ ત્રણ પ્રકારની-ત્રિગુણાત્મક બને છે; એટલે જેનું જેવું મન તેવું તેને ગમે છે. આ વસ્તુ ધ્યાનમાં રાખીને આચરણ કરવું.

૫૬

તામસ રાજસ સાત્ત્વિક શું છે એ જ બરાબર જાણો રે,
ત્રણ નવ સરખા ચઢ ઉતરતાં, શ્રેષ્ઠને શું ન પિછાણો રે;
જેવાને તેવાજ ગમે છે, ભોગ, ક્રિયાને દેવો રે,
શાસ્ત્ર પ્રમાણે વિધિ કર્યેથી, ફળે તેમની સેવા રે.

( પણ પરિણામમાં ફેર. )

તમનું ફળ અજ્ઞાન રજતણું, શ્રમ સત્ત્વે સુખ થાતું રે,
કેવળ સાત્ત્વિકને અવલંબી, જ્ઞાની શુદ્ધ થવાતું રે;
માટે અનુ તમ રજ ગુણી દવ્યે, કર્મ દેવને નમીને રે,
સાત્ત્વિક શ્રીપતિ ચરણ સેવમાં, માત્ર રહું વિરમીને રે.

હું તો મારૂં કહું અને તે પર ઇતિહાસ પુરાણ જોવાનો સાર એજ આવ્યો કે—

૫૬-'લટકાળો' એ રાગ

કરી જાણ્યું તેણે ખરૂં કામ છે,જેણે કીધા સ્વામી શ્રીરામછેરે.
તપ હિરણ્ય સમ કોણ કરશે, વર એવા પ્રબળ કોણ વરશે;
હરિ વિના ઠર્યું તે ન કામ છે રે. કરી૦
કરણ દાનીના નામે ગવાયો, સુઓ શુદ્ધ બની રઘવાયો;
પામ્યો પુંઠે ન નિત્ય મુકામ છેરે. કરી૦
યોગી મચ્છેન્દ્ર ગોરખ ક્યાં છે, ગોપીચંદ ભર્તૃહરિ ત્યાં છે?
ખુદ્દ ખોવાયા ખાલી નામ છેરે. કરી૦
ભણ્યો રાવણ વ્યાકરણ ભાખ્યું, બળે એનાથી ત્રિલોક થાક્યું;
યજ્ઞ સેવ ક્યાં ખોયું તમામ છેરે. કરી૦
બૃહસ્પતિની હદ છે બુદ્ધિ, મત ચાર્વાક વાતજ ઉંધી;
તેમ વરતે તો નરકજ ઠામ છેરે. કરી૦
ધન કન્યા ને કર્ક કર્યાં ભેળાં, સાત કિલ્લાએ રક્ષી રાખેલાં;
મુકી સૌને મુઓ એજ ઠામ છેરે. કરી૦

કંસ કંપ્યા કર્યો વર્ષ બારે, તોયે અંતે મુઓ એજ દ્વારે;
ચેત્યું ચેતાવ્યું આવ્યું ન કામ છેરે. કરી૦
જરાસંઘે જબર સેન રાખ્યું, લઢી લઢી ખપાવી નાંખ્યું;
કૌરવોનો દબાયો દમામ છેરે. કરી૦
ધ્રુવાસને એ ધ્રુવ પસ્તાયા, ચિરંજીવી ઋષિ ગભરાયા;
અજે પળે ન પામે આરામ છેરે. કરી૦
અનુ ટૂંકે પંથે લાભ મોટો, ટૂંકે શ્રમે ફળે નવ ટોટો;
પૂર્ણ થાય સેવે પૂર્ણ કામ તેરે. કરી૦

અંતે નિશ્ચય એજ કે:—

'જો એક વશ થાય, તો તે એક બસ થાય'—ઇત્યાદિ.

## શ્રી તુકારામ ને વિઠોબા—આખ્યાન

પદ

જો એક વશ થાય, તો તે એક બસ થાય;
કાં અનેક પથે ધાય, એકથી બધું સધાય.

બસ, એકજ ઇષ્ટદેવ હોવો જોઇએ; એકજ માર્ગે જવું જોઈએ; એકથીજ સર્વ સિદ્ધ થઇ શકે છે.

એકજ દેવ કરો, એક પથે વિચરો,
અનુ એકને એકજ વરો, ઠરો સભાગી સદાય જો.

આ સંબંધે શ્રીતુકારામ બાવાનું ચરિત્ર દૃષ્ટાંતરૂપે ઠીક થઈ પડશે. એ ચરિત્ર જો કે ઘણુંજ મોટું છે, પણ તેમાંથી અહીં થોડોજ ભાગ પ્રાસંગિક લઇએ:—

### સાખી

ઘણું ગમે છે હરિજનના ગામનું નામ શુભ દેહુ;
પૂના પાસે આઠ કોસ ગામનું નામ શુભ 'દેહુ;'

સાતે પેઢી પૂર્વજ પવિત્ર, ભક્ત શ્રેષ્ઠ છે જાતે;
સાતે પેઢી ચાલી ભભકા ભેર શેઠ છે જાતે.

પરંતુ તેમની નામનિશાની આજ દિવસ સુધી કોનાથી રહી ? જેમણે ' એકને વશ કર્યા ' તેમનાથી.

સંવત પૂરા સોળસો પર પચાસ ગયા જવ ચાલી;
બ્હોલોબા કાન્હા શેઠ, સતી કનકાઈમા સુચાલી.
ચોવીસ વર્ષ એકાદશીઓ પંઢરપુર જઈ હરિ સેવ્યા;
ત્યારે પ્રકટ્યા પુત્ર પ્રતાપી સફળ થઈ હરિસેવા.

ભગવાનના ભક્ત જે કંઇ ઇચ્છે તે તેને તુરતજ પ્રાપ્ત થાય છે. કેમકે તે ' अनेकजन्म संसिद्धिः '–અનેક જન્મે સિદ્ધ થયેલો ભક્ત આ લોકની કામનાઓ પામે તેમાં કંઈ નવાઈ નથી; કેમકે તે તો છેવટે પરમગતિનોજ અધિકારી હોય છે. એમને ત્યાં પુત્ર જન્મ્યો તે—

દીંડી

જન્મથીજ તુકારામ બુદ્ધિમાન,
જરી કિલ્મીષ જેમની બુદ્ધિમાં ન;
ભણ્યા ગણ્યા બણ્યા યોગ્ય ચપળ ભારે,
મૂક્યો તાતે શિર કામતણો ભારે.

શિખરિણી

વરાવી નારી તે, અટકીજ ગઈ વા થકી તદા,
વરાવી બીજી તે, ધનિકની સુતા રૂપ ઉમદા;
હતાં ગાડી વાડી, હય પશુ દુકાનો અનુચરો;
ચલાવે છે ધંધો, પિતુ શિર છતાં આપ જબરો.

શાર્દૂલ

વર્ષો સોળ પૂરાં થતાં પિતુ અને, માતા તજીને ગયાં;

તે તો વિષ્ણુપદે હમેશ હરિને, હેતે ભજીને ગયાં;
સેવા કીર્તન નિત્ય થાતું ઘરમાં, જોયું હતું જન્મથી;
તેની છાપ પડી હતી ઉર પ્રતિ, વાધે જતી તે હતી. [પણ તેમાં]

જહાં કામ તહીં રામ નહિ, રામ નહિ તહિ કામ;
તુલસી દેનો ના બને, રવિ રજની એક ઠામ.

હવે પિતાનાં પ્રારબ્ધ પૂરાં થાય છે, ને ભક્તના ભાગ્યની શરૂઆત થાય છે. તેને માટે—

જો એક વશ થાય, તો તે એક બસ થાય.

જ્યાંસુધી બીજી ગડબડ હોય છે, લૌકિક સહાય હોય છે, ત્યાંસુધી શું ખબર પડે? તેથી ધીમે ધીમે તે દૂર થવા લાગી. બસ, હવે તો ભક્ત ને તેનું ભાવી-એ વચ્ચે બરાબર જામે છે. નરસિંહ મહેતાનો પુત્ર મરણ પામ્યો ત્યારે તેમણે ગાયું-'સુખે ભજશું.' એજ પ્રમાણે તુકારામે પણ ગાયું છે, તે અહીં ઉતારીએ છીએ. પોતાના હૃદય ઉપરના ભારને ઇશ્વર જેમ જેમ ઓછો કરતા ગયા તેમ તેમ તુકારામ કહેતા ગયાઃ—

અભંગ

બરેં ઝાલેં દેવા નિવાલે દીવાળે, બરી યા દુષ્કાળે પીડા કેલી;
અનુતાપેં તુઝેં રાહિલેં ચિંતન, ઝાલાહા વમન સંવસાર.

તેમને સંસારમાં લગાર પણ સ્વાદ જણાતો ન હતો. કારણકે આરંભમાં જ દેવાળું, તેના પર દુષ્કાળ અને તેમાં ગૃહવ્યવહાર ચલાવવો-તે ઘણું જ મુશ્કેલ હતું. તેમને તો એમજ થઇ ગયું કે, 'આમાં હું કયાં ફસાયો!?' આમ પશ્ચાત્તાપ કરતા તુકારામ પ્રભુશરણે રહેવા લાગ્યા; તેમને સંસાર ઊલટી જેવો જણાવા લાગ્યો. ઘરબાર માટે જુદીજ ગોઠવણ થઇઃ—

બરેં ઝાલેં દેવા બાઇલ કર્કશા, બરી હે દુર્દશા જનામધ્યે;

બરે' ઝાલા જગે પાવલો અપમાન, બરે ગેલે ધન ઢોરે ગુરે,
બરે' ઝાલે નહિ ધરીલી લોકલાજ, બરા આલો તુજશરણ દેવા.

આ કર્કશા મળી એટલે દિલાસા માટેની એ દિશા પણ બંધ પડી ગઈ, લોકોમાં પોતે કંગાલ ને મૂર્ખ કહેવાયા, પોતાની પાસે જે કઇ હતું તે બધુ ખલાસ થઇ ગયું, અને તેમાં વધુ એ પણ ઠીક થયું એમ તેમણે માન્યુ કે પોતે લોકલાજથી લેવાયા નહિ-લોકની પરવા કરી નહિ, છેવટે શ્રીપતિનુ શરણ ઉત્તમોત્તમ માની તેજ તેમણે સ્વીકાર્યું; તેમને વિઘ્ન કરે એવું એક પણ દ્વાર ખુલ્લુ ન હતું, ને સર્વ કોઇ તેમનાથી વિપરીત બન્યાં હતાં, એટલે પરાણે એકલા નિરાધાર સ્થિતિમાં પ્રભુશરણુજ તેમનો આધાર થઇ પડયુ. પ્રભુએ પણ તેજ આજ્ઞા કરી છે-' मामेकं शरण व्रज-એકલા મારે શરણે આવી જા,' ને ' सर्वधर्मान् परित्यज्य-સર્વ ધર્મોનો પણ પરિત્યાગ કરી દે. ' કેમકે પ્રભુ-શરણે ગયેલા માટે કોઇ કર્તવ્ય અવશેષ રહેતું નથી. તેમાં કોઇ દ્રવ્યની પણ જરૂર નથી. એટલે સીધો ને સરળ માર્ગજ એ છે એક સ્તોત્રમા કહ્યુ છે —

जो होते हम भूपति मद धरी, संतापते लोकको ।
हो ते त्योंहि श्रीमंत तो मदधरी, च्हाते सदा भोगको ॥
जो होता बहु वंशमोहि सबमें, देहांत होते दुःखी ।
श्रीरंगेश प्रताप मोह मदतें, न्यारे भये है सुखी ॥

શ્રીતુકારામ એ પ્રમાણે એકદમ સંસારથી છૂટા થયા ન હતા, પણ છૂટા થવા ઇચ્છતા તો હતા

## દીંડી

પુત્ર પુત્રી ને રહી તેની માઈ, કરી શક્યા નહિ કોડીની કમાઇ;
તેથી તોડી ઝટ જગતની સગાઈ, ચહ્યું જીવુ ગુણ અહર્નિશ ગાઇ.

આ અનુભવની વાત છે કે, લેશમાત્ર પણ જો રજોગુણનો પ્રભાવ રહે તો 'સંસારમાં સરસો રહે ને મન મ્હારી પાસ' એ સ્થિતિ થાય; પણ આમને તો પ્રહ્‌લાદની પેઠે 'વન કયારે જઇ હરિ ભજું' એજ લગની લાગેલી હતી અને તે પાર પણ પડી, જેથી—

## સાખી

પાંડરંગનું પુરાણું મંદિર લીંપી ગુંપી નિજ હાથે,
સેવા કરવા લાગ્યા રહીને બેપરવા જન સાથે;
એકાદશીએ કરે જાગરણ, શીખ્યા ભજન તે ગાય,
· સુણવા આવે ભાવે સાથે, તે ભાવિક જન ગાય.

એકને વશ કરવા માત્ર પોતે ભજન ગાતા એટલુંજ ન હતું, પણ વર્તનમાંજ 'વસુધૈવ કુટુંબકમ્'—આખી પૃથ્વીને પોતાના કુટુંબરૂપે તે માનતા અને 'सर्वभूतहितेरताः'-પ્રાણીમાત્રનું હિત કરવા તત્પર રહેતા. આમ 'सुहृद् मित्रमुदासीन'-પ્રત્યેક પ્રાણી તરફ વર્તનમાં તે આચરી અતાવતા, તે થોડુંક અહીં દર્શાવીએ છીએ:—

ગરબી 'અમદાવાદ નામે' એ રાગ

જુના ભક્તનાં ભજનો ભાતભાતશીખ્યા, વાંચી તેમ ચાલેરે;
(એજ પ્રથમ ગુરુ)
ભૂતમાત્ર પ્રતિ દયા ધરી અતિ કરી સહુ વિધ્ર સુચાલે રે.
(એમ પોતાને વિષે સુધારો કર્યો.)
પ્રવાસીને માગી આણી આપે અન્ન, પિપાસીને જળ પાયેરે;
થાકયાં તણો વહી આપે આપ ભાર,માંદાના ચાંપતા પાયેરે.
જુએ વૈષ્ણવ તો ઝમે ખુવે ભાન, તેને સેવે દેવ ભાવે રે;

વધ્યું જ્ઞાન વધુ વધ્યું ભાન, વધ્યું માન એ સુકૃતિને પ્રભાવેરે.

ભગવાન શ્રીકૃષ્ણ કહે છે-'चतुर्विधाभजंते मां जनाः सुकृतिनोऽर्जुन -હે અર્જુન ! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મારૂં ભજન કરે છે.' આમ પુણ્યશાળી ન હોય તેને હરિભક્તિ અવશ્ય મળતીજ નથી. હરિની કૃપા મેળવવા માટે સર્વ પ્રજા પ્રત્યે પ્રેમ, તેમનું સેવન અને જેઓ શ્રીહરિભજનમાં આસક્ત રહેતા હોય તેમની તો વિશેષ સેવા કરવી જોઇએ, જેથી જ્ઞાનપ્રાપ્તિ ને હરિકૃપા બન્ને મળે છે. આસુરી સંપત્તિ માટે જેવો પ્રયાસ છોડયો અને દૈવી સંપત્તિ માટે જેવો પ્રયાસ શરૂ કર્યો કે તેનું પરિણામ-'तपोध्यान समाधिभिः कृष्णे भक्तिः प्रजायते-તપ, ધ્યાન તથા સમાધિદ્વારા શ્રીકૃષ્ણમાં ભક્તિ ઉત્પન્ન થાય છે.' એ પ્રમાણે જેવી ભક્તિ થઇ એટલે પછી ગમે તે દેશ હોય, ત્યાં પ્રકટ થયેલા શ્રીહરિના સ્વરૂપને સેવવા માંડયુ. આમ તુકારામે પણ 'અઠેહી દ્વારકા' માની પોતાના ગામ પાસેનાજ શ્રીહરિના ધામમાં વાસ કર્યો ને તેમનાજ દાસ બની તેમનુંજ ભજનકીર્તન કરવા માંડયું; જેથી પોતે જે વસ્તુ ચાહતા હતા, જેના માટે પોતે આ બધું ગ્રહણ કર્યું હતું અને જેમાં પોતાનું મન લાગી રહ્યુ હતું તે 'એક વશ થયા'-વશ થયા, તે કોણ—

રાગ ચાલુ

વિઠુબાનું છે બહાનું દિન રાત, વાત એનીજ સ્મરે છે રે;<br>
તેનો પ્રેમ જોઇ કેમ નહિ ક્ષેમ, હરિ આપથી કરે છે રે.<br>
આવ્યા સ્વપ્નપ્રતિ પાંડરંગ આપ, વધ્યા તુકારામ સાથે રે;<br>
જ્ઞાન દેવતણી પ્રતિજ્ઞાના છંદ, શેષ રચો તમે જાતે રે.<br>
કરો કાજ પાધરાજ કાવ્યમાંજ, આજ થકી તમે પ્યારે રે;<br>
જાગી ભ્રમણા ભાગી ને પગે લાગી કર્યું કામ તે પ્રકારે રે.

જ્યાં પ્રભુનીજ સહાય હોય ત્યાં પૂછવુંજ શું ? એ તો 'मूकं

करोति वाचालम् –મૂગાને પણ વાચાળ બનાવી શકે છે.' ભગવાને પોતેજ પોતાની નિશાળે બેસાડયા ને તેમની પ્રેરણાથી ભણવા માંડયું–કાવ્યો બનાવવા માડયાં ત્યાં કઈ ખામી હોય? બસ, ગુણગાન આરંભાયાં ને તે દ્વારા સેવાકાર્ય ચાલુ થયું, તેમાં ધન તથા તન કરતાં પણ ઉત્તમ સાધન ખુદ પ્રભુએ આપ્યું. તે માટેજ કહ્યુ છે કે, 'જે એક વશ થાય, તો તે એક બસ થાય.' જ્યારે ઉપાય પણ પોતેજ કરાવી લે ત્યારે તે કરવાને કોણ તત્પર ન થાય ? તુકારામનુ સ્વપ્ન અસાધારણ હતું.

રીઝયા જેને શ્રીજગના સરકાર તેના કાવ્યનું શું કહેવું રે;
સુણે સુખે તેજ વાર નરનાર સુખે ચહે ચિત્ત દેવું રે.

પ્રભુકૃપાની એજ પરીક્ષા છે કે પોતાની વાણી સફળ થાય છે કે નહિ ! જે વાણી કહેનારના મળને પણ દૂર ન કરી શકે તે બીજાને શું અસર કરે ? પણ તુકારામની વાણી તેવી ન હતી, એ તો અંદરની ભરાઇ જઈને ઊભરાતી હતી ને બહાર રેલાતાંજ જે કંઇ આવે તેને ભીંજવી દેતી હતી પરિણામે વધુ પ્રમાણમાં મન નિર્મળ થતું ગયું, પ્રેમ વધતો ગયો ને ભજન-કીર્તનનીજ ધૂનમાં સાક્ષાત્ શ્રીહજૂરમાં જવા ઉમંગ થયો.

'આષાઢી' કાર્તિકી પંઢરીશી નેમ વારી ધારીલી ઐસી,
મગ પંઘરા દિવસી એકાદશીસી જાય દર્શનાસી નિજ ભાવે.

## ચોપાઈ

બાવા બાવા કરતા લોક, પૂંઠે પડતા થોકેથોક;
કોઇ મહીં નિંદા પણ કરે, ત્યાં પોતે ઠેરે ક્ષણ ભરે;
પણ જ્યાં સુણે સ્તુતિ નિજ થાય, જીવ લઈ ત્યાંથી ખમી જાય;
જમાડવા કો ચહે પકવાન્ન, કદી જાય નહિ તેને સ્થાન;

દિવસ વિતાડે જનમાં રહી, ભજે સુખે ધ્યાતા મનમહીં;
રાતે આવી કીર્તન ગાય, ત્યાં પણ જન વિઘ્નકર થાય.

આ ચરિત્ર તો ઘણુંજ વિસ્તૃત છે; અહીં તો આપણે ટૂંકમાં જ પતાવીએ છીએ. એક વેળા તેમની સ્ત્રી મળી; તેને બોધ આપ્યો, તે પીગળી પણ ખરી. પરંતુ વળી પાછી ઝગડે ચઢી; પાંડુરંગ તથા રૂકમાબાઇની હજૂરમાં જઇ પહોંચી અને ત્યાંથી એક સાડી ને ખરચી મળી ત્યારેજ કંઈક ઠંડી પડી. બીજી બાજુથી બ્રાહ્મણોએ અદેખાઈ શરૂ કરી. તુકારામને દેશપાર કરવાને તથા ભજન નહિ કરવાને સરકારી ફરમાન કઢાવ્યું ને તેમનાં પદોને પાણીમાં ફેંકાવી દીધાં; પછી તુકારામે તેર દિવસ ઘોર તપશ્ચર્યા કરી એટલે પાંડુરંગ પ્રભુ બાળકના સ્વરૂપે પ્રત્યક્ષ થયા ને બધાના દેખતાં તુકારામનાં પદોને પાણીમાં તરતાં પાછાં કાઢયાં, ને જેઓ કટ્ટર વિરોધીઓ હતા તેઓનેજ તુકારામના ચરણમાં નમાવ્યા. પછી એજ તેમના વિરોધીઓએ તેમને પ્રસિદ્ધ કીર્તનકાર ઠરાવ્યા. એ વિધિથી ઊલટો તેમને લાભ થયો. બીજાઓનું બીજું બળ ઊલટું પોતાને કામ લાગ્યું, અને લાગેજ-' જો એક વશ થાય, તો તે એક બસ થાય.' તે પછી ખુદ ભગવાનેજ માર્ગ બતાવ્યો—

## સાખી

વડી પ્રભાત શ્રી તુકારામ, કરી ઈન્દ્રાયણીમાં સ્નાન;
નીકળ્યા ત્યાં મારગમાં ભેટ્યા, અપૂર્વ દ્વિજ શ્રીમાન;
દઈ અતિ માન........પદે પડયા મતિમાન.
મસ્તક મૂકી હાથ ઉઠાડયા, આપી શુચિ આશિષ;
દઈ ઉપદેશ સવિધિ સ્નેહથી, કીધા પ્યારા શિષ્ય;
જતા જગદીશ...........તેજે ઝગે દશદિશ.

પછી તે તો ગુપ્તિથી અંતર્ધ્યાન થયા, પણ એ નક્કી થયું કે પ્રભુએ પોતેજ ગુરૂ બનીને તુકારામનું ગાડું રસ્તે ચઢાવ્યું હતું; બરાબર વિધિ સહિત વૈષ્ણવદીક્ષા આપીને 'કેશવ રાઘવ બાવા' એવું પોતાનું નામ જણાવ્યું હતું. એ રીતે સિદ્ધ કરી બતાવ્યું કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' 'गुरुर्देव परब्रह्म-ગુરુ એજ પરબ્રહ્મ છે.' એ મહાવાક્ય પ્રમાણેજ કરી બતાવ્યું. હવે કંઇ ન્યુનતા તેમનામાં રહે? જગદ્વિષયક તૃષ્ણાથી તદ્દન બેપરવા થયા, ભય કે લાલચમાં કોઇથી પણ ડગે નહિ તેવા થઈ પરીક્ષામાં પાસ થયા. મહારાજા શિવાજીએ જાતે સેવા કરવા ચાહના કરી; પ્રાર્થનાપૂર્વક ધન, ધામ, ગામ આપવા તત્પરતા બતાવી, પણ તે એમને શા કામનાં હતાં? કેવળ નિઃસ્પૃહતાજ દર્શાવીને કીર્તનમાં શ્રીહરિથી રક્ષણ કરાવી શિવાજીના મનને વિશેષ પાવન કર્યું એટલે સિદ્ધજ કરી દીધું કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' તે થયા જ. હવે તો શ્રીહરિ તેમનાજ બની રહ્યા. 'હમ ભક્તનકે ભક્ત હમારે' તે આવા—અમે માગીએજ છીએ કેઃ—

ગરબી 'ભીંડાં' એ રાગ

જો પડદા દે પ્રિય તોડી તો, શ્રીવર તું બસ છે, તું બસ છે.
દે પ્રીત પરસ્પર જોડી તો, શ્રીવર તું બસ છે તું બસ છે.
રહે દેહતણીએ ન પરવા, પછી ખાવું પીવું એ શું કરવારે.
પ્રેમ તુજ પર પૂરણ જાગે,તો ત્રિભુવન તૃણવત લાગે રે. શ્રી૦
જો રસ તારાથી જામે તો,અમૃત તુચ્છ એની સ્હામે રે. શ્રી૦
બધી વાત નાથ વશ તારે, અનુ અભિલાષા ઉચ્ચારે રે. શ્રી૦

આવા દૃષ્ટાંતો જોઇજાણીને એ વાત નક્કી થઇ છે કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' બસ, હવે તેમનો પડદો તૂટી ગયો હતો; નરસિંહ મહેતાની પેઠે જ સદાકાળ તેમને

પ્રભુ પ્રત્યક્ષ હતા અને તેથીજ અનેક વાર તેમને પ્રત્યક્ષ થયા હતા ને તેમના પરચા પણ નિત્યના અનેક છે. અહીં તે કેટલા કહેવાય? તેમની દષ્ટિજ દિવ્ય બની ગઇ હતી; તે સાથે તેમના વિરોધીઓ પણ ઘણા વધી ગયા હતા. તેમાંના એકે તો તેમની ખ્યાતિ અતિશય વધારે કરી હતી, અને તે પણ બીજા વિરોધીઓને લીધેજ—

## સાખી

ગણપતિ સેવક ચીંચવડીના બ્રાહ્મણ દેશ પ્રસિદ્ધ,
તુકારામની ખ્યાતિ સુણી દ્વેષી થયા બ્રાહ્મણ સિદ્ધ.
મંત્રતંત્રની પાસ ભજનની સિદ્ધિ કોણ બિચારી,
તેડાવીને જુઓ પારખું વધા એમ અવિચારી.

જેમ એક વખતે રામેશ્વરે કનડી ગ્રંથ બોળાવ્યા હતા તેમ વળી પાછું બને તે પહેલાંજ હવે તો ખરાબર હિંમતમાં આવી જઇ પોતે સામાજ ત્યાં જવા ઊપડયા. તેમના માટે તે વેળાએ 'અવતાર' હતોજ. પ્રતિમા એ પણ અવતારજ છે. જો ખરી શ્રદ્ધાથી પૂજન કરવામાં આવે તો તે પ્રત્યક્ષજ છે, પણ તે ખરા ભક્ત માટેજ. હવે આ પ્રસંગે—

## ચોપાઇની ચાલ

તુકારામે જાણ્યું દુઃખ દેશે, તેથી આપજ આવ્યા તે દેશે;
જાણ્યું નહિ સુધરે ઉપદેશે, પડે શ્રીવરને તે પદેશે,
વિપ્રે દેખીતું તો દીધું માન, પણ મનમાં મસ અભિમાન;
કરી જમવાની બ્હેલી સોઇ, માંડી જ્યાં પિરસાવા રસોઇ,
તુકારામ વધા કે પત્રાળી, કેમ એક માંડી પ્રભુ ટાળી;
આવ્યો છું હું તો આંહીસજોડ, વિઠુબા જમશે મ્હારી જોડ.
બેસાડો ગજાનન આપ સંગે, એમને એ ઘટે આ પ્રસંગે;

સુણી બ્રાહ્મણ તો ગભરાયા, સહુ મંદિરમાંહે ભરાયા.

મંત્ર-જંત્ર-તંત્ર-એવાં કામ ક્યાંથી કરે ?-' જો એક વશ થાય, તો તે એક બસ થાય.' તે કાંઈ ઘડીમાં કહેવાથી ન બને ! એ આપણે તુકારામના ચરિત્રથી જોયું છે. અહીં શું થયું ?

### હરિગીત

બહુ સ્તવ્યા ગણપતિને તથાપિ એમ શું ઉત્તર મળે;
થાકયા તદા મુખીએ દીધો ઉત્તર તુરત તેનો કળે;
ચુકયા જમી તે થાળ હાલજ ફરી ઝટ ક્યાંથી જમે ?
કહે તુકાજી એ તો ગયા છે બ્હાર એ ક્યાં છે ગમે !

### શાર્દૂલ

ન્હાવા હાલ સમુદ્ર માંહી વિચર્યો, એનો વડો ભક્ત તે;
ડુબ્યા તુલ્ય થયો તદા પતિ સ્મર્યા, તેથી ગયા તત્ર તે,
કાઢયો હાલજ આવશે ક્ષણ મહીં, જો જો જઈ મંદિરે;
જોયું તો મુરતી સવસ્ત્ર નીરખી, ભીંજાઇ ખારે નીરે.

પદ-' આ શું નટવર ' એ રાગ

ધન્ય તુકા આવા શો વિપ્રો વદે,વિપ્રોવદે ગળી ગયો છે મદે.ધ૦
તુકા કહે હજી છે ભૂખ્યા ગણપતિરે દ્વિજરાજ,
તેથી પુરો પત્રાવલિ, દ્વિજે તજી પતરાજ.
પોતાની પંગતમાં હે પાતલ પુરીરે,
કહે તુકા કરશે હરિનીજ ખાતર પુરીરે.
બેઠા સૌએ સ્વસ્થ થઇ, પાત્ર રહ્યાં પીરસાઈ;
કરી તુકાએ વિનતિ, થઈ સાચી સરસાઈ.
આવ્યા વિઠુબા ને દેવગજાનન,તુકાએ દેખ્યા ને પડયા પદે.ધ૦
ભક્ત ઉઠયાથી સહુ ઉઠયા, બેઠા પણ સૌ સાથ;
ભક્ત વીનવતા દેવને, જુએ ન કોઇ જન માથ.

જમવા માંડયા દેવ ભોજન ભાવેરે,
ન જણાયે દેવ પણ અંન જુએ જનભાવેરે.
પત્રાવલિ ખાલી થઈ, બેઉએ ઉત્તમ સ્થાન,
કર્યું કીર્તન ભાવે તદા, ભકતે થઈ મસ્તાન.
સુખા વિઠોબા ઉભાજ રહ્યા નહિ હર્ષ ન માયો તુકાજી હદે. ૪૦

## માલિની છંદ

દ્વિજવર મદ ટાળી, વાળીને ભક્તિ પંથે;
કીર્તન અહિંગાળી, રાત રૂડી ધીમંતે;
હરિભજન કરાવ્યું, સર્વને ધુમધામે,
પછી સુખથકી પ્રાતે, આપ ચાલ્યા સ્વધામે.

એવું અનેક વાર સિદ્ધ કર્યું કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય' ને આ કાળમા એ અર્ચા–અવતારરૂપે પણ એના એજ છે. એજ શ્રીકંથ ગરૂડસવાર–ગજ માટે ક્ષીર સાગરથી તેમજ તુકોબા માટે પંઢરપુરથી પ્રત્યક્ષ પધાર્યા એ માટે તો એક પરચો બસ થશે.

પદ–'કથબીન' એ રાગ

ધન્ય તુકોબા સંત. સંત કહે, ધન્ય તુકોબા સંત;
વસે વિઠુબા ચંત, સંત કહે ધન્ય તુકોબા સંત. ટેક૦
પ્રતિ એકાદશીએ પંઢરપુર, જઇ સમરે ભગવંત;
ત્રણ રાત ત્યાં કીર્તન કરીને, કરે ઘેર નિશ્ચિંત. સંત૦
શીત જ્વર લાગ્યો શરીરમાં, શકિત ઘટી અત્યંત;
એકાદશી તો આવી પહોંચી, ભાગી હૃદયની ખંત. સંત૦
ચારે ડગ ન ભરી શકાય ત્યાં, કપાય કયાંથી પંથ;
પોતા સાટે પત્ર પઠવવા, થયા તૈયાર ધીમંત. સંત૦

ભક્ત હો કે અભક્ત હો, પ્રારબ્ધ તો હરકોઇએ ભોગવવાનાં છેજ. તે માટે ભક્ત ભગવાનને કંઈ કહેતો નથી; પણ જેનું

જીવન ભગવાનનું દર્શનજ હોય છે તેને એકાદશી જેવા વ્રતના દિવસે ખાસ તે દર્શન નહિ મળી શકે તે જાણીને ભક્તરાજ તુકારામને ઘણુંજ લાગી આવ્યું. જેમ રૂકિમણીજીએ એક પત્ર લખીને બ્રાહ્મણ સાથે દ્વારકા શ્રીકૃષ્ણ ઉપર લખ્યો હતો તેજ પ્રમાણે તુકારામે એક પત્ર લખીને એક યાત્રિક સાથે પુંડરીક વિઠ્ઠલ પર મોકલ્યો. એ તો જેવી નરસિંહ મહેતાની હુંડી હતી તેવોજ એ પત્ર હતો. તેમને પાંડુરંગમાં પૂર્ણ શ્રદ્ધા હતી; તેથી તેમની દૃષ્ટિએ એ પાંડુરંગ પ્રભુની મૂર્તિ તે એક પથ્થરની પ્રતિમા ન હતી, પણ દિવ્ય મંગળમૂર્તિ સાક્ષાત્ પૂર્ણ પરમેશ્વરજ તે પ્રત્યક્ષ હતા. કેમકે તેમને તો એ મૂર્તિમાંજ અનેક વાર સાક્ષાત્કાર થયો હતો; એ તો તે મૂર્તિને પ્રત્યક્ષ પ્રભુસ્વરૂપે અનેક વાર જોઈ શક્યા હતા, તો પછી તેના પર તે પત્ર કેમ ન મોકલે?

પદ-'દશા આ શી' એ રાગ

વિનતિ લખતા ચલવી પાણી, નયનથી એ ચલવી પાણી;
સાંભળું ક્યાંથી વાત એ, 'ચાલ કરે પ્રભુ યાદ.'
પિયર જવાને ટળવળું, પણ ન ઉપડે પાદ,
ઉઘડશે ભાગ્ય મુજ ક્યારે, તલસું છું એ વારે વારે.
માત પિતા ભૂલ્યા મને, કૃપા મટી જોઈ દોષ;
કેમ રહું સંસારમાં, શાથી વળે સંતોષ.
વચનની એ કસર કીધી, અરે મુજ સુધ ના લીધી;
થએલ મન મટતું નથી, ન સૂઝતી કોઇ દિશ,
હણવો હોય તોપણ ભલે, આવી જણવો રીશ.
ગરજ શી આપને એવી! કરું છું ભૂલ હું કેવી?

(તે અજ્ઞાની નહોતા.)

ધીટપણાથી હું લખું, મતિ અતિ મુજ દીન;
ક્યાં અપાર તું, અલ્પ હું બકું ગાંડું હું દીન.

ઉભા જે ઇંટના માથે, અડે શે શીશ તે સાથે.
દેવોના પણ દેવ તે, ગોવાલણીના નાથ;
ધીરજ ધારૂં જાણીને, પતીત પાવન ખ્યાત.
સુરો એ ન જે શકે પામી, જીવન મુજ તે તું હે સ્વામી;
એવા શું દુર્ભાગી કે, ગયું જોયું શ્રીમુખ;
પણ વચને નવ સાંભળું, નિઠુર થઇ દે દુઃખ.
આવ્યું કોઈ કામ શું ભારી, ગયા તેથી શું વિસારી;
તું રીસાય તો કહે પછી, ક્યાં જઇ કોને ચાહું;
કોણ હૃદય દુઃખ સમજશે, કોનો કેમ હું થાઉં,
ધણી તો તુંજ છે રંગ, તારોજ છે જીવ મન અંગ.
ત્હારૂં નામ સમર્યાં કરે, કયું પાપ નવ જાય;
થયું મન મળવા તાતને, એ તે શે રોકાય
બાળકનું જોર તે રોવું, ઘટે પિતુને ર્‌હામું જોવું;
મ્હારૂં કાજ જો નહિ કરો તો બુડશે તવ કુળ,
રાખીશ રોતા દાસને, તો યશ મળશે ધુળ;
કોને કાજે છે સુખ ત્હારૂં, જોવું ન ગમે જો સુખ મ્હારૂં.
બુમ પાડી થાકયો છઉં, મન પહોંચ્યું પદ મ્હાંય;
આવ્યા કંઠે પ્રાણ છે, હવે રહ્યું નવ જાય;
વાણીથી કામ ના થાય, પડું મનથી તો પદ મ્હાંય.
ઉંબર સમ દ્વારે પડી, દંડ પડે તે રીત;
મ્હારી વતી સૌ વીનવજો, સંત ધરીને પ્રીત.
તેડ કે આવીશ ઝટ ધાઈ, નાચીશ ગુણો રૂમરૂ ગાઈ;
જો છે અઘ તો શક્તિ છે, હરવાની તુજ મ્હાંય,
પુણ્ય હોત તો સંત શીદ, શોચે વધુ દુઃખ થાય;
ન વિસરાતું નથી ખમાતું, વિઠુબા વાહરે વાહ તું.

આ બધા તરજુમાજ છે. તે પદો હજી હયાત છે; તેના દસ્તાવેજી પુરાવા છે.

આતાં હે રોવટીં માઝી આઇકાવી ગોષ્ઠી,

આતાં ધાવા વચનાચા, જબ કળે તૈસા યાચા;
બોલી લીં તેં આતાં, કાંહી જાણતાં નેણતાં,
ક્ષમા કરાવે અન્યાય પાંડુ રંગે માઝે માય.
સ્તુતિ નિંદા કેલી લાગે પાહિજે સાહિલી,
તુકા મ્હણેવલાડ, દીલા તૈસેં પુરવા કોડ.

આ પ્રમાણે ઘણા વિસ્તારથી પત્ર લખેલ છે.

સાખી-'પ્રાણથી પ્યારા રાગ' એ રાગ

પત્ર દીધો પ્રેમીને કર ઉર ઉત્તમ મળવા આશ;
તુકારામ બેઠા છે જોતા વાટ રાખી વિશ્વાસ.
ક્ષણ ક્ષણ યુગ જેવી વીતે છે પણ ન વિસરતા નાથ;
પત્ર લઈને ચાલ્યા પંઢરપુર ભણી વૈશ્નવ સાથ.

## ચોપાઇ

વિઠ્ઠલ વિઠ્ઠલ રટતા જાય, તાલમૃદંગ સંગમાં વાય;
હરખ ઉરે અનહદ ઉભરાય, ન સમજાય ક્યાં પંથ કપાય.
ગયા ચંદ્રભાગાને તીર, સ્નાન તિલકથી ઝગ્યાં શરીર;
ક્ષેત્ર પ્રદક્ષિણ પ્રીતે કરી, તાલ મૃદંગ સંગ હરી સ્મરી.
આવ્યા મહાદ્વાર મોઝાર, નમ્યા ગરૂડજીને સહુ પ્યાર;
આવ્યા જ્યાં છે પુંડરીનાથ, નમ્યા ફરી ફરી ઉમંગ સાથ.
પછી તુકાના પત્ર અભંગ, ગાવા લાગ્યા ધરી ઉમંગ;
સુણતા જાતા પાનુ રંગ, થતા જાય અતિ વિહ્વળ અંગ.

જેવી અવતારની લીલા તેવી જ અર્ચારૂપે (મૂર્તિરૂપે) પણ કરે છેજ, ભક્તને તે વિશેષ અનુભવે છે ને ત્યારેજ અન્યને તેની ખબર પડે છે.

## ચોપાઇની ચાલ

સુણી સંતમુખે તુકા વાણી, બોલ્યા રૂક્મિણીથી ચક્રપાણિ;

તુકા વીણાની મંડળી ભાળી, સુણી શાન્તિ ગઇ ચાલી,
આવ્યા યાત્રિક આપણા સારૂ, તેને તજી જઇએ એ ન સારૂં!
તેમ તુકાને કેમ વિસારૂં, કહોની શું કરવું હવે સારૂં?

પદ-'ગમ ન પડે' એ રાગ

પ્યારા પ્રભુજી, કહે રૂકિમણી,
શ્રી એમાં શું શોચ કરો, ગરૂડજીને મોકલો લેવા;
જાશે વિના વાર, કરો પીઠે સ્વાર,
લાવશે આ ઠાર, મહા દ્વારે પ્યારે દેવા. ગરૂડજી૦

મહેતાજીને તેમનાં પત્રનો જવાબ મૂર્તિથી મળ્યો હતો અને એજ રીતે એક તુકારામ બાવાને મળ્યાનું જાણ્યામાં છે.

પદ-'ડરમાં તું દિલ સાથ' એ રાગ

લખે પુંડરીનાથ, તુકા પર લખે પુંડરીનાથ,
અહીં લેખણ વ્હાલે હાથ. તુકા પર૦
તુકા ચિરંજીવો રે, હૃદયના દીવો રે.
પત્રાવળી અહીં સંતોની ભારે, તેમ નથી આવ્યો હું તારે દ્વારે;
ગરૂડજીને મોકલ્યું પત્રહારે, તે પર બેસી આવો ઝટ પ્યારે.
થશે ત્યારે મને નિરાંત, તુકા પર લખે પુંડરીનાથ;
ગરૂડને આપીરે, ઉચર્યા પ્રતાપી રે.
જાણો વેગે તુકા વાટ જુએ છે, ખાય પીયે કે ન પલકે સુવે છે;
વારે વારે સંભારીને રૂવે છે, શુદ્ધ હૃદયને એ ઓઘે ધુવે છે,
ગણો એને મારી જાત, તુકા પર લખે પુંડરીનાથ.

લાવણી-'ધર્મ ધુરંધર'

પત્ર ધરી શિર સદ્ય ગરૂડજી ઉડયા ગયા પહોંચી,
પંઢરપુર ભણી જોઈ તુકોબા, રહ્યા હતા શોચી;
શિશુ જનની ને ચાતક જળને ઝંખે મુખ ફાડી,
તેમ ટળવળી રહ્યા ત્યાં ગરૂડ ઉતર્યાજ અગાડી,

ખગપતિ જોઈ મોહી પડી પદ પ્રતિવંદ્યા પ્રીત ધરી;
ઉભા રહી કરજોડી ઉચર્યા મર્મ ન ચિત્ત ધરી.

### પહાડી

બે કરજોડી કહે તુકારામ, કૃપા કરી કહો.
કેમ ગરૂડજી છે તો કુશળ ઘનશ્યામ. કૃપા૦
નિઠુર થયા રૂકિમનીપતિ, કઠણ કર્યું બહુ મન;
પરદેશીને પરહર્યા, સ્વતંત્ર છે શ્રીમંન.
કર્યા દોષ મુજ દિલધર્યા, એજ નરે સમજાય;
એ વિસર્યા પણ અહીં મને, પલકે યુગ સમજાય. કૃપા૦
આપ સદા રહો પાસમાં, તેથી સમજો ચિત્ત;
ભેદ કહો જઈ ખેદ મુજ, આશ ધરૂં એ ખચીત. કૃપા૦

### ઝીંઝોટી–'પ્રભુજીરે' એ રાગ

તુકોબારે, ગરૂડજી કહે આવ્યો લેવા,
આવ્યો લેવા રાજી દેવા છેજ અહેવારે. તુકોબારે૦
વાંચો આ કાગળ, ઉભો છું આગળ,
ધન્ય કરીશ આજ સંત સેવારે. તુકોબારે૦
અશકત ધારી આ મોકલી સ્વારી,
આતુર ઉભો છું પહોંચાડી દેવારે. તુકોબારે૦
વાર કરો શીદ, જરી ન ડરો ચિત,
બેઠા જેવાકે જાણો પહોંચ્યા તે વારે. તુકોબારે૦

### ઉપેન્દ્રવજ્રા

થઈ ખુશી શી સુણી આવી વાણી, થઇ ખુશી શીમહી પત્ર પાણી;
થઇ ખુશી શી અહી શીર્ષ માથે, લહે તુકો આ ખુદ એજ જાતે.

જેમ જાનકીને હનુમાન કે ભરતજીને હનુમાન મળ્યા ને જે આનંદ થયો, એજ આનંદ તુકારામને થયો; પરંતુ ભક્ત

ખૂબી એ કે પોતે સહે, પણ દાસભાવ ન ભૂલી જાય.

પદ-' હજીના છબી '

કરજોડી બોલ્યા ગરૂડજીથી તુકારામ, ફરી ફરી કરતા પ્રણામ.
આપ છો મારા સ્વામીનું વાહન આપનું ચહું સહુ વિધ સેવન;
છઉં ગુલામનો ગુલામ; કરજોડી ઉચર્યા.
કૃપા કરી ઝટ આપ સિધાવો, વિનતી કરી હરિને તેડી લાવો;
કરો કિંકરને સકામ; કરજોડી ઉચર્યા.
આપને માનશે રૂકિમણી સ્વામી,દાસનું દુ:ખ જશે એથી વામી;
કૃપા કરો દયાધામ; કરજોડી ઉચર્યા.

### માલિની

ખગપતિ મતિ દેખી, ભકતની એવી ખાસ,
ફરી ઝડપથી આવ્યા પુંડરીનાથ પાસ;
વિગત સરવ ભાખી, તે સુણી શ્રીનિવાસ,
રૂકિમણી સહ ચાલ્યા, ભેટવા દાસ ખાસ.

આ રીતે માત્ર તુકારામનેજ પ્રભુએ સામા આવી પ્રત્યક્ષ દર્શન દીધાં હતાં એમ નથી. શબરી જેવી અધમ ગણાતી જાતિની એક સ્રીને પણ તેની ભક્તિને વશ થઇ રામચંદ્રપ્રભુએ તેની ઝૂંપડી સુધી ચાલતા જઇને દર્શન દીધાં હતાં. એ તો રામાવતારના સમયે ખુદ રામચંદ્ર પૃથ્વી પર બિરાજતા હતા, ત્યારે શબરીને તેમનાં દર્શન થાય, એમાં કંઇ ખાસ આશ્ચર્ય ન હોય; તો તુલસીદાસજીને ચિત્રકૂટ પર તેજ રામાવતારની સવારીમાં શ્રીરામચંદ્રપ્રભુનો સાક્ષાત્કાર થાય છે, તે ખરેખર આશ્ચર્યજનક ઘટના છે; અથવા એમાં કંઇ અશકય કે અસંભવિત નથી. ' ભક્તાધીન ભૂધરા ' એજ વાત ચોકકસ છે. જેમ નંદિગ્રામમાં રામપ્રભુની રાહ જોતા ભરતજીને તે પ્રભુ પોતે આવીને

ભેટી પડે છે તેજ પ્રમાણે કલિયુગના આ ઘોર કાળમાં પોતાને ત્યાં રાહ જોતા તુકારામને પ્રભુ પ્રત્યક્ષ સ્વરૂપે આવીને મળે છે. આમ મૂર્તિ પર પૂર્ણ શ્રદ્ધા ધરાવનાર ભક્ત એ મૂર્તિમાંથીજ પ્રભુને આકર્ષી શકે છે તેનો આ દાખલો છે. આવા પૂરાવા તો અનેક છે. હવે ભગવાન તુકારામને કેવી રીતે મળે છે, તે જુઓઃ—

કલ્યાણ-'આજે આનંદ થયો' એ રાગ

વાટ જુએ છે તુકારામ,આતુર થઈ,નક્કી આવશે ઘનશ્યામ.આ૦
દિશા ભણી જોઈ રહ્યા પ્રોઈ ચિત્ત ઝંખી રહ્યા છે ધરી હામ.આ૦
માત રુક્મિણી સાથ તાતશ્રી શું આવશો મુજ ધામ.આ૦
આંખ બાહુ ફરકે કહે શકુનો, મન કહે થઈશ સકામ.આ૦
વીતી રાત ઝંખતો પ્રાતમાં, જોયું નજરે જાણ્યું થયું કામ.આ૦

એ વેળાના તેમના પોતાનાજ આ કાવ્યરૂપ શબ્દો જુઓ:-

રાગ અભંગ

પૈલે આલે હરિ, શંખ ચક્ર શોભે કરીં,
ગરુડ યેતો ફડત્કારે, ના ભી ના ભી મ્હણે ત્વરેં,
મુકુટ કુંડલાંચ્યા દીપ્તિ, તેજેં લોપ લાગ ભસ્તિ,
મેઘશ્યામ વર્ણ હરિ, મૂર્તિ ડોળસ સાજીરી.
ચતુર્ભુજ વૈજયંતિ ગળાં માળ હે રૂળતી;
પીતાંબર ઝળકે કૈસા, ઉજળલ્યા દાહી દિશા.
'તુકા જહાલાસે સંતુષ્ટ ઘરા આલે વૈકુંઠ પીઠ.'

અર્થાત્ એ વાત પરમ પ્રમાણ તરીકે સિદ્ધ છે કે, આ કલિકાળમાં પણ જો પૂર્ણશ્રદ્ધા હોય તો મૂર્તિદ્વારા સર્વેશ્વરનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થઈ શકે છે. જે કેવળ મૂર્તિરૂપે પ્રથમ દેખાય છે તે પોતાના મૂળ દિવ્યસ્વરૂપે ઘેર પધારીને દર્શન દે છે; આ કેવું

શ્રદ્ધાનું આકર્ષણ ? આવી વાતો પર આજકાલના વિતંડાવાદી ધમંડીઓને શ્રદ્ધા ન થાય તેનું કારણ તેઓનાં હીનભાગ્યજ છે. પ્રભુ સર્વેશ્વર છે અને તે શ્રીહરિ એકજ છે. તે આ રીતે ઘેર ચાલતા આવી પોતાના ભક્તજનની મનઃકામના પૂરે છે. હવે આપણી પદ્ધતિમાં કથા આગળ ચલાવીએ. મૂળ આધાર તો ભક્તિવિજયકારનોજ લેવામાં આવ્યો છેઃ—

પદ-'લચક મચક'

આ હા હા હા ! ઝળળળળળ પ્રકટ્યા જગરાયા; ઝટ્યાયા,
ઉઠી ન શકે થઈ હરખે આકુળ વ્યાકુળ કાયા. આહા૦
ઉતર્યા નભમાંથી તાત, ગરૂડસ્કંધ જગતનાથ;
સંગ રૂકિમણી શ્રીમાત, પુરણ પરખાયા. આહા૦
ઘન વીજળી રવિમાંહે, વસન ભૂખન અંગે કાય;
શોભા સમુદાય વેદ અંગમાં સમાયા. આહા૦
ફરી ફરી પડે પાય, ફરી ફરી નીરખે જાય;
નવ ધરાય ચરણ રહાય સફળ કરે કાયા. આહા૦

પદ-'ધન્ય ધન્યરે એ સજની'

ધન્ય ધન્ય દેવ દયાળા કર્યું તુકારામ તણું કામરે; જય જય હો.
જે સદા ઇટપર ઉભા તે ઉભા ભક્તને ધામરે, જય જય હો.
વર માગ માગ કહે સ્વામી, હું તારો છઉં હમેશરે. જય૦
થયો મુજ વિયોગમાં દુર્બળ, બહુ સહ્યો હું સારકલેશરે. જય૦
પુરી એ પરીક્ષા જોઇ, તું સમ ન ભકત કોઈ. જય૦
તેથી હું ગયો છું મોહી. અહા હા હા. જય૦ [ જોઇ લો—]
'જે એક વશ થાય તો, તે એક બસ થાય.'

પરંતુ તુકારામ તો જવાબ આપે છે કેઃ—

વધા તુકારામ કરજોડી, માગું છું એજ વરદાનરે. જય૦

ક્ષણ પણ ન જશો ચિત્ત છોડી, પ્રેમે ગાઉં ગુણગાનરે. જય૦
પ્રિય ભક્ત સંગ રહો નિત્યે, એ બન્નેજ રહો પ્રસંગરે. જય૦
પછી ગર્ભવાસ છો વીતે, ન પડે ક્ષણ સ્મરણે ભંગરે. જય૦
માગણી છે એજ મ્હારી, અન્ય વાત છે અકારી. જય૦
પ્રીતિ જ છે ત્હારી પ્યારી, વાહ વાહ-વાહ! જય૦

કારણકે તેઓ જાણે છે કે, 'એથી સર્વે સધાય' ને તેથી ભક્ત બીજું ચાહેજ નહિ.

પ્રભુ કહે મને ભૂખ લાગી, આવ્યો દ્વાદશી એ પ્રાતરે. જય૦
ઝટ ઉઠ્યા તુકા બડભાગી, લાવ્યા ગરીબ તે ભાતરે. જય૦
પદ ધોઈ માળ પહેરાવી લક્ષ્મી સહ સેવ્યા નાથરે. જય૦
ભાવે દંપતિ જમાડી, પોતે પછી લીધો પ્રસાદરે. જય૦
હૃદય કમળે ઠરી, કૃતાર્થ એ દ્રાક્ષ કરી. જય૦
નીકળ્યા શ્રી સાથે હરિ. જય જય જય૦

અંત સમયે પણ તુકારામે એવા ઉમંગથી આ દુનિયા તજી છે કે તે ક્યાં દોડી ગયા, તે પણ કોઈ સંપૂર્ણ સમજી શક્યાજ નહિ. કારણકે તેમણે પોતાના દેહને આ પૃથ્વી પર તો ત્યજ્યોજ નથી; તો પછી મરણ સમયનાં સ્નાન, ધ્યાન, દાન, સ્મરણ, તીર્થવાસ વગેરેની તો વાતજ શી? મહા ઉદાર વૃત્તિવાળા પિતામહ ભીષ્મને તો પિતૃશક્તિના બદલામાં સ્વેચ્છા-મરણનું વરદાન મળ્યું હતું, અને તે પણ તેમણે પોતાનો રાજ્ય હક્ક તથા ગૃહસ્થાશ્રમના હક્ક ત્યજીને મેળવ્યું હતું. પોતાનો મરણકાળ સમીપ આવ્યો ત્યારે સૂર્ય દક્ષિણાયનમાં હોવાથી ઉત્તરાયણના થાય ત્યાંસુધી રાહ જોતા પિતામહ ભીષ્મ, પોતાનાં પાપ ધોતા ગંગાકિનારે પડી રહ્યા હતા ને બાણ-શય્યા પર દુઃખ સહી રહ્યા હતા; ત્યારે તુકારામજીને તો 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.' આ વચન પ્રમાણે બસ

એકથીજ સર્વ સર્યું હતું. તેમનો આ સંસારત્યાગ ખરેખર અદ્‌ભુત ને અપૂર્વ છેઃ—

## હોરી

તુકોબા શ્રી વિઠુબાના પ્યારા, રહ્યા પછી પલકે ન ન્યારા. તુકો૦
ફાગણ માસે રહીને અવાસે, વરસાવી કીર્તનધારા;
ડોલોત્સવ દિન નિશભર રહી લીન, પ્રાતે પૂરા પરવાર્યા;
ચોવીસ અભંગ ઉચાર્યા. તુકોબા૦
વદ્યા વ્હાલા છેલ્લું વ્હાલા ભાવિકજન,
ન ભૂલશો આ બોલ મ્હારા;
મતાંતરે ન ફસીને રહેજો, પાંડુરંગ સ્મરનારા,
કરો બીજા તર્કો ન્યારા. તુકોબા૦

કારણકે તેમણે અનુભવથી સિદ્ધ કર્યું હતું કે, 'જો એક વશ થાય, તો તે એક બસ થાય.'

જાઉં જાઉં જાતે પ્રભુ ધામે, સંગી થાઓ કોઈ મ્હારા;
સત્ય ન સમજ્યા ભેદ ભાવિકે,જાય ક્યાંથી પછી દારા;
જેના હતા તર્ક નઠારા. તુકોબા૦
જુદાં જુદાં તીર્થધામ અટકળે તર્ક કરે ન્યારા ન્યારા;
જને ન જાણ્યું જાય જગ છોડી, ઇન્દ્રાયણીના કિનારા;
સુધી આવ્યા સાથી બિચારા. તુકોબા૦
પચીસ અભંગ ભાખી ત્યાં પછી સ્નેહે શ્રીકંથ સંભાર્યા;
તેવું વધ્યું તેજ લોકો અંજાયા, લઈ ગયા જગદાધારા;
સમજ્યા સમજુ જન સારા. તુકોબા૦

તિ કહે છે–'निरंजनः परम साम्यमुपैति दिव्यम् – તત્ત્વવેત્તા ભક્તજન સર્વ પ્રકારે નિર્લેપ થઇને એ પ્રભુની દિવ્ય સમાનતાને પામે છે.' આવી સમાનતા કયારે થાય છે? તે

કોઇના જોવામાં આવતી નથી. જેમ શ્રીકૃષ્ણનું સ્વધામગમન પ્રભાસ પાસે થયું ત્યારે દેવો તથા ઋષિઓ જોઇ રહ્યા ને તે કયાં કંઈ રીતે ગયા, તે જાણી શકયા નહિ, તેજ પ્રમાણે તુકારામ બાવા પ્રભુના ધામમાં ગયા, તે કોઇ જાણી શકયું નહિઃ—

પદ-ગરબો 'મ્હારા વ્હાલા'

વિચર્યા સદેહ શ્રીવરસંગે, ધન્ય તુકોબા તમને (૨)
હરિ એ ગતિ દ્યો અમનેરે;
નારી આવી બચ્ચાં સાથે, દીઠા નહિ ત્યાં નાથ,
નદી કિનારે બેસી રહે તે પડતાં સુધી રાત;
ચૌદ શિષ્ય તો ખસ્યા ન ત્યાંથી, તદા પાંચમે પ્રાત;
પડી ગોદડી ઓઢીતી તે, તાળ જે હતી હાથ.
શિષ્યો સમજ્યા ફરી નહિ આવે લઈ પ્રસાદી સાથ,
પુત્રોને ભૂપાળે આપ્યાં, ત્રણ ગામ જય તાત.

બસ એટલે એજ નકકી થયું કે, 'જો એક વશ થાય; તો તે એક બસ થાય.' કારણકે 'કાં અનેક પથે ધાય, એકથી સહુ સધાય.'





# कुंवरबाईनुं मामेरुं (मोसाळुं)

[ साधनभक्ति-विषय ]

## પૂર્વરંગ

પદ–રાગ ખમાચ

ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય,
પ્રીતિથી સ્વવશ થઈ જાય જગરાય.
અન્ય ઉપાય કઠણ અતુ કલિમાં,
આ તો સદા સહુથી સુખેથી કરાય. ગુણ૦

ઇશ્વર એકજ છે; તે સર્વનો સ્વામી છે; સર્વ કંઈ તેનુંજ છે. તેથી હરકોઇ વસ્તુનો તે યથેષ્ટ ઉપયોગ કરે, તેમાં કોઇનાથી કઇ બોલાયજ નહિ. બોલવું કામ પણ ન લાગે; કારણકે તેના જેવી શક્તિ કોઇમાં પણ નથી. હરકોઇ જીવનું જીવન, જ્ઞાનત્વ, આનંદત્વ તે પરમેશ્વરનુંજ છે; એટલે સર્વ પ્રકારે નિરંકુશ, સ્વતંત્ર અને સર્વસત્તાધીશ તે પરમેશ્વર પોતાની ગમે તે વસ્તુનો ગમે તે ઉપયોગ કરે તો તે અઘટિત નથી. આપણાં વાવેલાં વૃક્ષોને આપણે ઉછેરીએ, કાપી નાખીએ કે તેઓના બદલે બીજાં વાવીએ, તેમાં કોઇ બીજાથી કંઇ કહી શકાય નહિ. એજ પ્રમાણે પરમેશ્વર હરકોઇ જીવને ગમે તે દેહ

આપીને તેનાથી ગમે તે કામ લઇ શકે છે. ઘણા ધર્મવાળાઓ એમજ માને છે કે પરમેશ્વરે જીવને ઉત્પન્ન કર્યો છે અને તેને ગમ્યું તે શરીર તથા સાધન તેને આપ્યું છે; હજી પણ તે પરમેશ્વરને ગમશે તે પ્રમાણે તે કરશે. અર્થાત્ પરમેશ્વરની ઇચ્છાથીજ બધું બની રહ્યું છે, તેમની ઇચ્છા વિના ઝાડનું પાંદડું પણ હાલી શકતું નથી. એટલે તેજ સર્વનું યથેષ્ટ કરે છે-બીજા પાસે કરાવે છે. 'ધણીનો કોઇ ધણી નથી' 'તે જેમ રાખે તેમ રહેવું' 'કૃષ્ણને કરવું હોય તેમ કરે' અને તે જે કંઇ કરે તેથી પ્રસન્ન રહેવું. આનું નામજ આસ્તિકતા ને ઈશ્વર પરની શ્રદ્ધા કહેવામાં આવે છે. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ સાથે તકરાર કરેજ કેમ ? સ્વામી સેવક પાસે મસ્તક માગે તો સેવકથી ના પડાય ? એમાં તો ઊલટો વિશેષ આનંદ થવો જોઇએ. 'તારી ઇચ્છા પૂરી થશેજ' આવો બાઈબલનો સિદ્ધાંત છે; અને પોતાનું કે પોતાનાઓનું ગમે તેવું અનિષ્ટ થઇ જાય તોપણ 'શુકર અલહમદોલીલાહ' એ રીતે પ્રભુનો ઉપકારજ માની તેની પ્રશંસા તથા ગુણોજ ગાવા જોઇએ. કારણ-કે આપણે પોતેજ જો ન હતા તો આપણું કંઇ હોયજ કયાંથી ? તેમણે આપણને ઉત્પન્ન કર્યા એજ તેમની મોટી વાત છે; ઉપ-રાંત શરીર, ઇન્દ્રિયો વગેરે જે કંઈ તેમણે આપ્યું છે અને તે જ્યાંસુધી આપણી પાસે રહે ત્યાંસુધી પ્રભુનો ઉપકારજ આપણે માનવાનો છે. અમુક અપૂર્ણ કેમ આપ્યું ? અમુક લઇ કેમ લીધું ? એમ કહેવાનો કોઇને હક્કજ નથી. એટલે આપણી તો એજ ફરજ છે કે, પ્રભુને ચાહવાં, તેમના ગુણો ગાવા, તેમની કીર્તિ વધાર્યા કરવી, તે ગમે તેટલું કષ્ટ દે કે તંગ કરે તોપણ તેનો કંઈ વિચાર ન કરવો, જે કંઇ તે ભોગવવા દે તેમાં સંતોષ રાખવો, જે કંઇ તે લઇ લે તે માટે તકરાર નહિ,

પણ તેથીયે સંતુષ્ટ રહેવું, તેનું છે ને તે લઇ લે છે એમજ માનવું, જેમ તે રાખે તેમ રહેવા પ્રસન્ન રહેવું, એજ ખરી કસોટી છે. આ જગત એ આપણી કસોટી છે. આપણે દુનિયામાં આવ્યા ત્યારે આરંભમાંજ અડચણો આવી, કે વચમાં અથવા અંતે અડચણો આવી તે વેળા આપણો પ્રભુપ્રેમ કેવો રહે છે ? તે ઇશ્વર તપાસે છે. એવા કસોટીના સમયે પણ અડગતા જાળવવી, પ્રભુના ગુણોજ ગાવા ને સંતુષ્ટ રહેવું તે ઘણુંજ મુશ્કેલ છે. એ વેળા મુખથી બડબડ ન થાય, મનથી ગરબડ ન થાય તો નિશ્ચય પ્રભુપ્રીતિ મેળવી શકાય છે. ગમે તે સ્થિતિમાં કે ગમે તેવા દેશકાળમાં પ્રભુસ્મરણ તથા પ્રભુગુણગાન ચાલુજ રહે, તેનું નામજ ઇશ્વરપરાયણતા અથવા સાધનદશા કહેવામાં આવે છે; તેથી જે ફળ મળે તેજ પરમેશ્વરની પ્રીતિ છે. તેવી પ્રીતિ થવાનું કારણ આપણી અડગ ઇશ્વરશ્રદ્ધાજ છે. માટેજ અહીં કહેવાયું છેઃ—

ગુણ ગાયે જે ચાહે તે થાયે સહાય,
પ્રીતિથી સ્વવશ થઈ જાય જગરાય.

બસ આજ પરમ સિદ્ધાંત છે. અનેકની આજ અંતિમ માન્યતા છે; વર્તનમાંયે આવું બન્યું છે ને બને છે. ઇશ્વરના ગુણગાનનું પરિણામ આજ છે કે, 'ગુણ ગાયે જે ચાહે તે થાયે.' આપણે જોઇએ છીએ કે જેઓ ભણે છે તેઓ ન્યાલ થઇ જાય છે અને જેઓ ખંતથી ખેતી કરે છે તેઓનો બેડો પાર થઇ જાય છે; તેમજ 'राजद्वारे महालक्ष्मीर्व्यापारे वसति स्वयम्'–એ બધામાં કરતાંની સાથેજ ન્યાલ થઇ જવાતું નથી કે તુરતજ બેડો પાર થતો નથી; એકદમ ધન આવી મળતું નથી કે સત્વર સત્તાધીશ બની જવાતું નથી. પ્રથમ હરકોઇ કાર્યસિદ્ધિ માટે સાધનદશામાં પ્રવેશ કર-

વોજ પડે છે; અને ક્રમશઃ તેને વળગ્યા રહે તો ન્યાલ થાય ને તોજ બેડો પાર થાય છે. એજ પ્રમાણે 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય.' પણ તે કયારે? ને શાથી? 'પ્રીતિથી સ્વવશ થઇ જાય જગરાય.' એજ સાધનભક્તિથી પરમાત્માપર એવા પ્રકારની પ્રીતિ થઇ જાય કે જેથી તે વશ થાય અને તેજ સાધનભક્તિ જ્યારે 'સિદ્ધભક્તિ'નું સ્વરૂપ પકડે છે ત્યારે 'ગુણ ગાયે જે ચાહે તે થાય.' જેમ મંત્રનો જાપ કરવાથી મંત્ર સિદ્ધ થાય છે, એટલે પછી તે દ્વારા જે ઇચ્છે તે થઇ શકે છે; અને મલ્હાર નામનો રાગ ગાતાં ગાતાં સિદ્ધ થાય છે ત્યારે તે ગાવાથી વરસાદ વરસે છે; જેમ કોઇની પાસે દરરોજ માગ્યા કરવાથી તે પ્રસન્ન થતાં તેની પાસેની ઈષ્ટ વસ્તુ મળે છે અથવા કોઇ ફળદાયી વૃક્ષને હમેશ પાણી સીંચવાથી અમુક કાળે તે ફળ આપનાર થાય છે, તેમ ક્રમશઃ નિત્ય શ્રીહરિના 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય, પ્રીતિથી સ્વવશ થઇ જાય જગરાય.'

પરમાત્મા સર્વના સ્વામી છે, સર્વ પ્રકારે સ્વતંત્ર છે અને ક્રીડા માટે સૃષ્ટિને સૃજે છે, તેથી સૂત્રધારની પેઠે કોઇને ઢેડનો તો કોઇને બ્રાહ્મણનો સ્વાંગ ધરાવી તે દ્વારા તેને લગતાં કામો લે છે; તેમાં કસોટી કરે છે અને એના કામોનો બદલો છેવટ આપે છે. આ માન્યતામાં ઈશ્વર પર એટલી બધી શ્રદ્ધા રાખવાની હોય છે કે તે પરમેશ્વર ન્યાય કરે છે કે અન્યાય કરે છે તેનો વિચાર કરવામાં પણ પાપ ગણાય છે. આવી શ્રદ્ધાવાળા ખરેખર બહુજ ઓછા હોય છે; જે કોઇ છે તે કામ સાધી લે છે; પણ એમાં જે વિશેષ રહસ્ય છે તે જો જાણવામાં આવે તો ઇશ્વર પ્રતિ વિશેષ શ્રદ્ધા વધે છે. આ રહસ્ય આવું છે કે, પરમેશ્વર ન્યાયી ને દયાળુ છે; તેમણે આપણા માટે જે આ સૃષ્ટિક્રીડા કરી છે તેમાં અમારા કર્મ પ્રમાણે અમને ફળ આપીને

ન્યાય તથા કૃપાથી જેને જેટલી સહાય જોઇએ છે તેને તેટલી તે આપે છે; આવા દયાસાગર તે છે, એમ સમજીને પૂર્ણ શ્રદ્ધાથી જેઓ તેમના ગુણો ગાય છે તેમને 'જે ચાહે તે થાય.' એ અનુભવ સત્વર થતાં ઉત્સાહ વધે છે ને વિશેષ પ્રમાણમાં ગુણો ગવાય છે. આ માન્યતા પ્રથમની માન્યતા કરતાં વિશેષ ઉત્તમ છે, ને તે દ્વારા સાધનભક્તિનું અનુષ્ઠાન ઉત્તમ પ્રકારે થાય છે. પ્રથમની માન્યતામાં 'ઇશ્વર કરે તેજ થાય, કરાવે ત્યારેજ થાય' એ વાત છે, ત્યારે બીજી માન્યતામાં 'પરમેશ્વર કસોટી કરે છે, તેમાં જો પાસ થાય તો તેમની કૃપા થાય છે' એ વાત છે. આ બન્ને વાતોમાં જો કે વિરોધ તો છે તોપણ છેવટે નિર્ણય તો આવોજ થાય કે કરવું, કહેવું, રહેવું વગેરેનો બોજો તો આપણા ઉપરજ છે, એટલે આપણે જો યોગ્ય કર્તવ્ય કરીએ તો તેમની પરીક્ષામાં પાસ ઠરેલા બની તેમની કૃપાના પાત્ર બનીએ છીએ. 'ગુણ ગાયે જે ચાહે તેમ થાયે,' આમાં ચેતન-કૃત્ય પ્રથમ છે અને ઈશ્વર-કૃત્ય તે પછીનું છે; એટલે જેનો જેવો જેટલો પરિશ્રમ હોય તે પ્રમાણે તેટલુંજ ફળ આપવા તે વશ થાય છે; પણ તે પ્રભુ ઉપર પ્રીતિ કરવાથી તે પ્રીતિમાં પરિપકવ જણાયાથી સાધનભક્તિનું સ્વરૂપ બને છે અને તે પણ આપણેજ માટે આપણેજ કરવાની નક્કી થાય છે. જો કે આમાં પણ આ વધુ વિચાર તો છેજ કે આ સર્વ કંઇ તે પરમાત્માનુંજ છે છતાં તેમણે પોતાની સત્તા અને વસ્તુઓ અમને અમારી ઇચ્છા પ્રમાણે વાપરવા આપેલી છે; પરંતુ કઇ વસ્તુને કેમ વાપરવી અને તેનું શું ફળ મળે છે તે જાણવા માટે એ પ્રભુએ આપણને શરીર, ઇન્દ્રિયો તથા શાસ્ત્રો આપેલાં છે; તે દ્વારા આપણે જાણી લેવું જોઇએ કે અમુક કરવાથી કે નહિ કરવાથી સુખ અથવા દુઃખ થાય છે અને અમુક પ્રકારનું જ કર્તવ્ય તથા

આહાર, વિહાર કે વિચાર આપણા શરીરને યોગ્ય હોઇ કરવા યોગ્ય છે; આમ જાણવાથી ને તે પ્રમાણે કરવાથી સુખપૂર્વક સાધનનું અનુષ્ઠાન થતાં સર્વ ઇષ્ટની પ્રાપ્તિ તથા અનિષ્ટની નિવૃત્તિ થતાં તેજ ઇશ્વરદત્ત વસ્તુઓ સગવડ આપનાર થઈ પડે છે; અને તે પ્રમાણે જે વર્તે તેના મનોરથો પણ તેજપ્રભુ પૂરા કરે છે. આવા ઉદાર સ્વભાવવાળા પરમેશ્વર છે, એમ સમજીને તેમના ગુણગાન કરતાં કોઇ જુદોજ આનંદ મળે છે ને તે ગુણગાન અતિશય ઉપકારવૃત્તિપૂર્વક ગવાય છે.

હવે અહીંજ આ પ્રશ્ન ઊભો થાય છે કે જો ન્યાય એજ ઇશ્વરી નિયમ છે તો ગુણો ગાવાથી શું ? એ તો ખુશામત કરી કહેવાય. જ્યાં ખુશામત છે ત્યાં ન્યાય અન્યાય કયાં જેવાય છે ? ખુશામત એ શબ્દ એમજ સૂચવે છે કે તે કરનાર ઠગ છે અને જેને માટે તે કરવામાં આવે છે તે મૂર્ખ છે. અર્થાત્ ખુશામત એટલે ઠગાઇ કરીને સામાની મૂર્ખાઇનોજ લાભ લેવાનું ઠરે છે. વળી 'ગુણગાવા' એટલે પ્રશંસા કરવી, તે પણ પરમેશ્વરના સંબંધમાં વસ્તુતઃ બનવું અશકય છે. કારણકે પ્રશંસા એટલે જેનામાં જેટલા ગુણો હોય તે કરતાં અધિક વર્ણવી બતાવવા, તે પરમાત્માના વિષયમાં કયાં થઇ શકે તેમ છે ? જુઓઃ—

तत्त्वेन यस्य महिमार्णवशीकराणुः
शक्यो न मातुमपि शर्वपितामहाद्यैः ।
कर्तुं तदीयमहिमस्तुतिमुद्यताय
मह्यं नमोऽस्तु कवये निरपत्रपाय ॥

'જેમના મહિમારૂપ સમુદ્રના એક કણને એક અણુ પણ યથાર્થરીતે માપવાને શંકર તથા બ્રહ્મા વગેરે પણ સમર્થ નથી

તેમના એ મહિમાની સ્તુતિ કરવાને હું તૈયાર થયો છું ! ખરેખર મને નિર્લજ્જ કવિને નમસ્કાર હો ! ' આમ જેમનો ગુણમહિમા જેટલો છે તેટલો પણ કહી બતાવવો છેકજ અશકય છે ત્યાં તેથી અધિકની પ્રશંસા કયાંથી થઇ શકે ? ભગવાન શ્રીકૃષ્ણ પોતે પણ કહે છે-' नांतोऽस्ति मम दिव्यानां विभूतीना परंतप ! હે પરંતપ અર્જુન ! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી. ' એજ પ્રમાણે શ્રુતિ પણ કહે છે-' सत्यं ज्ञानमनंतं ब्रह्म-બ્રહ્મ-પરમેશ્વર સત્ય-સ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ તથા અનંત છે.' એટલે તે કેટલા કાળથી છે ? કેટલો કાળ રહેશે ? તેનો કંઇ પત્તો નથી. તેમજ તે કેટલી જગ્યામાં, કયાંથી કયાંસુધી છે ? એમ દશે દિશામાં તેમનો પાર નથી, તો પછી તેમના ખાસ સ્વરૂપની તો વાતજ શી ? અરે ! શાસ્ત્રો તો ત્યાંસુધી કહે છે કે, તેમના રોમે રોમે કોટિ બ્રહ્માંડો રજકણોની માફક ફર્યા કરે છે; તેમના સમગ્ર સ્વરૂપની, ગુણો, ચરિત્રો તથા શક્તિઓની કોઇ ગણના નથી ત્યાં પ્રશંસાની તો વાતજ શી ? તેમના કેવળ એકાંશમાં આવેલા આ બ્રહ્માંડમાં તે કયારથી છે ? શું શું કરી રહેલ છે ? કેટલા માટે ને કેટલા પ્રકારે-એમ તેમના કાળની પણ ગણના કરવી અશકય છે તો તેમના સ્વરૂપ, ગુણ તથા ચરિત્ર ઉપરથી સાર કાઢીને તેથી પણ અધિક પ્રશંસા કરવાની વાતજ કયાં થઇ શકે તેમ છે ? આ પ્રશ્નના ઉત્તરમાં એજ કહી શકાય કે, ' મેરુ અણુ હુએ ઉદધિમાં અધિક ત્યાં એકે નથી.' એ પ્રમાણે જેની જેટલી શક્તિ હોય તેણે તે પ્રમાણે કહી વિરમવું. આકાશ અનંત છે છતાં તેનો પાર લેવા મચ્છર ને ગરુડ બન્ને પોતપોતાની શક્તિ પ્રમાણે ઊડીને વિરમે છે, તેવુંજ પરમાત્માના ગુણગાન સંબંધે થઇ શકે છે. એટલે કહેનાર વધુ કહી શકે એવો જ્યાં સંભવજ નથી ત્યાં સાંભળનાર પોતે તેવો નહિ હોવા છતાં તેવો માની લઈ ફૂલાઈ જાય

તેવો સંભવજ ક્યાં છે ? છતાં તેમના પર ફૂલાઈ જવાનો આરોપ કરવો તે કેવળ અજ્ઞાનતાજ છે. માત્ર ગરુડ ને મચ્છર આકાશમાં ઊડે છે તે પ્રમાણે જેને જેટલું જણાય તેણે તેટલું પોતાથી કહી શકાય તેમ હોય તો અવશ્ય કહેવું. જેમ રાજાને ઓળખનારો તેને જમાદાર કહે તો તેથી તેનું તે અપમાન કરતો નથી; તેમ પરમેશ્વરને સંપૂર્ણ સ્વરૂપે જો કોઈ પણ જાણવાને સમર્થ નથી તો જેટલા જણાય તે પ્રમાણે કહે તો તેથી તેમનું અપમાન થતું નથી. પરમેશ્વર પોતેજ સમજે છે કે, મારા ગુણગાન સંપૂર્ણ કરવા અથવા તેથી અધિક કરવા તે તો કોઈથી પણ બની શકે તેમ નથી તો જેનાથી જેટલા ગાઈ શકાય તેટલા ગાય, તે કંઈ ખરાબ કરતો નથી. ' नहि कल्याण-कृत् कश्चिद् दुर्गतिं तात गच्छति-ગુણગાન એ કલ્યાણજ છે અને કલ્યાણ કરનારો કોઈપણ કદી દુર્ગતિને પામતો નથી.' સૂર્યની ગતિને કોઈ વાસ્તવિક જાણતું નથી છતાં ઘણા કહે છે કે સૂર્ય બાણની પેઠે દોડે છે; વરસાદ પડે છે ત્યારે કોઈનું ટાંકું ભરાય એટલે તે કહે છે કે, મારૂં ટાંકું ભરાયું તેટલો વરસાદ પડયો; અથવા અમુક ઇંચ વરસાદ થયો; ત્યારે બીજી બાજુ તો આખો દેશ પાણીથી છલી ગયો છે, એટલો બધો વરસાદ પડયો છે કે જેનું કંઇ પ્રમાણ નથી; અથવા બાર મહિના સુધી નભે તેટલું પાણી પડી ગયું છે; એ પ્રમાણે સૌ કોઈ પોતપોતાનાં જુદાં જુદાં માપ કાઢે છે, તેજ પ્રમાણે પરમેશ્વરના ગુણોસંબંધે સમજી લેવું; એટલે જેને જેટલા જણાય તેટલા તે કહી શકે છે. જેમ કોઇ સરોવર આખુંય કદી પિવાતું નથી છતાં પીનારની તૃષા તો શાંત થાયજ છે, તેજ પમાણે પરમાત્માના સમગ્ર ગુણો અથવા તેથી અધિક ગવાઈ શકાતા નથી, તોપણ જેટલા પોતાની શક્તિ પ્રમાણે ગુણો ગાય તેટલાથી પણ ગાનારને તો લાભજ છે; આનું

ઠામે ઠામે ધામે ધામે, બિરાજે ઘનશ્યામ;
મનહર દુઃખહર સુખકર સુંદર, અદ્‌ભુત એનાં કામ.
હું તો પળપળ દેખું દયાળ પરચા તારી પ્રીતિના. [એમ]
આંધળાની અગાઉ જોઈનેરે, કેમ ના કરે વિચાર,
આંખો દીધી અણમોલ બે એ તે કેવો ઉપકાર.
ખાવા પીવા એજ આપે, સૂતા રક્ષે છે રાતે,
ઉઠાડે પાછા જાતે. [ઇત્યાદિ]

'ન દેખું હું ત્હારા વિનાનું બીજું,
ન લેખું હું ત્હારા વિનાનું બીજું.' [અને વળી]
'સીતાવર જે કંઈ કરશે રે કરશે સારૂં,
શીદ રાખું શિર હું જોખમ રે ફોકટ મ્હારૂં.'

એ રીતે જેમ જેમ પરમેશ્વરના સ્વભાવનું, તેમના ગુણોના પ્રભાવનું અને તેમના દ્વારા પોતાને મળતા સર્વ લાભોનું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ તેમનું કીર્તન થતુંજ જાય છે, ને તેમાંથીજ નરસિંહ મહેતાના શબ્દોમાં—

મને હરિ ભજવાની ટેવ પડી,
મ્હારો નાથ ન વિસરે એક ઘડી.

એવું થઈ જાય છે. 'નાદે બીજાના નાદ બંધ થાય, ને મન માલિકને સંભારે' એમ માત્ર જિહ્‌વાથીજ થતું કીર્તન કેવળ વાચિકજ નથી રહેતું પણ 'श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्'–એ વ્યાપક પ્રભુનું કથાશ્રવણ,ગુણકીર્તન, સ્મરણ તથા ચરણસેવન પણ એ દ્વારા થવા લાગે છે; એટલુંજ નહિ પણ એ કીર્તનથીજ ધ્યાન, ધારણા, સમાધિ વગેરે યોગનાં અંગોનો પણ વિના પ્રયાસે લાભ સાથે સાથેજ થતો જાય છે. આમ સર્વ પ્રકારના ઇશ્વરી અનુભવમાં તેજ એક ખાસ સ્વતંત્ર ઉપાય છેઃ—

આપ્યાં છે કે જે દ્વારા ધર્મ, અર્થને કામ એ ત્રણ પુરુષાર્થો પ્રાપ્ત કરી છેવટે મોક્ષને પણ તેઓ મેળવી શકે ને તેમાં પણ સ્વસ્વરૂપ તથા પરસ્વરૂપે પોતાને પામી શકે તેવી એ દયાળુ પ્રભુ-એ ગોઠવણ કરી છે. આવી સર્વ માટેની વ્યવસ્થા કરવાની તેમને પોતાને કંઇ ખાસ જરૂર હોય અથવા તેમની ખાસ ફરજ હોય તેવું કંઇ પણ નથી; માત્ર સર્વ ઉપરની કૃપા અને સર્વનું કલ્યાણ થાય એજ ઉદ્દેશથી કેવળ પરોપકારાર્થેજ આ જગત-રચના તે ન્યાયી ને દયાનિધાન પિતાએ કરી છે. તે કૃપાળુ પ્રભુની ખાસ મોટામાં મોટી દયા તો એજ છે કે, સર્વનો શ્રમ સફળ કરવો, સર્વને કલ્યાણ માર્ગે દોરવા અને અકલ્યાણ-અનિષ્ટ કે દુઃખજનક માર્ગથી અટકાવવા. આ સત્ય વસ્તુ મનુષ્યના જાણવામાં હોવી જાઇએ કે:—

જે જે જગમાંહે હું ભાળું રે, દીધું તે તો આપે દયાળુરે.
માના ઉદરમાં આપે તન કીધું તૈયાર;
તે આપ્યું ત્યારેજ થયો છે મ્હારો આ અવતાર. જે જે૦

આ શરીરરૂપી કેવો ઉત્તમ ઉતારો છે? તેમાં કેવી ગોઠવણ છે? તે માટે વળી ઘર, સરસામાન, પૃથ્વી, જળ, હવા, વગેરે જોઇતું મળી શકે. જ્યાંસુધી અશક્ત હોઇએ ત્યાંસુધી અન્યની સહાય, અને પછી પણ જો બરાબર આજ્ઞા પાળવામાં આવે તો જે ચાહીએ તે પ્રાપ્ત થાય, એવા ઉપાયો અને તેમાં પણ સહાયકો પ્રભુએ તૈયાર રાખેલા છે. આ કેવો અમાપ ઉપકાર? એ જ્યારે સમજાય છે અને પ્રતિક્ષણ અનુભવાય છે છે ત્યારે કીર્તન કરવાની તો શી વાત? પણ એની મેળેજ કીર્તન કરાઇ જવાય છે; અને ખરૂં કીર્તન પણ તેજ છે. ભક્તજનને તો તેનુંજ રટણ, સ્મરણ થયા કરે છે ને તેનીજ લગની લાગે છે:—

ઠામે ઠામે ધામે ધામે, બિરાજે ઘનશ્યામ;
મનહર દુઃખહર સુખકર સુંદર, અદ્‌ભુત એનાં કામ.
હું તો પળપળ દેખું દયાળ પરચા તારી પ્રીતિના. [એમ]
આંધળાની અગવડ જોઈનેરે, કેમ ના કરે વિચાર,
આંખો દીધી અણમોલ બે એ તે કેવો ઉપકાર.
ખાવા પીવા એજ આપે, સૂતા રક્ષે છે રાતે,
ઉઠાડે પાછા જાતે. [ઇત્યાદિ]

'ન દેખું હું ત્હારા વિનાનું બીજું,
ન લેખું હું ત્હારા વિનાનું બીજું.' [અને વળી]
'સીતાવર જે કંઈ કરશે રે કરશે સારૂં,
શીદ રાખું શિર હું જોખમ રે ફોકટ મ્હારૂં.'

એ રીતે જેમ જેમ પરમેશ્વરના સ્વભાવનું, તેમના ગુણોના પ્રભાવનું અને તેમના દ્વારા પોતાને મળતા સર્વ લાભોનું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ તેમનું કીર્તન થતુંજ જાય છે, ને તેમાંથીજ નરસિંહ મહેતાના શબ્દોમાં—

મને હરિ ભજવાની ટેવ પડી,
મ્હારો નાથ ન વિસરે એક ઘડી.

એવું થઇ જાય છે. 'નાદે બીજાના નાદ બંધ થાય, ને મન માલિકને સંભારે' એમ માત્ર જિહ્વાથીજ થતું કીર્તન કેવળ વાચિકજ નથી રહેતું પણ 'श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्'–એ વ્યાપક પ્રભુનું કથાશ્રવણ,ગુણકીર્તન, સ્મરણ તથા ચરણસેવન પણ એ દ્વારા થવા લાગે છે; એટલુંજ નહિ પણ એ કીર્તનથીજ ધ્યાન, ધારણા, સમાધિ વગેરે યોગનાં અંગોનો પણ વિના પ્રયાસે લાભ સાથે સાથેજ થતો જાય છે. આમ સર્વ પ્રકારના ઇશ્વરી અનુભવમાં તેજ એક ખાસ સ્વતંત્ર ઉપાય છેઃ—

કબીર નામ દ્રઢ ધર્યો ભયો પાપકો નાશ;
માનો ચીનગી આગકી, પડી પુરાને ઘાસ.

જેમ કીટો ભમરીનું ધ્યાન કરતો ભમરીજ બની જાય છે, એ ન્યાયથી અથવા 'પ્રભુ પારસ તુજ સંબધે પારસ સવે થાય છે' એ સત્ય અનુભવીઓના ઉદ્‌ગાર પ્રમાણે સંગનો રંગ લાગે છે, જેથી આત્માની મલિનતા ભાગે છે ને પરમાત્માની દિવ્યતાનો પટ આપણામાં લાગે છે. જેમ હરકોઇ કાષ્ટ અગ્નિના સંગથી અગ્નિજ બને છે, હરકોઈ આકૃતિવાળું લોઢું અગ્નિમાં પડતાં તે સ્વરૂપજ બની જાય છે તેમ જો કીર્તન પૂર્ણ ભાવથી સંપૂર્ણ થાય તો છેવટે સાધનદશામાંથી નીકળી જઇને સિદ્ધ દશામાં જઇ પહોચે છે-સિદ્ધ ભક્તિરૂપે પરિણમે છે. પછી તો બંધ પડી જાય તોયે મન કામ કર્યા કરે છે; તે પેટામાં રહી જીવનજ કામ કરે છે, ને તેથી આત્મા વિશુદ્ધ બની જઇ સદા માટે તે પ્રભુનોજ સંગી બને છે બસ, આ સિદ્ધાંતમાં અનેક યુક્તિઓ તથા ન્યાયોનો સમાવેશ થઇ જાય છે. સુજ્ઞ મનુષ્યો આ સિદ્ધાંતનો વિચાર કરી સત્વર નિ:શંકપણે સ્વીકારી લેશે કે એ રીતે તો 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સહાય.'

પરમાત્મા પાસે તેમના પોતાના કરતાં બીજું ઘણું ઘણું છે. તેમણે સર્વને વિના માગ્યે યોગ્ય એવી સમાન વસ્તુઓ તો ઘણીજ આપી છે. પણ જેમ માંદાંઓ માટે દવાખાનાં, અભણ માટે શાળાઓ, હુન્નર માટે કારખાનાં ને લૂટાયલાં તથા ઠગાયલાંઓ માટે ન્યાયાલયોને સરકારે ખુલ્લાં મૂક્યાં છે પણ જેઓ તેનો લાભ લે છે તેમનેજ તેના ફાયદા મળી શકે છે, તેમ ન્યાય સાથે દયા પણ તે દયાળુ પરમેશ્વરની પાસેજ હોઇને તેને યોગ્ય પાત્ર બની યથાવિધિ તેનો લાભ જેઓ લે છે તેમનેજ તે આપે છે. તેમાં ન્યાય તરફજ લક્ષ્ય રાખી પ્રભુની દયા માટે યોગ્ય બની પ્રાર્થના કરવાની લાયકાત મેળવ્યા પછી જો પ્રાર્થના કરવામાં આવે તો જેને જેવું જોઇતું હોય તેવું તેને તેના સામર્થ્ય પ્રમાણે યથાયોગ્ય પ્રભુ આપે છે. માટે પ્રભુના ગુણો, ચરિત્રો જાણી તેનુ કીર્તન કરી, મનમાં આણીને તે પ્રમાણે ભાવયુક્ત થઇ જો પ્રાર્થના તથા ગુણગાન કરાય તો જેની ચાહના કરે તે અવશ્ય મળે, એ અનુભવસિદ્ધ છે. એમ પ્રાર્થના તથા ગુણગાનમાં ચઢતાં ચઢતાં જ્યારે આ સમજાય છે કે, સર્વમાં જે કંઇ આશ્ચર્યકારક હોય છે તે પરમેશ્વરનુંજ છે; સર્વથી શ્રેષ્ઠ; અપાર અને નિત્ય તો તેજ છે માટે તેજ ચાહવા યોગ્ય છે, તેજ ધ્યાન કરવા યોગ્ય છે, તેજ ગાન કરવા યોગ્ય છે, તેમના પરજ પ્રેમ હોવો જોઇએ; તેમના સંબંધી જેટલુ જ્ઞાન વધારે તેટલી મોટાઈ પણ વધારે; માટે તેમના અનુભવનું સ્મરણ કરવું, દૃષ્ટાંત મનમાં લઇ તેમની યોગ્યતા સમજવી, તેમનાથી ડરવું, તેમની સમીપમાં દીનતા કરવી, તેમનેજ જો ઇષ્ટદેવ તરીકે સ્વીકારવામાં આવે છે તો એ પ્રભુ પોતેજ પોતાના બને છે, એમ શાસ્ત્રો તથા શિષ્ટ પુરુષોના અનુભવ ઉપરથી સિદ્ધ થયું છે. આમ પ્રથમ સાધનભક્તિદ્વારા સિદ્ધભક્તિ પ્રાપ્ત થાય છે અને તેથી 'ભક્તિવશ ભગવાન'

'દિલબર દિલ' અનુભવાય છે. જગતમાં સૌથી શ્રેષ્ઠ ગુણ તેજ ગણાય છે કે જે ન ચાહે તેને પણ ચાહવા, તેના પણ શ્રેયકારી થવું. તે માટે જેમ સ્વાર્થભોગ અપાય તેમ ઉત્તમતા ગણાય છે, તેજ દૈવી સંપત્તિમાન છે અને મનુષ્ય માટે પ્રશંસનીય પણ તેજ છે, તો પછી જે દેવોના પણ પરમદેવ છે તેમને ચાહવા તે ઉત્તમોત્તમ ગુણ કેમ ન કહેવાય? 'भक्तिक्रीतो जनार्दनः। ભગવાન ભક્તિથી તો ખરીદાઇ જાય છે.' તે દેવાધિદેવ પોતેજ કહે છેઃ—

नाहं वसामि वैकुंठे योगिनां हृदये न च।
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद॥

'હે નારદ! હું વૈકુંઠમાં વસતો નથી કે યોગીના હૃદયમાં રહેતો નથી; જ્યાં મારા ભક્તો મારાં ગુણગાન ગાય છે ત્યાં હું સ્થિતિ કરૂં છું.' આ વાત સર્વ સુજ્ઞજનો જાણે છે. બ્રહ્મા, વેદો, નારદ તથા શારદા એમનો પણ એજ અનુભવ છે. મહંમદ પયગંબર જિસસ ક્રાઇસ્ટ, ઇસા, મુસાનુહ, આદમ તથા મોટા મોટા ફિરસ્તાઓની પણ એજ અનુભવની વાત છે, એથીજ તેઓ સર્વે આજ દિવસ સુધી પ્રખ્યાત છે અને તેમણે સર્વને એજ શીખવ્યું છે કે, 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય.' જેનું ફળ કેવળ દુઃખજ તેવાં દુષ્ટ કર્મોને જેઓ જાણે છે ને જુએ છે છતાં છોડી શકતા નથી અથવા અલ્પ સુખના લોભમાં ભૂલો કરે છે અથવા અજ્ઞાનને લીધે તેમના તરફ પ્રેરાય છે તેઓને એ તમોગુણી તથા રજોગુણી કર્મોથી અટકાવવા માટે ઉત્તમ ઉપાયરૂપે ભગવાન પોતેજ સમજાવે છે કે, 'अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्– આ મર્ત્યલોક નાશવંત છે ને દુઃખદાયી છે. આ લોકમાં આવીને તું મારૂં ભજન કર.' આ રીતે 'કામસુખ'ની પ્રભુભજનના મુકાબલામાં અનિત્યતા તથા દુઃખરૂપતા બતાવીને તેની સાથે જેની નિત્યતા તથા સુખરૂપતા છે તેને પણ ભગવાન

જણાવે છે-'सुखं कर्तुमव्ययम्- મારું ભજન કરવું સહેલું છે ને તેનું ફળ પણ અવિનાશી છે.' આવા પ્રભુના શબ્દોને તેવા અજ્ઞાની લોકો સમજી જાય અને તે વાત તેમના ગળે ઊતરે તો એની મેળેજ તેઓ તમોગુણી તથા રજોગુણી કાર્યોથી અટકે ને ઈશ્વરભજન તરફ વળે. બાળક માટીનું ઢેફું ખાતું હોય તો તેની પાસેથી તે પડાવી લેવાથી તો ઊલટું રડશે, પણ તે બદલ તેને સાકર આપવામાં આવશે તો એની મેળેજ માટી છોડી દઈ સાકર લેશે. એટલે જે સારૂં છે તે તો સારૂંજ છે, માત્ર તે સમજાવું જોઇએ. પ્રભુનું ગુણગાન એ સારામાં સારૂં છે અને તે દ્વારા સર્વ ધાર્યાં કામ થઈ શકે છે, એ જો સમજાય તો સ્વદેશપ્રેમ, સ્વાતંત્ર્ય, યુદ્ધવિજય વગેરે અનાયાસે આવી મળે છે. એજ અભિપ્રાયથી કહ્યું છે કે, 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય.' એટલુંજ નહિ પણ સૌમ્યતાથી સર્વને વશ કરવામાં તથા લોકોનું કલ્યાણ કરવામાં ઉત્તમ સાધન તે આજ છે. પરમાત્માને પ્રસન્ન કરવામાં આજ સાધન હોઇ તેને સાધનભક્તિરૂપ તથા સિદ્ધભક્તિનું મૂળ કહેવામાં આવે છે. પરીક્ષિતની મુક્તિ આ સાધનથી થઇ; વ્યાસ વાલ્મીકિ તથા નારદે પણ જગત માટે એજ આગળ ધર્યું છે, અને તેથી એ નક્કી થયું કે 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય.' કારણકે તેથી મનુષ્ય-જન્મ સુધરે છે અને તે દ્વારા 'પ્રીતિથી સ્વવશ થઇ જાય જગરાય.'

એ નિશ્ચય છે કે પ્રભુ જેવી ઉત્તમ વસ્તુ બીજી કોઈ નથી; તેમની તુલનામાં કોઈપણ હલકુંજ છે; તેમના ગુણો જેમ જેમ ગવાતા જાય છે તેમ તેમ તેમને વિષે પ્રેમ, તેમના પ્રત્યે સદ્‌ભાવ તથા ભક્તિ વધતાં જાય છે; જેથી છેવટે તેમની પ્રાપ્તિ થાય છે. આજ ક્રમ આ પદમાં દર્શાવ્યો છે. તેમાં યુક્તિઓ તથા દૃષ્ટાંતોની કંઇ જરૂર નથી, આ રહ્યું પ્રમાણ-'गायंति यं सामगाः।

સામવેદ ગાનારાઓ જે પરમાત્માને ગાયા કરે છે.' અરે! શેષનાગ તથા સરસ્વતી પોતે તેમનુંજ ગાન કર્યા કરે છે ને શ્રુતિઓ પણ તેમનાજ ગુણો ગાય છે. બસ આજ મંત્ર જો વિધિપુરઃસર ગાતા આવડે તો 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય.' કારણકે 'मंत्राधीना हि देवताः। દેવતાઓ મંત્રને આધીન બને છે.' દીપકરાગ ગવાય તો દીવા પ્રકટે ને મૃગો તથા સર્પો ઉપર પણ ગાનની અસર થાય છે, એ સિદ્ધ પ્રયોગ છે. રામાયણની પ્રસિદ્ધિ ગાનથી થઇ છે; વાલ્મિકિનું મહર્ષિપણું તથા લવ-કુશને પિતાની પ્રાપ્તિ ગાનથીજ થયેલ છે. 'हरिः सर्वत्र गीयते-સર્વત્ર વેદ, શાસ્ત્રો વગેરેમાં શ્રીહરિ ગવાય છે.' ભગવાનનું ગુણ ગણાતા બ્રહ્મા તથા બ્રાહ્મણોનું મુખ્ય કર્તવ્યજ એ ગણાય છે કે, તેઓએ સ્વરપૂર્વક વેદગાન કરવું. ભાગવતની પ્રસિદ્ધિ પણ ગુણગાનથી થયેલી છે, અને ગીતામાં પણ—

> महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः।
> भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम्॥
> सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः॥

'હે અર્જુન! દૈવી પ્રકૃતિનો આશ્રય લેનારા મહાત્માઓ એકચિત્ત થઇને સર્વ ભૂતોના આદિ તથા અવિનાશી એવા મને જાણીને મારૂં ભજન કરે છે; તેઓ નિત્ય મારૂં કીર્તન કરે છે અને વ્રતોમાં દૃઢ રહી યત્ન કરે છે.' આમ કહી દર્શાવ્યું છે કે દૈવી પ્રકૃતિવાળા મહાત્માઓ તેજ છે કે જેઓ મને ભૂતોનો આદિ તથા અવ્યય જાણી અનન્ય મનવડે ભજે છે. જેમ જ્ઞાન વધારે તેમ પ્રેમ પણ વધારે, અને તેથી કીર્તન તથા ગુણગાન પણ વિશેષ થાય છે; અને તે નિરંતર થવુંજ જોઇએ. યત્ન તથા દૃઢ વ્રતપૂર્વક તે જો થાય તો તેની સિદ્ધિ સત્વર થતાં સફળતા

પણ શીઘ્ર થાય છે. શ્રીમહાભારતમાં મહારાજા યુધિષ્ઠિરે, પિતામહ ભીષ્મ પાસે—

श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः ।
युधिष्ठिरः शांतनवं पुनरेवाभ्यभाषत ॥
को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः ॥

'સમગ્ર ધર્મો તથા સર્વ પાવન વ્રતો વગેરે સાંભળ્યા પછી ભીષ્મપિતામહને ફરી પૂછ્યું કે સર્વ ધર્મોમાં પરમ શ્રેષ્ઠ ધર્મ તમે કયો માનો છો?' યુધિષ્ઠિરના આ પ્રશ્નનો ઉત્તર ભીષ્મપિતામહ આ પ્રમાણે કહે છે:—

एष मे सर्व धर्माणां धर्मोऽधिकतमो मतः ।
यद् भक्त्या पुंडरीकाक्षं स्तवैरर्चेन्नरः सदा ॥

'સર્વ ધર્મોમાં સૌથી અધિક ધર્મ મેં એજ માન્યો છે કે, ભક્તિપૂર્વક સ્તવન કરી મનુષ્ય સદા શ્રીપુંડરીકાક્ષ-પ્રભુનું પૂજન કરે.' આમાં સ્તવન કરવાનું જે કહ્યું છે તે ખુશામત અથવા લાલચથી કરવાનું નથી, પણ એ દયાળુ પ્રભુના ઉપકારોનું સ્મરણ કરી ઉત્પન્ન થયેલી ભક્તિથી કરવાનું છે; અને તે ભક્તિ પણ એવી હોવી જોઇએ કે, તેમનુંજ સ્વરૂપ નેત્ર સમક્ષ ખડું રહે, હૃદયમાં પણ તેમનીજ સ્થિતિ રહે, ને જાણે તેમની સમક્ષજ પોતે સ્તવન કરી રહ્યો છે એવો પ્રકટ ભાવ વ્યક્ત થઇ જાય. આ અધિકતમ ધર્મને હરકોઇ મનુષ્ય આચરી શકે છે; તેમાં દેશ, કાળ, કે પાત્રનો વિચારજ નથી; સદા ગમે તે કાળે, દેશે કે પાત્રે આ ધર્માચરણ થઈ શકે છે. અરે! આ કલિયુગના સમયમાં તુકારામ ભક્તરાજના ગ્રંથો પાણીમાં ડુબાડેલા છતાં તરી આવ્યા, નરસિંહ મહેતાના કંઠમાં ભરી સભામાં

પ્રભુએ હાર ધર્યો અને તેમની સાથે પોતે નૃત્ય કર્યું; આ બધું મંડળીક રાજાએ પ્રત્યક્ષ જોયું ત્યારે નરસિંહ મહેતાએ ગાયું કેઃ—

બેઠો બેઠો ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળું;
ઉભો ઉભો ગાય ત્યાં હું નાચું રે.

અને છેવટે ગાયું કેઃ—

'ભણે નરસઇઓ એ પદ સાચું રે,'

આ ઉપરથી તેજ વખતે સિદ્ધ થયું કે આ દેશમાં સર્વ શિષ્ટજનો શ્રીહરિનું સ્તવન ભક્તિપૂર્વક સ્વીકારે છે, એટલે વિશેષ શું કહેવું ?

ગુણ ગાયે જે ચાહે તે થાયે સહાય,
પ્રીતિથી સ્વવશ થઇ જાય જગરાય.

એટલુંજ નહિ પણ 'અન્ય ઉપાય કઠણ અનુકલિમાં, આ તો સદા સહુથી સુખેથી કરાય.' બીજા ઉપાયો જો કે ઘણા છે–'यज्ञेन दानेन तपसाऽनाशकेन–યજ્ઞ, દાન, તપ, ઉપવાસ' વગેરેથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે, પણ તે ઉપાયો કિલષ્ટ છે. જો કે આ ઉપાયો પણ સાધનભક્તિરૂપ હોઇને સિદ્ધ ભક્તિમાં પરિણમે છે અને તેથીજ કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગ એમ ત્રણેને પરમાત્માની પ્રાપ્તિનાં સાધન તરીકે ગીતામાં વર્ણવ્યાં છે, પણ તે તે ઉપાયો સાંગોપાંગ યથાક્રમ કરવા કઠિન છે, ત્યારે આ ગુણગાનરૂપ ઉપાય સરળ, સહેલો ને સુખસાધ્ય છે. એ તો 'રાગપ્રાપ્ત' હોઇને એક ટેવરૂપે બની જાય છે; અને તેથી—

स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

'પોતાના સ્વભાવથી કાબૂમાં આવેલુ કર્મ કરતો મનુષ્ય પાપ મેળવતો નથી.' ઈન્દ્રિયોને રોકવી તે કઠિન છે, હાથ જો હલા-

વીએ નહિ તો અટકી પડે છે, ચલાવીએ તો ઊલટો છૂટો રહે છે; તેમજ મૂંગા બેસી રહેવાથી ઊલટી મૂંઝવણ થાય છે; કેમકે બોલવાની ટેવ પડેલી છે; એટલે ટેવ પ્રમાણે બોલવુંજ જોઇએ. પણ તે ગુણગાનજ—

પદ–'કંથ બીન' એ રાગ

ગાય સહુ જગમાંહ્ય, તથાપિ હરિગુણ કેમ ન ગાય;
ધર્યું સોનું ધૂળ થાય, તથાપિ હરિગુણ કેમ ન ગાય.
એજ જીભ મુખ કંઠ તાલ સુર, વાદ્ય ભલે ભેળાય;
કૃતિ મતિ જે હોય ખરચીએ તે સરખી ખરચાય. તથાપિ૦
હાલરડાથી શરૂ કરે શું, ગીત સીમંતે ગાય;
મરે પુંઠે એ વરસી સુધી, એજ કિર્તનો થાય. તથાપિ૦
સારૂં ટાણું શરૂ ગાનથી, સગાં સ્નેહી ખરડાય;
ગુણ ભેગા અવગુણ શું ગાળે, કંઠે બેસી જાય. તથાપિ૦
વેશ્યા ભાંડ ભવૈયા સુણતાં, ઉંધ અર્થ અરપાય;
જૂઠાં નાટક વાતો પુસ્તક, દ્રવ્ય દઇ ન ધરાય. તથાપિ૦
ચાર મળ્યા કે ચાલે લવરી, ગુણ અવગુણ ચરચાય;
અનેક તુફાન એથી ઉઠે, પુંઠે મસ પસ્તાય. તથાપિ૦
કોમ હાંકતાં દળણું દળતાં, ચૂનો કૂટતાં ન્હાય;
સ્વારી ચડતાં મિજલસ મળતાં, કાન કંટાળો ખાય. તથાપિ૦
અન્ય એજ એ માત્ર મહીં જો, પ્રભુ પ્રસંગ ભેળાય;
જો તે આ લોકે પરલોકે, અનંત ફેળદા થાય. તથાપિ૦

હવે તેની વિધિ માટે એક સુગમ 'ગરબી' જુઓઃ—

'વારો જશોદા માવડી' એ રાગ

બેસીએ હરિગુણ ગાવા, એવાં થઇ બેસીએ હરિગુણ ગાવા;
ગુણ ગાવા તે નાથને ન્હાવા, ત્હેના જેવાં ગુણી થાવા. એવાં૦
કૃતિ કહી એ રાખી સ્મૃતિમાં, સાર હૃદયમાં ભરાવા. એવાં૦

રૂપ વરણીએ તે સંભારી, લાગ મળે ત્યારે ધાવા. એવાં૦
ભૂલ કહીએ તેવાં નવ રહીએ, પૂરેપૂરાં પસતાવા. એવાં૦
ભક્તિ માગીએ તે કરવા લાગીએ, જાગીએ છુટી જાવા. એવાં૦
કરગરીએ હરિનો ભય ધરીને, પાપને પડખે ન જાવા. એવાં૦
કહીએ તે ખબડી નવ જઇએ, સાચા મને સંભળાવા. એવાં૦
ઉપકારો સ્મરીએ તે ઘડીએ, ઉર પ્રેમે ઉભરાવા. એવાં૦
રૂબરૂમાં તો અનુ રહી રૂબરૂ, એમાંજ લગની લગાવા. એવાં૦

એટલે ગુણગાન સાથે ધ્યાન પણ હોવું જોઇએ. આનું નામજ મનસા, વચસા તથા કર્મણા પ્રભુનું અનુસંધાન કહેવામાં આવે છે. આ જેવું સિદ્ધ થાય છે કે તુરતજ બીજાં તોફાન એની મેળેજ બંધ પડી જાય છે અને તે દ્વારા પરાભક્તિ પણ સિદ્ધ થાય છે. એ રીતે સિદ્ધ ભક્તિ થઇ એટલે 'પ્રીતિથી સ્વવશ થઈ જાય જગરાય.' આમ હરકોઇ ઉપાયની પ્રતીતિ તેને આચરણમાં મૂકો ત્યારેજ થાય છે; આ લોકના તથા પરલોકનાં સુખ ત્યારેજ અનુભવાય છે. તામસમાંથી રાજસ, રાજસમાંથી સાત્ત્વિક તથા તેમાંથી શુદ્ધ સાત્ત્વિક ત્યારેજ થવાય છે. મુચકુંદના મહેતા થયા ને તેમણે ગુણગાનથી હરિને વશ કર્યા, પણ તેની પ્રતીતિ–તેના પરચાઓ બીજા જાણે ત્યારેજ થાય ને ? તે માટે સુપ્રસિદ્ધ દૃષ્ટાંત જુઓઃ—

## મરાઠી સાખી

નાગરી નાતે નામી નરસહી વૈષ્ણવ વીર વિરાગી;
શિવજીને સેવી સંતોષી, શ્રીવર સેવ્યા જાગી,
ભમણા ભાગી....... બન્યા બડા બડભાગી.

તે શાથી ? કલિયુગમાં કયો ઉપાય શ્રેષ્ઠ છે ? તે જાણવા માટે સાક્ષાત્ શંકર ભગવાનનું પ્રથમ સેવન કર્યું, ને તેમની પાસેથી શ્રીહરિગુણગાનજ શ્રેષ્ઠ ઉપાય છે એમ જાણી લઇ, ખુદ શ્રીહરિથીજ તે પ્રમાણ કરી, તેમનાં દિવ્ય ચરિત્રો અનુભવમાં લઇ તે માર્ગે તેમનાંજ વખાણ કરતા રહ્યા, તેમનુંજ ધ્યાન તથા અનુસંધાન કરવા લાગ્યા; અને બીજા ઘણાને એ માર્ગે તેમણે વાળ્યા.

કયાં આપ કોટિ અંડપતિ દેવા, કયાં અમે અણુ તુચ્છ કીટ જેવા.

છતાં એ સર્વમહાન પરમેશ્વર, નાનામાં નાના પણ પોતાના ભક્તજનના મિત્ર, સખા, સ્વામી બની તેની સાથે રમે છે, ભમે છે; આવા ઉદાર મનનો તે જગદીશ્વર પોતાનો સ્વામી કોને ન ગમે ? તે પરમાત્માની જે અસાધારણ કીર્તિ તથા મહત્તા છે તે તેમના અનન્ય સાધારણ અલૌકિક ગુણોથી છે; મોટામાં મોટી ઉદારતાથી છે અને અન્ય કોઇથી પણ થવી અશકય એવી તેમની કરામતથી છે. વિશ્વમાત્રના મોહજન્ય વિષયાનંદથી કોટિગણો ચઢિયાતો જે બ્રહ્માનંદ છે તેને એ દયાળુ પ્રભુ પોતાના ભક્તને પોતાનાંજ અંગોપાંગનો સ્પર્શ કરી આપે છે, અને તે દ્વારા ભક્તજનનાં સર્વ પાપોનો નાશ કરી પોતાના સ્વરૂપાનંદમાં તેને સ્થાપે છે. કેમકે 'पवित्राणां पवित्रं यो मंगलानां च मंगलम्–પવિત્રમાં પવિત્ર ને મંગલમાં મંગલ તે પ્રભુજ છે.' તેથી વૈભવ, તીર્થ, ક્ષેત્ર કે બીજા કોઇ પણ પદાર્થથી અલક્ષ્ય એવા તે પરમાનંદ તથા જ્ઞાનાનુભવને પ્રભુ પોતાની જાતથી અહીંજ ભક્તને આપે છે; આવી

મહાન ઉદારતા તથા ભલાઇ નરસિંહ મહેતાને પ્રભુએ જે વ્રજમાં બતાવી તેજ તેમણે ગાઇ છે, અને સર્વ સાત્વિક મનુષ્યોને તે અતિશય રૂચી છે. એ ગુણગાનથી મહેતાજી એવા તો ફાવી ગયા કે, તેમને માટે મહાદુર્લભમાં દુર્લભ વસ્તુ સિદ્ધ થઇ ગઇ અને કોઇપણ સાધનની આવશ્યક્તા ન રહી; કેમકે, 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાયે' એ તેમણે અનુભવમાં ઉતાર્યું ને તેથી 'પ્રીતિથી સ્વવશ થઇ ગયા જગરાય.' એટલે તેમને માટે કોઈ પણ જાતની ન્યૂનતા રહીજ નહિ. તેમની એ ખાસ ચાહના હતી કે પોતાની, પોતાનાં સંબંધીઓની કે દુનિયાનાં લોકની પોતાને પરવા રહેવી ન જોઇએ. તેમાં—

પત્ની પુત્ર પુત્રીને પોતે પ્રભુને પૂજે પ્રીતે;
પુત્ર પત્ની પહોંચ્યાં પહેલેથી પરમપદે સુપ્રતીતે,
પરચા પૂરે..........પ્રિયતમ પ્રેમ પુનીતે.

પોતે તો પૂર્વજન્મથીજ ભક્તિનિષ્ઠ હતા, એટલે તેમની ભક્તિ તો સિદ્ધ ભક્તિ બની હતી, પણ પોતાની પ્રજા કે જેના પોતે ગુરુ બન્યા હતા અને જેનો પોતાની સાથેનો સંબંધ આરંભનોજ હતો, તે તો હજી સાધનદશામાં હતી, તેથી એ પ્રજા, પોતાના વડીલના પ્રસંગને લીધે આ વસ્તુ જાણતી હતી તથા માનતી પણ હતી કે, 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાયે.' છતાં કોઇ કોઈ વાર તેમાં તેઓને સંદેહ પણ થઇ જતો. નરસિંહ મહેતા પ્રભુનાં ગુણગાન પ્રતિક્ષણ કર્યા કરતા હતા, છતાં તેમણે પોતાનાં સંતાનોને વરાવ્યાં-પરણાવ્યાં તો હતાંજઃ—

પુત્રી પરદેશે પરણાવી, પતિ પરમેશ્વર મન લાવી.

કેમ ન લાવે ? મહેતાજીનો બાળપણથીજ તે ઉપદેશ હતો. 'રામ કૃષ્ણ બે એક છે' એમ કહેનારા મહેતાજી, પોતાની

પુત્રીને સતી સીતાના ચરિત્રથી અજ્ઞાત રાખે એવું કદી બનેજ નહિ. જ્યાં પ્રતિક્ષણ સત્સંગ થયા કરતો હોય ત્યાં દેવહૂતિ, સુકન્યા, સાવિત્રી વગેરેનાં ચરિત્રો કદી અજાણ્યાં હોય ? અને જે શુદ્ધ વૈષ્ણવ હોય તેને તો આ ભય રહ્યાજ કરે છે કે, પ્રભુ-આજ્ઞાનું પૂર્ણ પાલન જો નહિ થાય તો એ પ્રભુ પોતાથી રિસાઇ જશે તો ? એટલે તે તો ઇશ્વરાજ્ઞા પાળતોજ રહે છે. તે પ્રમાણે નરસિંહ મહેતાની પુત્રી કુંવરબાઈ પણ એક વૈષ્ણવજન હોઇને પ્રભુ-આજ્ઞાને પાળતી સાસરિયાંમાં રહેતી હતી; પરંતુ ત્યાં તેને અતિશય કષ્ટ હતું. તે જો કે પ્રભુભક્તિ તો કરતીજ હતી, તેથી તેના પરલોકનું તો સુધરતુંજ હતું પણ પૂર્વજન્મનાં જે સંચિત કર્મ હોય તે તો ભોગવવાનાં હોયજ છે, તેમાં તેનું પણ કંઈ ચાલે ? ભક્તજનના સદ્દગુણો વધે, પણ તેનું શરીર જો રોગી, કાણું કે કૂબડું હોય અથવા બીજાં સાંસારિક સુખ-દુઃખ કર્મવશાત્ આવવાનાં હોય કે પ્રારબ્ધ ભોગવવાનાં હોય તેમાં કંઇ ફેર પડે ? છતાં તેમાં આ બે પ્રકારે ફેર પડે પણ ખરો. એક તો સદ્દગુણો કેળવવાથી અને બીજું શ્રીહરિની અનન્ય ભક્તિથી તથા તેમના પર પૂર્ણ વિશ્વાસથી તેનું નવીન ફળ તે ઇષ્ટદેવ અવશ્ય આપે છે. હવે જોઇએ કે કુંવરબાઇને સાસરિયાંમાં કેમ હતું ? —

## ચોપાઇની ચાલ (ચાલુ)

સાસુ સુળી સમી શ્રીના તોર, જેઠાણીને પિયરમાંનું જોર;
લાડકી નણદી છણછણતી, સસરાજીની ગામમાં ગણતી;
વર કુંવરબાઇનો શરમાળ, બાળ આવડિયો નિરમાળ;
પરદેશે જીવે નહિ માતા, ઘોળી થાવા રહ્યો નથી ભ્રાતા;
તાતને ન સંસારનું ભાન, ભોળા ભક્ત ભજે ભગવાન;
લાગ આવે સાસરિયાં ન છોડે, મેણાં મારે વાંકું બોલી મોઢે;

કુંવરબાઈ કેની કને બોલે, છાનાં નીર નયનથી ઢાળે.

એ વાત ચોકકસ છે કે સંસારમાં જો બધુંય સીધું હોય તો શ્રીહરિને સંભારેજ કોણ ? જેને બધી જોગવાઇ હોય તેને શ્રીહરિનું કામજ શું છે ? પણ સર્વ પ્રકારનું સુખ કેવળ શ્રીહરિધામ વિના બીજે કોઈ સ્થળે નથી, અને તેથીજ સર્વ કોઇ દુઃખના સમયે પ્રભુને સંભારે છે. કુંવરબાઇ પર એ પ્રમાણે જ્યારે એક બાજુથી આપત્તિ છે ત્યારે બીજી બાજુથી દુનિયાના વ્યવહાર પ્રમાણે સગર્ભા સ્થિતિરૂપ સંપત્તિનો લાભ થાય છે. ઇર્ષ્યાખોર તેની જેઠાણી એમની એમ રહી અને—

### દોહરો

સગુણી સલુણી શાંતને, આવ્યું સમીપ સીમંત;
સમજી લાગ્યાં શેકવા, સાસરિયાં શ્રીમંત.

જેઓ શ્રીહરિનું અપાર માહાત્મ્ય સમજતા નથી તેઓ પોતે કોના પર કોપ કરે છે ? એ પણ કયાંથી જાણે ? તેઓ શ્રીહરિના ભક્તજનને કદી ઓળખે છે ખરા ? જેઓને પ્રભુપ્રાપ્તિનો છંદજ લાગ્યો ન હોય તેઓને એવા વિચાર પણ કયાંથી આવે ? કુંવરબાઇનાં સાસરિયાંમાં એમ લગભગ બધાંય તેને શેકતાં હતાં, માત્ર તેના એક સસરાજ ઉનાળાના શુષ્ક અરણ્યમાં રહેલા શીતળ એક વૃક્ષની છાયા જેવા હતા; તે આ પ્રસંગ જાણી લઇને બીજાં સર્વને સમજાવવા લાગ્યા કેઃ—

### હરિગીત

સસરા કહે વહુના પિતાની આશ લેશ ન રાખશો !
નિજ દેહની પરવા નથી ત્યાં દીકરીનો વાંક શો ?
કમી આપણે કશીયે નથી કોઈએ કટુ નવ ભાખશો,
વહુના મનોરથ પૂરજો એથી મીઠું ફળ ચાખશો,

### સાખી

મદમાતી ને કઠણ છાતીની વદી સાસુ વડકારી,
મરી છુટી બાયડી બાપડી ભૂખપતિની નારી;
ભાઈ મુઓ અલ્પવય આશામાં રાંડ છુટી બની બાવી,
પણ આપણથી કંઇ છુટાશે! સંઘરી કરુણા લાવી. [ધનમદ]

### શાર્દૂલ

જેઠાણી વમમી વદી પિતુ મુઆ, જીવ્યાની કયાં ભાળ છે!
પુત્રી છે પરદેશ કે દી કશીએ, ક્યારે ન સંભાળ લે;
માતા સાથ મુઆં બધાં ન દીસતું, કોઈ કુટુમ્બી વળી;
આવી છેક અભાગી બાઈ વહુ તો, ભારે સુભાગ્યે મળી!
(જનમદ)

### ત્રોટક

ઉચરી છણકી ભગની વરની, નહિ રાખડી બાંધું કદી ઘરની;
ઘરનું કરવા મહીં સ્વાદ કરો, વહુને પણ આશીર્વાદજ શો?

### ઉપેન્દ્રવજ્ર

વદી તપી સાસુડી આકરી એ, કરી વડી ભૂલજ સંઘરી એ;
મુઓ પિતા ને મુઈ દીકરી એ, રૂડા દિને લ્હાણ નહિ જરીએ.

### લલિતછંદ

દુખિત બાળને માત સાંભરી, પુનિત ભ્રાતની ઘાત સાંભરી;
નયન આંસુની ધાર નીસરી, ખુદજ લૂછતી ધ્યાઈ શ્રીહરિ.

દુનિયાની કહેવત છે કે, 'સુખે સાંભરે સોની ને દુઃખે સાંભરે રામ.' એ પ્રમાણે કુંવરબાઇને પણ પોતાના દુઃખના સમયમાં પ્રભુસ્મરણજ વિશ્રામસ્થળ થયું. તેણે મનમાં પ્રભુનું સ્મરણ કર્યું; પોતાના પિતાને થયેલા પ્રભુના પરચા સ્મરણ-

માં આવ્યા, તુરતજ મનમાં વિચાર આવ્યો અને જાણે આ પદનો બોલ તેણે લક્ષ્યમાં લીધો ! 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય.' હું પ્રભુના ગુણ ગાઉં તો હું પણ જે ચાહું તે કેમ ન થાય ? જો કે હું અત્યારે સાધનદશામાં છું પણ મારા પિતા ગુરુ તો સિદ્ધ સ્થિતિમાં છે. તેઓ અહીં પધારે તો જરૂર કંઈક રસ્તો નીકળે. આવો મનમાં વિચાર કરી એજ માર્ગ લેવા તેણે નિશ્ચય કર્યો. વૈષ્ણવપુત્રી કુંવરબાઇ પોતાના પિતાને તથા પ્રભુને પોતાની ખાતર કષ્ટ આપવા કરતાં પોતેજ સંસારથી છૂટી જવા માગતી હતી, પણ તેમ કરવાથી ઊલટું પ્રભુથી દૂર પડી જવાય તેના કરતાં પોતાના સિદ્ધ ગુરુ પિતાને મળીને તેમનાદ્વારા પ્રભુદર્શન પામીને એ સુંદર માર્ગેજ સંસારથી છૂટી જવું, તેને યોગ્ય લાગ્યું. પછી એ રીતેજ કરવું યોગ્ય માનીને મનમાં હિંમત લાવીને તેણે પોતાની સાસુ પ્રત્યે કહ્યું:—

પદ–' નાથ નવ કરો ' એ રાગ

કુંવરબાઈ એ, સાસુ સંગ બોલી રે;
રોકી નીર ધરી ધીર સ્મરી શ્રીયદુવીર, ખરું હૃદય ખોલીરે. ટેક૦
મુજ પિયર લગી, ગોરને પઠાવો રે; લખવો પત્ર, ઘટે તત્ર,
આવે કે ન આવે અત્ર ખબર તો અપાવોરે. કુંવરબાઈ૦
મદ ભરી વદી, સાસુ વહુ લોળી રે; ભરમ રાખ, સમજી ભાખ,
ખાલી કરે અભિલાખ, શું વિચારી બોલીરે. કુંવરબાઈ૦
મા મરી જતાં, પિયર ગયું પોઢી રે; ભગત તાત, તાળ હાથ,
ભીખીને પોશે ગાત, ઘરમાં નવ કોડીરે. કુંવરબાઈ૦
વગર મતિનો, આવશે કદાપિ રે; નાચે ગાય, ભુંડી કાય,
આબરૂ અમારી જાય, ખરચખાતા આપીરે. કુંવરબાઈ૦

દોહરો

શોભે સગાં સમોવડાં, ક્યાં રાજા ક્યાં રંક,
મોસાળું ક્યાંથી કરે ! આપ વગાડે શંખ.

### માલિની છંદ

હઠ કરી વહુ બોલી, આવીને ખાલી જાશે;
તદપિ મળવું મ્હારે, એ નિમિત્તેજ થાશે;
યદપિ ગઈ મરી તો, જીવ એમાં રહેશે;
સરસ દોહદ સારે, માગું છું આ વિશેષે.

### ઉપેન્દ્રવજ્રા

દયા સહુના દિલ માંહી આવી, શ્રીરંગને વાત યથાર્થ ભાવી;
લખી રૂડો પત્ર સ્વગોર સાથે, વિદાય કીધો સસરા સુજાતે.

### ગીતિ

સાસરિયાં શું બલા એ, આવા વચને વહુને શું બળાએ;
સાંખી લીધું અબળાએ, લખ્યો પત્ર પિતુ તે નથી નબળાએ.

પિતા પોતે પ્રિતે વ્યવહારમાંજ પડતા, પણ જેના પર ભાર હતો તે તુરત વહારે ચઢતા. એ વાત બાળાને ખ્યાત હતી. તે એજ વાત હતી કેઃ—

'ગુણ ગાયે જે ચાહે તે થાએ સહાયે.' (તેથી—)

પદ—'એશા શું આંહી' એ રાગ

પંડ્યાથી વધુ બોલી એ બાળ, એકાન્તે એવું.
દેજો પત્ર પિતાને કહેજો લેજો ઝટ સંભાળ,
ન જવા દેશો કાળ. એકાંતે૦

(કારણ સાસરિયાંએએ તો મુહૂર્ત પણ લીધું, એટલે હવે કામ કઠણ થયું.)

જો મોસાળું નહિ લાવો તો, ભવની રહેશે ગાળ,
ઉતારજો આ આળ. એકાંતે૦
મળશે જોવા નાત નાગરી, આવી જાણજો તાત,
છે શિર વૈકુંઠ નાથ. એકાંતે૦

## દીંડી

કરજો સુજવતી પ્રણામ જોડી પાણિ,
એવું વદતાં નયનેથી વહ્યાં પાણી;
માત સાંભરી ને દુઃખમાં લેવાણી,
વધુ બાળ વદી શકી નહિ વાણી.

## સાખી

પંડયો પહોંચ્યો જુનાગઢ ને પત્ર દીધો મહેતાને,
વાંચીને વીનવ્યા વ્હાલાને, વહે ફિકર તે શાને?
વિપ્ર વિદાય કર્યો ને કહાવ્યું અમે આવશું કાલે,
જવા ગોઠવણ કરી સંત સહ દીકરીને મોસાળે.

## ચોપાઇની ચાલ

ચાલ્યું કુંવરબાઈનું મોસાળું, જોવા ગામ મળ્યું બની કાલું;
જુની વેલ તે ડગમગ ડોલે, ચક્ર ચાલતાં ચડડડ બોલે,
ત્રુટી માંચી ને પડદા ફાટેલા, માંહે પધરાવ્યા પ્રભુ પહેલા.
પુજા પેટી ને ઝાંઝ પખાજ, સાથે ખાસ કિર્તનનો સમાજ;
નાત જાતનાં ડોસા ને ડોસી, રૂપે રંગે શૃંગારે સંતોષી,
જોડયા બળદ તેવા વૃદ્ધ વેશે, વે'લ ઉભે તોએ એ તો બેસે.
ચાલ્યા ગોવિંદના ગુણ ગાતાં, લોક હસતા શુકન શુભ થાતાં;
જેને જેમ ગમે તેમ બોલે, નથી કોઇ આ નરસહી તોલે.

## ચોપાઈ

મૂળે તો ગાંડી ગુજરાત, તેમાં નટખટ નાગર નાત;
કહેવામાં કરવા દરશન, ભીતર ચેષ્ટા જોવા મન.
મુખે બકે કે પાપો પળ્યાં, કુંવરબાઈનાં મહેણાં ટળ્યાં;
ધન્ય ભક્ત છે સાચા બાપ, માળા તિલક મનોહર છાપ.
નાગરી નાતની ભાવટ જાશે, મોસાળું જગજાહેર થાશે;
હરિજનને શાની રહે ખોડ, કુંવરબાઈના પુરશે કોડ.

## હરિગીત છંદ

મુખ પર મીઠું મનમાં કપટ પુંઠેથી બકતાં જાય છે;
વેરાગી આવ્યો વેશ કાઢી છતાં નર શરમાય છે;
આપશે માળા છાપ તુલસી તાલ જેથી ગાય છે;
વૈશ્નવો ગાશે ગીત! શું મોસાળું આમ કરાય છે!
પહોંચી વધામણી પુત્રીને તે પિતા પદ પડવા ધસી,
તેવી નણંદી છણકતી ઉચરી સ્વગત ઠંડું હસી,
શાં ટીલાં! ગાવાં! નાચવાં! વેરાગીડાં શાં સાથમાં!!
આ તાતથી ન હુઆ ભલાં નિંદા કરાવી નાતમાં.

હવે કુંવરબાઇના પગમાં હિમ્મત આવી છે. તેના ગુરૂ અને તેનું મંડળ તેની વારે આવી પહોંચ્યું છે તે બસ છે. એક તેના તાતજ—

'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાયે.'

ગરબી—'ગરજી તમને' એ રાગ

સુણી વેણ બોલી ઉઠી કુંવરી, સમજવિણ ન કરો નણંદ લવરી;

(વૈશ્નવોની નિંદા તેનાથી ન સહેવાઇ ને તેથી જ કહેવાઈ જવાયું.)

વૈશ્નવ તણો વેશજ છે સાચો, બીજાનો ઉતરશે અંતે કાચો.
ટીલાં નામ તુલસીની બલિહારી, પામે કયાંથી નિંદક નરનારી;
લખેશ્વરી બાપ બીજાંના ભલે, વૈશ્નવ પિતા પુરાં પુણ્યે સાંપડે.
આવ્યાદોડીદોહલી વેળાએ,સાચા સ્નેહીઓ આવ્યા ભેળાએ;
એથી મ્હારા કોડ પુરા થાશે, એ ગાનારાંના ગુણ જગ ગાશે.

વૈશ્નવોની નિંદા સાંભળીને કુંવરબાઇ ત્યાં તો બોલી ગઈ, પણ મનમાં પુરી દ્રઢતા નહિ હોવાથી છેવટે ધીરજ ન રહી અને તે પિતાની પાસે જઇને કહેવા લાગી કેઃ—

### લાવણી લંગડી

ભભકો બ્હાર બતાવી આવી, પણ ભીતર બળતી હોળી;
નમી તાત પદ ગળગળી બની સુતા રોતી બોલી.
તાત કેમ કશુંયે નવ લાવ્યા, મોસાળું કરવું પડશે;
તમે ભક્ત પણ જગતમાં મારે તો મરવું પડશે.

( ભાઇના વિવાહ વેળા તો શ્રીહરિજ ભેળા હતા તેવું આ ટાંણે કાંઇ ન જોયું. )

આ ગામે કોઈ પાઈ ન ધીરે સંગ શ્રીમંત જણાય ન કો;
હજી જતા રહો પિતાજી વધુ નહિ સહેવાય અહો!
માત સાથ શીદ તાત ન મુઇ હું જીવી તમને દુઃખ દેવા;
હજીએ મુજને સંઘરી લેવા વીનવું હે દેવા.

પ્રેમાનંદે ગાયું છે કેઃ—

માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર;
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઇ સાથે ઉતરી.
લુણ વિના જેવું ફીકું અંન, મા વિના તેવું બાપનું મંન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું [illegible] મન.

દુહો

ગદ ગદ કંઠે બની ગઈ, વધતું શું બોલાય;
કશું સંગ નથી દેખતી, અગ્નિ શે હોલાય.

પદ–'મેગ કુમત્રા જીયરત્રા' એ રાગ

વધા વ્હાલા પિતા એ (૨) વધા વ્હાલા પિતા એ,
બ્હેની શું ગભરાયે.
સાથે લાવ્યો છઉં લક્ષ્મીવર, જેથી અભરે ભરાયે. (૨)
રીઝવવાને વૈષ્ણવ વાજાં, માગ જે ચિત ચ્હાયે. (૨)
શું શું જોઇએ લાવ લખાવી, દેશે વૈકુંઠરાયે. (૨)
વૈષ્ણવ સુતા રહે વિશ્વાસે, હરિથી શું ન થાયે. (૨)

તેમાં પણ એજ પદ—

ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાયે,
પ્રીતિથી સ્વવશ થઈ જાય જગરાય.
સંગ પ્રતાપ રંગ લાગ્યો, ઉમંગ જાગ્યો.

લાવણી

સાસરે આવી સઘ બાઇ (૨)
કહ્યું સાસુને શું શું જોઇએ લખો પત્રમાંહી;
વદી તે વહુ શું થઈ ઘેલી (૨)
શીદ બગાડીએ કાગળ વાત વૃથા છે કે મ્હેલી.
વધાં વડસાસુ થઈ ભારે (૨)
વૈષ્ણવ વશ શ્રીહરિ કહો છો ના શું વાહ વાહરે!
આવ વહુ વિગત લખાવું હું (૨)
મરદ મનુષ મહેતાને રીત બધી સમજાવું હું.

શાર્દૂલ

સાંધી દીધી સગાઈ નાત બધીથી, છુટી બડી બોલકી,
ના મૂકી પરનાત એક પુરની, વાલેશરી ઓળખી;

થાકી શું ગભરાઈ બાઈ અતિસે, નામો રહી જ્યાં લખી;
માંડી બે પથરા વરા નણદીએ, મુંડેથી બોલી ધખી!

પદ–'રતનાર' એ રાગ

આવી બાળા રોઇ પિતા પાસે, વહી ક્યાંથી મોસાળું આ થાશે!
વેરણ થઇ વડસાસુ મ્હારી, મારી, વચન ઉપહાસે;
શું વાંચું પિતુ ભૂપે ના દે, એવું લખાવ્યું તમાસે. આ૦
ચીર, ચોળી, ચણીયા, મુગટાનું, લેખું કરે ક્યાં જાશે!
સાળ દુપટ્ટા પાઘડી પૂરમાં, નહિ હોય કોઈના પાસે. આ૦

પ્રેમાનંદ પોતાના કાવ્યમાં કહે છે કે અંદર આવું આવું લખાવ્યું હતું:—

પાંચ વસ્ત્રના પચીસ વાઘા, ચાર ચોકડી તાસ, વહુજી.
લખો પછેડી પંદર કોડી, પરોળાં પચાસ, વહુજી.
સાઠેક મુગટા સોએક શણીઆં, ચીર લખો ચાળીસ, વહુજી.
ધોતિયાં તો બ્રાહ્મણને જોઇએ, તે લખો કોડી ત્રીસ, વહુજી.
બે કોડી જરકસીની સાડી, સોળ કોડી લખો ઘાટ, વહુજી.
છીંટ મોરવી ટુકડી સોએક, નવ કોડી લખો નાટ, વહુજી.
મશરૂ ગજીઆણી દરિયાઇ, લખો થાન પચાસ, વહુજી.
હજાર બારસે લખો કાપડાં, લોક કરે રાહુ આશ, વહુજી.
સોળસેં લખો શેલાં સાળું, તેલ પાનનો શું આંક, વહુજી.
આશરા પડતું અમે લખાવ્યું, બાપ તમારો રાંક, વહુજી.
તમને સોળ શણગાર ધરાવે, બાપ લડાવે લાડ, વહુજી.
ઘરે જમાઇને સોનાનાં સાંકળાં તેમાં અમને શો પાડ! વહુજી.
સહસ્ર મહોર સોનાની રોકડી, કહેતાં પામું ક્ષોભ, વહુજી.
ઘરડાં માટે અમે ધર્મે લખાવ્યું, ન મળે ઝાઝો લોભ, વહુજી.
એ લખ્યાથી અધિક કરો તો, તમારા ઘરની લાજ, વહુજી.
તવ મુખ મરડી નણદી બોલી, સિદ્ધ થયાં સહુકાજ, વહુજી.

'રતનાર નેના' એ રાગ

વદી બાળા રોઈ પિતા પાસે, વદી કયાંથી૦
મ્હેણું રહ્યું સહ્યું તેમ સહીશ દુઃખ, કર્મ લેખ ન ભુસાશે;
આપ સુખેથી સિધાવો સ્વસ્થાને, નાગાઓથી ન જિતાશે. વદી૦
ભજન મુકાવી અહીં લગી તેડ્યા, ભલા ભક્તને જે આશે;
તે નહિ પુરી થવા દે પાપી, જંપશે જવ મને ખાશે. વદી૦

'કુસંગીનો પ્રસંગ દે કુસંગ રંગઅંગમાં' સંસારી મા ગઇ તેની અસર થઇ; પણ પવિત્ર પિતાશ્રી પામે તે ઝાઝી વાર રહી નહિ. તે બોલ્યાઃ—

પદ–'કાલીંગડો નજરીયા લાગીરે' એ રાગ

બ્હીએ શું એમાં બાળારે! સમર્થ શ્રીગોપાળા રે!'
ખોટ નથી ત્રિભુવનપતિ ભૂવને, વૃથા ન જાય કાલાવાલારે.
વૈશ્નવ દીકરી દ્રઢ દિલ રહેજે, રહેજે વદ જે જનો ઠાલારે.
ભાખજે હા અભિલાખ પુરશે, છે શિર પ્રભુ પ્રતિપાળારે.

એ પદજ યાદ રાખવું કેઃ—

'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાયે.'

લલિત

થઈ નિરાશ શું છેક દીકરી, વદ નિરાશ શું છે, કદી કરી?
દીસતિ વિપતિ શું નથી હરિ? વશ કર્યા પતિ શું નથી હરિ?

બસ, જ્યાં પિતાથી બોધ પામી કે પાછી તૈયાર. હવે તો તેણે દ્રઢ યાદ રાખ્યું કે, 'ગુણ ગાયે તેમાં વાયદો શું કામ? બ્રહ્માન્ડ સૃજનારને પોતાના સંકલ્પ માત્રથી તેનું મોસાળું તો શું વાત છે? તેના મનમાં ખ્યાલ આવી ગયો.

### લાવણી

ધરી ધીર વાત કરી સાસુજીને પ્રેર્યાં,
મોસાળું કરે છે તાત કરો ઝટ તેડાં;
ન્હાનાં મ્હોટાં ને નવાઈ લાગી ભારી,
તેડાં વિણ તેડ્યાં આવે નર ને નારી.
ઠઠ ભરાઈ સઘળી નાત અને પર નાતે,
આવ્યા ત્યાં મહેતા હરખે ગાતે વાતે;
છે સંગ વૈષ્ણવો પ્રિય કરતાળો હાથે,
ગોવિંદ ગાનમાં મસ્ત રહે દિન રાતે.
મૂકી ત્યાં ખાલી છાબ પત્રની સાથે,
મહેતે સમર્યા શ્રીનાથ મીઠડે સાદે;
પ્રેમમાં બન્યા ગુલતાન મધુર આલ્હાદે,
પણ જગનાં જન બેભાન ચઢયાં ઝટ વાતે.

### રેખતો

અરે ! આ શું કરે મહેતા, શ્રીરંગ ન કાંઈ કેમ કહેતા;
માંડયા આ તે શું ફજેતા ! સગપણ સાંખી કાં રહેતા.
સાથે છે ચંગ ને તાળો, ગાતો તેવોજ ગોવાળો;
નાચ્યા ફુદ્યા તણો ચાળો, હશે અણસમજુ એ બાળો.
કોઈ કહે તાળથી ખરશે, કોઈ કહે ઢોંગ સહુ ઠરશે;
કોઈ કહે આભથી પડશે, કોઈ કહે છાબ ઊભરશે.
ઊભા થઈ કોઈ મહીં દેખે, હસી કહે શ્રમ થશે લેખે;
ધોતીની કોર દેખાઈ, મોતીની શેર હા ભાઈ!
ઊડી જાશે કાગળ વાયે, ફરી એવો નહિ લખાયે;
પથ્થર સુકો જરૂર પડશે, નામો પૂરાં નહિ જડશે.

### પીલુ-પદ

માંડી શી ત્હારે તાતે આ ભવાઈ, બંધ કરાવ હવે બસ બાઈ;
ટીલાં કહાડી દઈ દે તુલસી, માનશું નાત પૂરી પ્રભાઈ, માંડી૦

પહોંચ્યું મોસાળું મન ગમતું, કરીએ પત્ર તળે ભરપાઈ;
આગ્રહ તેથી થઈ આ ફજેતી, સંત પદવી દે કોણ કમાઈ. માંડી૦
ભાઈની ખોટ જણાઈ ઠગાઈ,એ નવ આવવા દેતજ આંહી;
નાત બધીનું નામ ડુબાવ્યું, પરનાતો એ પેખી ભવાઈ. માંડી૦

દોહરો

ગડબડ બધી જગે વધી બડબડતી બહુ નાર;
દડદડ ચાલી બાળને, નયને આંસુ ધાર.
મુખે ન બોલી મનવડે, વીનવ્યા વૈકુંઠનાથ;
ત્યાં તાતે તેવુંજ પદ, ઝટ ગાયું સુર સાથ.

હવે પરીક્ષા લેવાય દેવાય છેઃ—

'ગુણ ગાયે જે ચાહે તે થાયે સહાય.'

પદ-' ડરમાં તું દિલ સાથ.'

પૂર્ણ કરો મન કામ, કૃપાળા પૂર્ણ કરો મન કામ.
છે ત્હારી ભારી હામ, તને સંભારૂં છું ઘનશ્યામ. કૃપાળા૦
આવ્યો વિદેશેરે, ચવાયો વિશેષ રે;
લોકોને ધીર હવે ન રહે છે, મ્હારે સારૂ તને હીણું કહે છે,
એ બોલેથી બાળા કષ્ટ સહે છે, જો નયનેથી નીર વહે છે.
તું જાણે અંતરજામ, કૃપાળા પૂર્ણ કરો મન કામ.
મ્હારે તો ઠીક છે, કોઈની ન બ્હીક છે;
ત્હારી ખ્યાતી થાવા તેંજ તેડાવ્યો,
તુંજ મને ફરીને અહીં લાવ્યો;
તેંજ બધો છ આ ઘાટ ઘડાવ્યો,
મ્હારાથી વેશ ભજ્યો તેં ભજાવ્યો.
વસેતુ તુજ પાસ તમામ,કૃપાળા પૂર્ણ કરો મન કામ.

પ્રભુને પ્રકટવું અને પ્રકટ કરવું એજ અનાદિથી કામ છે. વિચિત્ર સૃષ્ટિકર્તાજ તે કહેવાય છે.

'હેરી દૈયા' એ રાગ

આહા ક્યાંથી ગણણણણણ ગરજ્યો રથ ભારી;
દાસી દાસ સાથ શી પધારી આ સવારી. અહા !
આગળ શા છડીદાર, પાછળ દાસોની હાર;
ગાંઠડાશા બોજદાર, ઉપાડી આવે આ ડાર;
હઠી જતાં નરેનાર, રોફ પડે પારાવાર,
ભભકદાર કાન્તિ શાન્તિ દસ દિશે પસારી. ક્યાંથી૦

'રાજા શ્રીરણછોડ' એ રાગ

વાહ શેઠ અને શેઠાણી, શી જોવા જોગ જોડ;
નાગર મંડળી લજવાણી, શી જોવા જોગ જોડ.
પેટ વડું પણ ભેડ કસી છે, તેથી લાગે ઠીક;
વળ કુંડા પણ હસતાં, શોભા મુખની વધે અધિક. શી૦
લડસડતા જામા પર પટકા ચાલે લટકા સાથ;
હાથ મુંછે નાંખતાં ચમકતાં, નખ વીંટી વેઢસાથ. શી૦
ઘણા ગુમાસ્તા છતાં ગાંઠડા, કંઇક તપાસે આપ;
કડાં પહોંચી કંઠીઓ તપાસે, પાઘડી પર દે દાબ. શી૦

પદ-'ચંચલ નટવર' એ રાગ

શી સુંદર સુઘડ શેઠાણી સંગ,
જોઈ નાગરડીઓ થઇ ગઈ દંગ. શી૦
શી શણગારી સલુણી નખ શીખ,
દાસી એકથી એક છે અધિક;
નારી દેવી નથી છે તે અલૌકિક,
કનક વરણ ઝગે ચૌ દિશ રંગ. શી૦

'પ્યારા પ્રભુ' એ રાગ

શોચે સૌ ક્યાંથી આ આવ્યા! આવ્યાં આ
માન દઈ મહેતાને ભેટ્યા, બેઠા આવી વ

શ્રી પ્રેમાનંદજી કહે છેઃ—

પછી સભા સહુ સાંભળતાં, હરિ વચન બોલ્યા છે વળતાં;
જાઓ શેઠાણી દુઃખ કાપો, કુંવરબાઇને હૃદયાશું ચાંપો;
એવું કહેતામાં કમળા હીંડયાં, કુંવરબાઇને હૈયાશું ભીડયાં;
મારી નીકી ન ભરીએ આંસુ, તેરો કયાં છે તમારાં સાસુ;
મળી નાગરડી બે ચાર, જોઈ રૂપ મેલ્યો અહંકાર;
વેવાણ કમળાને એમ પૂછે, મહેતા સાથે સગપણ શું છે?
કોકિલા સ્વરે અમૃત વાણી, ત્યારે હસીને બોલ્યાં શેઠાણી;
વેવાણ તમો એ શું ના જાણીયાં, તમે બામણ ને અમે વાણિયાં;
વેપાર દોશીતણો ઘેર છે કોઠી, અમારે ઓથ નરસહીની મોટી;
અમે ધન મહેતાજીનું લીજે, વેપાર કાપડનો કીજે;
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાં, તે લખ્યા પ્રમાણે લાવ્યાં;
કંકાવટી કરમાં ધરી, સાસુ પાસ વહુ સંચરી;
હરખીને ગઈ ઓચરી, લેજો છાબ સોનૈયે ભરી;
વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ!
તમે નીંદતાં તુળસી માળ, તેણે વશ કીધા ગોપાળ;
જુઓ કમાઈ દુર્બળ તણી, જીવે છે હરિના ગુણ ભણી.
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો પહેરામણી.

પદ–' શોચે સહુકો કયાંથી.' ચાલુ

શેઠ નરોને શેઠાણીએ શ્રીને, આપ્યું મહેતાની મહેનત બચાવા;
થાળ ભરી ભરી સોનૈયે સગોસગ,
વ્હાણ મુક્યા બે કનક તણા વાહવા!
અંતરધ્યાન થઈ ગઈ મંડળી, સમજ્યાં સૌ ત્યારે હતા ચાહવા!
પ્રભુ કૃપા કરે સુલટે સૃષ્ટિ, મંડયા મહેતાના ગુણ ગાના.

## દીંડી

આવી તાત પદે પડી વદી કુમારી,
નાની નણદી રીસાઈ ગઈ મ્હારી;

ભૂલી છોકરીને ભૂલ થઈ ભારી,
કટકા કાજ જાય વાત સહુ મારી.

રાગ સોરઠ-'કુંવરીને જાદું'

વધા તાત ન કાંઈ મ્હારી પાસે, પૂર્યું એ બધું એ શ્રીનિવાસે. વ
હતા શ્રીમંત શ્રીકંથ આપ એ, કહે એને તે થાશે

(તે ભિખારી શું કહે ને તેથી શું થાય?

ફરી તાલ ગ્રહી સમર્યા શ્રીહરિ,જનને અદ્ભુત ભાસે રે. વ
નભથી પડયું કાપડ કટકો, જય પ્રસર્યો ચોપાસે રે. વ

અને સૌએજ કહ્યું કે, 'ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાયે;
અને તેથી 'પ્રીતિથી સ્વવશ થઈ જાય જગરાય.' એ શાથી પૂ
સિદ્ધ થયું ?

સોરઠ-'બેગી ઇકુનીકો ચોર' એ રાગ

કાપડાને કટકે કર્યું દેઠ કાપડાને કટકે.
શેઠ શેઠાણી શ્રીવરને, શ્રી ભક્ત પૂઠે ભટકે રે. કર્યું૦
નચવે ભક્ત તેમ હરિ નાચે,કૃપા કરી ન અટકે રે. કર્યું૦
સ્વજનસારૂ નવું સરજે, શ્રીવરમૂઠને મન ખટકે રે. કર્યું૦

(તેમને ગળેજ નહિ ઊતરે.)

ક્યાંથી કેમ પુરે એ આવી, ક્યાં એ તર્ક ટકે રે. કર્યું૦
અનુને કેમ તરસાતો રાખ્યો, રંગોરંગ ચટકે રે. કર્યું૦

(જેથી એ પણ—)

ગુણ ગાયે જે ચાહે તે થાયે સદાય,
પ્રીતિથી સ્વવશ થઈ જાય જગરાય.
અન્ય ઉપાય કઠણ અનુ કલિમાં,
આ તો સદા સહુથી સુખેથી કરાય. ગુણ૦



# श्री नामदेवजी-आख्यान

[सिद्धभक्ति-विषय]

## पूर्वरंग

ભક્તિથી કોઈ ન મ્હોટું, હરિવિણ બીજે નવ મ્હો તું;
સાચે સ્થાને સાચે જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રો તું. ભ૦

'भज्' સેવવું એ સંસ્કૃત ક્રિયાપદ ઉપરથી 'भक्ति' 'भजन' શબ્દ સિદ્ધ થાય છે. સેવવું, સેવા—એ તેનો અર્થ છે. તેના 'સાધનભક્તિ તથા સિદ્ધભક્તિ' એવા બે મુખ્ય ભેદો છે; તેમાં પ્રથમના ભેદનું નિરૂપણ ઉપરના આખ્યાનમાં થયું, હવે સિદ્ધભક્તિની વાત અહીં કહેવાય છે. વસ્તુતઃ ભક્તિના બે ભેદો પૈકી પ્રથમનો ભેદ કારણરૂપ છે ત્યારે બીજો ભેદ કાર્યરૂપ છે. સાધનભક્તિ દ્વારા સિદ્ધભક્તિ તૈયાર થાય છે; છતાં સ્થૂલ દૃષ્ટિએ એવા બે ભેદો કહી શકાય છે. આ બે ભેદોમાંનો પ્રથમ ભેદ નવ પ્રકારે વિભાગ પામે છેઃ—

श्रवणं[1] कीर्तनं[2] विष्णोः स्मरणं[3] पादसेवनम्[4] ।
अर्चनं[5] वंदनं[6] दास्यं[7] सख्यमात्मनिवेदनम्[8] ॥

આ નવે સાધનભક્તિનાજ ભેદો છે, અને તેમાંના કોઈ એકજ પ્રકારથી સિદ્ધભક્તિ પ્રાપ્ત થઈ શકે છે. પરીક્ષિત શ્રવ-

ણથી, શુકદેવજી કીર્તનથી, પ્રહ્લાદજી સ્મરણથી, લક્ષ્મીજી પાદસેવનથી, પૃથુરાજા અર્ચનથી, અક્રૂરજી વંદનથી, હનુમાનજી દાસ્યથી, અર્જુન સખ્યથી અને બલિરાજા આત્મનિવેદનથી સિદ્ધભક્તિને પામી શકયા હતા. આ નવમાંના કોઇ પણ એક સાધનભક્તિના પ્રકારથી જે સિદ્ધભક્તિ પ્રાપ્ત થાય છે તેનેજ ગીતાજીમાં 'परामक्ति' કહેવામાં આવી છે. આ સિદ્ધભક્તિ સંપૂર્ણ ત્યારેજ થઈ શકે છે કે જ્યારે આત્મા સંપૂર્ણ શુદ્ધ થઈ જાય અને તે પછી પોતે પોતાની જ્યોતિથી ધર્મભૂત જ્ઞાન-કિરણથી પોતાનો સાક્ષાત્કાર કરી શકે ત્યારે સિદ્ધભક્તિને પામે છે, તે પણ ગીતાજીમાં કહ્યું છે:—

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति।
समःसर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम्॥

'બ્રહ્મસ્વરૂપ થઇ પ્રસન્ન ચિત્તવાળો ભક્ત જ્યારે કોઇનો શોક કરતો નથી, કોઈ પણ પદાર્થની આકાંક્ષા રાખતો નથી અને સર્વ પ્રાણીઓ પર સમભાવ ધારણ કરે છે ત્યારે મારી 'परा-भक्ति' ને પામે છે.' અર્થાત્ પોતાને પ્રકૃતિથી ભિન્ન જાણી પ્રાકૃત ધર્મથી જે લેપાતો નથી, અને એ પ્રમાણે પોતાને પૃથક્ તથા પ્રત્યક્ જેમ જુએ છે તેજ પ્રમાણે–તેજ દૃષ્ટિ–કિરણ–રશ્મિથી જુદાં જુદાં શરીરોમાં રહેલા સર્વ આત્માઓને પણ પ્રકૃતિથી ભિન્ન જુએ,પોતે આનંદનોજ અણુ તથા આનંદનો વિભુ હોઇને તેવો અનુભવ લેવા લાગે અને પછી પોતાના કરતાં કોટિ-ગણો જે આનંદ છે તેના તરફ કોટિગણા ભાવથી વધ્યે જાય ને તે માટે સાધનરૂપ પોતાનાં કોટિ કિરણો જેનાં વિકસ્વર બની જાય, એટલે છેવટે તે કોટિગુણજ બની જાય છે; તેજ આ 'परा-भक्ति'–સિદ્ધભક્તિ સંપૂર્ણ સ્વરૂપમાં તૈયાર થઇ ગણાય છે. આ

સિદ્ધભક્તિ કોની ? શ્રીહરિની. આ ગીતાના શ્લોકમાં 'મ્હારી પરાભક્તિને' એમ શ્રીહરિ પોતે કહે છે. એજ આ સિદ્ધભક્તિથી આત્મા પોતાના સ્વરૂપસિદ્ધ જ્ઞાનવડે અથવા એ પ્રભારૂપ દૃષ્ટિવડે પરમાત્માને જ્યારે અનુભવવા માંડે છે ત્યારે તેને તેનો પૂર્ણ અનુભવ થાય છે, એમ ત્યાં ગીતામાંજ તુરત કહ્યું છે:—

भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः ।

'હું જેવડો ને જેવા સ્વરૂપનો છું તેવડો ને તેવાજ સ્વરૂપનો મને તે પરાભક્તિવડે યથાર્થ જાણે છે.' આમ પરાભક્તિ અથવા સિદ્ધભક્તિથી પરમાત્માનું 'પરજ્ઞાન' પ્રાપ્ત થાય છે ને તે થયા પછી તો સર્વ રશ્મિવડે એ પરમાત્મસ્વરૂપમાંજ તલ્લીન બને, તેમનોજ કેવળ અનુભવ કરે, એ સિવાય બીજું બનેજ શું ? આજ વાત શ્રીહરિ ગીતામાં પાછા કહે છે-'ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम्-તે ભક્તિથી મને યથાર્થ જાણીને પછી મારામાં પ્રવેશ કરે છે.' આમ જ્યારે સંપૂર્ણ અનુભવ થયો એટલે પછી શું બાકી ? આત્મા નિત્ય, તેની પ્રભા પણ નિત્ય, તે શુદ્ધ થઈને સદા તેવીજ રહેવાની, અને તે દ્વારા અનંત ગુણસ્વરૂપ જે છે તેનો અનુભવ થયો એટલે તેમાંથી તે ક્યારે નીકળે ? કદાપિ નહિ. અનંત તેજ ! જેનો કદી પારજ નથી. બસ, આ સંપૂર્ણ ફળ મળ્યું ગણાય છે; આનું નામજ પરજ્ઞાનથી પરપ્રાપ્તિ થઈ કહેવાય છે. આજ સાધનભક્તિથી સિદ્ધ થયેલી પરાભક્તિ છે, આનાથી કેવળ પ્રભુમાંજ એકનિષ્ઠતા કાયમની બને છે, માટેજ 'એ ભક્તિથી કોઈ ન મ્હોટું' એમ અહીં આરંભમાં કહી હરિવિણ બીજો નવ મ્હોટું' એમ કહ્યું છે. કેમકે એજ પરમ ફળ છે-'ब्रह्मविदाप्नोति परम्-બ્રહ્મને જાણનાર પરબ્રહ્મને પામે છે' અને એજ 'सत्यं ज्ञानमनंतं ब्रह्म' 'प्रज्ञानमानंदं ब्रह्म'-'બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંત છે અને ઉત્કૃષ્ટ જ્ઞાનસ્વરૂપ તથા

આનંદસ્વરૂપ પણ તેજ છે.' આ વસ્તુની પ્રાપ્તિ થઇ તે પછી તો બીજું કશુંય તે દેખતો નથી, સાંભળતો નથી કે જાણતો નથી; એટલે તે આંધળો, બહેરો કે અજ્ઞાની બની જાય છે એમ નથી, પણ પોતાના શરીરમાં જેની વિશેષતા અથવા શ્રેષ્ઠતા છે તેજ તેનુ ભોગ્ય તથા લક્ષ્ય બને છે, કેવળ તેનોજ તે અનુભવ કરે છે અને એવો તો તલ્લીન બની જાય છે કે શ્રુતિના શબ્દોમાં—

नान्यत् पश्यति नान्यत् शृणोति नान्यत् विजानाति ।

'બીજું કંઇ જોતો નથી, બીજું કંઇ સાંભળતો નથી ને બીજું કંઇ જાણતો નથી.' બસ જ્યાં જુએ, સાંભળે કે જાણે ત્યાં કેવળ તેજ ને તેનુંજ—

પદ-માલકોશ

ન દેખું હું ત્હારા વિનાનું બીજું, નલેખું હું તારા વિનાનું બીજું;
બધામાં રહ્યો તું લહ્યું સત્ય એ, બીજું જાણવાનીજ શું અગત્ય છે.
બધું ત્હારે આધીન જાણી લીધું, મીઠું તું સમું કોન માની લીધું;
તને ધ્યાઉં છું હું તને ચાહું છું, હું એ તું વડે આ રીતે ગાઉં છું.

આ સ્થિતિનું નામજ 'सिद्धभक्ति' છે. તેનુ બીજું નામ 'अनन्यभक्ति' છે. એટલે તે પરમેશ્વર સિવાય અન્યમાં નથી હોતી કે અન્ય માટે પણ નથી હોતી. આજ અભિપ્રાયથી ભગવાન શ્રીકૃષ્ણે ગીતામાં જ્ઞાનીની વ્યાખ્યા આવી કહી છે—'नित्ययुक्त एकभक्ति। નિત્ય ઈશ્વરપરાયણ-કેવળ ઇશ્વર સાથે જોડાઇ રહેલો ને ભકિતમાંજ નિષ્ઠાવાળો જ્ઞાની સર્વથી અધિક છે.' અર્થાત્ આર્ત્ત, જિજ્ઞાસુ ને અર્થાર્થી ભકત નિત્યને માટે પરમેશ્વરમાં જોડાઇ રહેતા નથી. જેમ ઔષધ લે ત્યાંસુધી વૈદ્યની જરૂર, કેળાં મળે ત્યાંસુધી કેળની જરૂર અને નદી તરવી હોય ત્યાં સુધી નાવની જરૂર હોય છે તેજ પ્રમાણે ઉપર્યુકત ત્રણ પ્રકારના

ભક્તોને પોતાનું ઇષ્ટ ફળ મળે છે, ત્યાંસુધીજ પરમાત્માની જરૂર હોય છે; તેઓ પરમેશ્વરને ફળપ્રાપ્તિમાં સાધન માને છે અથવા ફળ અપાવનાર કે આપનાર જાણે છે, તેથી તેઓ ફળ મળે ત્યાં સુધીજ પરમેશ્વરમાં યુક્ત રહે છે; પરંતુ જેને ઉપાય તથા ઉપેય (ફળ) બન્ને પરમાત્માજ છે તે તો પ્રથમ પરમાત્માનું ધ્યાન, સ્મરણ, કીર્તન, પૂજન, પાદવંદન, દાસ્ય, સખ્ય તથા આત્મનિવેદન કરતો તે ઉપાયોદ્વારા અંતિમ ઉપેય તરીકે તેજ પ્રભુને ઇચ્છે છે તેથી નિત્ય તેમનામાંજ યુક્ત રહે છે. આવા એકનિષ્ઠ ભક્તને એ પ્રભુ પોતેજ દિવ્ય જ્ઞાન અર્પણ કરી પોતાનો અનુભવ આપે એટલે પછી તે આનંદનું શું પૂછવું ? તે પછી તો તેનું જે કંઇ અભીષ્ટ ન થાય એવું કદી બનેજ નહિ; ખરી રીતે તેવા ભક્તને પરમેશ્વર સિવાય કંઇ અભીષ્ટ હોતુંજ નથી. જેમ ફળ માટે કોઇ આંબો સેવે તેને ફળ પર, ધન માટે મજૂરી કરે તેને ધન પર, ને પુત્ર માટે જે યત્નો કરે તેને પુત્ર પર કેવી પ્રીતિ હોય છે ? તેજ પ્રમાણે જે કેવળ પ્રભુનેજ પોતાના ઉપાયનું ફળ માને છે તેને પ્રભુનો સાક્ષાત્કાર થતાં કેવો આનંદ થાય ? એ રીતે પ્રભુનો અનુભવ થતાં તેમનામાં તે અધિક યુક્ત બને છે, તેજ આ ખરો ' नित्ययुक्त ' ભક્ત છે; તે કદી પણ પ્રભુથી જુદો પડેજ નહિ; જેને લીધે પ્રભુથી જુદાઇ હતી તે પડદો–કર્મ, અજ્ઞાન કે અંતરાય તેનો ગયો, અને તે પણ એ પ્રભુએજ કાઢયો ને ખુદ તેમનો પોતાનો જ્યારે અનુભવ થયો એટલે તે કદી પણ તેમને છોડે ખરો ? જેમાં નિત્યયુક્ત રહેવાનો જેણે આરંભ કર્યો હોય, આરંભથીજ જેની એકભક્તિ હોય, ઉપાયમાં ને ઉપેયમાં જેને ભિન્નતા ન હોય ને ઉપેય–ફળને પણ જે આશ્ચર્યપૂર્ણ, અપૂર્વ, અનંત, આનંદઘન, કલ્યાણગુણનિધાન અને દિવ્ય વૈભવયુક્ત અસાધારણ જે ઇચ્છ-

તો હોય તેને તે પ્રાપ્ત થયા પછી પણ તેમાંથી ભકિત તુટે ખરી? તેને તો તે સિવાય બધુંય તુચ્છ છે, એ રસ તેણે ચાખ્યો. એટલે ત્રણે લોક તેને તૃણવત્ જણાય છે. શ્રી આલમંદાર સ્વામી કહે છેઃ—

तवामृतस्यंदिनि पादपंकजे निवेशितात्मा कथमन्यदिच्छति ।
स्थितेऽरविंदे मकरंदनिर्भरे मधुव्रतो नेक्षुरसं हि वीक्षते ॥

'હે ભગવન્! અમૃતને ઝરતા આપના ચરણકમળમાં જેણે પોતાનું ચિત્ત સ્થાપ્યું હોય છે તે બીજું કેમ ઇચ્છે? મકરંદથી ભરેલુ કમળ જો તૈયાર હોય તો ભમરો શેલડીના રસ સામે જોતોયે નથી.' આમ પૂર્ણ જ્ઞાની તેજ કહેવાય કે જે પરિણામે નિત્યયુક્ત તથા કેવળ ભકિતનિષ્ઠ સદાકાળ રહે; તે શ્રીહરિનો અનુભવ એવોજ છે કે જેનો આનંદ મળતાં સમસ્ત સંસારનો સાર તેજ જણાય છે ને બીજા સમગ્ર વિષયોથી બેદરકાર થવાય છે. એ આશય શ્રુતિ પણ કહે છેઃ—

आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन।

'બ્રહ્મના આનંદનો અનુભવ કરનારો બીજા કશાથી ભય પામતો નથી.' તેને ડરવાનું કારણજ કોઈ રહેતું નથી; એટલે એ બ્રહ્માનંદનો રસ લેવા–મેળવવાનો ઉપાય માત્ર આવી જ્ઞાનીની અનન્યભક્તિ તેજ એક છે, એમ શ્રીકૃષ્ણ પ્રભુ ગીતામાં સ્થળે સ્થળે કહીને અર્જુનને તે તરફ લઈ જવા સમજાવે છે—

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥

'હે પાર્થ! જેની અંદર સર્વ ભૂતો રહ્યાં છે અને જેનાથી આ સર્વ વ્યાપ્ત છે તે પરપુરુષ–પરમાત્મા અનન્ય ભકિતથી પ્રાપ્ત થઈ શકે છે.' એ સિવાય બીજો કોઇ પણ ઉપાય તે માટે છેજ

નહિ. શ્રુતિમાં પણ 'वेदन उपासन निदिध्यासन' વગેરે અનેક શબ્દોથી એજ ઉપાય પ્રદર્શિત કર્યો છે ને બ્રહ્મને જાણવા-પામવા-અનુભવવાને એજ જ્ઞાનની આવશ્યકતા બતાવી છે ને 'नान्यः पन्था विद्यतेऽयनाय'-પરમાત્માને પ્રાપ્ત કરવામાટે (એ સિવાય) બીજો કોઇ માર્ગ નથી, એમ કહ્યું છે. જો કે બીજા માર્ગો ઘણા છે, પણ તે દ્વારા ઇશ્વરપ્રાપ્તિ થતી નથી એમ શ્રુતિજ કહે છેઃ—

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम्॥

'પ્રવચન, બુદ્ધિ કે બહુ શાસ્ત્રજ્ઞાનથી આ આત્મા લભ્ય નથી; માત્ર જેને તે આત્મા વરે છે-સ્વાનુભવ અર્પણ કરે છે તેનાવડેજ તે પ્રાપ્ત કરી શકાય છે અને તેનીજ આગળ એ આત્મા પોતાનું શરીર પ્રકટ કરે છે—તેનેજ આત્મા પોતાનો સાક્ષાત્કાર કરાવે છે-તેનેજ પોતાની બધી ખૂબી બતાવે છે.' આમ 'કુંચી કૃષ્ણજીને હાથ છે પણ કૃષ્ણજી વરે કોને?' જે શ્રીકૃષ્ણ પ્રભુને વરે તેનેજ એ વરે. શ્રવણ તથા મનનનું છેવટ પણ 'आत्मनिवेदन' —અનન્યભક્તિજ છે. પ્રભુ પ્રેમનો પરીક્ષક છે, જે તેને પ્રેમથી સ્વીકારે છે તેને તે પણ પ્રેમથી ભેટે છે; ને તેમાં અનન્યભક્તિ એજ મુખ્ય ઉપાય છે. ઉપાય તથા ઉપેય બન્ને જેમાં પરમેશ્વરજ છે તેજ અનન્યભક્તિ ગીતામાં સ્પષ્ટતમ કહીને તે સિવાય ઇશ્વરપ્રાપ્તિ માટે બીજો કોઇ ઉપાય નથી, એમ પણ ખુલ્લા શબ્દોમાં કહેવામાં આવ્યું છેઃ—

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया।

વેદાધ્યયન, તપ, દાન કે યજ્ઞથી હું મળતો નથી પણ 'भक्त्या लभ्यस्त्वनन्यया-કેવળ અનન્ય ભક્તિથીજ હું મળું છું' યજ્ઞ, દાન, તપ, તથા વેદાધ્યયનથી શું થઇ શકે છે? જો

તે સકામ ભાવનાથી કરવામાં આવે તો અમુક નિયમિતજ ફળ મળે છે, પણ જો નિષ્કામ ભાવે કરવામાં આવે છે તો તે દ્વારા પાપો દૂર થતાં આત્માની સ્વપ્રભા પ્રગટી નીકળે, સ્વાત્મદર્શન થઈ શકે ને તે પછી પૂર્વોક્ત પરાભક્તિ પ્રાપ્ત થઈ શકે; અને તે દ્વારા પરમાત્મા પણ મળે. એટલે આ નિશ્ચય થાય છે કે ગીતામાં કહેલો કર્મયોગ, જ્ઞાનયોગ તથા ભક્તિયોગ સાધનભક્તિમાં ગણવામાં આવ્યો છે, પણ સિદ્ધભક્તિ તો અનન્યભક્તિનેજ કહેવાઇ છે, અને તેજ ઈશ્વરપ્રાપ્તિમાં સફળ ઉપાય છે એમ પણ ત્યાંજ કહી બતાવ્યું છે, તેનો અર્જુનને અનુભવ કરાવ્યો છે ને તેમાં પણ એજ કારણ દર્શાવ્યું છે. ઉપરાંત ગીતાજીના આદિ, મધ્ય તથા અંતમાં આનેજ 'ગુહ્યતમ' કહીને તે કેવી રીતે કરવી તેની આ રીત પણ બતાવી છેઃ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।

'તું મારામાં મન રાખ, મારો ભકત થા, મારૂં યજન કર ને મનેજ નમસ્કાર કર.' અર્થાત્ બીજા ઉપાયો રહેવા દે, સીધો મારોજ સંબંધ કર, મારી સાથેજ તારૂં જીવન ઓતપ્રોત કરી કરી દે. આ વાતને અહીં પણ સ્પષ્ટ કહેવામાં આવી છેઃ—

સાચે સ્થાને સાચે જ્ઞાને, પ્રભુપતિમાં ચિત્ત પ્રો તું રે;
ભકિતથી કોઈ ન મ્હોટું, હરિવિણ બીજે નવ મ્હો તું.

આમાં 'હરિવિણ બીજે નવ મ્હો તું' એમ કહીને પ્રથમ આરંભમાંજ કુપથ્યનો ત્યાગ કરવા સૂચવ્યું છે. એ જ્યાં સુધી ન થઈ શકે ત્યાંસુધી મોહ દૂર થાયનહિ ને ત્યાંસુધી તો 'બગડે બેજ થાય.' કલુષતા રહેવાનીજ. આજ ઉદ્દેશથી ગીતામાં 'यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्-યજ્ઞ, દાન તથા તપ બુદ્ધિમાનોને પણ પવિત્ર કરનાર કહ્યો છે;' માટે તે ખૂબ

કરવાંજ પડે તેની પરીક્ષા પોતેજ પોતાથી કરી શકે છે. તેવા ઉપાયોમાં પણ શ્રેષ્ઠ ઉપાય હરિભજનજ છે–સાધનભક્તિજ સર્વોત્તમ ઉપાય છે, જેને ઉપર નવ પ્રકારની કહેવામાં આવી છે તે પ્રકારોમાં પણ કીર્તન સરળ ને સહેલો ઉપાય હોઇને સર્વ-શક્ય છે, એ વાત પ્રથમ આપણે કહી ગયા છીએ; અને ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન પોતે પણ 'भजस्व माम्–મારૂં ભજન કર,' એમ કહીને અનિત્ય તથા દુ:ખમય એવા આ લોકમાં આવીને તેનો ઉપયોગ ભજન કરવામાંજ સૂચવે છે; તથા—

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः॥

'સર્વ યોગીઓમાં પણ જે મારામાં અંતરાત્મા રાખીને શ્રદ્ધાયુક્ત થઇ મારૂં ભજન કરે છે તેને હું યુક્તતમ માનુ છું.' આમ મહાયોગીશ્વર પણ હરિભક્તજ હોવો જોઈ એ એવી ખાસ સૂચના કરી છે. માટેજ 'હરિવિણુ બીજે નવ ગ્હો તું' એ આરંભમાંજ આવશ્યક છે. કેમકે હરિપ્રાપ્તિના ઉપાયને આચરતાં કોઇ કુટેવ વિઘ્નકર્તા ન બને, તે માટે પ્રયત્નશીલ સાવચેત રહી ઉપાયને યથાર્થ સ્વરૂપમાં આદરવો જોઈએ, જે અનન્ય ભક્તિના અભ્યાસરૂપ થઇ શકે આ માટે ગીતામાં ભગવાન કહે છે–'मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय–તું મારામાંજ મન રાખ ને મારામાંજ બુદ્ધિ સ્થાપી દે.' પણ આ વસ્તુ એકદમ થઇ શકતી નથી, જેથી ધીમે ધીમે મનની એકાગ્રતા કરવાનો ઉપાય પણ ગીતામાં ભગવાન દર્શાવે છે.—

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥

'માશમાં ચિત્તને સ્થિર કરવાને જો તું સમર્થ ન થઇ શકે તો હે કૌન્તેય ! અભ્યાસ ને વૈરાગ્યથી તેને વશ કરવા સમર્થ થઈ શકાશે.' એટલે 'હરિવિણ બીજે નવ મ્હો તું.' એમ અન્ય-વિષયક મોહના પરિત્યાગથી વૈરાગ્યને દઢ કરવા અહીં સૂચવ્યું છે, ને પછી ભજનમાં જોડાઈ જઇ તે માટે અભ્યાસ પાડવા નીચેનુ પદ લક્ષ્યમાં લઈ તેમાં કહેલુ અનુષ્ઠાન આચરવું અતિશય ઉપયોગી થઇ પડશે:—

'કંથખીન'—એ રાગ

ભજતાં રાખ્ય વિચાર, શું મન પણ વરતે એજ પ્રકાર ?
સ્મરતાં રાખ્ય વિચાર, શું તન પણ વરતે એજ પ્રકાર !
બ્હાર ઇન્દ્રિયો કરે, એક ને, મનડું અન્ય વિચાર;
એક જીવ બે વાનાં કરતાં, ફળે બેવડું ધાર. શું૦
મન વધતું ત્હેનું ફળ વધતું, થાય એજ સંસ્કાર;
બ્હારનું ફળ બારોબાર છે, ઠગાય છે સંસાર. શું૦
સેવ કરે પણ વેઠ ગણે કે, ફરજ ગણે કે પ્યાર;
(એ તપાસવું.)
તેજ વખત કુવિચાર થાય તો, બમણો પડશે માર. શું૦
થોડું પણ ચોખ્ખું ને સાચું, કર્યું ઠરે સુપ્રકાર;
ભમતા મનથી ગોખે તે રહે, છે ભણનાર ગમાર. શું૦
જાય નહિ અજ્ઞાન, ઉઠે નહિ, ઉરમાં સાચો પ્યાર;
અનંત એનું કારણ એ છે, હાર, ચાહે પડ પાર. શું૦
(એટલે બીજુ પદ તેની સાથે જુઓ—)

ગરબી

થશો સાચાં ભકત વિરકત, ત્યારે હરિ મળશે;
એમાંજ થશો આસકત, ત્યારે હરિ મળશે. ટેક.

જગ સુખ ઝેર વિષય રસ ઉલટી, કારાગ્રહ તે દેહ રે;
કામીને પ્રીતિ કામીની પર, તેમ પ્રકટશે નેહ. ત્યારે૦
નામજ લેતાં ગદગદ કંઠે, સ્વરે પૂરો ન નીકળશેરે;
આંખ ભરાતાં હા નાથ! કહી, ખૂબ નિસાસા ભરશે. ત્યારે૦
રાત દિવસ એ માટે યત્નો, કર્યાં જતાં નહિ થાકે રે;
ઉજાગરા આકરા વેઠશે, દુઃખશે રોતાં આંખે. ત્યારે૦
સહજ રોગ કે વિયોગ ભયમાં, દુઃખ આવાં સૌ સહીએરે;
અનુ કૃતાર્થ થવાને હાલજ, ચોંપે કેમ ન ચહીએ. ત્યારે૦

એટલે 'હરિવિણ બીજે નવ સ્હો તું' કારણકે 'ભક્તિથી કોઇ ન સ્હોટું.' ભક્તિની વ્યાખ્યા–'स्नेहपूर्वमनुध्यानं भक्तिरित्यभिधीयते'–સ્નેહપૂર્વક પરમેશ્વરનું ચિંતન 'ભક્તિ' કહેવાય છે. આ ચિંતન તેલની ધાર જેવું અવિચ્છિન્ન, સ્મરણની પરંપરારૂપ અને દર્શન સમાન આકારવાળું બની જવું જોઇએ. જાણે પરમેશ્વરને પ્રત્યક્ષ જોઇ રહ્યા હોઇએ, અનુભવી રહ્યા હોઇએ તેવી તેમના ચિંતનની લગની લાગવી જોઇએ. 'આ રહ્યા, આ મળ્યા' એમ સામીપ્ય થવું જોઇએ ને તેમના વિષે ચિત્ત પરોવાઈ જવું જોઇએ. 'સાચે સ્થાને સાચે જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રો તું રે;' આવા પ્રકારની આ ભક્તિ, પ્રીતિ કે પરમેશ્વરનું ચિંતન બે પ્રકારનું છે. એક તો પરમાત્માના સ્વરૂપનું ને રૂપનું. તેમાં સ્વરૂપ તો સત્ય, જ્ઞાન, અનંત તથા આનંદમય છે. જ્યાં જુઓ ત્યાં આસપાસ ઉપર, નીચે, અંદર ને બહાર તેજ છેઃ—

यच्च किंचिज्जगत्सर्वं दृश्यते श्रूयतेऽपि वा ।
अंतर्बहिश्च तत्सर्वं व्याप्य नारायणः स्थितः ॥

'જે કંઈ સર્વ જગત દેખાય છે અથવા સંભળાય છે તે સર્વમાં અંદર ને બહાર શ્રીનારાયણ વ્યાપીને રહ્યા છે.' તેજ 'भूमा' કહેવાય છે અને તેજ સંપૂર્ણ સુખ છે. તેમના સિવાયનું બીજું

સુખ તે અલ્પ, નાશવંત તથા ક્ષુદ્ર છે. માટેજ અહીં કહેવામાં આવ્યું કે હરિવિણુ બીજે નવ મ્હો તું.' તે અનંતનોજ જેને મોહ લાગે છે, તે અનંતમાંજ જેનું ચિત્ત પ્રોત બને છે તેને સત્ય સ્થાન ને સત્ય જ્ઞાન સર્વત્ર સર્વ પદાર્થોનું પ્રાપ્ત થાય છે, જે અનંત ને અપાર હોય છે. ' यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति- જે મનુષ્ય મને સર્વત્ર જુએ છે ને સર્વ મારામાં જુએ છે તેવા ' एकत्वमनुपश्यतः तत्र को मोहः कः शोकः । એકપણાનો પ્રત્યક્ષ અનુભવ કરનારને તેમાં શો મોહ છે ? અને શો શોક છે ?' જ્યાં ત્યાં એકજ વસ્તુ જોવામાં આવે ને જે કંઈ છે તે એકનુ જ દેખાય ત્યાં બીજું શું હોય ? ' ન દેખું ત્હારા વિના ' આ અનુભવ સિદ્ધ થતાં તેવીજ ઉપાસના ને તેવીજ સ્વરૂપવિષયક ભક્તિ સિદ્ધ થાય છે; છેવટે તે ઉપાસ્ય પ્રભુનો સાક્ષાત્કાર થતાં તેમાંજ સ્થિતિ સ્થિર થાય છે. આ સિવાય પરમાત્માનાં દિવ્ય મંગળ સ્વરૂપો બીજાં ઘણાં છે-' नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च- અનેક પ્રકારનાં દિવ્ય ને અનેક વર્ણ તથા આકૃતિવાળાં પરમેશ્વરનાં ઘણાં સ્વરૂપો છે.' તેઓમાંથી કોઇ એકનું પણ ભક્તિથી ચિંતન કરીને પરમાત્માને પામી શકાય છે-' एषोंऽतरादित्ये हिरण्यः पुरुषो दृश्यते -આ સૂર્યમંડળની અંદર સુવર્ણમય પુરુષ જે દેખાય છે ' તે પણ પરમેશ્વરનુંજ સ્વરૂપ છે અને તેથી ' ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती-સૂર્યના મંડળની મધ્યમાં રહેલા તે પરમેશ્વરનું સદા ધ્યાન કરવું ' એમ કહેવામાં આવ્યું છે. તેમજ ' नारायणः सरसिजासनसन्निविष्टः । केयूरवान् मकरकुंडलवान् किरीटी। हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः। કમળના આસન પર બિરાજેલા, બાજુબંધ, મકરાકૃતિ કુંડળો, મુકુટ, હાર, શંખ, ચક્રને ધારણ કરનારા અને સુવર્ણમય શરીરવાળા શ્રીનારાયણનું ધ્યાન કરવું. ' એમ ગમે તે કોઇ સ્વરૂપનું ધ્યાન કરો.

ક્ષીરસમુદ્રમાં શેષશાયી શ્રીહરિનું નિત્યરૂપ છે, ગોલોકમાં શ્રીકૃષ્ણચંદ્રસ્વરૂપે પ્રભુ બિરાજે છે, દિવ્ય અયોધ્યામાં શ્રીરામચંદ્રસ્વરૂપે રહેલા છે. તેમાંથી ગમે તે કોઇ સ્વરૂપની ઉપાસના કરો, જેથી તે સ્વરૂપના રૂપ, ગુણ, વૈભવનો પ્રથમ ભાવ પ્રકટ થતાં અનુભવ પણ થવા લાગશે. કેમકે એ તો 'सर्वगंधः सर्वरसः। સર્વગંધવાળા ને સર્વ રસોવાળા છે; તેમજ ' यत्ते रूपं कल्याणतमम्–જે આપનુ રૂપ અત્યંત કલ્યાણમય છે ' એમ પ્રસિદ્ધ હોવાથી તેમનાં લાવણ્ય, સૌંદર્ય, યૌવન, માધુર્ય, ચાતુર્ય આદિનો અનુભવ થાય તે માટે મુખ્ય અવતારનુ ધ્યાન કરો અથવા શ્રીરંગનાથ, વેંકટનાથ, પુંડરીનાથ, દ્વારકાનાથ, જગન્નાથ વગેરે હરકોઈ જગતપ્રસિદ્ધને શિષ્ટસેવિત ગમે તે સ્વરૂપમાં—

સાચે સ્થાને સાચે જ્ઞાને, અણુપતિમાં ચિત્ત ચો ટું રે.

ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે–' यत्करोपि ' તું જે કંઇ કરે, ' तत् कुरुष्व मदर्पणम् –તે તું મને અર્પણ કરી દે ' કેમકે पत्र, पुष्पं, फलं, तोय–પત્ર, પુષ્પ, ફળ કે જળ ' यो मे भक्त्या प्रयच्छति '–જે મને ભકિતથી અર્પણ કરે છે, તેનું તે હું સ્વીકારી લઉ છું; તેમજ ગીતાજીમાં આ ગુહ્યતમ રહસ્યનો ખાસ ઉપદેશ અપાયો છે–' मन्मना भव –તું મારામાં મન રાખ ' આમ મનોધારણા, ભગવદર્પણ વગેરે કોઇ પ્રભુસ્વરૂપનુ આલંબન કર્યા વિના શી રીતે થઈ શકે ? અને ' यः स्मरेत् पुंडरीकाक्षं स बाह्याभ्यतरः शुचिः। જે મનુષ્ય કમળનયન તે પ્રભુનું સ્મરણ કરે છે તે બહાર ને અંદર પવિત્ર થાય છે. ' આમ પ્રભુસ્મરણ વિના આવશ્યક પવિત્રતા શી રીતે આવી શકે ? માટે મનને આલંબનરૂપ કોઇ દિવ્ય મંગળમય પ્રભુમૂર્તિ અવશ્ય સ્વીકારવી જોઈશે. ઉપનિષદોના ઉપાસનાકાંડમાં દિવ્ય ગુણોયુક્ત પ્રભુની

ઉપાસના કરવાનું કહેવામાં આવે છે, તો એ ગુણોના આશ્રય કોઇ અધિષ્ઠાન જરૂર જોઇએજ. હરકોઇ ' मंत्र 'ના પણ અધિષ્ઠાયક દેવ હોવા જોઇએ, અને તેથીજ ૐકારના જપનો પણ આવો વિધિ ગીતામાં દર્શાવ્યો છે-' ॐ इत्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन् ' ' ૐ ' ' એ એકાક્ષર બ્રહ્મનું ઉચ્ચારણ કરતો મનુષ્ય સાથે સાથે મારૂં પણ સ્મરણ કરતો રહે.' એટલે સિદ્ધ થાય છે કે એ શંખ-ચક્ર-ગદાધારી પરમેશ્વરનું ધ્યાન હરકોઇએ કરવું આવશ્યક છે. અપવિત્ર હોય તેણે પરમ થવા માટે કોઇ પરમ પવિત્ર આકૃતિ કે મૂર્તિનો સંબંધ કરવો આવશ્યક છે અને તેવી પરમ પવિત્ર વસ્તુ તો કેવળ એક પ્રભુજ છે; એટલે સર્વેશ્વર સિવાય કોઇ પણ ઉપાસ્ય વસ્તુ સિદ્ધ થતી નથી. કેમકે—

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात् त्रिभिर्गुणैः ॥

' પૃથ્વી પર,સ્વર્ગમાં કે દેવોની મધ્યે કોઇ પણ પ્રાણી કે પદાર્થ એવો નથી કે જે આ ત્રણ ગુણોથી મુક્ત હોય.' તો પછી ત્રણે ગુણોથી રહિત પરમ પવિત્ર વસ્તુ પ્રભુ વિના બીજી કઇ શોધવી ? દેવોમાં સૌથી મોટા કહેવાતા બ્રહ્મા સંપૂર્ણ રજોગુણી છે; તો પછી બીજો કયો એ ગુણોથી મુક્ત મળશે ? પૃથ્વીના કે સ્વર્ગના કોઇ દેવનું ધ્યાન-પૂજન કરવાથી બહુ તો એજ થઇ શકે-' देवान् देवयजो यांति -દેવોની પૂજા કરનારાઓ દેવોને પામે છે.' અર્થાત્ પ્રભુથી તો દૂરજ રહે છે; તેઓ ગુણોના બંધનથી કદી મુક્ત થઇ શકે નહિ કેમકે તેઓના ઉપાસ્ય દેવ પોતેજ ગુણબદ્ધ સ્થિતિમાં છે; માટેજ ગીતામાં ગુણમુક્ત સ્થિતિ સંપાદન કરવા કહે છે- ' मामेकम्, मामेव-મારૂંજ એકલાનું શરણ લે, મનેજ કેવળ ભજ ' અને તે પણ ' अव्यभिचारेण भक्तियोगेन ' વ્યભિચારરહિત ભક્તિ-

યોગથી ભજન કરવા આદેશ છે. પરમેશ્વરની ભક્તિમાં ઇતરનું મિશ્રણ ન થવું જોઇએ. શુદ્ધ સત્ત્વ, કેવળ આનંદમય પરમેશ્વરનાજ સચ્ચિદાનંદ સ્વરૂપનું અનુસંધાન રાખે તેજ સાચી ઉપાસના કરે છે; અને તેમાં 'मन्मना.' 'તું મારામાં મન રાખ' એમ માનસિક ધારણા કરવા માટે તથા ભકિત, યજન તથા નમસ્કાર કરવા સારૂં કોઇ સાકાર પ્રભુમૂર્તિ અવશ્ય સ્વીકારવી જોઇશે. તે વિના તે કંઇ પણ બની શકશે નહિ; જે વસ્તુ લભ્ય ન હોય તે માટે પ્રયાસ નજ હોય; ઇશ્વર પણ જો લભ્ય ન હોય, પ્રત્યક્ષ અનુભવ કરવા યોગ્ય સ્વરૂપમાં ન હોય તો સર્વોપયોગી ગીતાશાસ્ત્રમાં તેમ કહ્યુજ ન હત; માટે સાબિત થાય છે કે તે પરમાત્મા સાચી ભકિતદ્વારા પ્રાપ્ત થઈ શકે છે. સાત પુરી ને ચારે ધામનું માહાત્મ્ય આટલું બધું શાથી છે? મુરારિ એ પ્રભુનું માત્ર એકજ વાર પૂજન અથવા એકજ વખત તેમના સ્વરૂપને વંદન કર્યું હોય તો તેનું અમોઘ માહાત્મ્ય જે શાસ્ત્રોમાં વર્ણવ્યુ છે તેમાં રહસ્ય શું છે? એ વસ્તુ પ્રાપ્ય છે, લભ્ય છે અને દર્શનનો પણ વિષય છે, એજ. ઇક્ષ્વાકુના તો શું, પણ બ્રહ્માના પોતાના પૂજિત રંગનાથ, દેવાના વેંકટનાથ, નારદજીના બદ્રિનાથ, સિદ્ધોના શ્રીનાથ ને પ્રેમીના પુંડરીનાથ વગેરે એવાં અનેક સ્વરૂપો પ્રભુનાં જે પ્રતિષ્ઠિત છે તે પ્રભુને લભ્ય તથા સાકારસ્વરૂપે સિદ્ધ કરે છે; માટે—

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥

'યજ્ઞો તથા તપશ્ચર્યાઓના ભોક્તા, સર્વલોકોના મહાન ઈશ્વર ને સર્વ ભૂતોના સુહૃદ એવા મને જાણીને મનુષ્ય શાંતિ પામે છે.' આમ સત્ય સ્થાને અને સત્ય જ્ઞાને એ પ્રભુને જાણવા જોઇએ,

જેનું ફળ પરમ શાંતિ અહીં દર્શાવ્યુ છે; પણ જેઓ ' न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते –મને યથાર્થ સ્વરૂપે જાણતા નથી તેઓ હરકોઇ સ્થાનને પામીને પણ ત્યાંથી ચવે છે '–આ મનુષ્યલોકમાં પડે છે. તેઓને મુક્તિ મળતીજ નથી, એ સિદ્ધાંત વાત છે. જે અન્ય દેવાદિને વસ્તુતઃ સર્વેશ્વર ન હોવા છતાં સર્વેશ્વર માનીને સેવે છે તે તો પ્રતીક ઉપાસના કરે છે, જેનું ફળ પરિચિત અને ' अंतवत्तु फलं तेषाम् ' નાશવંત પ્રાપ્ત થાય છે; માટેજ ' સાચે સ્થાને સાચે જ્ઞાને અનુપતિમાં ચિત્ત પ્રો તું રે ' એમ કહેવામાં આવેલ છે. કારણકે ' प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः '–જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું ને મને તે જ્ઞાની અતિશય પ્રિય છે આમ જ્ઞાનપૂર્વક નિષ્કામ ભાવે સાચા સર્વેશ્વરની ઉપાસના કરનારો મનુષ્ય એ પરમેશ્વરની પ્રીતિ પ્રાપ્ત કરે છે, સિવાય બીજા કોઇ ફળની આકાંક્ષા કરી તો તેટલુજ તે ઇચ્છિત ફળજ મળશે, અનંત ફળ દૂર રહેશે. એ પરમાત્માની ઉપાસના જો નિષ્કામ હોય તો ' पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायाः '–પિતા જેમ પુત્રના, મિત્ર જેમ મિત્રના અને પતિ જેમ પ્રિયાના સર્વ દોષો કે અપરાધોની ક્ષમા આપે છે તેમ પ્રભુ એ નિષ્કામ ભક્તના દોષો કે અપરાધોને ક્ષંતવ્ય ગણે છે; માટે એવુંજ ચાહવું ને એજ વિશુદ્ધ કર્તવ્ય સમજી પ્રભુપ્રત્યે વિશુદ્ધ પ્રેમ કરવો. કેમકે એમ સ્વાભાવિક નિઃસ્વાર્થ પ્રીતિ કરીએ તો 'સાચે સ્થાને સાચે જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રો તું રે,' એ થયું કહેવાય; અને પછી એ વાત તો લોક તથા વેદથી સિદ્ધ થઇ છે કે ' ભકિતથી કોઇ ન મ્હોટું.' જગતમાં અપૂર્ણ ગણાતાં ચેતન પ્રાણીઓ, મનુષ્યો કે દેવો સુધ્ધાં જે જેને ઇષ્ટ આપે છે તથા અનિષ્ટ દૂર કરે છે તેમાં તેઓની ભકિતજ ફલિત થાય છે. કૂતરાં તથા ઘોડાંઓની નિમકહલાલી જુઓ; પાળેલાં કબૂતરોને છૂટાં

મૂકે છે તોયે દેશ–દેશાંતર ફરીને પણ પાછાં માલિક પાસે પાછાં આવે છે; પોપટ તો તોપ ફોડવાનું કામ પણ કરી શકે છે; એથી પણ વધારે જોઇએ તો વાઘ ને સિંહ જેવાં વિકરાળ પ્રાણીઓ પણ સરકસોમાં મનુષ્યોની તાબેદારી ઉઠાવતાં દેખાય છે; એ શું સૂચવે છે ? 'ભક્તિથી કોઇ ન મ્હોટું.' એથી પણ વધુ જોઇએ તો મનુષ્યોમાં પિતા માટે પુત્ર, પતિ માટે પત્ની, રાજા માટે સિપાઇ, શેઠ માટે ગુમાસ્તો પોતાના પ્રાણ આપવા તૈયાર હોય છે અને તેમાં પણ સંતોષ માને છે, તેનું કારણ–'ભક્તિથી કોઇ ન મ્હોટું.' વળી કામીને કામની અને લોભીને ધનની પરિસીમા ભક્તિથીજ જગવિખ્યાત છે. તેમજ સ્વર્ગની કામનાથી શૂરાઓ રણમેદાનમાં ઝંપલાવે છે; રાજાઓ યજ્ઞયાગાદિમાં ને બ્રાહ્મણો તપાદિમાં પોતાનુ સર્વસ્વ ગુમાવે છે, એ શું છે ? તે તે વિષય-સુખ અભિલાષા માટે 'ભક્તિથી કોઇ ન મ્હોટું.'

પ્રાકૃત ભોગોમાં આસક્ત ન થવું, એમ વિદ્વાનોજ કહે છે એમ નથી, પણ ખુદ ભગવાન પોતે ગીતામાં કહે છે–' न तेषु रमते बुधः '–વિદ્વાન મનુષ્ય પ્રાકૃત ભોગોમાં રમતા નથી. ઉપ-નિષદ્‌માં છેક મૃત્યુની પાસે જઇ પહોંચેલા નચિકેતાનું આખ્યાન સુપ્રસિદ્ધ છે. તેણે કોઇ પણ પ્રાકૃત પદાર્થોમાં આસક્તિ કરીજ નહિ. કેમકે તે સમજતો હતો કે 'શ્વોऽભાવાઃ '–આવતી કાલેજ તેઓ અદૃશ્ય થઈ જનારા જોવામાં આવ્યા છે. આમ જે વસ્તુ કાલાધીન છે તેનો ભરોસો શો ? તેમાં સ્વાદ પણ શું હોય ? કેવળ પરિશ્રમજ તેઓમાં ફળ તરીકે મેળવી શકાય છે. એટલે પ્રાકૃત પદાર્થો માટે હેરાન થવું એ કેવળ ખોટનોજ ધંધો છે, તેથી તેઓમાં ન રમવું તે તો ઠીકજ છે; પણ આત્મપ્રાપ્તિ સુધ્ધાંને અણુના આનંદવાળી અલ્પ તથા તુચ્છ ગણી બ્રહ્મને જાણો–બ્રહ્મનેજ પ્રાપ્ત કરો, એમ શ્રુતિ ઘોષણા કરે છે. કેમકે

તેજ પરમ પુરુષ શ્રીપતિ સ્વાભાવિક, અનંત ને અપાર આનંદ નિધાન હોઇને સર્વ પ્રકારે તેજ સર્વ અનિષ્ટોને દૂર કરનારા તે સર્વ ઇષ્ટોને સંપૂર્ણ આપનારા છે, માટેજ છેવટનો આ સિદ્ધાંત સર્વ શાસ્ત્રસંમત થયો છે કે એનીજ 'ભક્તિથી કોઈ ન મ્હોટું.' કારણકે શ્રુતિ કહે છે-'रसौ वै स' તેજ રસ છે. એ સત્ય રસ પ્રાપ્ત કરવાથી સદાકાળ ખરેખરા 'આનંદી થવાય,' 'જ્યાંથી પાછા ન પડાય.' એ પરમાનંદનો કોઇ પણ પ્રકારે અંત નથી, ને તેને મેળવવાનો ઉપાય પણ આજ છે કે—

સાચે સ્થાને, સાચે જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રો તું રે.

કારણકે બીજાં કોઇ પણ કર્મો કરો તો તેટલોજ કાળ, તેના પ્રમાણમાંજ તેનુ ફળ મેળવી શકાય છે. એટલે જેવું ને જેટલુ સાધન તેવો ને તેટલોજ તેનો ફળભોગ મળે છે. સમસ્ત જગતમાં ભોગવિષયક હરકોઇ પ્રીતિનાં ફળ પરિમિત છે, 'स्नेह-मूलानि दु:खानि-અને હરકોઇ દુઃખનુ મૂળ સ્નેહજ છે,' એ વાત લક્ષ્યમાં લઇનેજ અહી કહેવાયુ છે કે, 'હરિવિણ બીજો નવ મ્હો તું.' આ શ્રીહરિને માટે પણ જપ, તપ, દાન, પુણ્ય, વ્રત વગેરે કરવાથી શુ થઇ શકે છે? કેટલુ કરી શકાય? અને 'नास्त्यकृत कृतेन'-અકૃત તે પરમાત્મા કૃત-એટલે કોઇ પણ જપતપાદિ કૃતિથી પ્રાપ્ત થતા નથી, જે વસ્તુ અનંત છે તે પરિમિત કર્મોથી મળેજ કેમ? એ તો તે પોતેજ જો કૃપા કરે તો મળી શકે. એમનુંજ બળ, એમનીજ ઇચ્છા, એમનીજ દયા અને એમનીજ પ્રીતિ જો થઇહોય તોજ કામ લાગે; એ માટે એમણેજ સર્વને આજ્ઞા કરી છે કે, 'મનેજ ચાહો' તોજ 'મને પામો'-એટલે બસ તેમનીજ ચાહના, તેમનામાંજ અભિરુચિ અને તે પણ તેમનાજ માટે જો હોય તોજ તે અલભ્ય વસ્તુ

મળે. એ પોતે સર્વ પ્રકારે અનંત છે અને પોતારૂપ અનંત વસ્તુને એ પોતે પોતાની ચાહના કરનારને આપી દેવા સદા તત્પર રહે છે; પોતાનુ સર્વસ્વ પોતાને માટેજ હોય તેમાં કંઇ વિશેષ નથી. 'वसुधैव कुटुंबकम्' 'परोपकाराय सता विभूतयः' 'આખી પૃથ્વી સત્પુરુષોનુ કુટુંબ છે અને પરોપકાર માટેજ સત્પુરુષોની સર્વ સમૃદ્ધિઓ હોય છે.' એમ નિસ્વાર્થ કૃપા કરનારાઓનેજ મહાન ગણવામાં આવ્યા છે, ને તેમાંયે એ પરમેશ્વર તો એવો મહાનમાં પણ મહાન છે કે, જેના માટે ખાસ કહેવામાં આવ્યું છે કેઃ—

'પ્રભુ તુજ જેવી પ્રભુતાઈ, તુજ જેવી મન મોટાઈ,
નથી ક્યાંહી, વિશ્વની માંહી.'

તે ક્યાંસુધી ? 'ये यथा मां प्रपद्यते तॉस्तथैव भजाम्यहम्–જેઓ જે રીતે મને ભજે છે તેઓને તેજ રીતે હું ભજું છું.' આ ખુદ ભગવાનનું ગીતામાં વચન છે. આ રીતે—

વિના કહે પણ વિશ્વની સુધ લે જે જગરાય;
તે નિજ જનને કેમ ભૂલે, શોચી જો મન ગ્હાંય.

જેવું તે ચાહે તેવું તેને આપવું એ પ્રભુનો અટલ ન્યાય છે. ધન ચાહે તેને ધન, વૈભવ ચાહે તેને વૈભવ, મુક્તિ ચાહે તેને મુક્તિ ને પોતાને ચાહે તેને પોતે પોતાની જાત અર્પણ કરી દે છે. આજ અભિપ્રાય તે ભગવાન ગીતામાં કહે છેઃ—

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥

'જો કે હું સર્વ પ્રાણીઓમાં સમાન છું, મને કોઇ દ્વેષપાત્ર કે પ્રિય નથી, છતાં જેઓ મને ભક્તિથી ભજે છે તેઓ વિષે હું

(ખાસ) વસું છું ને તેઓ મારા વિષે (ખાસ) વસે છે.' આમ કહી ભકતોની ઉચ્ચ કોટિ પ્રભુ સૂચવે છે, ને ભકતોની વિશેષ તરફેણ કરવામાં પોતાનો સર્વાધિકાર રજૂ કરે છે, એમને તો પોતા પ્રત્યેના સાચા ભાવનીજ વિશેષ દરકાર છે; એટલે કે ચેતનની જેવી ઇચ્છા તેવું ફળ તેને મળે છે. દેવોએ પોતાના રક્ષક થવાની પ્રભુને પ્રાર્થના કરી તો પોતે અવતાર લઈને તેઓના રક્ષક બન્યા, ઘણાએ પોતાના પુત્રરૂપે થવા પ્રાર્થના કરી તો તેઓના પુત્ર થયા, કોઈએ માગ્યુ કે અમારા પતિ થાઓ તો પ્રભુ તેઓના પતિ થયા, જેઓએ તેમને પોતાનાં જીવન માન્યા તો તેમના જીવન થયા અને જેઓએ સદા માટે પોતાના થઈ રહેવા માગ્યા તો પ્રભુ સદા તેમનાજ થઈ રહ્યા, એવાં દ્રષ્ટાંતો અનેક છે. અર્થાત્ 'याद्दशी भावना यस्य सिद्धिर्भवति ताद्दशी–જેવી જેની ભાવના તેવી તેને સિદ્ધિ' ને જેવું જ્ઞાન તેવી ભાવના. માટે તે એકજ પરમેશ્વરરૂપ વસ્તુમાં અનન્ય ભાવ રાખીને કેવળ તેમનેજ માગવા જોઇએ. આ જ્ઞાન તથા ભાન રહે તે માટેજ કહ્યું છે કેઃ—

એકજ સ્થાને એકજ જ્ઞાને અનુપતિમાં ચિત્ત ગ્રો તું રે.

પુત્ર હો કે કાન્ત હો, પણ સ્વાભાવિક પતિ તો સર્વનો એકજ છે; એક પરમેશ્વરજ સર્વનો સ્વામી–માલિક છે. આપણે તો તેમનું ધન, પ્રજા, દાસ કે વસ્તુજ છીએ અને તેથી તેમજ હોવું એ સ્વરૂપાનુરૂપ છે. પ્રહ્લાદજી કહે છે કે જો હું તેમની પાસે કંઇ માગું તો મેં તેમની સાથે વેપાર કર્યો ગણાય— 'न स भृत्यस्स वै वणिक्–એ ભૃત્ય કે સેવક નથી, તે તો વેપારી છે.' હું માગું ખરો, પણ તે એજ કે, 'મને તેમનાજ વિષે અનન્ય પ્રેમ થાઓ.' 'या प्रीतिरविवेकिनां विषयेष्वनपा-

યિનીં–અવિવેકીઓને વિષયોમાં જેવી અનહદ પ્રીતિ હોય છે તેવીજ પ્રીતિ અથવા ભક્તિ મને આપના સ્વરૂપાનંદમાં અને રૂપાનંદમાં થાઓ.' અને જેઓ એવી ભકિતને માગે છે તેઓને તે ભકિત થવી સુકર થાય તે માટેજ એ પ્રભુ 'अनेकरूपरूपाय विष्णवे प्रभविष्णवे'–પોતે મહાસમર્થ તથા વ્યાપક હોવા છતાં અનેક રૂપવાળાં સ્વરૂપો ધારણ કરે છે અને 'अजायमानो बहुधा विजायते'–પોતે અજન્મા હોવા છતાં અનેક અવતારો રૂપે ઉત્પન્ન થાય છે; તે માત્ર અવતારોરૂપેજ નહિ કે ઉત્તમ યુગોમાંજ નહિ પણ હરકોઇ કાળે મૂર્તિરૂપે પણ લાભ આપે છે. ઇશ્વરનાં આ મૂર્તિમય સ્વરૂપો તે આજકાલનાં નથી; પુરાણો ઇતિહાસો જુઓ તેમાં એવાં અનેક તીર્થક્ષેત્રો, ધામો અને ત્યાં પ્રકટ પરચા થયાના પુરાવાઓ મોજૂદ છે. આ સર્વ સ્થળે તે સર્વેશ્વરનાં મૂર્તિમય સ્વરૂપોજ બિરાજે છે. ખુદ અવતારરૂપે પણ તેજ પ્રભુ પોતાનો પ્રભાવ વધારવા પોતેજ પોતાનું અર્ચન-પૂજન કરતા ને પોતેજ પોતાને ફળદાતા પણ થતા; એના દાખલા અનેક છે. શ્રીરંગનાથ તે ખુદ રામચંદ્ર પ્રભુના ગૃહના આરાધ્ય દેવ અને ઇક્ષ્વાકુવંશના કુળદેવ ગણાય છે; તેમજ દક્ષિણમાં મહિકોટા પર શ્રીયદુગિરિનાથ બિરાજે છે, તે શ્રી-યદુકુળના પૂજ્ય ભગવાન મનાય છે. શ્રીકૃષ્ણચંદ્ર સ્વરૂપે ખુદ ભગવાન એ પોતાના મૂર્તિમય સ્વરૂપે પૂજન-સેવન કરતા તેમાં પણ આ કલિયુગના સમયમાં તો મૂર્તિનીજ ભકિત ને તે મૂર્તિદ્વારાજ અનેક ભક્તોને પ્રત્યક્ષ પ્રભુનાં દર્શન થયાના દાખલા ઘણા છે. આ સંબંધે માત્ર એકજ પદ અહીં અમે ઉતારીએ છીએ, જેમાં અનન્ય ભકિત કોની કરવી ? કેવી રીતે કરવી ? ને તે કરવાથી શું થાય ? એ વિષે ઇશારો કરવામાં આવ્યો છે, જેથી ઉપલક અભિપ્રાય તો તુરતજ બંધાઇ જશે. પછી વિશેષ

આખ્યાનમાં જોવાશે.

મીરાંનું મન

ભવમાં રે ભાવે ભક્તને શ્રી ભગવાન,
સ્હામા ભક્તે પ્રભુના પ્રાણ રે.
નરસહી મહેતાના વ્હાલા રાધાવર, જેણે દેખાડયો રાસ;
બોડાણા પર્વતના રણછોડજી, આવી કર્યો ઘેર વાસ રે. ભ૦
તુલસીદાસે દીઠા પ્યારા રઘુપતિ, સુરના સ્વામી વૃજચંદ્ર;
મીરાંબાઇના વ્હાલા ગિરિધર, જયદેવજીના ગોવિંદ રે. ભ૦
ચંદ્ર સખી ભજે બાલકૃષ્ણ છબી, દેશીકના વેંકટેશ;
એજ અનુપતિ ભકત નામના, રક્ષક વિઠુબા વેશ રે. ભ૦

નામદેવજી, જન્મથીજ પ્રભુના અનન્ય ભક્ત હતા. તેમનાં પૂર્વજન્મનાં પ્રબળ પુણ્યથી ને તે દ્વારા પ્રાપ્ત થયેલી સાધન-ભકિતના પ્રભાવથી શ્રીહરિએ તેમને તેવો અપૂર્વ લાભ આપ્યો હતો, જે તેમનુ આખ્યાન વાંચવાથી સમજાશે.

## શ્રી નામદેવનું આખ્યાન

પદ

ભકિતથી કોઈ ન મ્હોટું, હરિવિણ બીજો નવ મ્હો તું;
સાચે સ્થાને સાચે જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રો તું રે.

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ કહે છે–' बहूनां जन्मनामते ज्ञानवान् मां प्रपद्यते –અનેક જન્મોની અતે જ્ઞાની પુરુષ મને પામે છે.' એટલે તેવા સિદ્ધભકતનો જન્મજ કોઇ વિલક્ષણ હોઇ જન્મથી આરંભીનેજ તેમની વિશેષતા સ્પષ્ટ જોઇ શકાય છે. જુઓ—'ઉચ નીચ ઘેર અવતરે તો હું સંતકો સંત.' તેવા શ્રી નામદેવજીની ઉત્પત્તિ વિષે શ્રીભકિતવિજયકાર લખે છેઃ—

### સાખી

પંઢરપુરમાં શ્રીહરિસેવનનાં સુખ, લહે દામાજી,
પતિવ્રતા ગોણાઈ તેવી જન કહે છે સુખદા માજી;
નિત્ય ન્હાય ચંદ્રભાગામાં, પુજે વિઠ્ઠલનાથ,
વૃદ્ધ થયાં સેવામાં પણ કહેવામાં ન માત તાત.
રહી ગોણાઈ ઉરે અભિલાષા મળે પુત્ર સંતાન,
પ્રભુ પાસ માગી લેવાની તેને લાગી તાન;
માગ્યો સુત ને તે પણ અદ્દભુત મજબૂત ભક્તિમાન,
સ્વપ્ને કહ્યું હરિ, એ મળશે કરવા જાતાં સ્નાન.
પ્રાત વાત નાથને કહીને, આવ્યા સરિતા તીર,
ત્યાં છીપમાંહે તરતો આવ્યો, કુમાર ભવ્ય શરીર,
વિઠ્ઠલ વિઠ્ઠલ જપતો દેખી, લીધો ઉપાડી વીર,
પાનો છૂટ્યો ત્રુઠ્યો વ્હાલો, નયન ભરાયાં નીર.

### દોહરો

દામશેઠના ધામમાં, પડ્યું પુત્રનું નામ;
'નામદેવ' ધુમધામ કરી, પાડ્યું સુતનું નામ.

### શાર્દૂલવિક્રીડિત છંદ

પુજાપો હરિ હાથ સેવ કરવા, દામા જતા મંદિરે;
નૈવેદ્યે લઇ માથ થાળ ધરતા, પોતે અતિ આદરે;
આણી ઘેર પ્રસાદ ત્રેણ જમતાં, નિત્યે મળી મોદથી;
રે'તાં તુષ્ટ હરિ ભજી શુભ જનો કેરા વળી ઓધથી.

### માલિની છંદ

ઘર તજી કોઈ ગામે, કામ માટે ગયા એ,
પ્રભુ પુજન નિમિત્તે, પુત્રને હોંશ થાયે;
પકડી કરી પુજાપો, દૂધની લોટી માથે,
શિશુ પ્રભુ ભણી આવ્યા, સેવવા નાથ જાતે.

અતિશય આગ્રહ પર વાત આવી; પથ્થર સામે પણ ટક્કર લેવા તૈયારી થઇ એટલે પ્રભુ પ્રસન્ન થયા. બસ, આટલામાંજ પ્રસન્નતા ! તેનું કારણ શું ? પૂર્વજન્મની પરિપકવતાને લીધે એટલો બધો પ્રેમ અને એવો અડગ નિશ્ચય પ્રભુએ પોતાના ભકતમાં જોઇ લીધો અને તેજ કારણથી—

## સાખી

બાળ ભાવને પ્રેમ પ્રભાવે રીઝયા ઝટ જગરાયા,
લોટી લીધી કરથી પીવા લાગ્યા પ્રકટ જણાયા;
બધું પી જશે જાણી નામા ફરી આતુર દેખાયા,
રાખો થોડું મ્હારે સારૂં વધ્યા, નહિ સકુચાયા.

## દોહરો

હરિએ હસીને આકીનું, દૂધ દીધું સુત હાથ;
તે પીને આવ્યા ઘરે, કહી માતાને વાત.

આ સાંભળી માતા આશ્ચર્ય પામીને એજ બોલી ઊઠયાં કે, 'ભકિતથી કોઇ ન મ્હોટું.'

## ચોપાઇની ચાલ

આવ્યા ગામ થકી દામા શેઠ, જાણ્યું પુત્રે કીધું કામ શ્રેષ્ઠ;
પણ પ્રથમ નક્કી નવ માન્યું, તેમ બાળને નવ અપમાન્યું.

કારણકે માત્ર સેવાજ કરવી અને તે સેવાને પ્રભુ કેમ ન સ્વીકારે ? એજ ભાવ અતિશય દૃઢ હતો. આવીજ અનન્યતા અને આવીજ 'ભકિતથી કોઇ ન મ્હોટું.' આ માટે શ્રીહરિમાં જેવો પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા હોવાં જોઇએ તેવાંજ તેમનામાં હતાં; જેથી 'એકજ સ્થાને એકજ જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રો તું રે.' એ પ્રમાણે શ્રીહરિમાં પોતાના ચિત્તને તેમણે ઓતપ્રોત કર્યું હતું.

ઉપેન્દ્રવજ્રા

પુજા કીધી સર્વ વિધિ પ્રમાણે, પિતા કરે તે હતું સર્વ ધ્યાને;
તથાપિ નૈવેદ્ય ધર્યું સ્વ હાથે, લહ્યું ન પિતા કંઈ કેમ નાથે!

પદ-'મોહની' એ રાગ

બાળક સુઝાયો રે (૨)
નૈવેદ્ય ધરતાં ધાર્યું ન થતાં ભેદ ન કળાયો રે. બાળક૦
પિતા પ્રભુને ધરતા ત્યારે, રહેતો હતો મંદિર બ્હારે;
જમાડતાજ હશે તે પ્યારે, રીતિ એ નવ લહુ લગારે. બા૦
પિતા બોલતા જમ્યા હરિ છે, આજ ભૂલ કંઈ થઇ ખરી છે;
લોટી તો દૂધથી ભરી છે, બોટી નથી સાકરે ગળી છે. બા૦
થાળ જમે તે દૂધે ના લે, થશે એથી મ્હારીજ શું વ્હલે;
કહ્યું કહેવાનું તો કળે કળી, મારું ન ગણે તેમ આ પળે. બા૦

પદ-'ઓ વ્હાલા તું શીદ' એ ઢાળ

જમો નહિ કેમ! કૃપાળા રે પ્રીસાઇ. ટેક૦
કરૂણાળા રખવાળા વિઠ્ઠલ વ્હાલા સાચા સુખદાઈ. જમો૦
દામા શેઠ તમારા વ્હાલા, ગામ ગયા છે ચાહી;
ત્હેનો પુત્ર ત્હેની વતી આવ્યો છુ,હું પુજા ત્હેની સાહી. જમો૦
તાજું દૂધ સાકર નાખી છે, ગળી ગઈ છે માંહી;
મ્હેં કે કોઇએ બોટ્યું નથી જરીએ,સાચું કહુંસમ ખાઈ. જમો૦
ભરી લોટી પાછી લઇ જાઉં તો, કોપે મુજ આઈ;
તાતે ત્હેનાથી જાણે તો, સેવે સોંપે ન ફરી ચાહી. જમો૦
નથી બોલતા નથી ચાલતા, શું મુજ ભૂલ જણાઈ;
જેમ જેમ વીતે છે વખત તેમ હું જાઉં છઉં ગભરાઈ. જમો૦
હવે નથી રહેવાતું મુજથી, જુઓ જવાય રોવાઇ;
નહિહુંહઠુંઅહીંથીજ્યાંસુધી, નહિપીયોતમેકરસ્હાયી. જમો૦

અતિશય આગ્રહ પર વાત આવી; પથ્થર સામે પણ ટક્કર લેવા તૈયારી થઇ એટલે પ્રભુ પ્રસન્ન થયા. બસ, આટલામાંજ પ્રસન્નતા! તેનું કારણ શું? પૂર્વજન્મની પરિપકવતાને લીધે એટલો બધો પ્રેમ અને એવો અડગ નિશ્ચય પ્રભુએ પોતાના ભકતમાં જોઇ લીધો અને તેજ કારણથી—

## સાખી

બાળ ભાવને પ્રેમ પ્રભાવે રીઝયા ઝટ જગરાયા,
લોટી લીધી કરથી પીવા લાગ્યા પ્રકટ જણાયા;
બધું પી જશે જાણી નામા ફરી આતુર દેખાયા,
રાખો થોડું મ્હારે સારૂં વદ્યા, નહિ સકુચાયા.

## દોહરો

હરિએ હસીને બાકીનું, દૂધ દીધું સુત હાથ;
તે પીને આવ્યા ગ્રહે, કહી માતાને વાત.

આ સાંભળી માતા આશ્ચર્ય પામીને એજ બોલી ઊઠયાં કે, 'ભકિતથી કોઇ ન મ્હોટું.'

## ચોપાઇની ચાલ

આવ્યા ગામ થકી દામા શેઠ, જાણ્યું પુત્રે કીધું કામ એઠ;
પણ પ્રથમ નકી નવ માન્યું, તેમ બાળને નવ અપમાન્યું.

કારણકે માત્ર સેવાજ કરવી અને તે સેવાને પ્રભુ કેમ ન સ્વીકારે? એજ ભાવ અતિશય દૃઢ હતો. આવીજ અનન્યતા અને આવીજ 'ભકિતથી કોઇ ન મ્હોટું.' આ માટે શ્રીહરિમાં જેવો પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા હોવાં જોઇએ તેવાંજ તેમનામાં હતાં; જેથી 'એકજ સ્થાને એકજ જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રો તું રે.' એ પ્રમાણે શ્રીહરિમાં પોતાના ચિત્તને તેમણે ઓતપ્રોત કર્યું હતું.

ત્હારે હાથે હરિ દૂધ પીતા, મને દેખાડ ઉચ્ચર્યા શ્રી પિતા;
સુત કહે ભલે મુજસંગ આવો, નિત્ય આવે પ્રસંગજ આવો.
પુત્ર સાથે પિતા આવ્યા ચાલી, કરી ચૂકયો સેવા એ સુચાલી;
ધરી લોટી હરિ નવ હાલ્યા, ગભરાયા ભક્ત તવ વ્હાલા.

કારણકે પિતાની સાધનભકિત હતી, ત્યારે પુત્રની સિદ્ધ ભકિત હતી; આવો બન્નેની ભકિતમાં ભેદ હતો. એ તો 'ગુરુથી ચેલો વધી ગયો હતો,' એમાયે કારણ–પૂર્વજન્મની ઘણા કાળની સતત ભકિત હતી, તે કોણ જાણે?

પદ-'વ્હાલા વેકટવર ત્હારે વિશ્વાસે' એ રાગ

બોલ્યા નામદેવ કર જોડી કરગરતા તદા;
ટપો છો નિત્ય સેવ આજે શું થયું વળી હે સુખા!
પિતા કહે તું સેવા કર તેથીજ કરી મેં આજે,
રોજ પીઓ છો મુજ હાથે નવ આજ પીઓ શા કાજે. બો૦
હરિ વધા નામદેવજ સુણે એવી રીતે વાણી,
તુજ વિણ બીજો દેખે ત્યાં શું દૂધ, હું ન પીઉં પાણી. બો૦
નામદેવ કહે એ તો નિત્ય કરે છે આપની સેવા!
તેહેનો પણ પડદો રાખો છો તમે ધણી તે કેવા! બો૦
માયાને જૂઠો ઠરાવવા કેમ કરો હઠીલાઈ;
એના જોતાં નહિ પીયો તો શિર ફોડીશ હું આંહી. બો૦

આજે તો પૂરોજ તડાકો હતો. પુત્રપ્રભાવે પિતાનો પણ પડદો તુટ્યો અને નાથ ત્રૂઠ્યો —

ભકિતથી કોઈ ન મ્હોટું, હરિ વિણ બીજો નવ મ્હો તું.

પદ-'નડર નડર' એ રાગ

તુરત થયા વિઠ્ઠલવર; લટક મટક સ્વગત પ્રકટ
જોઈ રહ્યા દામાનર, નયન ન કરી મટક મટક. તુરત૦

લાંબો ઝટ કરી હાથ, લોટી ગ્રહી મોદ સાથ;
પીવા લાગ્યા દિવ્યગાત દૂધ, ઘટક ઘટક ઘટક. તુરત૦
વધ્યો ત્યાં વચમાં લાલ, દાદા બસ કર દયાળ;
બાકીનું મને આલ અટક અટક રાખ્ય ખટક. તુરત૦
દૈર્યા તેવા શ્રીનાથ, લોટી દીધી બાળ હાથ;
તે પી ગયા મહાપ્રસાદ, કર પકડી સટક સટક. તુરત૦
દામાજી શોચે હૃદે, કૃપા આથી તે શું વધે!
કરે નાથ બોલે જેવું બાળ બટક બટક બટક. તુરત૦

ઉપેન્દ્રવજ્ર

રિઝયા પિતા આ પરચો વિલોકી, દીઠા સ્વદષ્ટે પ્રિય પુણ્યશ્લોકી;
સ્વપુત્રના પ્રેમ તણા પ્રભાવે, ચહેજ તેને પછી પુજ્યભાવે.

આથી સાર એજ નીકળ્યો કે, 'ભકિતથી કોઈ ન મ્હોટું.' પછી તો નામદેવને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઇ હતી; તેમના અંતરનો પડદો તૂટી ગયો હતો; એટલે એવું કંઇ રહ્યુંજ ન હતું કે, 'હરિવિણ બીજે નવ મ્હોટું.' તોપણ તેમની અનેકવાર પરીક્ષાઓ થઇ હતી. સ્ત્રી, પુત્ર, ધન, મણિઓ, વ્રત વગેરે સર્વમાં તેમને તો કેવળ એકજ વાત હતીઃ—

## દીંડી

ભક્ત નામદેવ જવ થયા જુવાન,
તદા પરણાવ્યા તાતને શુભસ્થાન.
રાજા બાઇને પ્રસવ્યો પુત્ર જ્યારે,
નામ નારાયણ રૂડું ધર્યું ત્યારે.

પદ—'કંથબીન' એ રાગ

કહે છે નામદેવને માત, શિખામણની વાત. ટેક.
ભાઈ હવે તું બાળ નથી રે, થયો બાળનો બાપ;

વૃદ્ધ થયાં છીએ અમે બેઉએ, હવે પડયાં તુજ હાથ. કહે૦
ભક્તિ-ભજન ઘણું રૂડું પણ, કરે ન બીજી વાત;
પેટ ન ભરાય તેથી પાંચનું, વસ્ત્રની ક્યાં પંચાત. કહે૦
માટે હવે કંઇક ધંધો કર, કમા વાપરી જાત;
નહિ તો સૌએ ભુખે મરશું, ધન ભર્યું હત તો ખાત. કહે૦
બીજો સુત કે સુતા નથી, છે તારા ઉપર વાત;
તે પણ નહિ માને તો થાશે, ભુખે સહુની ઘાત. કહે૦

### વસંતતિલકા

એવું અનેક વિધથી ઉચરી સ્વમાત,
તેવાજ ત્યાંથી નિસર્યાં ઝટ ખેદ સાથ;
આવી શ્રી કંથ સમીપે ઝટ રોઇ દીધું,
ખુલ્લું સ્વચિત્ત પ્રભુને જોઇનેજ કીધું.

#### પદ-'પ્રભુ ખબર' એ રાગ

મને શીદને સપડાવ્યો સંસારમાં રે,
આપી ઉત્તમ નરદેહ અવતાર પ્રાણાધાર. શીદને૦
ક્યારે માગ્યું હતું મેં પ્રભુ કાંઈએ રે,
તોયે શીદને વરાવી મને નાર પ્રાણાધાર. શીદને૦
માત-તાતના પોષણનો બોજો શિરે રે,
તેમાં દીધો સુત વિના વાર પ્રાણાધાર. શીદને૦
હવે એ બધાં મળીને મુંઝવે ઘણું રે,
નહિ મૂકું હું ભજન ક્ષણવાર પ્રાણાધાર. શીદને૦
તમારાનું તમે કરો ચાહે તે રીતે રે,
નાખશોમાં હરિ મારે શિર ભાર પ્રાણાધાર. શીદને૦
હું તો તમવિણ ન ક્ષણ પણ જીવી શકું રે,
ભજન ચરણ સ્મરણથીજ હું જીવનાર પ્રાણાધાર. શીદને૦

અહીંથીયે હવે તો તસુ નહિ ખસું રે,
નથી જોતો નરનોયે અવતાર પ્રાણાધાર. શીદનો૦
એવું વદતા થરથરતા પદમાં પડયા રે,
ચાલી જાય નયનમાંથી નીર આંસુધાર પ્રાણાધાર. શીદનો૦

પદ–'થયા છો રે' એ રાગ

સુણતાં રે કરગર નિજ ભક્તની રીઝયા જગતપતિ,
રીઝયા જગતપતિ વધા ક્ષણ રહે મુજ સદન પ્રતિ. સુણ૦
એવું કહી ઉપાડી ઉદરે મૂકયા નામા ત્યાંય,
સ્થળ જોઈ ચિત્ત પ્રોઈ સુદ્ધ ખોઈ ગયા મોહી,
પૂછયું પ્રભુએ છે અહીં ઠીક કે ઠીક તુજ ભુવનપ્રતિ. સુણ૦

## લાવણી છોટી

વધા અનુભવી નામદેવા (૨)
  ક્યાં મારૂં ઝુપડું દિવ્ય ક્યાં તહારૂં ધામ દેવા.
અષ્ટસિદ્ધિ છે તુજ દાસી (૨)
  ઘુંસો ઘુંસી મારૂં ઘર ખોદે છે દુઃખરાશિ.
દિવ્ય અંબર ભૂષણ ભારે (૨)
  અર્ધી ઢાંકી અર્ધ ઉઘાડી વિણ ભૂષણ નારે.
કનકમણિ કેરાં પાત્ર અહીં (૨)
  ત્યાં તો માટીનાં પણ પૂરાં સાજાં પાત્ર નહિ.
તારી શ્રી અહીં પૂરી પ્રકાશી (૨)
  નામજ તારૂં માત્ર વાસ ત્યાં કરે બારમાસી.
ઇન્દ્ર શિવ અજઘર કીસ ગણતી (૨)
  ત્યાં સરખામણી દીન દાસના ઘરની ક્યાં બનતી.

## દોહરો

નિજ ઉદરે નિજ ભુવનનો અનુભવ દેતા નાથ;
ઘરનો અનુભવ વર્ણવે, વહુ શું સાસુ સાથ.

પદ–' ઓ યશોદાજી ' એ રાગ

અહો ! સાસુજી ! સપુત તમારા ક્યાંહાં સીધાવ્યા તે કહો,
તન આંસુથી ભીંજવીને થાકી ગઇ છું બાઇજી. અહો૦
લાવ્યા શીદ સુજને ઘરમાંહે અન્ને પૂરૂં ન મળે ઉદરમાંહે;
નથી માલ બળ્યા કાંઈ ઘરમાંહે. અહો૦
રહે વિઠ્ઠલ વાંસે ઘેલા એ લાગે ઘરમાં દુ:ખની લાહે;
જાણે મન એમની તો બલ્લા એ. અહો૦

પદ–રાગ પીલુ

સાસુ કહે બાઈ ભોગ છે મ્હારા, ક્યાંથી વરાવી ભગતને દારા;
મેં ઘણું કહ્યું તોયે બાકી રહ્યું, ફોડ તેથી હવે કાન તું મારા.
ગયો રીસાઇ રહી પસ્તાઈ છું, ત્યાં તું વીંધે વચનો દ્વારા;
વધુ વદીશ તો ગુમાવીશ પતિ, છે મૂળથી જગઠાઠ અકારા.
કળે કરી કરી કામ કાઢવું, લાવું રીઝવી ન વદીશ બોલ ખારા.

## ગીતિ

એમ ઉચરી ગઈ સાસુ, વહે ઉભયનાં નયનમાંથી આંસુ;
પ્રભુને ઠીક ન ભાસ્યું, દુ:ખ હરવા ઝટ કામ કર્યું ખાસું.

પદ–' બન ગયો ભેદ ' એ રાગ

તારે ઘેરે રાજબાઈ રે, આવ્યાં છે મહેમાન. ટેક૦
પાડોશમાંથી ઘર પરખીને ઉભા આંગણે આવી;
ખુદને ખાવા ન મળે ત્યાં આ આવ્યા ક્યાંથી શેયિા અકડાઈ રે.
જવાબ ઝટ નવ દઇ ગઇ રાજા, પડોશીના ઘરમાંહી,
વળી સાધુ કો આવ્યા ખાવા, નિત્ય નવાથી હું તો ગઇ અકળાઇ રે.
તાલ પીટશે ગાશે ગીતો, એ ક્યાંથી શું ખાઇ;
ઘરમાં ધાશેર પણ નથી આટો, હવે શું કરૂં જાણે મરૂં ઝેર ખાઇ રે.

બૂમ દીધી ત્યાં મહેમાને, ઘરમાં છો કે નથી બાઇ;
બોલી તદા ધણી નથી ઘરમાં,નામ શું છે શું વળી કામ છે ભાઇ રે
વદ્યા તદા મહેમાન બહાર તો આવો રાજબાઇ;
તમે ન જાણો હું ઓળખું છું, જાણું છું કે કેમ ચાલે કઠણાઇ રે.
કેશવ શેઠ હું પોતે છું, તુજ પતિ સાથે મિત્રાઈ,
લેવા નહિ પણ દેવા આવ્યો,સુણતાં તુરત બાઇ આવી ઝટ ધાઇ રે.

## ચોપાઇ

બહેન! કેવી હવે દોડી આવી, આવ્યો છું દયા દિલ લાવી;
ગુણ મહોર ભરી લ્યો ઉપાડી, સુણી નારી તો થઈ ગઈ ટાઢી.
લાવી ગુણ મુકી ઘરમાંહે, ભરી મહોર ખરેખર માંહે;
શોચે કોણ આ નવ પરખાયે, મિત્ર પતિના શેઠ સરખા એ.
હરિ કહે કહેજો મારા પ્રણામ, યાદ રાખજો કેશવ નામ;
વળી કહેજો મારા જેવું કામ, નામો ઓળખે છે મારૂં ઠામ.
બાઈ કહે જમ્યા વિણ ન જવાય, ભાઇ કહે હવે શીદ લજવાય;
એમ કહીને થયા અંતર્ધાન, રાજબાઇ બની સાવધાન.

## હરિગીત

કાઢીને મહોરો ગઇ બજારે, લીધો સરસામાન ઘણો,
કરી રાખી તુરત રસોઈ પતિ પર, પ્રેમ આવ્યો મન ઘણો.
પ્રભુની કૃપાનું તો શું કહેવું, ઠગજ કીધો ધન તણો;
વાંધો રહ્યો નહિ કોઈ રીતે, પછી કોઈ સાધન તણો.

## હોરી

પહોંચી પ્રભુ પાસે ગોણાઇ,દીઠો નહિ નિજ સુત ક્યાંહી. ટેક.
સહુએ બતાવ્યું કે પેઠો દીઠો છે, પ્રભુના મંદિર માંહી,
તેથી આવી પડી વિઠ્ઠલ પાદે, વદી ઉઠી પાહી આહી;
આવ્યો છે મારો સુત આંહી.પહોંચી૦

આપની સોબતે ભગત થયો તે ધંધો કરે ન કાંઈ,
આપો મારો સુત પાછો કૃપાથી, ઝાલો અમારી બાંહી;
થાઓને સાચા સુખદાઇ.પહોંચીo
દીધો ન દીધા જેવો દીધો ને વળી,હાલ તો દેખું ન ક્યાંહી;
ખાવા પીવાનું સંકટ ભારે, વહુની સ્થિતિ દુઃખદાઈ;
ઝંખે છે બેઠી ઘેર બાઇ.પહોંચીo
રળવણું ક્યારથી તોએ ન સુણતા, એ ન ચાલશે આંહી,
પ્રાણ પાડીશ જો પુત્ર નહિ દો તો,ડોશીની દેખી સચાઈ;
નામો દઇ દીધોજ ત્યાંહી.પહોંચીo

સાખી

માત વદી સુતને સમજાવી, પકડી રાખી હાથ;
મારું ન માનીએ બેટા ચાલો, ઘેરજ મારી સાથ.
ગમ્યું નહિ પણ જવું પડ્યું, સંઘર્યા નહિ નિજ નાથ.
આવ્યા ઘેર ત્યાં સુણી સહુથી, વધામણીની વાત.

કયાં હું રાંકડો પતિત, કયાં તું શ્રીપતિ પુનીત.
ત્રણે જણે સંગ મળી, પ્રભુ સ્તવ્યા લળી લળી;
મળી પડોશી મંડળી, માન્યું એની સેવા ફળી.
ગયાં દારિદ્રય તો બળી, સાચી વેળા આજે વળી;
ભકતો પ્રેમે પીગળી, અનંત કહે છે વળી વળી.
રાખે જે પૂરો વિશ્વાસ, થાય છે જે પૂરો દાસ;
જગતમાંહે ઉદાસ, શ્રીનિવાસ જે ખાસ.
તેને પછી કોનો ત્રાસ, તેને વળી કઇ આશ;
શુચિ કરી સુખરાશ, અનુપતિ રાખો પાસ.

'એકજ સ્થાને એકજ જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રોતું રે.' બસ આજ અનન્ય ભાવ બન્યો રહેતો હતો. આવા અનન્ય ભાવનિષ્ઠ ભકતને પ્રથમ કર્મયોગદ્વારા ચિત્તશુદ્ધિ પ્રાપ્ત થાય છે ને પછી આત્મજ્ઞાનદ્વારા જ્ઞાનયોગ પણ સિદ્ધ થાય છે. આવો સિદ્ધ ભકત જો ઇચ્છે તો એક તો શું પણ આઠે અંગસહિત સર્વ સિદ્ધિઓ તેને આવી મળે છે; પરંતુ અનન્ય ભકત નામદેવજી જાણતા હતા કે તે મહાસિદ્ધિઓ મેળવવાનો વિચાર સુધ્ધાં પણ ન હોવો જોઇએ. કારણકે તેથી જગત પૂજવા માંડે ને એ વખતે મોટો જ્ઞાની પણ ભ્રષ્ટ થઇ ભૂલો પડે. આવા કર્મયોગી ને જ્ઞાનયોગી ભકત નામદેવજી જે કાળે સર્વવ્યાપક સર્વેશ્વરનું સેવન કરતા હતા અને પોતે ભેકતપણામાંજ એકનિષ્ઠા રાખીને તેમાંજ સંપૂર્ણ બ્રહ્મજ્ઞાનીપણું માનતા હતા, તેજ કાળની તેમની સાથેના ગુકાળલાનીજ એક કથા અહીં આલેખીએ છીએ, કે જેથી ચોક્કસ સિદ્ધ થશે કે 'ભક્તિથી કોઇ ન મ્હોટું.'

સાખી

જ્ઞાનદેવ ને સોમદેવ, નિવૃત્તિનાથ ત્રણ ભાઇ,
તેની ચોથી જ્ઞાતશિરોમણિ, બહેની મુક્તાં બાઇ.

સંન્યાસીની પ્રજા ગણી સૌ, જન કરતાં હલકાઈ,
પ્રભુભક્તિ યોગબળે અંતે, ગયા સંત પરખાઈ.

### દોહરો

જગત જને જેમ ખ્યાત છે, કામદેવનું કામ;
ભગત જને તેમ ખ્યાત છે, નામદેવનું નામ.

### સાખી

શ્રી હરિઇચ્છાએ હરિના જનને મળવા ઉમંગ લાવી,
આવ્યા જ્ઞાનદેવ પંઢરપુર પ્રેમ અતિ બતલાવી;
મોહનના મંદિરમાં દીઠા મીઠા મ્હાવા સંગે,
વાધ્યો પરસ્પર ઉમંગ અંગે, બેઉને એ સુપ્રસંગે.

### દીંઢી

આત્મજ્ઞાની જ્ઞાનદેવ તણું જ્ઞાન,
માન આપી નામા વખાણે મહાન;
નામદેવ તણું ગાન ભક્તિમાન,
જ્ઞાનદેવ વખાણે તજી સ્વમાન.

પદ-' નાથ ના કરો ' એ રાગ

જ્ઞાનદેવજી વધા બહાર આવી રે; ટેક૦
ભક્તરાય, ગામમાંહ્ય, બેસી શું રહ્યા સદાય,
કર પગ ન હલાવી રે. જ્ઞાન૦
તીર્થક્ષેત્ર છે ભૂમિમાંહી ભારી રે,તે તમામ, પુરી ધામ;
ભેટવા વધારી હામ, સકળ પાપ હારી રે. જ્ઞાન૦
સંતસંગમાં તે કરવા ચાહી રે,આસપાસ,આવ્યો ખાસ;
પૂરો આશ, તજી અવાસ, ફ્રીએ ભૂમાંહી રે. જ્ઞાન૦
જીવન ગાળવું એજ કામમાંહી રે; તીર્થસ્થાન,
ક્ષેત્રધામ, કર્યાં આપણેજ કામ જાવું ત્યાં ધાઇ રે. જ્ઞાન૦

લાવણી-'ભર્તૃહરિ' એ રાગ

ઉતરી ન વાત (૨) ઝટ નામદેવને ચિત્તે;
પંઢરીનાથ તજી ક્ષણે જવું અન્ય જગે શું નિમિત્તે.

એ તો 'એકજ સ્થાને એકજ જ્ઞાને, અનુપતિમાં ચિત્ત પ્રોતું રે.' એમ એકજ પરમેશ્વરમાં એકજ સ્થળે જેને ન્યૂનતા ભાસે તેજ ઠેરઠેર ભટકતો ફરે અને એવી આશાઓ સેવે કે અમુક કોઈક સ્થળે પણ પ્રભુનો મને પૂર્ણ સાક્ષાત્કાર થશે! પરંતુ આમને તો—

છે ધામ તીર્થ (૨) ને પ્રભુ પોતે અનુકૂળ,
તે છોડી બીજે જવું એ તો ન ગમ્યું બિલકુલ.
તજી કલ્પ વૃક્ષ (૨) શીદ ચહું અન્ય તરૂ છાંય,
અમૃતપાન મળે છતાં શીદ ચહું ફળ અંન મિઠાઈ.
(આવી તૃપ્તિ અને આવું જ્ઞાન જોઈએ.)
પ્રિય પ્રાણનાથ (૨) જીવનને શે છોડાયે;
વિયોગ એ વ્હાલા તણો ક્ષણ ભર પણ શે સહેવાયે.
ઉર શોચી એમ (૨) કહ્યું ભાઇ ન વશ હું મ્હારે;
પાળ્યો પોષ્યો જેમણે છઉં ત્હેનો સકળ પ્રકારે.
રૂક્ષ્મણીરમણ (૨) ને આધિન જીવન મ્હારૂં;
ત્હેની પાસે વાત આ હું પ્રકાશ જઈ ઉચ્ચારૂં.
જો રજા મળે (૨) તો આજ્ઞા એની પાળું;
તમને પણ ના પાડતાં સંકુચાઉં છુંજ કૃપાળું.
કહે જ્ઞાનદેવ (૨) આજ્ઞા લઇને પછી ચાલો;
આવ્યા ફરીને મંદિરે બેઉ, જ્યાં ઉભો છે વ્હાલો.

હરિ પાસે ગયા તે પણ ગળગળિત થયા, પણ જ્ઞાનદેવે આગ્રહ કર્યો તેથી જવું ઠર્યું.

સાખી

હરિ વધા નામદેવ તારે, તીર્થનું શું કામ;
જ્ઞાન ધ્યાનથી વસતો હૃદયે. પૂરણ કીધું કામ.
કથા કીર્તન ને સેવા મેલી, તીરથ કરવા ચાલી રે;
ફોકટ દેહ દમે પોતાની, પગની પનોતી ટાળી રે.
જ્યાં વૈષ્ણવ ત્યાં તીરથ સર્વે, ત્યાં છે મારો વાસ રે;
ગુહ્ય વાર્તા તુંને કહી મેં, તું છે મારો દાસ રે.
જ્ઞાનદેવ કહે હું સંગત એ નામદેવની ચાહું;
એના સત્સંગે વસવા, યાત્રા કરવા લલચાઉં.
એની સંગતથી હું સુધરીશ, માટે માગું દેવા;
નામાજીને થોડા દિન તો પડશે સુજને દેવા.
એમ કહી પદ મસ્તક મૂક્યું, વધા તદા શ્રીનાથ;
જાઓ ભકત જ્ઞાની સાથે, થઇ આવો જગવિખ્યાત.

શિખરિણી છંદ

ગમ્યું ના એકેને, જગતપતિ કે ભકતજનને;
પુની જ્ઞાનોબાની; કરગર ધરી માન મનને;
પડ્યા જુદા પાછા, શુચિજનજ બે ત્યાંથી નિસર્યા;
તથાપિ ના લેશે, અરસપરસે ચિત્ત વિસર્યા.
ભરે વારે વારે, નયનનીમહીં નીર સમરી;
કરે વારે વારે, કરગર સ્તુતિ સ્પષ્ટ ઉચરી;
સ્મરે વારે વારે, મનહર મીઠી એજ સુરતી;
પથે જ્ઞાનોબાને, નવ પડી મજા એથી પુરતી.

હવે જ્ઞાની ને પ્રેમી સર્વત્ર વ્યાપકના સેવક ને મૂર્તિના મોહકની વાતો જુઓઃ—

લાવણી-કાલીગડાની ધૂન

નામા જે દિશ ગયા તે દિશા તરફ જોઇને એ શ્રીહરિ,
રડવા લાગ્યા કહે રુક્મિણી, કેમ રડો છો ફરી ફરી?

તમે કહ્યું ને ભક્ત ગયા છે વિઠોબા કહે તે તો ઠીક,
પણ મારા અંતરની વાતો કોને કરવી એજ અઠીક.
લક્ષ્મી કહે છે સુજને કહેવી પ્રભુ કહે તમને તો વાત,
થતી હોય તે થાય, ઔર છે નામાની સાથેની વાત.

### લાવણી

એક તરફ શ્રીનામદેવ ને જ્ઞાનદેવ ચાલ્યા જતા,
પણ નામા વિઠ્ઠલ સંભારી ઘડી ઘડી વિહ્વલ થાતા.
જાણે નામાનાં નેત્રોમાં વિઠ્ઠલની મૂર્તિ ભમતી,
વિઠ્ઠલ વિઠ્ઠલ કરે અવાજે અશ્રુધાર આંખે ઝરતી.
વહાલું મંદિર, વ્હાલા વિઠ્ઠલ, વ્હાલી માતા રુક્મિણી,
એજ શબ્દ નામો ગોખે છે જોતા પંઢરપુર ભણી.

### —ચોપાઇની ચાલ

વધા વ્હાલા શું આમ કરો છો, અજ્ઞાની સમ શું આચરો છો;
વ્હાલો માત્ર ન મંદિર માંહી, વસે જળ સ્થળ અંદર ભાઈ.
શીખ્ય ધ્યાન તો હૃદયે દેખાશે, જેને શોધો છો તેજ છે પાસે;
જ્યાં જાશું ત્યાં એજ જણાશે, એનુ અંગ જગત બધું ભાસે.
એજ શશીમાં સૂરજમાં એ છે, મ્હારામાં ત્હારામાં એ રહે છે;
ઘામે ઠામેઠામે એને જોશું, સર્વ વ્યાપકમાં ખૂબ મ્હોશું.
સત્ય સમજીને આનંદ ધારો, ભોળાપણાના વિચાર સુધારો;
વદી હરખે આનંદ વધારો, સત્સંગનો એજ છે ધારો.

તેના ઉત્તરમાં જેમ ગોપીઓએ ઉદ્ધવજીને કહ્યું કે—

તમારા તો હરિ સઘળેરે, અમારા તો એક સ્થળે;
તમે રીઝો ચાંદરણે રે, અમો રીઝું ચંદ બળે.
તેમ નામદેવજી તો—

એકજ સ્થળે એકજ જ્ઞાને, અનુપતિમાં ચિત ત્રો હુંરે.

જેમ તુલસીદાસજી—

ગંગાસિંધુ સરસ્વતી, સાત સમુદ્ર ભરપૂર,
તુળસી ચાતક કે મને, બીના સ્વાતિ સબ ધૂર.

એવોજ અહીં ઘાટ છે; ભકતમાત્રનો એજ ભભકો છે; અનન્ય ભકતનો એજ માર્ગ હોય છે; તેમનાં રૂપલાવણ્યની મજા કોઈ અલૌકિક ને અદ્દભુત હોય છે અને તેમના સ્વલંકાર, શૃંગાર તથા વિવિધ સેવાની રીત કોઈ જુદીજ હોય છે.

### ઉપેન્દ્રવજ્રા

કહ્યું ખુલાસે જવ નામદેવે, ચહ્યું ઉલ્લાસે તવ જ્ઞાનદેવે;
સ્વપક્ષમાં તો નવ એ તણાયા, મુનિજી એ પક્ષ વિશે તણાયા.

### માલિની

અણસમજણ એની, ટાળવાને ચહીને,
એણે સમજણ દીધી, તે ન ઠેરી રહીને;
સમજણ ખરી એની, માનીને આપે પૂછે;
સમજણ વધુ આપો, ભક્તિનું રૂપ શું છે?

પ્રશ્નોત્તર ઘણા થયા, તેમાં જ્ઞાનદેવે ભકિતનું સ્વરૂપ પૂછયું તેનોજ ઉત્તર ટાંકીએ:—

### શાર્દૂલવિક્રીડિત છંદ

નામાએ વિનતિ કરી નથી જરી, હું તો ભણ્યો કે ગણ્યો;
ના યુક્તિ કોઇ આદરી નથી થયો, ચેલો એ કોઈ તણો;
ના જાણું કંઈ વાત ભ્રાત કહું શું, દાસો તણો દાસ છું;
વીતી વાત વિશેષ યાદ રહી તે, ખંતે કહું ખાસ હું.

પદ–'શરણ થયો' એ રાગ

પ્યાર પ્યાર ને પ્યાર, પ્રભુ પર આવે પ્યાર અપાર, ટેક.
લાગે અન્ય અસાર... ... ... ... ...
જગના જીવો માત્ર પર આવે દયા ને સ્નેહ;
સર્વ સ્વામીના સરખાં અંગો મુજસમ સૌના દેહ;
જીવ સૌ મુજ પ્રભુનો પરિવાર,એની ખુબીનો સૌ વિસ્તાર.પ્યા૦
વ્યાપ્યો વસ્તુમાત્રમાં છે એનો આનંદ;
પણ જે અદ્દભુત છે શ્રીઅંગે, એજ પ્રેમનો ફંદ;
રૂપ લાવણ્યનો ચમત્કાર, માનું બ્રહ્માનંદનો એ સાર.

ગાઉં વિઠુબા નામ હું ધ્યાઉં વિઠુબા રૂપ;
ચાહુ વિઠુબા વિણ ન અવર ક્ષણ કોટી અંડના ભૂપ;
થયા જન કાજ પ્રકટ આકાર,રોધીએ શીદ પછી ઉર મોઝાર.પ્યા૦
ન સંકોચ ઇન્દ્રિતણો ન ભોગનો સંકોચ;
સહુ રીતે ભોગવું પતિને, સેવું ન ધરી શોચ;
સકળ સૌ થાય સુપ્રકાર, ન કહી શકું એ અનુભવની બ્હાર.પ્યા૦
કયાં ચાતક કયાં મેઘ છે કયાં પંકજ કયાં ભાન;
સદા પ્રકાશિત જોઉં બધેથી, રહું એમાં ગુલતાન;
એકલા એથી તુષ્ટ અપાર,બીજો આવતો જ નથી વિચાર.પ્યા૦
એ મુજથી નથી છૂટતું, નથી કોઈ છોડાવનાર;
એનુ કીર્તન સેવન સ્મરણ, એજ જીવન આધાર;
સ્વાદ એ અનુભવનોજ પ્રકાર,કહેથી ન સમજાય તલભાર.પ્યા૦

દોહરો

કહેતા, સુણતા, પૂછતા, થતા રસે તરબોળ;
પણ રહેતા નામાતણા, સદાજ ઉપર બોલ.

ગરબી

ચાલ્યા ભક્ત બેઉ ભજતા ભગવાન, તીર્થસ્નાન સ્વાદ લેતા રે,
આવ્યું દિલ્હીના શાહતણું સ્થાન, રાત મારગમાં રહેતા રે.
મળ્યા ત્યાં એ વૈષ્ણવો અને સંત, રોકયા વરા વડા શાહેરે,
કથા સુણતા ને ગણે ધરી ખંત, આવ્યા દેવ ઘેર બેઠે રે.
હરિ-મંદિરમાં કીર્તન તો થાય, ત્યાં ભરાય જનો ભારે રે,
વાત પહોંચી નરનાથ તણી પાસ, આશ તેણે કરી ત્યારેરે.
આવ્યો શાહ રાતે કથા-સ્થાન આપ, વદો પરચો દેખાડો રે,
વધા મારે તો વિઠ્ઠલ માબાપ, કાઢું એને ભજી દહાડો રે.
શાહે કીધી હઠ શઠ તો હોય મૂળ, હતી ગાય ત્યાં ઊભેલી રે,
કર્યું જીવાડજો આને વદી એમ, તલવાર ગળે મેલી રે.

ગયા થરથરી તમામ તેજ વાર, ગાય પડી ઠાર થઈને રે,
નામે માગી મહેતલ દિવસ ચાર, ગયો શાહ ઠીક કહીનેરે.
નહિ ખાધુંપીધું, નહિ ધ્યાન, બીજે પોતે ગુણ ગાયા રે,
થયા પૂરા જવ ખરા દિવસ ચાર, તદા પ્રકટ્યા જગરાયા રે.

## ભૈરવી, આશા

કહે ભક્ત વ્હાલા કેમ વાર કરી, તુરત ન મ્હારી વ્હાર કરી.
હરિ કહે ચાર દિવસની મહેતલ, લીધી તે શું વિચાર કરી,
તુરત કહેત તો તુરત કરત હું, દેર ભાવ અનુસાર કરી.
રાખું વચન જેવું તું ભાખે, ગૌ હવે દઉં હોશિયાર કરી,
કહી એવું દઈ દર્શન પ્રિયને, થયા ગુપ્ત તે ઠાર હરિ.
ત્યાં આવ્યો શાહ અને જુએ શું ? ઊઠી ગાય વિણ માર ઠરી,
ભક્તોએ ભક્તને વધાવ્યા, હરિનો જયજયકાર કરી.

## શાર્દૂલ

ભારે ભવ્ય પલંગ શુક્તિ નવીનો, આવ્યો હતો ભેટનો;
તે દીધો ઝટ ભેટ નમ્ર બનીને, શાહે પદે લેટતો;
પોતે તે જવ શાહ ત્યાંથી નીસર્યો, તેને નહિ ચાહીને;
નંખાવ્યો યમુના પ્રતિ નવ રતિ, ચિત્તે સંકુચાઈને.

પદ-' ઓધવજી કરમતણી ' એ રાગ

આવ્યો કોપ શાહ તણે ઉર ભારી,સુણી વાત આવી પરભારી.
મોકલ્યા દૂત સ્વામીની પાસે, શુક્તિ સ્વમનથી વિચારી;
જેથી પોતાની ઇચ્છા સધાયને, થાય નામાને લાચારી.
દૂત કહે શાહ માગે પલંગ એ, જોવા નમૂનો ધારી;
બીજો તૈયાર થયો કે તુરત એ પાછો પાઠવશે સંભારી.
સ્વામીએ શ્રીવરને સમર્યા, જ્યાં છે શ્રીયમુના કિનારી;

ત્યાં સો પચાસ પલંગો આવ્યા, તરી એકજ સરખા આકારી.
પોતે કહ્યું એમાં હોય તમારો, તે લઈ જાઓ વિચારી;
ગભરાયા જન શાહે જાણ્યું, માગી ક્ષમા ભય ધારી.

એ યાત્રા પ્રસંગે દિલ્હી જતાં એ પ્રમાણે બાદશાહ સાથે નામદેવજીને પ્રસંગ પડયો, તો તે વેળા પણ શ્રીહરિએ તેમને વારંવાર સહાય કરી; જેથી ભકત માટે તો એજ સિદ્ધ થયું કે, ' त्वमेव सर्वं मम देवदेव –હે દેવોના પણ દેવ ! મારૂં તો સર્વ કંઇ આપજ છો.' ભકતજનની હરકોઇ રિદ્ધિ, સિદ્ધિ, સત્તા કે કરામત શ્રી પરમેશ્વરજ હોય છે, એમના તો ઉપાય તથા ઉપેય–બન્ને શ્રીહરિજ હોય છે. આ વસ્તુનો એક મુકાબલો જ્ઞાનદેવસાથેજ તેમનો થયો હતો, તે અહીં ઉતારીએ:—

### ગરબી

ચાલ્યા ચાલ્યા રે શ્રી નામદેવ, શાહનું સ્થાન તજી;
સાથે વ્હાલા રે રહે જ્ઞાનદેવ, ભાવે ભગવાન ભજી. ટેક.
એક દિવસ મધ્યાન્હ થયા ને તૃષાતુર થયા બન્ને રે;
દીઠો કૂપ પણ પાણી ત્હેમાં, જોતાં ન પડે નેને. શા૦
જ્ઞાનદેવ સિદ્ધિથી થઇને અણુ, જઈ પહોંચ્યા તળીએરે;
જળ પીધું ને નીકળી આવ્યા, લધીમા શકિત બળીએ. શા૦
કહ્યું ના માને યોગ ન શીખે, તે કયાંથી ફળ પામે રે;
શી રીતે આ સંકટ ત્હારૂં, માત્ર ભજનથી વામે. શા૦
પાણી વિણના પ્રાણ જાય ને, ભકિત થાય નકામી રે;
નામે અડચણ તતક્ષણ હણવા, સમર્યા સારંગપાણી. શા૦

વળી લલકાર્યું કે:—

'સ્વાર્થી સીતારામ ઔર, પરમાર્થી શ્રીરામ;
તુલસી તેરે દુસરે, દ્વાર કહા હૈ કામ.'

પદ-' ખોટ ખાધી ' એ રાગ

તૃષા લાગી માબાપ તૃષા લાગી,પાણી લેવું પડે છે આજ માગી.
બાળ ભૂખ્યું કે તરસ્યું થાય, ત્યારે માબાપની પાસ જાય;
તેમ આજ સમરૂં જગરાય,તમે શકો છો બધી ભીડ ભાગી. મા૦
શીખું દેવા હું યોગ તે શું કરવા, સિદ્ધિઓથી રહું છું બેપરવા;
માત્ર શીખ્યો તને કરગરવા,કરૂં એજ કર જોડી પગે લાગી. મા૦
ધાયા તેવા પંઢરપુર-રાયા, નામદેવાની નજરે જણાયા;
કાંઠે ઊભા દીઠા જગતરાયા, હરિ જોતાં જાણે ગયા જાગી. મા૦
કૂપ નીરે ગયો ઊભરાઈ, કાંઠે બેઠે દીધું જળ પાઈ;
જ્ઞાનદેવ જોઈ ગયા શરમાઈ, યોગસિદ્ધિની ભ્રમણા ભાગી. મા૦
નામદેવે દીઠા માત્ર સ્વામી, જ્ઞાનદેવે જાણી નિજ ખામી;
પડ્યા પ્રેમીને પદ શિર નામી,સાચા મનથી યોગમદ ત્યાગી. મા૦
હજીએ ત્યાં ઉદક ઊભરાય, મેળો વડો પ્રતિ સાલે ભરાય;
ભક્ત ભગવાનના ગુણ ગાય, કરે કીર્તન નિશાભર જાગી. મા૦

તાત્પર્ય એટલુંજ કે:—

પ્રભુતાકો સબકો ચહે, પ્રભુકો ચહે ન કોઈ;
તુલસી! જો પ્રભુકો ચહે, (તો) આપહિ પ્રભુતા હોઈ.

શાર્દૂલ

સેતુથી ફરીને જવા ઘર પ્રતિ, ચાલ્યા બેઉ પ્રેમથી;
આવી ત્યાં શિવરાત શૈવસ્થળમાં, લોકો ભૂખ્યા નેમથી;
મોટું મંદિર નાગનાથ શિવનું, ખેંચી ગયાં ત્યાં જનો;
બોલ્યા કીર્તન આજ રાત કરીને પૂરા કૃપાળુ બનો.

ઉપેન્દ્રવજ્રા

વિશાળ છે મંડપ ત્યાં મહાન,દીઠા જનો આતુર બુદ્ધિમાન;
પ્રભુ કથાની કરી માગણી એ,પ્રભુ સ્મરી યોગ્ય ગણી ખરી એ.

પદ-આશા 'જશોદા તારો' એ રાગ

કીર્તનની ઝડી લાગી શ્રીવરના જનમન પ્રસન્ન,
વિકસિત નયનો રહ્યાં એકે એક જાગી. શ્રીવરના૦
કથા કહે નામદેવ, પ્રમાણો કહે જ્ઞાનદેવ,
બેઉને બનેલી ટેવ, બેઉને ગમેલી સેવ,
શ્રોતાએ તો ખાસ કરી, રોકયા છે ઉલ્લાસ ભરી,
સુણતા તે આશ કરી, વચને વિશ્વાસ કરી,
અવર તકજ છેક ત્યાગી. શ્રીવરના૦
પૂર્ણિમાના ચંદ્રવડે જેમ સાગર ઉભરે,
તેમ જનજૂથ ખરે ભર્યું મન મોદ ભરે,
દેવ પીએ સુધાપાન, તેમ શબ્દો પીતા કાન,
દુકાળીઆ પામે ધાન્ય, ઉપવાસી પકવાન,
એવાં એ બધાં અનુરાગી. શ્રીવરના૦
વર્ણે વિઠુબાનું રૂપ, થાતાં જન તદ્રૂપ,
સ્મરાવે જગત ભૂપ, તવ કો ન રહે ચૂપ,
ગર્જે નામો તાળી પાડી, પાપી પંખીડા ઉડાડી,
માયા મોહ નાખી કાઢી, સર્વની ત્યાં અગાડી,
હરિપદમાં છેલ્લે લાગી. શ્રીવરના૦
આવ્યા ચાંખડીએ ચડી, પૂજાપો કર પકડી,
મોટા પંડિતો અકડી, માંહે જવાને તે ઘડી,
જરા એ ન જગ્યા જડી રખે કોઈ જાય અડી,
એવી છે ચિંતા એ વડી, ઢોંગ આ ગણી બબડી,
લઢીજ પડયા તે અભાગી. શ્રીવરના૦

પદ-કાલી ગડો

ભંગાણ પડયું ભારી રે, હરિકીર્તનની માંહ્ય રે. ભં૦
સત્તાધારી અહંકારીથી, ડરી ગયા નરનારી રે. ભં૦

આજ ઉમંગ અતિશય ઉરમાં પળપળ વધતો જાય,
જેમ જેમ પુર નજદીક આવતું તેમ તેમ વધુ ન્હાય.
કળશ દીઠો ત્યાં પડયા પૃથ્વી પર કીધા પૂરા પ્રણામ,
જ્ઞાનદેવે શુદ્ધ દીની ત્યારે, આવ્યા લેતા નામ.
મહાદ્વાર પાસે આવ્યા તવ ફરી ફરી કર્યા પ્રણામ,
તાલ વગાડી દોટજ કહાડી ધાયામાંહી ગુણગ્રામ.
પહોંચ્યા પ્રિયતમની પાસે ને, ચાર નજર થઈ ભેળી,
ભક્ત અને ભગવાન ઉભયને ઉઠી આનંદ રેલી.

અને પોતાના પ્રિય પ્રભુને મળીને તેમણે પોતાના વિચારો આ પ્રમાણે તેમની આગળ રજૂ કર્યા.—

પદ–' કાઇ ચેટક ' એ રાગ

જીવ જીવન વિઠોબા વ્હાલા, ભલા ભાગ્યે આજે ભલે ભાળ્યા.
ચરણો વંદે ભેટે આનંદે, હર્ષાશ્રુ જાય ચાલ્યા. જી૦
તુજવિણ ક્યાંહીએ ન ગમ્યું પ્યારા, અથડાવ્યા અમને ઠાલા. જી૦
આ મુખ સુખની ભૂખ બની રહી, ટાળ્યું આજે દુઃખદયાળા જી૦
હવે તો સ્વર્ગે કૈલાસે ન જાઉં, મુકી શ્રી પાદ સુખાળા રે. જી૦
નાચ્યા રાચ્યા સાચા ભાવેથી, નામે કર્યાં કાલાવાલા રે. જી૦

ગીતિ

આંસુ લુહે નિજ કરથી, માળા અરપી ઉતારી નિજ ઉરથી;
વધા ભક્તથી ફરતી, પાંડુરંગ સઉમંગ મધુર સુરતી.

ખમાચ

હરિ વધા નામાથી પ્રસંનમન, પ્રસંનમન શ્રી જીવ જીવન.
તીર્થાટન મેં જેમ કરાવ્યું, તેમ કરાવું ઉદ્યાપન. હરિ૦
પંઢરપુરના સરવ વિપ્રને, દઇએ સદક્ષિણા ભોજન.

હાલજ હું તુંજ સાથે ચાલું, દેવા પુર માંહી નિમંત્રણ. હરિ૦
કરી આપીશ ગોઠવણી સઘળી, કરશે સહાય શ્રી સુજ જન.
તું ત્હારે બસ જોયાં કરજે, સફળ થાય તવ તીર્થાટન. હરિ૦

હરિગીત

કરી ગોઠવણ ઘરમાંજ નામાને રજા રાતે દીધી;
પ્રાતે ઊઠીને વિપ્રવેશે સોઇ સહુ જાતે કીધી;
વળી ન્હાઇ ચાહી તમામ સુઘડ રસોઈ જગમાતે કીધી;
ભક્તે તો કોઈની કશી પણ એમાંની નવ વાતે કીધી.

સાખી

ગૃહસ્થ બ્રાહ્મણ વેપારીનું, રૂપ લીધું ઝટ નાથે;
કર પકડી હરી મિત્ર નીસર્યા, નામદેવની સાથે.
બેઠા હતા દ્વિજો ત્યાં આવ્યા, જગના જીવન જાતે;
નામદેવ તો જોઈ રહ્યા શું, કરે શ્રીકંથ મજા તે.

શાર્દૂલ

બોલ્યા શ્રીવર કાલ આપ સહુને, નામાવતી નોતરૂં;
વહેલા ન્હાઇ પધારવા હરિસ્થળે, ભાવે વિનંતિ કરૂં;
યાત્રાઓ કરી આવી કાલ કરશે, તેનુંજ ઉદ્યાપન;
માટે આપ પધારી સર્વ કરશો, સંતુષ્ટ એનું મન.

ચોપાઈ

દ્વિજ સહુ રહ્યા હરિ ભણી જોઇ, નવ ઓળખ્યા પણ ગયા મોહી;
પૂછ્યું આપ છો કોણ મહારાજ, કરી આપો નામાનું કાજ.
બોલ્યા નામ મારૂં તો છે અનંત, મને ઓળખે છે સહુ સંત;
નામાથી મારે ખાસ મિત્રાઈ, ઉતારો મારો મંદિર માંહી.
મોટા ઉપકારી બ્રાહ્મણ માની, ભેદ સમજ્યા નહિ અભિમાની;

કબૂલી ઉમંગે મહેમાની, કરી ખ્યાતિ હરિએ નામાની.
હરિ આવ્યા રુક્મણીને ધામે, કહ્યું કાલ કરો ધુમધામે;
બીજી હું કરી આપીશ સોઈ, તમે પીરસજો કરીને રસોઈ.

કલ્યાણ-'પ્રેમ સલાજનો' એ રાગ

શ્રી પંઢરપુરે પાંડુરંગ મંદિરે, વિપ્રને જમાડતા પોતેજ શ્રીવરે.
અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ દાસી, આવી કરતી સેવ;
ઉપર રહી ગોઠવણુ કરાવે, શ્રીદેવી જગદેવ. શ્રી પંઢર૦

એજ સિદ્ધ કરે છે કેઃ—'ભક્તિથી કોઇ ન મ્હોટું, હરિવિણુ બીજે નવ મ્હો તું.'

ધ્વજા પતાકા દીધાં ચઢાવી, બાંધી તોરણ હાર;
પુરી રાંગુલી વિધવિધરંગી,ધુપ કુસુમની બ્હાર. શ્રી પંઢર૦
દીપમાળનો ઠાઠ અનુપમ, વાજાં ગાજાં ઘોર;
આદરમાન વિશે નથી ઊણું, સહુને સઘળે ઠોર. શ્રી પંઢર૦
નામાને મંગળ માર્જન કરી,બેસાડ્યા શુભ સ્થાન;
પુન્યાહવાચન પ્રીતે કરાવે, પાસ બેસી ભગવાન. શ્રી પંઢર૦
શ્રીપતિ, શ્રીદેવી, સતભામા,ત્રિલોક શોભા સાર;
સ્હાય કરે છે દ્વિજ ન ઓળખે, મ્હોતા વારંવાર. શ્રી પંઢર૦
કનક પાટ પર દ્વિજ બેસાડી, પ્રભુ પખાળે પાદ;
પિતાંબરે લૂછી નાંખે છે, ઉર આણી આલ્હાદ. શ્રી પંઢર૦
અષ્ટ ગંધ તુલસી માળા, કસ્તુરી લગાવી ભાળ;
દશાંગ ધુપ દીવા ઝગતા ત્યાં,નીકળ્યા પાક રસાળ. શ્રી પંઢર૦

પદ-'કુબરીને જાદુ' એ ઢાળ સોરઠ

જમવા બેઠા દ્વિજ સાથે, લક્ષ્મી પીરસે છે હાથે. જ૦
પત્રાવલાં પૂરાં પૂરાયાં, ભોજન નાના ભાતે રે. જ૦

સ્વાદ સુગંધ સુઘડતા દેખી, સહુ કહે છે શું આ તે રે. જ૦
નામા પાસ સંકલ્પ કરાવ્યો, પાસે રહી જગનાથે રે. જ૦
શ્રી સતભામા ખુદ પીરસે, ત્યાં ખામી રહે કોઇ વાતે રે! જ૦
કર ધોવરાવી તાંબુલ આપ્યાં, જગનાથે નિજ હાથે રે. જ૦

## સાખી

જમી રહ્યા સહુ તવ કર જોડી, વદ્યા રમાવર વાણી;
જરા બિરાજો અમે જમી લઇએ જઇ ઉમંગ આણી;
પછી દક્ષિણા પામી પધારો, સહુએ સંમત રાખ્યું;
હરિ કરે શું હવે તે જુએ, દ્વિજનું મંડળ આખું.

## ચોપાઇ ચાલ

બેઠા શ્રીવર બ્રાહ્મણ રૂપે, પાર્ષદ ગુણ પણ એજ સ્વરૂપે;
આવ્યાં રૂક્મણી,સત્યભામા,સોનાના થાળ પીરસ્યા સ્હામા.
જે ઊભા મંદિરમાં નામા, પહોંચ્યા ત્યાં પોતેજગના વિસામા;
ઝેદી બાહુએ ને લઇ આવ્યા, બહુ પાર્ષદોએ સમજાવ્યા.
પોતા ભેગા પ્રભુને બેસાડ્યા, બ્રાહ્મણો તો બની ગયા ટાડા;
અરે! નામો તો દરજી છે જાતે, બેસાડ્યો કેમ વિપ્રે તે સાથે.
એ પોતે તો ડરી ના કહે છે, તેને પકડી રાખી બેસાડે છે;
હાહા પોતાને હાથે ખવાડે, શી ઘેલાઈ આ શ્રીમંત કહાડે?
શાનાં હરખે આંસુડાં પાડે, શું શું'ટેભો એ હરખતો લાડે;
શું આ બાઇઓએ પીરસે છે, સહુ ઘેલા નામાના રસે છે.

## હરિગીત

ત્યાં ભાન ભૂલી ભક્તના આગ્રહે હરિ એક ઠામમાં,
ખાવા મંડી ગયા થયો કચવાટ તવ એ ધામમાં.
વટલેલ છે આ વિપ્રનું કુટુંબ શું આ ગામમાં,
વચ્ચે ન કોઈ પડી શકયું એ અજાણ્યાના કામમાં.

પદ-'મને પ્યારો' એ રાગ

સહુ શોચે દ્વિજો હવે શું કરવું, શા સારૂ એથી ડરવું. સ૦
વિપ્ર હોય તો આવું ન કરે,કોણ ક્યાંના એ ક્યાંથી રહ્યું ઠરવું. સ૦
એણે પીરસ્યું આપણે ખાધું,બળ્યું આવું ભુંડું પેટ જભરવું. સ૦
ન દક્ષિણા લૈ સાચી વાત કહી,ગોટો શોછે એ ચોખ્ખું પ્રથમ કરવું.

## શાર્દૂલ

બોલ્યા અન્ય વળી જમ્યા સહુ મળી, પહેલું તપાસ્યા વિના;
પુંઠે આ પૂછપાછ ખાલી કરવી, એ તો નકામી બીના.
લોપ્યો ધર્મ અજાણથી શુદ્ધિ થશું, પ્રાયશ્ચિત્તે આપણે;
રાખીને ઉપવાસ મંત્ર જપવા, ગાયત્રીના જે બને.

## માલિની છંદ

જગતપતિ તહિં આવ્યા, મ્હોરની થાળ ઝાલી;
કનકતણી મઝેની, દક્ષિણા ખૂબ આલી.
૨૫ ૨૫ સહુ વિપ્ર, તે લીધી નીચું ઘાલી;
દઇ રહી વનમાલી, ઉચર્યા ધીર આલી.

પદ-'કેમ પામુ' એ રાગ

કેમ દીસો દુઃખી દિલ દ્વિજવર રે.
આ નામો ચરણે લાગે છે,
આપો એને આશિષ ઉલટભર રે. કેમ૦
શંકાશીલ દીસો શિથિલ ગાત્ર,
કરો ખુલાસો બનીને નિડર રે. કેમ૦
ભૂલચૂક અણગમતું હોતો કહી દ્યો તે સુખેથી બીન ડર રે.કેમ૦

'શોચે સનાતન' એ રાગ

બોલ્યા દ્વિજો યજમાન તમારૂં ન ઠામ ઠેકાણું,

ઠામ ઠેકાણું રે, અમે પહેલેથી ન જાણ્યું રે.
દ્વિજ જાણી હાથનું ખાધું,
વટલ્યું દ્વિજમંડળ આખું, છો શું તમે જાતે સાધુ;
અમ આગળ દીધું, દરજીને ભેળું ભાણું રે. બોલ્યા૦
ફરી ફરીને જોઇએ ત્યારે,
ભિન્ન ભિન્ન ભ્રમ ઊઠે ત્યારે, નક્કી શું સમજવું અમ્હારે;
ખાધું તમારૂં ને લીધું તમારૂં, અઘટતું નાણું રે. બોલ્યા૦
સહુને સરખા શું ધારો,
વિપ્રનો ધર્મ શું વિસારો, છે વેશ તો શુચિ તમારો;
પ્યારો થયો દેભો આવો શાથી એના સમ જાણું રે. બોલ્યા૦

રાગ પીલુ-'મ્હારા વ્હાલા' એ ઢાળ

બોલ્યા લક્ષ્મીવર કર જોડી આપું ખરો ખુલાસો હાલ;
આપું ખરો ખુલાસો હાલ, નામાને ન દેશો ગાળ. બો૦
એની પાસ મુકાવ્યો મેં સંકલ્પ તમારી સમક્ષ;
શુદ્ર તણું અન્ન તમે તેમ મેં પણ ખાધું થઇ દક્ષ. બો૦
તેમ છતાં કચવાતા હો, જો માનજ મ્હારે માટ;
તો પ્રાયશ્ચિત્ત મને બતાવો કરીશ તમારે હાથ. બો૦

મંદાક્રાંતા

બોલ્યા ત્યારે દ્વિજવર ઘટતું, છે હવે ઉચર્યા તે;
ગંગાતીરે સહ સતી વિચરો, ઊઠીને આપ પ્રીતે.
મંત્રો સાથે વિધિ સહુ કરતાં, શુદ્ધિ થાશે તમારી;
દેવું ત્યારે કનક જરૂર છે, દાનમાં થાય હારી.

બસ ઠર્યું ને તેમજ કર્યું:—

ભૈરવી 'હરિ મને' એ રાગ

પાવનોના પાવન જગના જીવન, પ્રાયશ્ચિત કરે;

બની અજ્ઞાની ગણી અશુચિતન— પ્રાયશ્ચિત્ત૦
પહેલી તો મુછો મુડાવી, ગોમુત્રાદિ તન લગાવી;
વારે વારે મારી ડુબકી શ્રીમન— પ્રાયશ્ચિત્ત૦
પુજ્યા વળી વિપ્રો હાથે, દાનો આપ્યાં નાના ભાતે;
સંકલ્પ કર્યો થવા દ્વિજ ભોજન— પ્રાયશ્ચિત્ત૦
નચાવ્યા તેવા નાચ્યા, વિપ્રો ત્યારે ઉરમાં રાચ્યા;
ગણ્યા પાછા સાચા સ્વજ્ઞાતિજન— પ્રાયશ્ચિત્ત૦

## સાખી

આવી હરિમંદિરે ફરી ઉચરી નામાથી વાત,
સંકલ્પ કરી દીધો દ્વિજોને, જમાડવા ફરી પ્રાત;
દઇ આવ્યા પોતેજ નિમંત્રણ, પડતાં પછી રાત;
કરી બધી તૈયારી ભારી, પ્રભાતમાં ભલી ભાત.
પાછું બીજે દિન પૂર્વક્રમ થઇ રહ્યો ત્યા—

## લાવણી

આવ્યા બ્રાહ્મણ ન્હાઈ ધોઈને પરવારી,
જમવા બેસા પહેલા દિન સમ ખુશી ધારી;
એ રીતેજ પીરસી પ્રભુએ સર્વ જમાડયા;
આપીને તાંબૂલ એજ રીતે ધોભાડયા.
આજે તો કીના સકળ સંતને ભેળા,
વળી એક પ્રતાપે બધા ભકતની વેળા;
દ્વિજથી બોલ્યા સુજને વૈશ્નવ બહુ વ્હાલા,
એને તેડ્યાવિણ ગણું ઠાઠ સાહુ ઠાલા.
બ્રાહ્મણ ધારે આ કેવાં અટબડ જાતે,
આજે પણ કરશે શું ફરી ગડબડ જાતે;
પ્રાયશ્ચિત્ત કીધું કાલ મધી શું હાથે,

જમશે શું ભેળા કરી ફરી સહુ સાથે!
જોતાં જોતાં ત્યાં સંતમંડળી આવી,
પંચકુટિયાની ટોળીજ મળી આવી;
બેસાડયા પોતે પાસે બેઠા આવી,
પણ આજ લીલા અદ્‌ભુત તુરત દર્શાવી.

પદ–'એસી ચતુર નાર' એ રાગ

જુએ છે દ્વિજવૃંદ, ત્યાં શ્રીગોવિંદ,
થયા પ્રકટ ચતુરભુજ જગતવંદ;
ઘનશ્યામ કાન્તિ દશ દિશમાં પ્રસારી. જુએ છે૦
શંખ–ચક્ર હાથ, દિવ્ય મધુર ગાત,
કૌસ્તુભ શ્રીવત્સના ચિન્હ સાથ;
જગનાથ જણાઈ ગયા અઘહારી. જુએ છે૦
આવ્યું દ્વિજને ભાન, ગળી ગયું માન,
જાણ્યું ભક્તાધિન આ તો ભગવાન;
ધરીને અજ્ઞાન એને નિંદ્યા જખમારી. જુએ છે૦
અજ એનું ખાય, શિવ ન વટલાય,
અઘદોષ જાય, થાય પુનિત કાય;
કીધો હેને અન્યાય, કરી ભૂલ ભારી. જુએ છે૦

બ્રાહ્મણોએ જાણ્યું, માન્યું ને કબૂલ્યું કે—

'ભક્તિથી કોઈ ન મ્હોટું, હરિવિણ બીજો નવ મ્હો તું.'
'એકજ સ્થાને એકજ જ્ઞાને, અનુપતિમાં ચિત પ્રો તું રે.'

પદ, ધનાશ્રી–પીલુ 'આજે આનંદ થયો.'

રહ્યો હરખ ત્યાં છાઈ નવાઈ થઈ,
પ્રકટ દીઠા શ્રી સહાઈ, નવાઈ થઈ.

ભક્ત પ્રસન્ન થઇ વદીને જય જય,
ભાવે રહ્યા ગુણ ગાઇ, નવાઇ થઇ.
વિપ્રો મદ તજી પદમાં પડતા,
વદતા પાહિ પાહિ, નવાઈ થઈ.
શરમાતા પસતાતા લેખી સંતોની અધિકાઈ,
જ્ઞાનદાન જપ તપ વ્રતથી કરી, ભક્તિની સરસાઈ.
હરજી દરજીની મરજી આધીન, ગરજી રહ્યા ગવાઇ નવાઇ થઇ.

પદ–' નટવર નંદકિશોર ' એ રાગ

નામદેવ ધન્ય ધન્ય સહુ કહે, નામદેવ ધન્ય ધન્ય,
વિપ્રો જ્ઞાની ધ્યાની તપસી, તમ સમ કોઈ ન અન્ય,
સાચા સંત સખા શ્રીવરના, શરણાગતજ અનન્ય.
આપ પ્રતાપ વ્યાપ અમ સહુ પર, વરસ્યા હરિ પર જન્ય;
અનુએ જોઈ પ્રોઈ ચિત્ત શ્રીપદે, સવિધિ થયો શરણ્ય.

આનું નામ તે ' સિદ્ધભક્તિ ' કહેવાય છે. આ તેનો પ્રકટ પ્રભાવ છે. આ લોકમાં આ દેહેજ શ્રીહરિની સમાનતાનો અનુભવ આવી ભક્તિથીજ થઈ શકે છે. अत्रैव ब्रह्म समश्नुते ।





# श्रीनामदेव-निश्चय-आख्यान

[ विषय-साचो संत कोण ? ]

## पूर्वरंग

પદ-રાગ કહારવો

સાચા સંત ખરે બેપરવા, ખરે બેપરવા, ધરે બેપરવા. ટેક૦
ધર્મ ત્યાગ ભય લાલચ પ્રભુની,અવર આશ ત્રાસથી અનુ નરવા.

'સંત' એ નામ તો સરળ છે; 'સત્' ને માને તે 'સંત' એવી તેની વ્યાખ્યા પણ ઠીક છે, અને 'સત્'-શ્રીહરિને જે કોઈ માને છે તેઓ સર્વે 'સંત' છે, એમ કહેવામાં પણ કંઈ હરકત નથી; પણ તેઓમાં સાચા સંત કોણ? વસ્તુતઃ જેવા સંત હોવા જોઈએ તેવા સંત ખરેખર દુર્લભ છે. અર્થાત્ પરિપકવ સ્થિતિવાળા સંત ભાગ્યેજ મળી શકે છે. કાચા સંત તો અનેક છે. ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીમાં એજ કહે છેઃ—

मनुष्याणां सहस्रेषु कश्चिद् यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन् मां वेत्ति तत्त्वतः ॥

'હજારો મનુષ્યોમાં કોઇ એકજ સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે; તેવા કોઇ યત્નશીલ મનુષ્યો સિદ્ધદશાને પહોંચ્યા હોય છે;

તેઓમાં પણ કોઇ એકજ મને યથાર્થ સ્વરૂપે જાણી શકે છે.' એટલે તેવા 'સાચા સંત ખરે બેપરવા.' એમ તેમને બીજા બીજા કોઇની પરવા કદી નજ હોય; પણ શા માટે હોય ? બીજું જે કંઇ છે તે તો કેવળ પ્રભુનુંજ છે અને તેથીજ કેવળ પ્રભુના અધીનમાં છે; પછી તે જડ હો કે ચેતન હો; પ્રભુ તો સ્વયમેવ સચરાચર વ્યાપક હોઇને સર્વમાં જાતેજ પ્રવેશેલા છે ને સકળ જગતના તે એકજ સ્વામી હોઇને 'सर्वलोकैकनाथः' કહેવાય છે. જો આમજ છે તો—

ભગવાનને મૂકી બીજે જન જાય છે શા કારણે ?
બીજા થકી શી ઓછ દીઠી તમે એને બારણે ?
ધન પામવાને વિચાર છે તો લક્ષ્મી જેની નાર છે.
અજ ઇન્દ્ર નૃપ એથી બન્યા અનુ જાઓ એને વારણે.

બીજાઓ જે કંઇ આપે છે તે તેમનું આપેલુંજ આપે છે અને તે પણ થોડામાંથી થોડુંજ આપે છે; જ્યારે પ્રભુ પાસે તો અનંત પ્રકારની અનંત સમૃદ્ધિઓ સર્વદા અખૂટ સ્થિતિમાં રહે છે અને તે જ્યારે આપે છે ત્યારે શી ન્યૂનતા રહે છે ? આ કારણથીજ ખુદ ભગવાન ગીતામાં પોતાના સિવાયનું ભજન કરનારાઓને 'अल्पमेधसाम्' અલ્પ બુદ્ધિવાળા કહે છે. શ્રીરામચંદ્ર પોતે રામાયણમાં કહે છે–'द्विर्ददाति न चार्थिभ्यो–અર્થીઓને હું બે વાર કદી આપતો નથી.' તેજ વચન પ્રમાણે જુઓ–સુદામાને માત્ર એકજ વખતના મેળાપમાં પ્રભુએ સર્વોત્કૃષ્ટ સંપત્તિમાન સત્વર બનાવી દીધો; ધ્રુવને અવિચળ ઉચ્ચ સ્થાન કાયમનું આપી દીધું; વિભીષણને સદાનું મહારાજ્યપદ અર્પણ કરી દીધું; અને તે પણ માત્ર પત્ર–પુષ્પથીજ પોતે પ્રસન્ન થઇને ! આવો ઉદાર અને અલ્પથી સંતુષ્ટ થનારો બીજો કોણ મળી શકે ? એ તો કેવળ એક તે એકજ સર્વાન્તર્યામી પ્રભુ છે. એ રીતે જો લૌકિક વિષયોની

વાંછના હોય તોપણ તેજ દેવાધિદેવને શરણે ગયેલાઓ સુખી થયા છે અને તેથીજ 'સાચા સંતો ખરે બેપરવા' રહે છે.

પણ જયાંસુધી અન્ય તુચ્છ વિષયો માટે અથવા પ્રભુ સિવાયના કોઇ પણ પદાર્થ માટે પ્રભુને ચાહવામાં આવે તો તેવી ચાહના કરનારાઓ પ્રભુ માટે પ્રભુને ચાહતા નથી અને પ્રભુ કરતાં બીજાં નાશવંત સુખોને અધિક સમજે છે એમજ સિદ્ધ થાય છે; આવા અપૂર્ણ ભક્તો હજીસુધી પ્રભુને સંપૂર્ણપણે જાણી શકયા નથી; આવા આશયથીજ ભગવાન શ્રીકૃષ્ણ ગીતાજીના દશમા અધ્યાયના અંતમાં કહે છે—' સમસ્ત જગતની સર્વ વિભૂતિઓ તે મારી વિભૂતિનો કોટયંશમાત્રજ છે. ' આવી અનંત વિભૂતિના પ્રભુ સ્વામી છે. તેમાં પણ જે આ નશ્વર વિભૂતિ છે તેના કરતા નિત્ય વિભૂતિ અનંત ઉચ્ચ સ્થિતિની છે, જેનો વિચાર બ્રહ્માદિ મોટા દેવો પણ કરી શકતા નથી. એ પરમેશ્વરના ખાસ નિવાસધામ વૈકુંઠલોકના અનંત વૈભવનો બ્રહ્માદિ દેવોને ખ્યાલ પણ આવી શકતો નથી. આ રીતે એમની નિત્ય વિભૂતિઓનો તથા અનંત વૈભવોનો જો પાર નથી તો પછી તે આનંદઘન પ્રભુના ખુદ્દ અનંત આનંદનો પાર કયાંથી પમાય ?.આનંદવલ્લી ઉપનિષદ્દની શ્રુતિઓ એ અપાર આનંદની ગણના કરતી થાકી ગઈ છે; એટલે—

જેનું પ્રભુમાં મન ખુચ્યું છે, તેને કામ અવરનું શું છે?
જો પડદો દે પ્રિય તોડી તો શ્રીવર તું બસ છે રે તું બસ છે;
; દે પ્રીત પરસ્પર જોડી રે.

શ્રુતિ કહે છે—' ब्रह्मविदाप्नोति परम्—બ્રહ્મને જાણનારો પુરુષ પરબ્રહ્મને પામે છે.' એટલે જેઓ બ્રહ્મને જાણે છે તેઓજ સાચા સંત છે. તેઓ બ્રહ્મને પૂર્ણ પારખનાર, પ્રત્યક્ષ કરનાર,

અનુભવનાર હોઇને નિશ્ચયપૂર્વક માને છે કે, સર્વ કંઇ બ્રહ્મમાંજ છે અને બ્રહ્માનુભવ એજ સૌથી શ્રેષ્ઠ વસ્તુ છે. આમ તેનેજ 'પરમ' જાણનારા સંતો તેમના વિના બીજું શા માટે ઇચ્છે? તેઓનુ માનવુંજ ખરૂં છે અને તેથીજ શ્રુતિ પણ એજ કહે છે- 'જે ભુવન-પ્રભુ તેજ સુખ.' તેની આગળ 'અન્ય અલ્પ' છે. એટલે તેવી અલ્પ તૃષ્ણા શા માટે હોવી જોઇએ? શ્રુતિ તેજ કહે છે કે, 'એવો બ્રહ્મવેત્તા પુરુષ તે વિના બીજું કંઇ જોતો નથી કે સાંભળતો નથી.' અમે પણ ગાયુ છે —

કોણ જોઇએ બીજું શા સારૂં રે, શ્રીવર હું ને તું રે હું ને તું.

અમારાં સ્તોત્રરત્નોમાં પણ અમે એજ ગાયું છેઃ—

તારાં પદાંબુજ જે વિષેથી સુધાનાં ઝરણાં ઝરે,
તેમાં સુકાયું ચિત્ત તે શીદ અન્યની ઇચ્છા કરે?
મકરંદથી પરિપૂર્ણ જે અરવિંદમાંહેનો ભ્રમર,
તે કદી કંટે સાલીયા સ્હામી નહિજ કરે નજર.

તુલસીદાસજીએ કહ્યુંજ છે કેઃ—

तीनटूक कौपीनके ओर भाजी बिन लोन,
तुलसी रघुवर उर बसे तो इन्द्र बापडो कोन?

જે વેળા શિવાજી મહારાજ, તુકારામ બાવા પાસે રત્ન-પોષાકના થાળોની ભેટ લઇ ગયા ત્યારે તેમણે કહ્યુ છે કે —

શિવાજી શું ધન દે(૨)અરે! થઇ રાજી શું ધન દેરેહો ભોળા રાજા.
માટી મારે મન હીરા ને કંચન, તારાં ખોટાં રત્ન છે (૨)

અને કદાચ તે સાચાં હોય તોયે શું?—

પિતુ જગપિતુનું એજ અમારૂં, સહુ સત્તા સામન છે (૨)

જે નિત્યમુક્ત મહાપુરુષો કેવળ એક પ્રભુમાંજ સ્થિર ભક્તિવાળા છે તેઓને પ્રભુ પોતે 'જ્ઞાની' ભક્ત કહે છે તથા તેઓ 'મારા આત્મા છે અને તેઓ મને અતિશય પ્રિય છે' એમ તેઓ પ્રત્યેજ પોતાનો પ્રેમ સૂચવે છે. એ ભક્તવત્સલ ભગવાને પોતાની પ્રતિજ્ઞાને બાજુ પર મૂકી પોતાના ભક્ત અર્જુનની પ્રતિજ્ઞા પૂર્ણ કરી; એ ઉપરથી પોતે શું સૂચવે છે? તે એજ કે 'પ્રાણથકી મને હરિજન વ્હાલા.' આ વસ્તુને જેઓ બરાબર સમજે છે ને અનુભવે છે તે 'સાચા સંતો ખરે બેપરવા' હોય એમાં શું આશ્ચર્ય છે?

પ્રભુ તેવા સાચા સંતોને તેવા જ્ઞાની ભક્ત અને પોતાને પ્રિય શા માટે કહે છે? તેનું કારણ પ્રભુ પોતેજ ત્યાં કહે છે— 'તેઓ કેવળ મારામાંજ લાગ્યા રહે છે, તેથી મનેજ અતીવ પ્રિય ગણે છે.' એટલે સાચા સંતો જેવા અન્ય વસ્તુથી બેપરવા હોય છે તેવાજ પ્રભુદ્વારા પણ મળતી કોઈ વસ્તુથી બેપરવા હોય છે; માત્ર પ્રભુનોજ ભય ને પ્રભુનીજ લાલચ-એ ઉભય માટેજ તેઓને પરવા હોય છે,એજ આશય અહીં કહેવામાં આવ્યો છેઃ—

ધર્મ ત્યાગ ભય લાલચ પ્રભુની, અવર આસ ત્રાસથી અનુનરવા.

પોતાના સ્વામી પરમેશ્વરની આજ્ઞાભંગનો તથા એ પ્રભુ દુભાય-તેનો જેવો ત્રાસ ભક્તોને હોય છે તેવો અન્ય કોઈનો પણ ત્રાસ તેમને હોતો નથી. જુઓ-દુર્વાસાએ અંબરીષને મારી નાખવા કૃત્યા ઉત્પન્ન કરી, તોયે અંબરીષે તો દુર્વાસાને અતિથિ માનીને 'अतिथिदेवो भव-અતિથિ ઉપર પરમેશ્વરબુદ્ધિ રાખ;' એ પ્રભુની આજ્ઞાનેજ કેવળ વળગી રહી તે કૃત્યાથી પોતે મરણ પામે તોયે શું? એમ અડગ ઊભા રહ્યા ને છેવટે તેમને જમાડીનેજ પોતે જમ્યા. મહર્ષિ દુર્વાસા પણ છેવટે બધેથી થાકીને

શ્રીહરિને શરણે ગયા, ને તે પ્રભુએ પણ અંબરીષ રાજાને શરણે જવા ભલામણ કરી, ત્યારે દુર્વાસાએ જાણવા માગ્યું કે, 'હે પ્રભો! આપ પોતે સ્વતંત્ર છો કે પરતંત્ર?' પ્રભુએ કહ્યું કે, 'હું જો કે સ્વતંત્ર તો છું, પણ મારા ભક્તો, જેમ સતી સ્ત્રી પોતાના પતિને વશ કરે છે, તેમ મને વશ કરી લે છે—એટલે ભક્તો પાસે હું પરતંત્ર છું.' આમાં રહસ્ય શું છે? તે એજ કે, પ્રભુના સાચા ભક્તો કદી પણ તેમની આજ્ઞાનો ભંગ કરતા નથી, અને કેવળ તે એકજની લાલચ રાખે છે, જેથી પ્રભુ તેમને વશ થઈ રહે છે; એટલે સાચા સંતોને તો જેવી બીજી કે બીજાની આશ કદી હોતી નથી, તેવી તે પ્રભુનીજ આશ હોય છે. તુલસીદાસજીએ કહ્યું છે:—

स्वारथ सीताराम ओर परमारथ सीयाराम।
तुलसी तेरे दूसरे द्वार कहा है काम?॥

એટલે સાચા સંતને બીજાનો ભય કે બીજાની લાલચ કદી ન હોય; માત્ર પ્રભુની આજ્ઞારૂપ શાસ્ત્રાજ્ઞાનું સંપૂર્ણ પાલન અને તે પણ કેવળ પ્રભુની પ્રીતિ માટેજ જેઓમાં જોવામાં આવે તેજ સાચા સંત છે; આજ સાચા સંતનું લક્ષણ છે. તેજ અહીં આરંભના પદની આ કડીમાં કહ્યું છે:—

સાચા સંત ખરે બેપરવા, ખરે બેપરવા; (પણ પાછા) ધરે બેપરવા.

બસ! આજ સંતલક્ષણ છે બાકી—

राम राम सबको कहे ठग ठाकोर और चोर।
ध्रुव प्रह्लाद तरी गये सो कहे ना कुछ ओर॥

તેમાં રહસ્ય આજ છે કે, ધ્રુવજીને તેમની માતાએ બોધ આપ્યો કે, 'બેટા! પૂર્વપુણ્ય કીધાં હશે ત્યારે એ ભોગવે છે

સુખ,' માટે એનો દ્વેષ કરવો એ તો ઊલટો ધર્મત્યાગ છે; તેના ઉપર કોપ કેમ કરી શકાય ? કારણ—

ઓછાં કર્મ છે આપણાં પછી રાજાનાં કયાંથી માન ?

એમ પોતાનોજ દોષ પોતે સ્વીકાર્યો ! ખરેખર આજ અતિશય મુશ્કેલ છે; જાળવવાનું એમાંજ છે. 'સંગથી કામ ને કામથી ક્રોધ' એ વસ્તુ જો લક્ષ્યમાં લેવાય તો પ્રભુપ્રાપ્તિ દૂર નથી. માતાનો એ સદ્બોધ ધ્રુવજીને અસરકારક થયો અને તેથી તેમણે ધર્મમાર્ગનો સ્વીકાર કરી તેવા પુણ્યશાળી થવા પ્રયત્ન કર્યો અને તેમાં તે સંપૂર્ણ સફળ પણ થયા. વનમાં જઇને કેવળ પ્રભુનીજ લાલચ તેમણે કરીને પ્રભુપાસેજ માગ્યું કે, 'अनुच्छिष्टमनुत्तमम् -જે સુખ કોઇનું એઠું ન હોય-કોઇએ કદી ભોગવ્યું ન હોય અને જેનાથી વિશ્વમાં કંઈ ઉત્તમ ન હોય તેજ મારે જોઇએ.' આમ સર્વોત્કૃષ્ટની પાસેથીજ 'ધર્મદ્વારાજ સર્વોત્કૃષ્ટ મેળવવાની તમન્ના રાખવી' તે સંતનું લક્ષણ છે. એવું ધ્રુવપદ પ્રાપ્ત કર્યા છતાં ધ્રુવજીને પાછળથી પશ્ચાત્તાપ થયો છે. 'અરે ! પ્રભુને પોતાને પ્રાપ્ત કરી મેં આવા નાશવંત પદની અભિલાષા કરી ! ખરે ! હું મૂઢ છું.' આનું નામ તે સંત. પ્રહ્લાદજીનું દૃષ્ટાંત જુઓ; જેમણે કેવળ નિષ્કામભાવે પ્રભુસેવાનીજ આશા રાખી, પ્રભુ માટેજ પ્રભુને ચાહ્યા અને કેવળ તેમનીજ લાલચ રાખી અને કેવળ ધર્મત્યાગનોજ ભય એટલો બધો કે જૂઠું બોલવા માટે તથા જૂઠું વર્તવા માટે પોતાને—

ડુંગર ચઢાવીને દોડાવ્યો રે હરિ હરિ,
પર્વત ચઢાવીને પછાડ્યો રે હરિ હરિ.

છતાં તે તો તેજ પોતાના હૃદયમાં જે પ્રભુનામ હતું તેજ હોઠે આણ્યા કર્યું; તે છેવટ સુધી અને અંતે પ્રભુની આજ્ઞારૂપે

રાજ્યનો પણ તેમણે સ્વીકાર કર્યો. આમ 'ધર્મત્યાગ ભય લાલચ પ્રભુની.' અરે! એ તો કદાચ અતિશય જૂના કાળની વાત છે. પણ લગભગ હમણાંજ થઇ ગયેલા, આજ કાળના સાચા સંત નરસિંહ મહેતાજીએ જોયું કે, હાર નથી મળતો, અને-'રાત રહી થોડી રે, નાગરા રાત રહી થોડી.' એ ખરું ઠર્યું ત્યારે પોતે પણ આશા છોડીને કુંવરબાઇને કહ્યું:—

કુંવરી લાડકી, સાસરે સિધાવો રે,
મરશે તાત થતાં પ્રાત, નૃપ જરૂર કરશે ઘાત;
અવસર એ આવ્યો રે. કુંવરી લાડકી૦
નિર્ધન પેટ તું, પ્રકટી સુકુમારી રે,
નાગરી નાત, કરશે વાત, રોઈશ કદી દિવસ રાત;
નહિ લુહે કોઈ વારિ રે. કુંવરી લાડકી૦

એમ કહીને પોતે મરવા માટે તૈયાર થયા, તે વખતે તેમના પુત્રે તેમને કહ્યું કે, 'આજે તમે જાણી જોઇને મરવા તૈયાર થાઓ છો. તમે કેદારો રાગ શા માટે ગાતા નથી? કેદારો ગાશો એટલે હમણાં શ્રીહરિ પ્રકટ થશે અને હાર આપશે.' તે સાંભળી નરસિંહ મહેતાએ કહ્યું કે એમ કેમ બને? અમે પોતે શ્રીહરિના થઈને તેમની આજ્ઞા કેમ લોપીએ? અમે પ્રભુના ભક્ત થઇને પણ સત્ય કેમ ચૂકીએ? દસ્તાવેજ કરી આપી રૂપિયા લઇને વચનથી જો બંધાયા છીએ તો તે ભરપાઇ ન થાય ત્યાં સુધી કેદારો કેમ ગવાય? રાજા પ્રાણ લેવાનો ભય બતાવે છે તેથી હું કેદારો ગાઉં, ને ધર્મનો ત્યાગ કરું એ કેમ બને? કદાચ આમ ને આમ દેહ પડી જાય તોય શું? ધર્મ સાચવતાં દેહ પડે તેમાં લાભજ છે દેહનો નાશ થાય પણ ધર્મનાશ ન થવો જોઈએ. અર્થાત્ ધર્મ એ પ્રભુની આજ્ઞા છે. તેનો ભંગ કરવાથી પ્રભુ કોપે કે રીઝે? 'आज्ञाभंगो नरेन्द्राणाम् अश-

स्त्रवध उच्यते-લોકના રાજાઓની પણ આજ્ઞાનો ભંગ થતાં વિના-શસ્ત્રે તેમનો વધ કર્યો ગણાય છે; ' તો પછી પ્રભુ તો સમસ્ત વિશ્વનો મહારાજા છે. તેમની આજ્ઞાનો ભંગ કરવાથી તેમનો કોપ કેમ ન થાય ? એટલે ધર્મ સચવાતાં પ્રભુની આજ્ઞાનું પાલન થાય છે અને 'यतो धर्मस्ततो जयः । જ્યાં ધર્મ છે ત્યાં છેવટે જયજ છે'-આ સૈદ્ધાંતિક વાત છે. આપણે દરરોજ પાઠ કરીએ છીએ-'आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरुच्यते-ધર્મ આચારથી ઉત્પન્ન થાય છે; અને પ્રભુ ધર્મના પક્ષકાર છે.' વળી વૈદિક આજ્ઞા પણ એજ છે-'सत्यं वद-સાચું બોલ;' धर्मं चर-ધર્મનું પાલન કર.' પિતામહ ભીષ્મે એવી સંપૂર્ણ વિધિ સાથે ગયાશ્રાદ્ધ કર્યું હતું, કે જ્યારે શ્રાદ્ધમાં પિંડદાન કરવાનો સમય થયો ત્યારે તેમના મૃત્યુ પામેલા પિતા મહારાજા શાંત-નુએ ફલ્ગુમાંથી સાક્ષાત્ પોતાનો હાથ બહાર કાઢયો; તે જોઈ ભીષ્મ પિતામહે વિચાર કર્યો કે મારા પિતા સ્વયં પ્રકટ થઈને હાથોહાથ પિંડ લેવા માગણી કરે છે તો તેમના હાથમાંજ સીધું પિંડપ્રદાન કેમ ન કરૂં ? આવો વિચાર કરતાં પુનઃ તેમને શાસ્ત્રાજ્ઞાનું સ્મરણ થઈ આવ્યું. શાસ્ત્ર તો એમજ કહે છે કે, પિતૃઓને ઉદ્દેશીને ચટ ઉપરજ પિંડપ્રદાન કરવું. આ શાસ્ત્રાજ્ઞાને અનુસરીને તેમણે પિતાના હાથમાં પિંડપ્રદાન કર્યું, તે જોઈ દેવોએ દુંદુભિ-નગારાં વગાડયાં ને પુષ્પવૃષ્ટિ સાથે જગતમાં જાહેર કર્યું કે, જેઓમાં 'ધર્મત્યાગ ભય લાલચ પ્રભુની' હોય છે તેજ સાચા સંત છે.

મહારાણી જાનકી-સીતાને ધર્મત્યાગ કરવા માટે રાવણે કેટલું દુઃખ દીધું હતું ? કેટલી લાલચો ને સતામણી આપવામાં આવી હતી ? છતાં સંપૂર્ણ અડગપણું છેક સુધી જાળવી રાખ્યું; એટલું જ નહિ પણ પોતે વ્રતનિષ્ઠ હતાં, તેથી સામર્થ્ય હોવા

છતાં રાવણને શાપ ન દીધો અને સર્વ પ્રકારનાં કષ્ટો સહ્યા કર્યાં. પોતે તે વેળા સ્પષ્ટ શબ્દોમાં રાવણને કહી સંભળ્યું છે કે, 'ઓ દુષ્ટ રાવણ! હું લાચાર છું; વ્રતનિષ્ઠ હોવાથી તને શાપ આપવા તૈયાર નથી; નહિ તો શાપના બળથી તને ભસ્મીભૂત કરી નાખવા હું સમર્થ છું.' આનું નામ તે ધાર્મિક દૃઢતા અને વ્રતમાં એક અડગતા. આવા પ્રકારનો ધર્મત્યાગનો ભય હોવો જોઇએ અને કેવળ પ્રભુનીજ લાલચ હોવી જોઇએ; બાકી ઉપર ઉપરનો ધર્મત્યાગ, ભય ને પ્રભુની લાલચ કોને નથી? સૌને છે, પણ સૌ કોઈ આ અનુભવે છે કે:—

ભજવા બેઠા કે મનમાંહે અનેક તર્કો ઉઠે;
તમને ભૂલી જઇએ તુરતજ જઇએ તેની પુંઠે.

આમાં કારણ શું છે? વિચારતાં સ્પષ્ટ સમજાય છે કે માનસિક મલિનતા એજ તેમાં મુખ્ય કારણ છે. મન જ્યાં દોડી જાય ત્યાં દોડી જવાની આપણને ટેવ પડી છે; મન ઉપર આપણો કાબૂ નથી. છેક ધર્મ કરવા બેઠા છતાં ત્યાંથી ઘસડાઇને અધર્મમાં જઈ પડીએ છીએ. અર્જુને ભગવાન શ્રીકૃષ્ણને એજ પૂછયું છે કે, 'હે પ્રભો! અમારી ઇચ્છા ન હોવા છતાં અમને બળજબરીથી પાપમાં કોણ પ્રેરે છે?' આનો ઉત્તર આપતાં ભગવાન કહે છે કે બળજબરીથી પાપકર્મ કરાવનાર તે 'काम' છે—પ્રાકૃત રાગ અથવા વિષયો પરની વાસના એજ મન ઉપરનો જબરો મેલ છે. તેને બાળી નાખી ચિત્તને શુદ્ધ કરવામાં આવે તો ચિત્તશુદ્ધિ થતાં યોજેલા ઉપાય સત્વર સફળ થાય છે. જે ઉપાયો પણ ભગવાને પોતેજ ત્યાં દર્શાવ્યા છે—'यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम्–યજ્ઞ, દાન અને તપ, એ બુદ્ધિશાળી મનુષ્યોને પવિત્ર કરનારાં થાય છે.' આજ ઉપાય ઉપનિષદ્‌માં પણ દર્શાવવામાં આવે છે–'यज्ञेन दानेन तपसाऽनाशकेन–યજ્ઞ દાન તથા અના-

શક તપથી આત્મસાક્ષાત્કાર થઈ શકે છે.' મહર્ષિ વિશ્વામિત્ર પર ગમે તેટલો ભય આવી પડયો તોયે પોતે આરંભેલા યજ્ઞથી ભ્રષ્ટ ન થયા; એવે પ્રસંગે કોપ પણ ન કર્યો, તો શ્રીરામ પ્રભુ તેમના સેવક બની રહ્યા અને તેમને યજ્ઞમાં સંપૂર્ણ સહાય કરીને અસુરોથી તેમની રક્ષા કરી.

બલિરાજાએ બંધાયા છતાં પોતે આપેલું દાન દેવાનું વચન છેક સુધી ત્યજ્યું નહિ. આવી દાન ઉપરની અડગતા હોવી જોઈએ અને તપશ્ચરણના વિષયમાં તો અનેક સુપ્રસિદ્ધ દૃષ્ટાંતો જોવામાં આવે છે. અસુરો પણ પોતાના પર રાજી થઈ જાય ત્યાંસુધી તપશ્ચર્યા ચાલુ રાખતા અને તોજ ચિત્તશુદ્ધિ સંપાદન કરી પોતાની ઇષ્ટસિદ્ધિ મેળવી શકતા. આ રીતે યજ્ઞ, દાન અને તપશ્ચરણ-એ આવશ્યક ને સર્વસાધ્ય ઉપાયો હોવા છતાં આપણે તેનો અનાદર કરીએ તો ચિત્તશુદ્ધિ ક્યાંથી થાય? અને ચિત્તશુદ્ધિ ન થાય ત્યાંસુધી પ્રભુની ઝાંખી પણ ક્યાંથી થાય? આ વસ્તુ 'ધર્મત્યાગભય'ના અંતરંગ અવયવરૂપે અહીં દર્શાવેલ છે. હવે 'લાલચ પ્રભુની' એ સંબંધે કંઈક જોઈએ. લાલચ એટલે 'કામ'-હરકોઈ વિષયની ઇચ્છા; તે અવશ્ય તજવી જોઈએ. ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ખાસ કહે છે-'जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम्- હે મહાબાહુ અર્જુન ? જેને વશ કરવો મુશ્કેલ છે તે 'કામ'રૂપી શત્રુનો તું નાશ કર.' એમ કહીને કામરૂપ પ્રબળ વૈરીનો વધ કરવા પ્રભુ આજ્ઞા કરે છે. સંતોના ચરિત્રો પણ એજ ઉપદેશે છે. શ્રીતુકારામબાવા કહે છેઃ—

भक्त ऐसे जाणा जे देहीं उदास। गेले आशापाशा निवारूनि ॥
विषय तो त्यांचा झाला नारायण। नावडे धन जन माता पिता॥
निर्वाणीं गोविंद असे मागे पुढें। कांहींच सांकडे पडों नेदी ॥

કારણકે—

भक्ति चिया पोटी रत्ना चीया खाणी ।
म्हीं चीं ठेवणी सकळ वस्तु ॥

पद

चित्त रहे रंगसे रंगा हो, येहि अब मागे;
डारे है द्वार अडंगा हो, नहि झट भागे.
मल है वो फल है मेरे, पर वल नहि जो करे नेरे;
रहे अचल मति पद ठेरे हो, येहि अब मागे.
मल हठे कटे पै जावें, ना नये प्रसंगहु आवें;
शुचि सात्विक अंग बनावे हो येहि अब मागे.
तुमहो मधुरे पूरें, अधुरे है सबहि झूरे;
बिलगे रहै यनके शूरे हो येहि अब मागे.
है स्वरूपते तो साचे बंधन है सघरे काचे;
जहां छूटे कि बस नाचेंहो येहि अब मागे.
देवे सेवें चाहे भोगे, होना होगा सो होंगे;
अनुपति कब रीझेंगे हो येहि अब मागे.

આજકાલના આ ઘોર કલિયુગના સમયમા પણ આ રીતે પ્રભુ પ્રસન્ન થાય છે; કારણકે પ્રભુની દૃષ્ટિએ તો સર્વકાળે સૌ કોઇ સમાન છે તે તો કેવળ ભકિતને અથવા ભકતની સત્ય ભાવનાનેજ ચાહે છે, અને તે પણ કેવળ ભકતના કલ્યાણ માટેજ, તેમને પોતાને તો તેમાં કઇયે લેવા દેવા નથી; માટે આપણામાં જે કંઇ ન્યૂનતા હોય તેને દૂર કરવા આપણેજ પ્રયત્ન કરવો જોઇએ; તે માટે પ્રથમ તો આપણી ન્યૂનતાને આપણેજ શોધી

કાઢવી જોઇએ. તે માટે અમે ઉપરના બોધપ્રદ લેખ સાથે નીચેના બે દષ્ટાંતો બે વિષયો પર ઉતારીએ છીએ, જેથી આત્મકલ્યાણ સાથે અન્યનું પણ તે માર્ગે જતાં કલ્યાણ થાય એટલે તે લખાણ તથા વાંચનની સાર્થકતા થતાં છેવટે એવાજ થઇ શકાય કે:—

સાચા સંત ખરે બેપરવા, ખરે બેપરવા, ધરે બેપરવા.

# શ્રી નામદેવ–નિશ્ચય–આખ્યાન

પદ–રાગ કહારવો

સાચા સંત ખરે બેપરવા, ખરે બેપરવા, ધરે બેપરવા.
ધર્મ ત્યાગ ભય લાલચ પ્રભુની,
અવર આશ ત્રાસથી અનુ નરવા. સાચા૦

## સાખી

ભાગવત ભણેલ ભાગવત નામનો ભાગવત કોઈ,
લક્ષ્મી મળવા લક્ષ્મીની સેવ કરી ચિત પ્રોઈ;
શ્રીરૂકમણિએ પારસમણી આપ્યો દ્રઢ ભકિત જોઇ,
જેવી માગણી તેવી માગણી માએ પુરી દુઃખ ખોઇ.

## ભુજંગી

સદા રાખજે એ મણિ ત્હારી પાસે,
અડે લોઢું તો સોનું તેનુંજ થાશે;
સુખે એ રીતે અર્થ ધાર્યા સધારી,
ધરી સેવકે શીશ આજ્ઞા ઉલાસે.

## હરિગીત

આવ્યો અવાસે તે ઉલ્લાસે ને પ્રિયા પાસે કહ્યું,
મણી આ પ્રકાશે તેથી થાશે કથીરનું સોનું ચહ્યું;

ઝટ ઊઠી શાણી ખોલો આણી અડાડી કરી ખાતરી,
ઝટ સત્ય જાણી પ્રમાણિકે કમાણી કરી આ ખરી.

## દીંડી

બેઉ મળી જાણી રહ્યાં કરામાત,
બેઉ મળી નમ્યાં સ્તવ્યાં ખરાં માત;
ફરી ફરી સ્તુતિ કરી હાથ જોડી,
ખરેખરી વસ્તુ પામી હાથ જોડી.

ગરબી–'રઘુપતિ રામ' એ રાગ

પતિ વદ્યા પ્યારીને એ સમજાવી રે;
વાત કદીએ ન કરવાને ચાવી. પતિ૦
સંતો કહેશે સ્વાર્થી ત્હારી ભક્તિ રે,
જૂઠી જણવે છે જગમાં વિરક્તિ રે;
માટે રાખવી છાની આસક્તિ. પતિ૦
દૂરજન જો કદી જાણી જાશેરે,
તો તે બળ છળથી તાણી જાશે રે;
ધાર્યું સરવ ધૂળધાણી થાશે. પતિ૦
એ છે અડઓપટીએ વાપરવા રે,
થયાં છઇએ હૃદયથી બેપરવારે;
પણ જાહેર રાખવી પરવા. પતિ૦
છાનાં ખાઈ પીને પેટ ઠારોરે,
'બ્હાર જણવશું' ન જરી ઠારો રે;
બનતાં સુધી વાત મહારો. પતિ૦

## સાખી

બહાર કરતાં ડોળ વિરક્તિ જેવો સર્વ પ્રકાર,
બહાર કરતાં, ઘરમાં ખાવે પીવે સર્વ પ્રકાર,

રાગી ઘરમાં બહાર વિરાગી કહેવાતો દ્વિજ શ્રેષ્ઠ;
રાગી ઘરમાં બહાર વિરાગી કહે વાતો દ્વિજ શ્રેષ્ઠ.

ગઝલ-'શા માટે'

- પાણી ભરવા નારી એક દિવસ નીકળી,
નથી કોઈએ વાત એકે દિવસની કળી;
મારગે નામદેવ તણી નારી ત્યાં મળી;
પતિ બેઉના ભક્તની છે એક મંડળી.
રાજાઇ બોલી બ્હેન મ્હારે કષ્ટી છે ઘણી;
કરે ન શું કામ મ્હારો તો ભલો ધણી.
ભજ્યાં કરે હરિ ન માગતો કશું ફરી;
કાહ્યાં થયાં છીએ બધાં ભુખે ઝુરી મરી.

'વ્હાલો વેંકટવર' એ રાગ

શું કહું ઘાટ બ્હેન મુજ ઘરના જગ પ્રખ્યાત છે,
એ તો થઇ બેઠા વિઠ્ઠલના દિન ને રાત છે. ટેક૦
ઘણો વખત તો ધ્યાન ધરીને બેસી રહે છે સુખથી,
આંખ ખુલી કે ક્ષણે ન મુકે નામ હરિનું મુખથી. શું૦
ઘરમાં પણ રહેતા અણચાલે કાળ મંદિર ઘાળે,
સેવે હરિને અથાગ તોપણ એ ન કશુંયે આલે. શું૦
ફળફુલે નવ દે તે તરૂની, સેવા તે શીદ કરીએ?
લક્ષ્મીપતિ થઈ રતિ ન સુખ લે શીદ એનાં થઈ ફરીએ? શું૦
વાત સુણી કે હાલ બણીને તુરત કમળજા બોલી;
પતિની મનાઈ ભૂલી ગઇને, દીધી ગાંઠડી ખોલી. શું૦

પદ-'હા સ્વામીનાથજી' એ રાગ

હા, બ્હેન મ્હારે તો રીઝયાં રૂકમણિ માત છે;
રીઝયાં રૂકમણિ માત છે, ઘણીજ છાની વાત છે. હા૦

સેવા કરી એમણે થોડા દિન કે આપ્યો મણિ એક;
લોઢાને એ અડાડતાં વેંતજ, કંચન થાય છે છેક રે. રીઝ્યાં૦
ખાઈ પીને ઘરમાં મોજ મારીએ ફરીએ દેખતાં રાંક;
દારિદ્ર દૂર કર્યું છે દેવીએ, અમારૂં તો આડે આંક રે. રીઝ્યાં૦
કોણ જાણે કેમ ત્હારા પતિને દે નહિ કંઇ એ દેવ;
દેવી સેવી તે તો રીઝી છે એવી, ગયું દરિદ્ર તતખેવ રે. રીઝ્યાં૦

## ચોપાઇની ચાલ

રાજાઇને તો લાગી નવાઇ, પુછ્યું સાચું બોલો છો શું બાઇ?
કહે કમળજા ચાલ બતાવું, કહે રાજાઈ બેઉ મૂકી આવું.
ભાગવતજી ગયા હતા બહાર, ભેળી થઈ ઘરમાં બેઉ નાર;
મણિકમળજાએ જ્યાં દેખાડયો, વ્હેમ સહિયરનો પુરો કહાડ્યો.
બોલી લઈ જા ત્હારે ઘેર સાથે, લોઢાનેજ અડાડજે જાતે;
સોનું થઈ જશે અડતાં જાતે, ખુટશે નહિ ધન ઝટ ખાતે.
મ્હારો મણિ પાછો દઇ જાજે, માર્ગે કે ઘેર ખોટી ન થાજે;
કામ કાઢી આપી જજે છાની, વાત કોઇને કહીશ માં શાણી.

લાવણી-'ધર્મ ધુરંધર'

પાડ માનીને બ્હેનપણી તો રાજી રાજાઇ;
મણિ લઇને ઉઠી આવી ઝટ નિજ ઘરમાંહી.
લોઢું શોધતાં સુડી કાતર ને લાધી પાળી;
અડાડતાંજ અચંબો પામી પીળું થયું ભાળી.
થવા ખાતરી કર પકડી ઝટ બજારમાં ચાલી;
એક વસ્તુ વેચવા વાણિયાને વીનવી આલી.
રીધું સામન સઘ સામટું તેણે પહોંચાડયું;
માન્યું બેનપણીએ મ્હારૂં ખરૂં કામ કહાડયું.
સોઇ થઇ કે રસોઇ કીધી મનમાની ભારી;

મનમાં થઇ રહી છે એનપણીની અતિ આભારી.
નામદેવ આવ્યા મધ્યાન્હે બહુ તજવીજ ભાળી;
ભેદ ન સમજ્યા પૂછયું કોણે સામમી આલી.

'સુણોને વ્રજ શેઠ મ્હારા' એ રાગ

વદી તવ મરોડથી નારી (૨);
તમે તમારે થાળ ધરી લ્યો, પ્રસાદ સુખકારી.
કદીએ પુછો છો ક્યારે રે (૨);
ઘરના ઘાટ તણી ચિન્તા નથી રાખતા લગારે.
નથી હોતું તવ નવ પૂછો રે (૨);
છે ત્યાં ઉલટી પંચાત કરો એ કેવું ભુંડો.
સ્વામી કહે જો નહિ કહે સાચું (૨);
તો નહિ થાળ ધરૂં નહિ લઉં હું પ્રસાદીમાં પાચું.
ન સમજ્યા વિણ કંઇજ ધરાએ (૨);
હઠ લીધી પતિએ તો પાકી હવે કેમ થાએ!
ઘણાં વળખાં કીધાં નારે? (૨);
આખર સમ સોગન દઇ બોલી સાચી વાત હારે.
જુઓ સેવા એની સાચી (૨);
પ્રીત રીત છે ચિત તમારી ખચિત સહુ કાચી.
ન વિઠ્ઠલ કે રૂકમણિ કંઇ દે (૨);
દે છે તેને ટૂંક વખતમાં જુઓ કેવું લઈ દે.

## શાર્દૂલ છંદ

બોલ્યા આપ બતાવ તો મણિ મને, લાવી તદા નાર એ;
ત્યારે એ ચહ્યું કે જરા લઈ જઉં, સંગે અહી બ્હાર એ;
લોભી ભામની બોલી એ લઈ જઇ, દેખાડી શ્રીનાથને;
સેવી રૂકમણિ તેથી કેવી રીઝતી, દેવી કહો તાતને.

## લાવણી લંગડી

મણિ કર ગ્રહી ચાલ્યા નામા આવ્યા સરિતાને તીરે;
સણફી દીધો, માણ જળ માંહે ભક્ત એ શુરવીરે.
કાંઠે બેઠા, પ્રભુને ભજવા ધુન મચાવી ભજન તણી;
ઘરમાં બેઠી, નારી તો વાર થતાં થઈ વિકળ ઘણી.
વિપ્ર ભાગવત ગયો સ્વભૂવને,મણિ દીઠો નહિ નિજ સ્થાને;
પૂછયું સ્ત્રીને, વદી તે સત્યપતિથી વિણ બ્હાને.
ધાઈ આવી રાજાઇ પાસ કહે બાઇ મણિ દઇદે મ્હારો;
તે ગભરાઈને વદી કર રહાઈ ગયો પતિ છે મ્હારો.
બેઉ ચાલી નામાની શોધમાં આવી સરિતાને ઘારે;
નામાજી તો ધ્યાનમાં લીન મસ્ત વિઠ્ઠલ પાઠે.
ધ્યાનચૂકાવી નામ મુકાવી નારી કહે છે મણિ કયાંહાં;
ઉત્તર સીધો દીધો મેં તો નાંખ્યો આ પાણીમાં.
પોક મુકી છાતી કૂટી હૈયા કુટી બંને નારી;
ધાઈ કમલજા પતિને છેડી લાવી થઇ દુઃખીઆરી.
વળગ્યાં બન્ને નામાજીને મણિ છુપ્યો રાખી પાસે;
જુઠું બોલી વૃથા જપ કરવા બેઠા બગ ભાસે.

## શિખરિણી

કીધાં લોકો ભેળાં, ફરી ફરી સુણાવી બની ખીતા;
તમે કેવાં ઘેલાં, મણિ દઈ દીધો ખાતરી વિના;
છુપાડયો છે નક્કી, દુરજન કહે દોષ ધરીને,
વધા ભકતે જક્કી, દ્વિજ થકી ખરૂં સત્ય ફરીને.

પદ–' ગમ ન પડે ' એ રાગ

જગતમણિના બણી ખામ દાસ,
હજીપારસમણિમાં શું ચુંચાઓ પ્યારા દ્વિજવર. જગત૦

કહેવાતા વિરક્ત, છો શું ધનના ભક્ત,
આવા થઈ આસક્ત, જગતધણીને ચાહો. હરિ૦
નથી કોઇનો ત્રાસ, છઉં સદા ઉદાસ;
છતાં આ શું દાસ પથરાના બણી જાઓ. હરિ૦

## શાર્દૂલ છંદ

એ વાણી સુણતાં જનો વળી વદ્યાં, આ તો ઠગાઈ જુઓ,
શી યુક્તી મણિ રાખવા તણી કરે, લોભાઇ ભાઈ જુઓ;
બોલ્યા આપ ખચિત છે મણિ દીધો, નાંખી નદી નીરમાં,
શોધે તે શી રીતે ચિતે નવ ખરૂં, માને ઉભા તીરમાં.

'લક્ષ્મીનારાયણ' એ રાગ

ઊઠી ઝટ નામે ભરી મુંઠી જળમાંથીરે;
કાંકરી આકરી આણી યુક્તિ કરી ત્યાંથીરે. ઉઠી૦
દેખાડી દ્વિજને કહ્યું પારસ આ લેજોરે;
તારા હોય તે તું ઉપાડી લે બાપા વ્હેલોરે. ઉઠી૦
જન શું જુએ પારસમણિ બધા ભારેરે;
ભજન મણિ પાસે પથ્થરના શા ભારેરે? ઉઠી૦
જનો પડયાં પદ પરચો ભક્તનો ભાળીરે;
દ્વિજને કહે લે તારો મણિ તું સંભાળીરે. ઉઠી૦
હરિને ખજાને કદી નહિ ખોટ આવેરે;
ઉપાડ જોઇએ એટલા ફેરી નહિ ફાવેરે. ઉઠી૦

'દોષો ક્ષમા કરો' એ રાગ

ભાગવત બ્રાહ્મણ ભાવે, પીગળી ગયો પરચા પ્રભાવે. ટેક૦
મહાશ્રમથી મણિ એક હું પામ્યો, આ તો નવા ઉપજાવે પી૦
ચોરી જેવી રીતે રાખીએ એવી, એવી રીતે કોણ ફાવે? પી૦
સાચા મણિ રૂકમણિના ધણી છે, એના સદ્દશ કોણ આવે! પી૦

છોડીને મોહ તોડી જગબંધન, પદે પડ્યો પુરા ભાવે. પી૦
નારો નિરાશ ગઈ સ્વઆવાસે, સાચાં સભાગીજ ફાવે. પી૦
ધન્ય નામાનાં કામો અને નિશ્ચય, જગપતિએ ન ડગાવે. પી૦

'સખી રમણીય બાગ' એ રાગ

આવી કાર્તિકની એકાદશી, એક વેળારે;
હતા નામદેવ ઉપવાસી છેક રહેલારે.
જનમી જેણે ઉપવાસ, એકે ન છોડયોરે;
નિયમો પાળે સહુ ખાસ, એકે ન તોડયોરે.
હરિ આવ્યા ત્યાં તેડવા, નામાને કહે ચાલ;
જમીએ સ્નેહે સંગમાં, આજ અનુપમ થાળ.
નામો કહે જગરાજ આજ, આપ આરોગોરે;
મુજથી ન કરાય એ કાજ, વધે ભવ રોગોરે.
ખાઉં શું ખાવા ન દઉંજ, હું તો આજે રે;
સમજાવ્યો બહુ બહુ ભાત, તવ જગરાજેરે.
રૂકમાંગદ અંબરીષથી, સતયુગમાં વ્રત થાય;
કલિયુગમાં દઢતા ખરી, કોઇથી કેમ રખાય.
કહે નામો આપ પ્રતાપ, નિશ્ચય રહે છે રે;
ઉપવાસ ઉલ્લાસની સાથ, દાસ કરે છે રે.
નિશ્ચય પદકંજ પ્રભાવથી ન ફરે છે રે;
જે ન હોય કરૂણાપાત્ર તેજ હરે છે રે.
તમે મને જમવા કહો, હું ન કહું કોઈ કાળ;
આપું ન મુષ્ટિ અંન પણ, ભલે થાય મુજ કાળ.
હરિ કહે તું મુજ પ્રિય, જોઈ કહું પ્રેમે રે;
નામો કહે કહું ન કદીજ હું તો કેમે રે.
દુઃખ કરતો કુરબાન એ વ્રત માથે રે;
હરિ કહે દિલ કરૂણા સ્થાન ડગતું જાતે રે.

નામાજી કહે ના ડગે, હરિ કહે ડગેજ ભ્રાત;
મમત કરી ચાલ્યા ગયા, રહી બેઉ વચમાં વાત.

'પ્યારસે મીલો' એ રાગ

વિપ્ર ચડયો કોઇ આવી, એકાદશીએ,
નામાની પાસે ચલાવી, એકાદશીએ. ટેક.
બ્રાહ્મણ વૃદ્ધ ભૂખ્યો દુર્બળ તન થર થર થર ધ્રુજે છે,
નામદેવને દેખી દુઃખી જન બોલ્યો તું દ્વિજને પુજે છે. એ૦
આપ અન્ન દુઃખી થાય અતિ તન, એમ કહી બેઠો દ્વારે;
નામા કહે આજે વ્રત તીથિ છે, દ્વિજ કહે વ્રત નથી મ્હારે. એ૦
ખજુર કંદ ફળ દૂધ અપાવું, દ્વિજ કહે અંનજ માગું;
નામદેવ કહે એ તો નહિ દઉં, દ્વિજ કહે તો કરૂં ત્રાગું. એ૦
નામા કહે પુણ્ય પાપ કેરી, મ્હારે ન જરી પરવા;
આન દઇશ હું તો હરિવ્રતને, ભલે પડે તું મરવા. એ૦
દ્વિજ રોયો કકળ્યો બહુ જંપ્યો, વધુ વધુ ગભરાયો;
રઘવાયો લેવાયો, જનનો, જોવા સમુહ ભરાયો. એ૦
કોઇ કહે હું દઉં કોઇ કહે હું દઉં દ્વિજ કહે લઉં તો એથી,
સહુ બંનેને બહુ સમજાવે, બેઉ મમતી પહેલેથી. એ૦
દ્વિજ મુર્છિત થયો ચાલ્યો ઘોઘળો, ઘડીઘડી વળી જાગે;
ધીટકારે જન નામને ને દ્વિજે અંત અંન માગે. એ૦
નવ દીધું તે નજ દીધું અંન, પ્રાણ બ્રાહ્મણે મૂકયા;
નામાને ફિટકાર આપતા, જનો જરીએ ન ચૂકયા. એ૦

પદ-'અબ મેરી રાખીને' એ રાગ

જરી પણ નામાજી નવ ગભરાયા, રહ્યા શાંત ન ફાવી માયા. જ૦
એકાદશીએ ભલી પડાવી, વૃદ્ધ વિપ્રની કાયા,
બ્રહ્મહત્યારા જનો કહે પણ પોતે નવ પસતાયા. રહ્યા૦
વ્રત ચુત ભલે મુઓ એ બ્રાહ્મણ નહિ ફાવે જગમાયા;

મદદ ન મળી તો આપ ઉપાડી, લઈ ચાલ્યા મૃત કાયા.
ભીમા તીરે ચીતા રચી શબ, ન્હવરાવ્યું ખુદ ન્હાયા,
અગ્નિ મુકયો ઊચરી મુખથી, જય શ્રી વિઠુલરાયા.

'મન કર્મ વાણી' એ રાગ

અહા ! ચિતામાંથી ઊઠયા એ દ્વિજ રાયા રે;
ઊઠયા એ દ્વિજ રાયા રે, વિઠુબાજી જણાયારે. અ૦
રૂપ ચતુર્ભુજ શંખ ચક્ર, પુંડરીનાથ પુરા પરખાયા રે. અ૦
ભક્તવિરક્તપ્રેમ આસકતે ક્ષમામાગીને શ્રીમતપદરહાયારે. અ૦
હરિકહેનામાજીથયાતમેતો, અંબરીષરૂકમાંગદથીસવાયારે. અ૦
તમે ઝીત્યા ને અંતે હું હાર્યો, વધ્યા સૌ સુણતાં એ જગરાયારે. અ૦
અંતરધ્યાન થઈ ગયા ત્યાં હરિ, નિંદક જન અતિશય પસતાયારે.
ભકત તુષ્ટ થઇ આવ્યા ભુવને, નવ અભડાયા નહિ પછી ન્હાયારે.
આખો દિવસ રાત અનુપતિના, અતિ ભક્તિ ખુબ ગુણગાયારે.

માટેજ કહ્યુ છે કેઃ—

સાચા સંત ખરે બેપરવા, ખરે બેપરવા ધરે બેપરવા. ટેક.
ધર્મત્યાગ ભય લાલચ પ્રભુની, અવર આશત્રાસથી અનુનરવા.





# श्री जनुबाई-आख्यान

[ विषय-अद्‌भुत प्रभुभक्ति ]

## પૂર્વરંગ

પદ-રાગ ઝીંઝોટી

વ્હાર કરો હરિ, પ્યાર કરો હરિ, નિજજનનો બેડો પાર કરો હરિ.
જગત જાત ગુણજ્ઞાનની ન તમા, સહુના સમ સુખકાર ઠરો હરિ.
અનુ એ તેથી કહે હેતેથી, એજ રીતેથી સ્વીકાર કરો હરિ.
વ્હાર કરો હરિ. ટેક.

શ્રીહરિ એટલે જગતના કોઇ પણ શરણાગત પ્રાણીના સર્વ દુઃખોને હરનાર સત્ય સ્વામી. આ સમસ્ત જગત વસ્તુતઃ તેમનું છે, એટલે તેમાંની કોઇ પણ વસ્તુને તે સંભાળે-બચાવે-રક્ષે એમાં આશ્ચર્ય નથી; અને તેથીજ તેમની સમગ્ર પ્રજામાંથી જે કોઇના પર કોઇ સંકટ આવે ત્યારે શ્રીહરિનું જો સ્મરણ કરે તો અવશ્ય સંકટમાંથી મુક્ત થાય છે; અર્થાત્ શ્રીહરિ પોતેજ તેનાં સંકટો દૂર કરે છે. મનુષ્ય માત્રને પ્રભુએ સ્વતંત્રતા આપી છે, તેથી હરકોઈ સંકટના સમયે અથવા ગમે તે પ્રસંગે પ્રભુસ્મરણ કરવામાં મનુષ્ય પોતેજ સ્વતંત્ર છે; એટલે કોઇની પ્રેરણાથી અથવા પોતાની શોધક બુદ્ધિથી મનુષ્ય જો પ્રભુશરણ ન લે તો

વગર કહ્યે અથવા વિના પ્રાર્થનાએ પ્રભુ વહાર કરતા નથી. કોઇ ગામમાં કે શહેરમાં અથવા ગામની આસપાસના કોઇ સ્થળમા જ્યારે ચોર લોકોની ધાડ પડે ત્યારે જેઓનુ કઇ લૂંટાઇ જતું હોય તે લોકો જો બૂમો પાડે તોજ તેમના રક્ષણ માટે આસપાસથી કોઇ રક્ષણ કરનાર આવી ચઢે છે અથવા રાજ્યનું પોલીસખાતું પણ ફરિયાદીની ફરિયાદ નોંધ્યા પછીજ બદમાસોને શોધી કાઢી, તેઓએ લૂટેલો માલ પાછો કઢાવી, યોગ્ય શિક્ષાએ પહોંચાડીને પેલા ફરિયાદીની વહાર કરે છે. આમ હરકોઇ પ્રસગે સંકટમાં આવેલો મનુષ્ય જો પોતાનાં સંકટ માટે બીજાને રીતસર કહે છે તોજ તેની વહારે બીજાઓ દોડી જાય છે. આનું નામ 'વહાર' કરી કહેવાય છે. કોઇ ગામ વગેરે જ્યારે દુઃખમાં આવી પડે છે ત્યારે તેને દુઃખમુક્ત કરવાને જેઓ આવી ચ[illegible] છે તેઓએ એ ગામની 'વહાર' કરી એમ સાધારણ આવે શબ્દપ્રયોગ જે અર્થમાં વપરાય છે તેજ અર્થમાં અહીં 'વહા[illegible] કરો હરિ' એ શબ્દપ્રયોગ કર્યો છે. અર્થાત્ કોઈને જો કહેવામ[illegible] આવે તોજ તે સામર્થ્યવાન વ્યક્તિ કે રાજકીય શક્તિ વહારે ચ[illegible] છે, તેવું જ શ્રીહરિના સંબંધમાં છે. માત્ર તફાવત એટલોજ [illegible] કે, જગતમાંનો કોઇ વહાર કરનારો દુઃખીના કહેવાથીજ તેન[illegible] દુઃખ જાણે છે, ત્યારે સર્વજ્ઞ શ્રીહરિ તો દુઃખીના કે હરકોઇન[illegible] સર્વ પ્રસંગોને યથાસ્થિત જાણે છે; પણ તે દુઃખી પ્રાણી પોતાન[illegible] દુઃખ દૂર કરવાને પોતાને બોલાવે છે કે નહિ, એમ શ્રીહ[illegible] જોયા કરે છે. જો દુઃખી પ્રાણી પ્રભુને પડતો મૂકી પોતાન[illegible] દુઃખને પોતે ભોગવવા પડયોજ રહે છે તો પ્રભુને તેની કં[illegible] પડી નથી; એ વાત પણ ધ્યાનમાં લેવાની છે. હરકોઇ દુઃખ[illegible] પ્રાણી પોતાને દુઃખમુક્ત કરવા પ્રભુને પોકારે છે ત્યારે તેન[illegible] નાત, જાત કે ગુણગાન તરફ પ્રભુ જોતા નથી; માત્ર એટલુ તો

જરૂર જુએ છે કે આ પ્રાણી પર જે સંકટ આવ્યું છે તેમાં સહાય કરવાની જરૂર છે કે નહિ? એ તેનું સંકટ તેના અપરાધની શિક્ષારૂપે જો હોય તો તેમાં પ્રભુ સહાયક નજ થાય. ઇરાદાપૂર્વક કોઇનું ખૂન કરીને પછી પોતાને યોગ્ય તપાસ પછી રાજા તરફથી ફાંસીની સજા થાય ત્યારે અપરાધી મનુષ્ય પ્રભુને પોકારે તો તેમાં કંઇ નજ વળે. છતાં પ્રભુ દયાળુ છે; પોતાના સ્મરણને છેક નિષ્ફળ તો નથીજ કરતા. એટલે અપરાધી મનુષ્ય પણ પોતાના અપરાધ બદલ પશ્ચાત્તાપ કરીને પ્રભુશરણ સ્વીકારે તો તેના અપરાધની પણ ક્ષમા આપીને પ્રભુ તેને પણ યોગ્ય પ્રમાણમાં સહાય કરેજ છે. ધર્મશાસ્ત્રોમાં આ વિષય પર ઘણોજ આગ્રહ કરવામાં આવ્યો છે કે શરણાગતનું રક્ષણ કરવું, એ અતિશય મહાન ધર્મ છે. જે પ્રાણી ઉપર દુઃખ આવે છે તેજ શરણે આવે છે અને તેવા શરણાગતનું પોતાના મસ્તકના જોખમે પણ રક્ષણ કરવું જોઇએ એમ શાસ્ત્ર કહે છે; અને તેમ કરવામાં સર્વોત્કૃષ્ટ અમોઘ ફળ પ્રાપ્ત થાય છે; એમ દર્શાવવા ઉપરાંત સાથે સાથે એ પણ જણાવ્યું છે કે શરણાગતનું રક્ષણ કરવા માટે પોતે સશક્ત હોય છતાં જો રક્ષણ ન કરે તો તે મહાન પાપનો ભોક્તા બને છે. જગતનાં પ્રાણીમાત્રને પરસ્પર રક્ષણ કરવા માટે પ્રભુએ પરસ્પર બાંધ્યાં છે, એમ આ શરણાગત–રક્ષણનું રહસ્ય છે. 'એક બીજાની સહાયથી બન્યાં રૂડાં ઘરબાર' એ વાકયમાં આ ધર્મનું સ્પષ્ટ સૂચન છે. ભગવાન પોતે એ મહાન ધર્મનો જગતમાં પ્રચાર કરવા માટેજ પૃથ્વી પર પ્રકટે છે, જે ધર્મમાં નાતજાત વગેરે કંઈ પણ તપાસવાનું હોતું નથી; એટલું જ નહિ પણ કોઇ દુઃખી મનુષ્ય મોટો અપરાધી હોય છતાં તે અપરાધની ક્ષમા માગતો અંતઃકરણપૂર્વક જો શરણે આવ્યો હોય તો તેનું રક્ષણ કરવું એ હરકોઇની

પવિત્રમાં પવિત્ર પહેલી ફરજ છે. આ મહાન ફરજ આજે પણ રણસંગ્રામ વગેરે વિકટ પ્રસંગે પણ યથાસ્થિત પળાય છે. જ્યાં રક્ષણનો વાવટો ફરકાવવામાં આવ્યો કે ઘોર યુદ્ધ બંધ પડે છે અને સામો શત્રુપક્ષ ગમે તેટલો અપરાધી હોય તો પણ તેના રક્ષણ માટે યોગ્ય પગલાં લેવાય છે. જેઓ શરણે આવ્યા તેઓને કોઇ જાતની તકલીફ ન થવી જોઇએ, પણ ઊલટું તેમને તો સાચા મહેમાન ગણવા જોઇએ, ત્યાંસુધીનું એ મહાન ધર્મનું પાલન અદ્યાપિ જોવામાં આવે છે. એટલુંજ નહિ પણ શરણાગતોને લેશ પણ તકલીફ આપવામાં આવી, એમ જાણ થતાં તે માટે યોગ્ય તપાસ ચલાવી તકલીફ આપનારાઓને યોગ્ય શિક્ષાઓ થતી જોવામાં આવે છે. આવું તે ધર્મનું પાલન જગતના લોકો જો કરે છે તો એ ધર્મનો આદ્યસ્થાપક પ્રભુ પોતે એ ધર્મને કેમ ન પાળે? માટેજ શાસ્ત્રો એ ધર્મ પર ભાર મૂકે છે અને વેદાંતશાસ્ત્રમાં એજ ધર્મને અમોઘ સમજી 'मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये-હે પ્રભો! હું મુમુક્ષુ આપને શરણે આવ્યો છું.' એમ પ્રભુનું શરણ લેવા માટે મુખ્યત્વે સૂચવવામાં આવે છે અને આવું શરણ લેનારને દુઃખમુક્ત કરનાર પ્રભુને 'संसारमोक्षस्थितिबंधहेतुः। સમસ્ત સંસારને દુઃખથી છોડવામાં, પાળવામાં તથા બાંધવામાં કારણરૂપે કહેવામાં આવે છે. પ્રભુમાં આવું સામર્થ્ય છે કે નહિ, તેની સાબિતી માટે પણ શ્રુતિઓ કહે છે-'यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै-જેમણે સૃષ્ટિની આદિમાં બ્રહ્મદેવને ઉત્પન્ન કર્યા છે અને તે બ્રહ્મદેવને વેદો આપ્યા છે.' આવા બ્રહ્માના પણ આદિગુરુ તે દેવાધિદેવ સર્વ પ્રકારે સંપૂર્ણ સમર્થ છે, એટલે તે શ્રીમન્નારાયણ-શ્રીહરિનું શરણ તેજ સાચું છે, એમ સમજીનેજ પ્રત્યેક મુમુક્ષુ જીવવર્ગ એ મહાન પરમેશ્વરને શરણે નિઃશંકપણે આમ કહી શકે

છે-' વહાર કરો હરિ. ' આમ જેવું હૃદયથી કહ્યું કે તુરતજ गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत्-એ પ્રભુ શરણ્ય, ધારક, પોષક, રક્ષક, સાક્ષી, નિવાસસ્થાન, શરણરૂપ અને સન્મિત્ર બની રહે છે. ' ભગવદ્ગીતામાં ભગવાન પણ અર્જુનને એજ કહે છે-' मामेकं शरणं व्रज-કેવળ એક મારેજ શરણે તું આવી જા ' આવું અભય વચન કહીને પુનઃ ખાત્રી આપે છે-' अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः। હું તને સર્વ પાપોથી છોડાવીશ, શોક કર મા. ' આમ સ્વયં શ્રીમુખે વદીને પ્રભુ એમજ કહેવા માગે છે કે તમે મને એટલુંજ માત્ર કહો— ' વહાર કરો હરિ. '

શ્રીમદ્ રામાયણમાં પ્રભુ શ્રીરામચંદ્રે અનેક મહાઅપરાધી શરણાગતોનું રક્ષણ કરેલું જણાવવામાં આવેલ છે. ઇન્દ્રપુત્ર જયંતે ખુદ શ્રીરામપ્રભુનોજ અતીવ અસહ્ય અપરાધ કર્યો છે છતાં તે જ્યારે શરણે આવ્યો ત્યારે તેને રક્ષણ આપ્યું છે; ઉપરાંત જે વેળા વિભીષણ શરણે આવેલ છે તે વેળા શ્રીરામપ્રભુએ સ્વમુખે કહ્યું છે કે, તું તો શું ? પણ મારો મહાન અપરાધી રાવણ પણ જો શરણે આવે તો જરૂર હું તેને અભય આપું છું. તેના કારણમાં પોતેજ શ્રીમુખે કહે છેઃ—

सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥

' હરકોઈ પ્રાણી માત્ર એકજ વાર મારે શરણે આવ્યો હોય અને ' હું તમારો છું ' એમ મને કહી રહ્યો હોય તો હું તેને હરકોઇથી અભય આપું છું-આ મારૂં વ્રત છે.' અરે ! એક બાજુ આખું જગત જેને દુઃખ દેવા તૈયાર થયું હોય તેવી એકજ વ્યક્તિ જો પ્રભુશરણ સ્વીકારે તો ' એક ગમ ગામ ને બીજી ગમ રામ '

એ સત્ય કહેતી પ્રમાણે પ્રભુ તેની રક્ષા કરે છે એ વાત જરૂર નિર્વિવાદ છે. માટેજ અહીં આરંભે કહેવામાં આવ્યું છેઃ—

વ્હાર કરો હરિ, પ્યાર કરો હરિ, નિજજનનો બેડો પાર કરો. હરિ૦

આમાં સૂચવ્યું છે કે જે કોઈ દુઃખી પ્રાણી પોતાનાં દુઃખ દૂર કરવા પ્રભુને પ્રાર્થે છે તેની પ્રભુ વહારે કરે છે અને તેમાં નાતજાત કંઇ જોતા નથી. એ તો ઠીક છે, પણ 'પ્યાર કરો હરિ' એ કામ ઘણુંજ કઠિન જણાય છે. ગમે તે નાતજાત સાથે ગમે તેવી સ્થિતિમાં સમસ્ત વિશ્વનો સંચાલક મહાન પ્રભુ પ્યાર કરે, એ તો આશ્ચર્યજનક ઘટના છે. અરે, સામાન્ય મનુષ્ય પણ લૌકિક દૃષ્ટિએ પોતાના કરતાં લેશ પણ ઊતરતો ગણાતો હોય તેના તરફ પ્યાર કરતાં અચકાય છે, તો પ્રભુ તો વિશ્વપતિ અને સર્વગુણસંપન્ન સર્વોતિશાયી હોઇને ક્ષુદ્રમાં ક્ષુદ્ર શરણાગત પ્રાણી પર પ્યાર કરતાં અચકાતા નહિ હોય? આ પ્રશ્ન ખરેખર વિચારવા યોગ્ય છે. એ તો જોઇએ છીએ કે, જે કોઇ પોતાના કરતાં વિશેષ હોય અથવા પોતાની સમાન હોય તેના પર હરકોઈ પ્યાર કરે છે, અથવા ઉત્તમ વહુ યોગ્ય ઉત્તમ વરને પસંદ કરે છે અને જેમ જેમ પોતાના કરતાં ગુણ-રૂપ વગેરે વિશેષ હોય તેમ તેમ પ્યારનું સ્થાન પણ વધુ બને છે, પણ તેથી ઊલટું જેમ જેમ કુરૂપ અને દુર્ગુણ અથવા અનાવડત હોય તેમ તેમ પ્યાર અતિશય ઓછો અથવા લેશપણ ન હોય એમ પ્રત્યક્ષ દેખાય છે; છતાં પ્રભુના સંબંધમાં તેમ નથી. તે તો ગમે તેની વહાર કરે છે ને ગમે તે પોતાને ચાહનાર હોય તેના પર તેની ચાહના કરતાં અતિશય અધિક ચાહના કરે છે-પોતાની અતિશય પ્રિય વસ્તુ કરતાં પણ તેને વિશેષ પ્રિય ગણે છે. જેમ કોઇ મહારાજા પોતાના કોઇ સામાન્ય સેવક પર સામાન્ય સ્નેહ રાખે

છે, ત્યારે પોતાના ખાસ મંત્રી પર તેથી વધારે સ્નેહ બતાવે છે, તેમ પ્રભુના સંબંધમાં નથી. પ્રભુ તો પોતાને ચાહનારો કંગાલથી પણ કંગાલ હોય છતાં તેના પર ખુદ બ્રહ્મદેવ કરતાં પણ વિશેષ પ્રેમ દર્શાવે છે. આ અનુભવ ખુદ બ્રહ્મદેવને આ પ્રમાણે જ્યારે થયો—

ગ્વાલ બાલમંડળી મળીને બેઠી ગોળાકાર,
સૌની વચમાં બેઠા સ્નેહે, સૌના પ્રાણાધાર.
શ્રીયમુના તીરે, મળી મંડળી ધીરે,
ગોઠ કરી, મોદભરી, શ્યામ શરીરે;
ચાખી ચખાડે ખાઈ ખવાડે વખાણ કરતા જાય;
મો સ્નેહે સેવે શ્યામળને ઠઠ્ઠા મશ્કરી થાય.

ત્યારે ભ્રાંતિ થઇ અને ભ્રાંતિ જ્યારે ભાંગી ત્યારે સર્વના સ્રષ્ટા બ્રહ્માના મુખમાંથી પણ આ શબ્દો સરી પડ્યા કે—

अहोभाग्यमहोभाग्यं नंदगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥

'અહો ! અહો ! આશ્ચર્ય ! નંદરાય, ગોવાળીઆઓ તથા સમસ્ત વ્રજવાસીઓનુ ભાગ્ય અતિશય સ્પૃહા કરવા યોગ્ય છે, કારણકે પરમ આનંદસ્વરૂપ સનાતન પૂર્ણ બ્રહ્મ પરમાત્મા પોતે તેઓના મિત્ર છે.' એજ પ્રકારના તુલસીદાસજીના આ શબ્દો જુઓઃ—

प्रभु तरुवर कपि डार पर सो कीये आप समान ।
तुलसी कोई न रामसे साहेब नेहनिधान ॥

'અહો ! કોટિ બ્રહ્માડોના સર્વોચ્ચ નાયક અથવા અધિપતિ કયા ? અથવા (લૌકિક દૃષ્ટિએ) સમસ્ત ભૂમંડલના સ્વામી એક ચક્રવર્તી મહારાજકુમાર ક્યાં ? અને વનવગડામાં

ભટકતાં ક્ષુદ્ર વાંદરાં કયાં ? જેઓમાં લવલેશ વિવેક નથી હોતો. સર્વેશ્વર મહાપ્રભુ વૃક્ષની નીચે બેસી રહ્યા છે ત્યારે ચંચળ અને મહારમતિયાળ તેમજ વિવેકભ્રષ્ટ જણાતી વાનર-ટોળી તેમના મસ્તક પરજ ઝાડનાં ડાળાં ઉપર કુદાકુદ કરી મૂકે છે. તેઓને પણ એ દયાનિધાન દેવ પોતાના પરમ સખા ગણે છે; તેમાં પણ કેવળ હનુમાન કે સુગ્રીવનેજ નહિ, પણ સમસ્ત પોતાની સમીપ રહેનારી વાનરજાતિને તેવાજ મિત્ર-ભાવે માને છે, એટલુંજ નહિ પણ છેવટે યુદ્ધવિરામ થતાં સર્વને સજીવન કરે છે, એ દૃઢ દૃષ્ટાંતો જોઇને તથા અનુભવી-નેજ અહીં કહેવામાં આવે છે, 'વહાર કરો હરિ' અને 'પ્યાર કરો હરિ.' અરે ! માત્ર શુદ્ધ હૃદયથી એ પ્રભુને પોતાના પ્રિય તરીકે સ્વીકાર્યા કે, 'નિજજનનો બેડો પાર કરે હરિ.' પ્રભુનો આ પ્યાર જગતના લોકોના પ્યાર જેવો સ્વાર્થી હોતો નથી; ઊલટો નિઃસ્વાર્થ હોઈને પોતાના પર સ્વાર્થી પ્રેમ રાખનારાઓનોયે 'બેડો પાર કરે.' સકામ ભક્તો જે કંઇ ઇચ્છે છે તે પ્રભુ આપે છે. નિષ્કામ ભક્તો કંઇ ઇચ્છતા નથી તોયે તેનાં સર્વ કાર્યોનો ભાર પ્રભુ પોતેજ ઉઠાવી લે છે, એટલે તેમની પાસે કંઇ માગો કે ન માગો, પણ જેવો શુદ્ધ પ્રેમ વ્યક્ત કર્યો કે બસ છે. સોળ હજાર સ્ત્રીઓએ પોતાના પતિ તરીકે પ્રભુને ઇચ્છયા તો તેમ કરીને તેટલાં સ્વરૂપો પ્રભુએ સ્વીકાર્યા. સુદામાની પત્નીએ પ્રેમ-પૂર્વક કાચા મુઠ્ઠીભર ચોખા મોકલ્યા અને પોતાના દારિદ્રયને દૂર કરવા માગ્યું, તો પ્રભુએ તેટલાથી પણ પ્રસન્ન થઇને અપાર સમૃદ્ધિ અર્પણ કરી દીધી. દ્રૌપદીએ સભાની વચ્ચે પોતાની લાજ રાખવા પ્રભુને સંભાર્યા કે તેજ ક્ષણે નવસો નવાણું ચીર પૂરી દ્રૌપદીની લાજ રાખી. એમ સ્વાર્થ માટે પણ પ્રભુ-સ્મરણ કર્યા છતાં તેઓનાં કાર્ય પ્રભુએ કર્યાં છે; તો પછી જેઓ

નિઃસ્વાર્થભાવે નિષ્કામપણે પ્રભુસ્મરણ કરે અને શુદ્ધ પ્રભુપ્રેમ વ્યક્ત કરે તેઓને પ્રભુ ન્યાલ કરે, સંસારથી તારે અથવા તેઓનો બેડો પાર કરે, એમાં આશ્ચર્ય શું છે? ખરેખર એ મુશ્કેલ તો છે. કારણકે અનાદિ કાળથી દેવો ને ઋષિઓ જેવા પણ માયા-બંધનમાં ફસેલા છે. અનાદિકાળથી જીવને વળગેલું બંધન એક-દમ છૂટવું, તે અતિશય કઠિન છે, એટલે નિષ્કામ ભાવ સહજ કે સત્વર આવવો તે સરળ તો નથી, તોયે યથાશક્ય પ્રયત્ન કરી, જેટલું બને તેટલું બંધન ત્યજતા જવું અને ક્રમશઃ તેથી છૂટીને પ્રભુ જેવા થવાને ચાહના કરવી, પ્રભુનુંજ શરણ સ્વીકારવું; એટલે ધાર્યા કરતાં અલ્પ કાળમાં અથવા અતિશય તમન્ના જાગે તો તેજ ભવમાં માત્ર હૃદય શુદ્ધ થતાં સદાને માટે પ્રભુ માયાબંધનથી મુક્ત કરે છે, સ્વસદૃશ બનાવી દે છે. આ પ્રભુના કેવી ઉદારતા છે? કેવી વડાઈ છે? સહેજ શરણ લેતાંજ પોતાના જેવા બનાવી દે, એવી બાહેધરી આપતાં ખુદ ભગવાન ગીતામાં કહે છેઃ—

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते ॥

'આ ગુણમય એવી મારી દૈવી માયા ખરેખર દુર્લંઘ્ય છે—છૂટવી મુશ્કેલ છે, છતાં જેઓ મારેજ શરણે આવે છે તેઓ આ માયાને તરી જાય છે—માયાથી મુક્ત થઈ મને પામી શકે છે.' એટલે જેઓ તે પ્રભુને વરે તેઓ ન્યાલ કરે એમાં કંઈ પણ આ-શ્ચર્ય નથી શ્રુતિ પણ આ વાતને સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે છેઃ—

यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ।

'આ પરમેશ્વર જેને પોતાનો કરીને સ્વીકારે છે, તેને પોતે પ્રાપ્ત થાય છે અને તેની આગળ પોતાનું શરીર પોતે પ્રકટ કરે

છે-અર્થાત્ પોતાના ભક્તજનને પ્રભુ આત્મસાક્ષાત્કાર કરાવે છે.' તેને પોતાની સર્વ વિભૂતિઓ અર્પણ કરી દે છે, એટલુંજ નહિ પણ પોતે ભગવાન તેને વશ થઇ રહે છે એટલે 'भक्तिक्रीतो जनार्दनः । ભક્તિથી ભગવાન ખરીદાઇ જાય છે.' આ વાત છેક અસંભવિત છે, એમ લેશમાત્ર સમજવાનું નથી. તેના પુરાવા માટે આ કલિયુગના સમયમાં થોડાકજ સૈકાઓ પહેલાં ગુજરાતમાંજ એક ગામડાની અંદર એક ગામડિયણ બૈરીની સેવામાં સોનાની વાળીનુ નિમિત્ત કરી પોતે અતુલ ભગવાન, 'તુલસીના પત્રે તોલાણા' અને તેના પ્રતાપે તે દેશના તથા વંશપરંપરાના તારક બની સૌ કોઇનો બેડો પાર કરવાને ખુદ પોતે ડાકોરના ઠાકોર થઇ અદ્યાપિ બિરાજ્યા છે. તો એમાં કંઇ નવાઇ જેવું નથી, અને અસંભવિત પણ લેશમાત્ર નથી; માટે માગો કે 'નિજ જનનો બેડો પાર કરો હરિ.' અને તેમાં સંશયજ નથી કે, 'દુઃખ ટાળે, સુખ આલે, ને સદા સારૂ રખવાળે, પરમાનંદ આલે' એવા પરમ ઉદાર પ્રભુ છે. સૃષ્ટિના આરંભકાળથીજ તપાસીએ તો એવા પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ શ્રીહરિ કોણ છે ? કેવા છે ? તેની ઓળખાણ આપતી આ શ્રુતિ પ્રમાણભૂત આ રહીઃ—

यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति ।
यत्प्रयंत्यभिसंविशंति तद् विजिज्ञासस्व तद् ब्रह्मेति ॥

'જેમનાથી આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, જેમનાથી ઉત્પન્ન થયેલાં આ પ્રાણીઓ જીવી રહ્યાં છે, જેમને પામી રહ્યાં છે અને અંતે જેમાં સર્વ તરફથી લય પામી જશે તેજ એ પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ શ્રીહરિ છે-એજ સર્વના નિયંતા પરમેશ્વર છે. તેને તું જાણ, ઓળખ.' તે કેવી રીતે ? જે વખતે આપણે

હાથ, પગ કે હૃદય વિનાના હતા; જે વેળા આકાશ, પાતાળ કે પૃથ્વી એમાંનું કંઇયે ન હતું, તે વેળા કોઇના પણ કહ્યા કે ચહ્યા વિના તેમણે સમગ્ર બ્રહ્માંડની કેવળ પોતાના સંકલ્પના બળથી કોઈની સહાય વિના રચના કરી છે; તેમજ સમસ્ત ચેતન વર્ગની સગવડ માટે તેમણે સમગ્ર પદાર્થો નિપજાવ્યા છે. આપણા પોતાનીજ વાત કરીએ તો કેવું સુઘડ ને સગવડવાળું આપણું આ શરીર તેમણે આપણી માતાના ઉદરમાં રચી આપ્યું છે! એટલે સમગ્ર વિશ્વનો સાચો કર્તા તો તે એકજ છે. તેજ પ્રભુ આપણને પ્રાણ, પાણી, ગરમી વગેરે આપે છે; જઠરમાં અગ્નિ સ્થાપીને આપણા ખાધેલા ખોરાક પચાવે છે; અન્નજળ પૂરાં પાડે છે; અને એ રીતે એજ પ્રભુ આપણો ભર્તા–પોષક છે. અંત સમયે વૈદ્ય કે પથ્ય કશાંનું કંઈ ચાલતું નથી ને મરવું પડે છે, તે પણ તેજ પ્રભુએ નિર્માણ કરેલું હોય છે. આથી જીવનકાળમાં તેમની આજ્ઞાનું જો યથાસ્થિત પાલન કર્યું હોય તો એ દયાળુ પ્રભુ આપણને સદાને માટે પોતાની સમીપ પરમપદમાં રાખે છે. એ સર્વરક્ષક પરમેશ્વર, પ્રત્યેક જીવને માતાના ઉદરમાંથી બહાર કાઢે છે; તે વેળા 'વહાર' કરે છે; જીવનકાળે પ્યાર કરે છે અને અંતે મુક્તિ આપી બેડો પાર પણ કરે છે. આ વાત લક્ષ્યમાં રાખીને અમે પણ ગાયું છે કેઃ—

પદ–રાગ કાફી

પ્રભુજી સમ ઉપકારી નવ કોઈ રે.
ખાવા પીવા એજ આપે, આધિવ્યાધિ એજ કાપે;
વિપત્તિમાં આંસુ લોહી રે, પ્રભુજી સમ ઉપકારી નવ કોઇરે.
સુમાર્ગે એજ વાળે, ભુંડી ટેવો એજ ટાળે;
એજ નાંખે પાપો ધોઈ રે.

હિત કરે વિના માગે, માગ્યું મુકે સુખ આગે;
કરી આપે સહુ સોઈ રે. પ્રભુ૦
ક્ષણ પણ ન વિસારે, કોપ નવ ઉર ધારે;
દાખો દુર્મતિ જોઈ રે. પ્રભુ૦
એવા સાચા સુખકારી, સાચા અઘ દુઃખહારી;
જાણી અનુ ગયો મોહી રે. પ્રભુ૦

આ માત્ર એક ગાણું છે એમ નથી, પણ અનુભવપૂર્વકનું એક કથન છે; પ્રભુના સત્ય ગુણોનું વર્ણન છે. પરમેશ્વર સમગ્ર કલ્યાણકારી ગુણોના નિધાન છે; એમ હરકોઇ શાસ્ત્ર કહે છે, પણ એ વાત સિદ્ધ ક્યારે થાય છે કે, જ્યારે જગતનો જનસમૂહ તે વાતનો અનુભવ કરે અને દુઃખી જનવર્ગ એ દયાળુ પ્રભુનુ શરણ લઇ દુઃખમુક્ત થઇ અનુભવે ત્યારે. શ્રીકુરેશસ્વામીએ તેથીજ કહ્યુ છે કેઃ—

### વસંતતિલકા

વિશ્વો સૃજો ચલવતા વળી સંહરો તે,
વ્હારે ગજેન્દ્ર તણી દોડી ગયા શું પોતે;
કીધું ત્રિલોકમહીં ખ્યાતજ એથી એવું,
સ્વાશ્રિત વ્હાર કરવા ચિત્ત ચાહો કેવું.

જે સર્વેશ્વર પ્રભુ માત્ર સંકલ્પ બળથી અનેક કોટિ બ્રહ્માંડોને સૃજે છે, પાળે છે ને સંહારે છે, તેમને એક હાથીને મગરથી બચાવવાને જાતે દોડી આવવું પડે, તેનો અર્થ શો છે ? તે હાથી પૂર્વજન્મનો એક અવતારી હતો; તેને પ્રથમ તો પોતાના પૂર્વજન્મનું ભાન ન હતું, પણ આખરે પોતાનો અંતકાળ છેક સમીપ આવ્યો ત્યારે તે ભાનમાં આવ્યો, પૂર્વજન્મનુ તેને સ્મરણ

થયું, સંસારનું ક્ષુદ્ર સ્વરૂપ તેને જણાઈ ગયુ; જેથી સદાને માટે સંસારથી છૂટવાનો તેણે નિશ્ચય કર્યો. કેવળ એકલા જૂડથી નહિ પણ ખારા ઝેર જેવા આ સંસારથી છોડવવા માટે તે પોકારવા લાગ્યો; પણ તે પોકાર કોને પહોંચાડવો ? એ વિકટ સમયે પોતાને બચાવનાર કોણ ધાઇ આવે ? એ સંબંધે પ્રથમ તો તેને સંશય થયો કે, સંપૂર્ણ રીતે મારો બેડો પાર કરવા કોણ સત્તાશાળી હોઇ શકે ? છેવટે અસંદિગ્ધ સ્થિતિમાં પણ તેણે પોકારો ચાલુ રાખ્યા કેઃ—

૫૬

જે હોય જગપતિ રે, તે મુજ વ્હારે વ્હેલા ધાજો;
સુણી મુજ વિનતિ રે, આ સંકટ હરનારા થાજો. ટેક.
સગાં સંબંધી હતાં ઘણાંએ, પણ તે ઠર્યાં નકામાં;
જે સારૂં વય કાઢી તે તો, ગયાં તજીને સ્હામાં. જે૦
મુજ બળ પર મદ ધરતો, તે પણ હવે રહ્યું નવ લેશ;
બાપ આપ નહિ સહાર કરો તો, વેળા મારી વળે શે. જે૦
સર્વ દેવના દેવ હોય જેનો, ન હોય ફરી ઈશ;
જડ ચરતું જે આદિકારણ, વ્યાપક જે જગદીશ. જે૦
દેવ મનુષ્ય સહુ નાશ પામતાં, પણ જે રહે અવિનાશ;
પ્રથમ હતા ને પછી એ રહેશે, તે પૂરો મુજ આશ. જે૦
દેવ ઋષિ પણ નથી જાણતા, જેનું સ્વરૂપ ખાસ;
એવા એક અચિંત્ય અગોચર, કહું છું તેની પાસ. જે૦

દીંડી

સુણી સ્તુતિ દીન તણી એવી દેવો,
વદ્યા લાભ એને આપણે ન દેવો;
સ્તુતિ આપણી નથી કરતો ભાઇ,

રહ્યો છે અચિંત્ય ઇશમાં લોભાઇ.

આવે પ્રસંગે સમસ્ત વિશ્વમાં જાહેર કરવું જોઇએ કે, જે સર્વનો નિયામક અને પરમેશ્વર છે તે કેવો છે? કોણ છે? સ્વભાવે કેવો છે? એ કેવળ દયાથીજ દેવો, ઋષિઓ તથા મનુષ્યોને જણાવવા માટે એ સર્વ બ્રહ્માંડોના રાજાધિરાજ, મહાપ્રભુ અડવાણા ધાયા, અને તે ઉપરથીજ આપણે નિશ્ચયપૂર્વક ગાઇ શકીએ છીએ કે, 'વ્હાર કરો હરિ પ્યાર કરો.' એ દીનદુઃખભંજન પરમેશ્વર એ રીતે કેવળ એકજ વાર પ્રકટીને વહારે ધાયા છે, પ્યાર કર્યો છે કે બેડા પાર કર્યો છે એમ નથી; પણ જે સમયે પોતાનો પ્રિયભક્ત ઇચ્છે, પ્રાર્થે ને પોકારે તેજ સમયે હાજર થયેલા છે અને પોતેજ સ્વમુખે કહે પણ છે કે 'सम्भवामि युगे युगे –પ્રત્યેક યુગમાં હું આ વિશ્વમાં અવતારો લઉં છું'.' એટલુંજ નહિ પણ ચૌદે લોકનું એ રીતે એક સરખું રક્ષણ તે ભગવાન કર્યેજ જાય છેઃ—

ब्रह्मेशमध्यगणना गणनार्कपंक्तौ ।
इन्द्रानुजत्वमदितेस्तनयत्वयोगात् ॥
इक्ष्वाकुवंशयदुवंशजनिश्च हंत ।
श्लाघ्यान्यमून्यनुपमस्य परस्य धाम्नः ॥

અર્થાત્—પરમધામના અનુપમ પ્રભુ તરીકે ગણાઇને બ્રહ્મા તથા મહાદેવની મધ્યે પણ પોતાની ગણના કરાવી; અને તેમની સાથે રહી એક કામ ઉઠાવી લઇને તે માથે તે દેવમંડળને પણ પોતાના સ્વભાવ તથા પ્રભાવનો લહાવો આપ્યો આથીજ બ્રહ્મા, મહેશ ને વિષ્ણુ એ ત્રણે એક છે એમ કહેવાય છે. જેમ મોટા દેવો તથા ઈશ્વરોની ખબર તેમના સમાન થઇને તેઓ લે છે તેમ તેઓએ અદિતિના તનય (ઇન્દ્રના નાનાભાઇ ઉપેન્દ્ર) થઇને

દેવતાઓની પણ સંભાળ લીધી; તેમજ મનુષ્યોની અંદર પણ ઇક્ષ્વાકુવંશમાં તથા યદુવંશમાં પોતાનો જન્મ થયો એમ કહેવરાવ્યું. આવો તે પ્રભુનો સ્વભાવ તથા પ્રભાવ સર્વવિદિત હોઇને સર્વને હિતકારી છે અને તે એમનાં ચરિત્રોમાં ભરપૂર દેખાતો હોઈ શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે. તે તે સર્વમાંથી સાર તો આજ તરવરી નીકળે છે કે, 'વ્હાર કરો હરિ, પ્યાર કરો હરિ, નિજ જનનો બેડો પાર કરો હરિ.'

પ્રભુના બનાવેલા દેવો તથા મનુષ્યો પણ એક બીજાની વહાર કરી અન્યોન્ય જો પ્યાર કરી શકે છે તો પ્રભુ પોતે શું ન કરી શકે ? એ સર્વશક્તિમાન છે, સર્વનું સર્વ કંઇ કરી શકે છે. એ તો અનંત ઉદાર છે, એટલે બધાંને બધું આપી દેવાની ઉદારતા કરી શકે છે. મનુષ્ય કોઇનો બેડો પાર કરે તો પોતાના ગજા પ્રમાણે કરી શકે છે; દેવો કોઇનો બેડો પાર કરે તે પણ તેજ પ્રમાણે. વિશેષમાં કદાચ પોતાના દેવલોકમાં પોતાના સેવક તરીકે અમુક કાળ સુધી રાખી શકે છે, પણ પાછા તો ઠેરના ઠેર. 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति–પુણ્ય ખૂટ્યાં એટલે પાછા મનુષ્યલોકમાં પડવાનું રહેજ છે.' જન્મમરણની ઘટમાળથી મુક્ત કરવાને કેવળ પ્રભુ વિના કોઈ પણ સમર્થ નથી, એટલે સાચો બેડો પાર તો કેવળ એક પ્રભુજ કરી શકે છે. એજ વાત સ્વમુખે ભગવાન ગીતામાં કહે છે:—

आ ब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

'હે અર્જુન ! બ્રહ્મલોક સુધીના લોકમાંથી ગમે તે લોકમાં જાઓ, પણ ત્યાંથી પાછા ફરવાનું રહેજ છે–જન્મમરણનો ફેરો તો કોઇ પણ દેવલોકમાં જઇને ટાળી શકાતો નથી; માત્ર મારે

શરણે આવીનેજ પુનર્જન્મ રહેતો નથી-મારા શરણ વિના મોક્ષપ્રાપ્તિ સર્વથા અશક્ય છે, મુક્તિ માટે તો મારૂંજ શરણ લે.' શ્રુતિ પણ કહે છે-' निरंजनं परमं साम्यमुपैति-પ્રભુને શરણે જઇને નિર્લેપ એવી પ્રભુની પરમ સમાનતાને પ્રાપ્ત કરી શકાય છે.' એટલે પ્રભુ પોતાની સમાન કરે છે, તે પછી તેવાજ તેમને રાખે છે. એવા પ્રભુસમાન થવાને આપણો હક્ક છે; તે માટે આપણને આ મનુષ્યજન્મથી તક મળેલ છે, તો તેવા થવા માટે કેમ વર્તવું, એ શીખવા માટે શાસ્ત્રોમાં અનેક દૃષ્ટાંતો પડેલાં છે; જેઓના નમૂના—

પદ-રાગ-ધનાશ્રી

વ્હાર પ્યાર ભવ પાર કરે હરિ, વ્હાર પ્યાર ભવ પાર.
ધ્રુવને ચર, વૈભવ, ને વૈકુંઠ, ત્રૈણ ઠર્યાં નિરધાર. કરે૦
દાસીપુત્ર, નારદ પ્યારા, છે પ્રભુધામ જનાર,
પીડ પ્રતિ પ્રિય કર્યો, ઠર્યો છે, પ્રહ્લાદનો ઉદ્ધાર.
તુકા નરસહી સુર આદિ-અનુ, દીઠું ઠારો ઠાર.

અને ભગવાનની ભકિત કરવામાં હરકોઇને સમાન હક્ક છે, અને પ્રભુ પણ ગમે તેવા પોતાના ભક્તને પોતાનો કરી સ્વીકારે છે, તેમાં નાત, જાત કે ભાતની ભીન્નતા રાખવામાં આવતી નથીજ, એમ સ્વયં ભગવાન ગીતાજીમાં સૂચવે છેઃ—

स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ।

'મારી ભકિત કરનાર સ્રીઓ, વૈશ્યો તથા શુદ્રો પણ પરમગતિને પામે છે.' આ સંબંધે દક્ષિણમાં સર્વને સુવિદિત સાધ્વી શ્રીજનુબાઈના જીવનનું આખ્યાન નીચે આપીએ છીએ, તે જોવાથી ખાત્રી થશે.

# શ્રી જનુબાઈ—આખ્યાન

પદ-શ્રી ઝોટી

વ્હાર કરો હરિ, પ્યાર કરો હરિ, નિજજનનો બેડો પાર કરો હરિ;
નાતજાત ગુણ જ્ઞાનની ન તમા, સૌના સમ સુખકાર કરો હરિ.
અનુ એ તેથી કહે હેતેથી, એજ રીતેથી સ્વીકાર કરો હરિ. વ્હા૦

અનેક સજ્જનોનાં ચરિત્રોથી એ સ્પષ્ટ થાય છે કે, કેવળ પુરુષોજ પ્રભુના પ્રિય બની સંસાર તરી જાય છે, ને સ્ત્રીઓ પ્રભુપ્રિય થઇને સંસાર તરી શકતી નથી, એવું કંઈ છેજ નહિ. ઉપરના પદમાં એજ કહ્યું કે, 'નાત જાત ગુણજ્ઞાનની ન તમા.' વસ્તુતઃ જોઇએ તો સ્ત્રીઓનાં હૃદય તો અતિશય કોમળ ને પ્રેમાળ હોય છે, તેથી તેઓ એક ભકિતમાર્ગી બની જઇને જેવી પ્રભુપ્રિય થઈ શકે છે તેવા પુરુષો થઇ શકતાં નથી. સ્ત્રીનું જીવન-જ મૂળથી પરતંત્ર સ્થિતિમાં હોઇને અંત સુધી લગભગ તેજ સ્થિતિમાં વ્યતીત થાય છે, જેમકે—

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने । पुत्रश्च स्थाविरे भावे ॥

'બાલ્યાવસ્થામાં પિતા રક્ષક હોય છે, યુવાવસ્થામાં પતિ રક્ષક હોય છે અને વૃદ્ધાવસ્થામાં (જો પતિની હયાતી ન હોય તો) પુત્ર રક્ષક હોય છે.' એમ પરતંત્ર સ્થિતિમાં ઊછરતી સ્ત્રીઓ હરકોઇની સેવા સારી કરી શકે છે, તેથી તેઓ જો પ્રભુ-પરાયણ બની પ્રભુસેવામાં તત્પર થઇ જાય તો સત્વર પ્રભુપ્રીતિ સંપાદન કરી શકે છે; કેમકે પ્રભુને પ્રસન્ન કરવામાં મુખ્યત્વે કરીને તો પ્રેમ તથા સેવન સાધન તરીકે હોય છે અને તે બન્ને સ્ત્રીઓમાં તો સ્વાભાવિકપણે હોય છે. તેથી સ્ત્રીઓ પ્રભુપ્રિય થવામાં સત્વર સફળ થઇ શકે છે. પુરુષો જેમ બાલ્યા-

વસ્થાથીજ બ્રહ્મચારી રહીને સંન્યાસ લઇ લે તો ચાલી શકે છે, તેમ બહુધા સ્ત્રીઓ માટે તે અશક્ય વસ્તુ છે; કારણકે સ્ત્રીઓને તેવી કેળવણી ભાગ્યેજ મળે છે અને તેવી છૂટ પણ ઘણે ભાગે મળી શકતી નથી; છતાં તેવી છૂટ લેવા તેઓ પોતેજ કદાચ તત્પર બને તો કેટલાય દુષ્ટ પુરુષો તરફનો ભય સર્વત્ર તેઓ પર ઝઝૂમતો હોય છે, તેથી જન્મથીજ હરિભક્ત બની સંપૂર્ણ જીવનકાળ તેજ સ્થિતિમાં વ્યતીત કરનારી સ્ત્રીઓનાં દૃષ્ટાંતો ભાગ્યેજ મળી શકે છે. છતાં ખાસ તપાસ કરતાં કોઇ કોઇ મળી આવે છે; જેમાંનું આ જનુબાઇનું દૃષ્ટાંત અહીં આલેખાય છે. ખરેખર, જનુબાઇ કોઇ પૂર્વજન્મની દેવીજ હશે એમ તેના જીવન પરથી જાણી શકાય છે. જુઓ, તેના ભક્તજીવનનો આરંભ જ્યારથી શરૂ થયો ત્યારથી અહીં જણાવીએ છીએઃ—

## સાખી

આવી ઉત્તમ એકાદશી કાર્તિકી અઘહારી;
મેળો મોટો મંદિરમાંહે ભરાયો ભભકો ભારી.
કીર્તન ગર્જન અર્ચન સેવન કરતાં સહુ નરનારી;
ક્ષણ ના વિરામ પંઢરપુરપતિને લેતાં ભેટો ભારી.

આ કલિયુગના સમયમાં પણ સત્યયુગ જોવો હોય તો આવાં પવિત્ર ધામોમાં પવિત્ર દિવસોમાં એ પવિત્ર પ્રભુપ્રતિમાઓ સમક્ષ પવિત્ર વિચારપૂર્વક જવું કે જેથી પ્રત્યક્ષ જણાશે કે કયાં કયાંથી, કેવા કેવા પ્રભુભકતો, કેવી કેવી ભેટો લઇને કેવા ભાવપૂર્વક ત્યાં આવી પહોંચે છે અને ત્યાં આવી કેવા પ્રેમથી પ્રભુપરાયણ બને છે ! તેમજ પ્રભુ પણ તેમના ભકિતભાવને અધીન બની તેઓના પર કેવી કૃપા કરે છે અને કેવા પ્રકારે તેમની પવિત્ર આશાઓ સફળ કરે છે, તે પણ ત્યાં જોઇ શકાય છે.

એવાં પવિત્ર ધામોમાં પ્રભુભક્તોની એટલી બધી ભીડ જામે છે કે જો તુરતાતુરત તાકીદ કરવામાં આવે કે કોઈ સત્તા તરફનું બળ કે અપમાનનો ત્યાં ઉપયોગ કરીને લોકોને ત્યાંથી બહાર કાઢવામાં આવે તો જરૂર ત્યાંજ કેટલાંક ચગદાઇ જાય કે ગુંગળાઇ જાય અને મંદિરની બહાર ઊભેલાં દર્શનાતુર મનુષ્યોને તો અંદર જવાનો કોઇ માર્ગજ ન રહે. તેથી એવે સ્થળે એવી વ્યવસ્થા રાખવામાં આવે છે કે, અનુક્રમે અમુક અમુક પુરુષમંડળ તથા સ્ત્રીમંડળ વારાફરતી અમુકજ સંખ્યામાં અંદર પ્રવેશ કરે, પ્રભુની સેવા કરે ને પછીથી બહાર નીકળી આવે. આવા પ્રકારનો ક્રમ પંઢરપુરના તે પવિત્ર ધામમાં તે દિવસે પણ બરાબર ચાલી રહ્યો હતો. ત્યાં—

ગઝલ-રાગ બિહાગ

અણધારી પ્રભુની પાસ રે, આવી સુકુમારી;
જન સેવે ચારે પાસ રે, ત્યાં આવી સુકુમારી.

એ બાલિકાની સાથે બીજું કોઈ નથી; જે મંડળી મંદિરની અંદર ભરાયલી છે તેમાં કોઇ પણ તેનુ પરિચિત નથી; છતાં તે બાળકી મંદિરમાં માત્ર આવીને ઊભી રહી એટલુંજ નહિ પણ જાણે પોતાનું ઘર હોય તેમ નિર્ભય નિઃશંક બની પ્રભુના ચરણ સમીપ જઈને ઠરી બેઠી. તે મૂળથીજ શૂરી ને બહાદૂર તો હતીજ, અહીં પ્રભુ પાસે તો જાણે વધુ બહાદુર જણાતી હતી અથવા એ પોતાના પ્રાણનાથ પાસે આવી પહોંચ્યા પછી તેમનો વિયોગ વધુ નહિ સહેવાયાથી તેનામાં વિશેષ શૌર્ય આવ્યુ હતું. બહારના ભાગમાં વધુ વાર રોકાઇ રહેવું એને અસહ્ય થઇ પડયુ હતું, તેથી પોતાની મંડળીની પરવા કર્યા વિનાજ તે એકલી એકદમ અંદર ઘૂસી આવી હતી.

બહારે છે ભારે ભીડ તોએ તેમાં ચગદાતી;
છાતી ચલાવી ઘુસી ત્યાં આવી સુકુમારી.
માતાપિતા પુંઠેથી આવ્યાં શોધતાં તેને;
જોયું કે કુશળે પહોંચી છે ત્યાં આવી સુકુમારી.
દર્શન કરી ભેરો ધરી ઉચરી સ્તુતિ બનતી;
ચાલ્યા છબી ઉરમાંહી લેતાં ઠેરી સુકુમારી.

મંદિરની અંદર અમુક સમયથી વધારે રહેવા દે તેમ હતું નહિ; ભીડમાં વધુ વાર રોકાવું પણ અશકય હતું; ત્યાં તો વારો મેળવવો એજ વડાઇ હોય છે. તેથી માતાપિતા ઝટપટ સેવાથી પરવારી ગયાં; પણ પુત્રીને શરૂઆતજ હમણાં થઇ હતી, અન્યને દુર્લભ એવો પ્રભુ-સાક્ષાત્કાર તે તેજ ક્ષણે પામી ગઈ હતી, એ વાતનો ભેદ કોઇ કેમ જાણી શકે ?

છોકરી ત્યાં ઠેરી રહી માતા વદી રે ચાલ;
તાતે કહ્યું, લક્ષે ન લેતાં ઠેરી સુકુમારી.
સમજાવી ધમકાવી અતિએ તવ હૃદય ખોલી;
સારી સમજનાં વચન એ ત્યાં બોલી સુકુમારી.

મંદિરમાં ગડબડ મચી રહી; છોકરી તો ત્યાં સજ્જડ ચોંટી. માબાપનું પણ જો ન માને તો બીજાનું તો કયાંથી માને ? સૌની અટકળને ખોટી પાડતી તે અવતારી બાળકી બોલી ઊઠી. તેણે પુંડરીનાથને સત્ય સ્વરૂપમાં જોયા હતા, તે એવા મધુર સ્વરૂપમાં કે જેથી તેની દૃષ્ટિ તેમની મૂર્તિમાંજ સ્થિર બની હતી. તેનાં જ્ઞાનચક્ષુ ઊઘડી ગયાં હતાં. હવે તો તેણે પોતાના મનમા જે ભાસતું હતું તેજ વચનમાં આણવાનું હતું, કંઇ બનાવટી કહેવાનું ન હતું; છતાં અન્યને તો આશ્ચર્યજ લાગતું હતું; કારણકે આટલી નાની વયની એક છોકરી પ્રભુની વાતમાં

શું સમજે ? એવું જ્ઞાન તેને હોયજ ક્યાંથી ? એવું ભાન તે વેળાનાં પ્રથમજ દર્શનથી તેનામાં આવેજ કેમ ? એ માની શકાય કેમ ? એથી તે બાળકીએ પોતેજ ખુલ્લા શબ્દોમા જાહેર કર્યું; કારણકે એમ કર્યા વિના તેનો છૂટકો પણ ન હતો.

પદ–'પ્રભુજી મને ઉગારજો ' એ રાગ

નહિ નહિ આવું તમારી સાથ, વિઠ્ઠલવર મૂકી નહિ આવું.

તેને તો એક વિઠ્ઠલજ વર દેખાયા; એમના જેવા શ્રેષ્ઠ એજ લેખાયા, તેનો સમસ્ત પ્રેમ તે શ્રીવરમાંજ ઠેરી ગયો; અને તે એટલો બધો કે જેમાથી પોતાના માતાપિતા માટે પણ અવશેષ ન રહ્યો, તો બીજા ઘર, સગાં તથા સામાનની તો વાતજ શી ? ખરેખર, જે વેળા દૃષ્ટિ ઊઘડી જાય છે તથા સત્ય વસ્તુનો સાક્ષાત્કાર થાય છે તે વેળા હરકોઈ પ્રાણીની એજ સ્થિતિ બને છે. તેણે તો સાફ શબ્દોમાં સુણાવી દીધુ કે, 'સાચા મનોહારી ને સાચા સંબધી તો કેવળ આજ છે. તમે તમારે ઘેર જાઓ, હું તો અહીંજ રોકાઈ જઈશ.' માતાપિતાએ તથા બીજા લોકોએ તેને સમજાવવા માંડી. 'અરે ! અહી તે રહેવાય ? હમણા રાત પડશે. આખી રાત અહી રહેવું ભારે થઇ પડશે, તેમાં વળી આજે એકાદશી છે. લોકો જાગરણ કરશે, પણ ભલાભલા અહીં જાગરણ કરવા આવીને પણ નિદ્રામાં ઘોરશે, ત્યાં તું આટલી નાનકડી ભૂખીતરસી એકલી કેમ રહી શકીશ ? તું હજી ઘણી નાની છે. બીજાઓ તો અભ્યાસી છે, તને થાકતા કે કંટાળતાં શી વાર ?' તે સાંભળી છોકરીએ જણાવી દીધું કે, અરે ! તમે રાતની શી વાત કરો છો ? માત-તું પણ સાંભળોઃ—

માતેજ તને સુખે નિજ ગામે, સાચું કહું માત તાત;
(વિચાર પૂરો કર્યો છે, લાબો કર્યો છે.)

હું તો વરી ઠરી શ્રીહરિની અર્પણ કરી મ્હારી જાત.
(હું તો સ્વયંવર વરી છુ, બસ, મારૂં તો કામ થઇ ગયું.)
હોય દીકરી સદા પારકી, નથી નવાઇની વાત;
(લોકોએ કહ્યું કે, નવાઇ કેમ નહિ ? મૂર્તિને વરાય ?)
શોચ ન કરશો કોપ ન ધરશો નવ કરશો પંચાત.
(કારણકે મારો નિશ્ચય અડગ છે.)
જબરીથી લઇ જશો તો મરીશ કરીશ દેહનો પાત.
(મારો પ્રેમ શુદ્ધ ને સાચો છે, તેમાં કોઇનું નહિ ચાલે.)

ખરે, વિઠ્ઠલવરેજ તેને ત્યાં રોકી લીધી; પછી તેને ત્યાંથી કોણ કાટી શકે ? પોતાના માનસિક દૃઢ નિશ્ચયથી તે વિઠ્ઠલવરને વરી ચૂકી, પછી ત્યાંથી તેને કોણ દૂર કરી શકે ? આત્મનિશ્ચય આવો હોય છે. પ્રભુનો તો નિશ્ચયજ છે; સર્વને તારવા માટે તો તે પ્રકટજ રહે છે. તેમાં વિઘ્ન પડે તો તેમનેજ વીનવવા કેઃ—

વ્હાર કરો હરિ પ્યાર કરો હરિ,નિજજનનો બેડો પાર કરો હરિ.

## શાર્દૂલવિક્રીડિત છંદ

માતાએ પિતુએ કહ્યું બહુ રીતે, ધાર્યું નહિ તે ચિતે,
લોકોએ સમજાવી તોય ન ડગી, બેઠી ત્યહાં નિશ્ચિતે;
દીધા ઉત્તર સ્પષ્ટ તેથી સમજ્યા, સર્વે ભીંજી છે પ્રીતે,
માટે એ નહિ છોડશે હરિ હવે, કોઇથી કોઈ રીતે.

અને થયું પણ એમજ.

## લલિત

બહુ દુઃખી થયાં માતતાત એ, પણ નથી લહ્યું વાત હાથ એ;
અજબ છે હજી વર્ષ સાતની, ઉપજી ભક્તિ શું વિશ્વનાથની.
અટકી બેઠી શું દેવ બારણે, અવતરી દીસે એજ કારણે;

પ્રભુકૃપા થઈ આપણી ગઈ, દુઃખી થવું ઘટે એ થકી નહિ.
સમજી એ રીતે માતતાત એ, કુંવરીને મૂકી નાથ સાથ એ;
કુંવરી મંદિરે હોંશથી રહી, મનથી વિઠ્ઠલાની થઈ ગઇ.
ભુખતૃપા તણી એ ન વાત છે, થઈ બધા પુરે ભારી ખ્યાત છે.

એમ પ્રસિદ્ધિ તો થઈ પણ ખાવાપીવા તથા રહેવાનું શું? હજી સંપૂર્ણ તૈયાર થવાને તો ઘણી વાર હતી. પ્રેમશાળામાં તેણે પ્રવેશ તો કર્યો હતો; પણ ત્યાં ગુરૂ તો જોઇએ ને? અને પ્રેમપોથી પૂરી થાય ત્યાંસુધી રહેવા માટે સ્થળ તો જોઇએ ને? પણ જે વ્યક્તિ પોતાનું ધાર્યું કરવા માટે શ્રીહરિને શરણે જઇ તેમને કહે છે કે, 'વહાર કરો હરિ પ્યાર કરો હરિ, નિજ જનનો બેડો પાર કરો હરિ ' એટલે તુરતજ—

### મંદાક્રાન્તા

આવ્યા નામા, પ્રિય પ્રભુ સમીપે, ત્યાં દીઠી આ કુમારી;
પૂછ્યું ત્યારે હકીકત સમજ્યા, પ્રેમ સાચો વિચારી.
પોતે પ્રેમે નિજ ભુવનમહિં, આણી સોંપી સ્વસ્રીને;
સત્સંગે એ અધિક દૃઢ થઈ, ઉછરી ત્યાં રહીને.

એ રીતે પ્રભુએજ સત્સંગ મેળવી આપ્યો. ગુરુ ગૃહે ગુરુ સમીપેજ નિવાસ આપ્યો; ત્યાં કથા, કીર્તન, પ્રસાદ આદિની યોગ્ય વ્યવસ્થા હોય એમાં શું કહેવાનું? જ્યાં પ્રભુપ્રાકટ્ય સદૈવ હતું ત્યાં તે દ્વારા પ્રભુપ્રાપ્તિ થાય તેમાં શક શો હોય? અને થયું પણ એમજ.

જો કે પ્રભુપ્રાપ્તિ એ કોઈ એવી વસ્તુ નથી કે જે એક બે દિવસ, મહિના કે વર્ષ બે વર્ષમાં થઇ જાય; એ તો અસંખ્ય જન્મોના મળ કપાયા હોય અને તે પછી પણ સત્સંગ, સત્સહવાસ ભગવત્કૃપા અને સંતસેવાના પ્રસંગો પ્રાપ્ત થાય ને તે પામવાની

ઉત્કટ ભાવના જાગૃત થાય તોજ પ્રભુપ્રાપ્તિ થઇ શકે છે. જનુબાઈને તો સુયોગ પ્રભુની પૂર્ણ ઇચ્છાથી મળી રહ્યો હતો; પછી તેમાં બાકી શુ રહે ? જનુબાઇની પોતાની પણ તે માટે ઉત્કટ અભિલાષા હતી, જેથી તેણે તો નામદેવના ઘરનું દાસીપણુંજ સ્વીકારી લીધું હતું. નામદેવને પણ ઘરમા ઘરપણાની ભાવનાજ ક્યાં હતી ? ઘર તો એને મન હરિમંદિરજ હતું; અને તે પણ અતિ પ્રિય. તે ક્યાંસુધી? તેનો આ એક અજબ પરચો સુપ્રસિદ્ધ છે, તે અહીં ટાંકીએ છીએ.—

પદ–' લક્ષ્મીવર સૌથી સારૂ ' એ રાગ

આવ્યું ચોમાસું જ્યારે, જે મુદિત સહુ નરનારે;
પડી ગઈ'તી ભીત નામાની, ત્યાં છાપરી તે રહે શાની!
આવી ઋતુ તો તોફાની;
હતી રાત ત્યાંજ વરસાદ, પડયા ભલિભાત
ચઢયું દળ ભારે. આવ્યું૦
કીર્તનથી થયેલું મોડું, નામાનું કુટુંબ છે પોઢયું,
પણ પ્રભુએ મન ત્યાં જોડયું;
વરસાદ વરસવા સાથ, થશે દુ:ખી ગાત,
કુટુંબ પરિવારે. આવ્યું૦
પોતે પહોંચ્યા ઝટ જાતે, ચણી ભીંત માટીની હાથે,
છપ્પર છાયું તે માથે;
ધર્યાં હાથ નળિયાં શુચિગાત, સંચે ભલી ભાત,
ભક્તનાં પ્યારે. આવ્યું૦
નામાજી ગયા ત્યાં જાગી, જોઇ છપ્પર નવાઈ લાગી,
આવ્યા બહાર આળસ ત્યાગી;
રહ્યા જોઈ તુરત ગયા મોહી, કરે હરિ સોઇ,
અહાવી વાઘ વાહરે. આવ્યું૦

નામદેવને તો પ્રભુ દિવ્ય સ્વરૂપમાંજ દેખાતા હતા; તેને માટે માત્ર મૂર્તિસ્વરૂપનીજ આરાધના છેક સુધી રહીજ ન હતી; તે તો પ્રકટ સ્વરૂપ પ્રભુ સાથે વાતો કરતા, ફરતા, હરતા ને જગતને દર્શાવી આપતા કે જુઓ, એ દયાળુ પ્રભુ પોતાના ભક્ત સાથે કેટલી છૂટ ને પ્રીતિથી વર્તે છે ? એ વેળા નામદેવે પ્રભુને કેવા જોયા હતા ?

રહ્યું છે પીતાંબર ચળકી, રહ્યાં ભૂષણ તન પર ઝળકી,
જોઈ આવી ઉરમાં ગળકી;
ઓ નાથ ! આ તે શી વાત ! આ શી પંચાત !
શ્રીકંથ તમારે. આવ્યું૦

ખરેખર ! એ વેળા તે અમે ગાયેલું સિદ્ધજ થયું કે—

વ્હાર કરે હરિ, પ્યાર કરે હરિ, નિજજનનો બેડો પાર કરે હરિ.

એવા તે ભક્તવત્સલ પ્રભુ એક પથમાં અનેક કાર્યો કરે છે, એ વખતે નામદેવનું એ છાપરી ઢાંકવાનું કામ કરવા પ્રભુ સ્વયં પધાર્યા હતા; ત્યારે બીજું પણ એક કામ કરવાની ઇચ્છા હતી, તેથી પ્રભુએ નામદેવને કહ્યું:—

'બતા દે સખી કોન ગલી' એ ઢાળ

ઉચર્યા નામાથી કરુણાનિધિ ઘનશ્યામ;
પૂરું કરી દઈ કામ, ઉચર્યા નામાથી કરુણાનિધિ ઘનશ્યામ. ટેક.
જો કેવું વાદળ ચઢ્યું ગાઢું, ધામ હતું તારું તો ઉઘાડું;
પલળત કુટુંબ તમામ. ઉચર્યા૦
બીજંત તો ગોણાઈને બાળો, તો ત્હારે ખાવી પડત ગાળો;
કરત અને એ બદનામ. ઉચર્યા૦
તેથી કામ મેં કીધું જાગી, પણ એથી ભૂખ ગઈ લાગી;
આવું મહીં ઉઘાડ ધામ. ઉચર્યા૦

કેવળ વ્રજમાંજ વિચરીને પ્રભુ શ્રીકૃષ્ણસ્વરૂપે ગોપીઓની પાસે દહીંમાખણ માગતા એમ નથી; પણ હરકોઈ સમયે તેવા પ્રેમી પ્રત્યે તેવાજ પ્રેમી દેખાય છે તેનો આ નમૂનો છે, અને તેથીજ એ પ્રભુના અર્ચાવતાર સંબંધી પણ આવું ગવાય છે કે, 'કૈમો કરમા કો ભાત પાયો જગન્નાથ.'

## સાખી

આ ગડબડથી જાગી સમજી વાત બધી ગોણાઈ
(ગોણાઇ તે નામદેવના માતા)
જનુબાઇ બડભાગી થઇ પદ લાગી પ્રેમે ધાઈ.

એ સમયે નામદેવના સંતપણાના પ્રતાપે જનુબાઇએ જગત્પતિનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કર્યો, તેમનું જીવન સફળ બની ગયું; મીઠી નજરે એ મધુર મૂર્તિનાં પ્રત્યક્ષ દર્શન કરી જીવનમુક્તિ સંપાદન કરી લીધી; પણ પ્રભુ તો નામદેવના ઘર સાથેજ ગડબડમાં રહ્યા હતાઃ—

હરિ આવ્યા નીચે ઘરમાં ત્યાં જાગી રાજાબાઈ;
નામા ધન્ય ધન્ય સુખધામા તારી ખરી કમાઈ.

જેમ નરસિંહ મહેતાના પ્રતાપે માણેકબાઈ ને કુંવરબાઈને તો શું પણ પાનબાઇ, માનબાઈ વગેરેને પણ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર થયો હતો; તેજ પ્રમાણે નામદેવજીના મહાપ્રતાપથી તેમનાં આશ્રિત સર્વને પ્રભુદર્શન થયાં હતાં. પ્રભુ તો જાણે તેમના ઘરના એક સંબંધી હોય તેમ તેઓએ જોયું હતું. ખરેખર! સદ્ગુરુના આશ્રયનો મહિમા અવર્ણનીય છે. તેવાઓની સેવા તથા કૃપાનું ફળ અમોઘ હોય છે એવાઓદ્વારા હૃદયશુદ્ધિ થતાં પ્રભુપ્રાપ્તિ સુગમ થાય છે; માત્ર તેમાં પોતાનો પૂર્ણ પ્રેમ હોવો જોઈએ.

પદ–'બન ગયો બેદ' એ રાગ

ભોજન લેવા બેઠા શ્રી જદુરાઇ. ટેક૦
સરસ તાટ પૂરીને લાવી ઉમંગથી ગોણાઈ.
પ્રભુ પુત્ર નામદેવના ને નામો બેઠા સંગમાં હરખાઈ. શ્રી૦

શ્રીકૃષ્ણાવતારમાં પ્રભુ ગોપાલ બાળકો સાથે ભોજન–ગોષ્ઠીમાં હતા, તે જોઇ બ્રહ્મદેવને ભ્રમ થયો હતો તો પછી આ અર્વાચીન કાળમાં આ ઘટના જોઇ, સાંભળી, વાંચીને આ આધુનિક બ્રહ્મદેવોને ભ્રમ થાય તો તેમાં આશ્ચર્ય શું છે? પણ પ્રભુનો પ્રભાવ અગાધ છે અને તેમનું ભક્તવાત્સલ્ય આવું આશ્ચર્યજનક છે; એમાં ભ્રમ કરવા જેવું કંઇ છેજ નહિ. આ વાત કેવળ સત્ય છે, કપોલકલ્પિત નથી.

ત્યાં આવીને બેઠાં પુંડે રાજા ને ગોણાઇ;
જનુ દાસીને કોણ કહે ત્યાં જમતાં સહુ હરખાઈ. ભો૦
પ્રભુએ પૂર્ણ પ્રેમે નવ ખાધું, ભોજન એ નવ ચાહી;
વધા ગ્હને નથી ઠીક લાગતું, હાથ ધોઇ ઉઠ્યા સુખદાઇ. ભો૦
ગોણાઇએ જનુને તેડાવી, વધ્યું તાટનીમાંહી;
ઉચ્છિષ્ટ સૌનુ તેને આપ્યું, યોગ્યતા તેની તેવીજ જણાઈ. ભો૦
એક શયન પર નામા સાથે, પોઢયા પ્રભુજી ચાહી;
ઘરનાં સૌ સૌને સ્થળ સૂતાં, નિજ કોટડીમાં બેઠી જનુબાઈ. ભો૦

સર્વ કોઇ સુખેથી સૂઈ ગયાં; પ્રભુએજ સર્વને સુખશય્યામાં પોઢાડી દીધા; પણ દુઃખીઆંને નિદ્રા કેવી? પેલી તરફ બિચારી જનુબાઇ કોટડીમાં જઈ અંધારામાં એકલી રડતી મન સાથે કહેતી હતીઃ—

પદ–'લાચાર શિશુ' એ રાગ

ધિક્કાર છે ધિક્કાર છે ધિક્ આ અવતાર છે,

સુખી એ સૌના સંસાર છે, ધિક્ આ અવતાર છે.
સંતના ઘરની ગોલી તો મહાભાગ્યથી થઈ હું;
પણ પ્રભુનો મ્હારા ઉપર ન જરીએ પ્યાર છે.

આમ જનુબાઇ મનમાં શોક કરતી હતી. જેને માટે આજ દિવસ સુધી મનના લાડુ મોળા ન કરીને જનુબાઈ આનં માનતી હતી તે સ્વયં ભગવાન તેના તરફ ન નિહાળે તે જો તે વિચારતી હતી કેઃ—

આવ્યા હસ્યા બોલ્યા સહુથી જમ્યા ત્યાં સુજને,
કોઇ રીતે બોલાવી કે સંભારી ન લગાર છે.
નહિ ખાઉં કે નહિ પીઉં રાખી દેહ શું કરવું?
નથી નાથનેજ સ્વીકાર તોયે લાડ સાર છે.
પ્રત્યક્ષ દેખ્યા છતાં લેખ્યા વિનાની રહી હું,
શીદ રીઝે એકાએક એ જગના સરકાર છે.
એ ચાહે નહિ નહિ તોપણ નહિ ચાહત હું તો છોડું,
જોડું બીજે ક્યાં પ્રીત એ મુજ પ્રાણાધાર છે.

## સાખી

રોચી એમ નિજ ભાગ્ય, વખોડી વહાં નયનથી પાણી;
તેવા ઉઠ્યા છૂટ્યા નામાની પાસેથી ચક્રપાણિ.
આવી જનુબાઇની ઝુંપડીમાં ઉભા કરુણા આણી;
જોતી મ્હોતી આંસુ લ્હોતી સ્તંભી ગઈ તે શાણી.

## દોહરો

રહી ઝગમગી કોટડી સુગંધથી ભરપૂર,
ખીલ્યા રસીલાજી અધિક, ખીલવવા પ્રિય ઉર.

## ચોપાઇ

પછી પ્રેમે પદે જનુબાઇ, આપ્યું આસન અતિ સકુચાઈ;
વધ્યા આપ અતિ હરખાઈ, ત્હારા વિણ શકયો હું ન ખાઈ.
માટે આવો આપણ બેઉ સંગે, જે છે તે જમીએ આ પ્રસંગે;
બાઈ બોલી એ તો ઉચ્છિષ્ટ, પ્રભુ કહે તુજ ભાગ તે મિષ્ટ.
તને કોઈએ ન ત્યાં બોલાવી, તેથી મેં ન ખાધું પ્રેમ લાવી;
જ્યારે જમીશ ખંતે ત્હારી સાથે, ત્યારે તૃપ્તિ થશે ભલી ભાતે.
જનુબાઈ તો સ્વપ્નુજ જાણે, ભાગ્યને તે ભૂધરને વખાણે;
હર્ષ આંસુડાં આંખમાં આણે, જાણે વારી નાખું તન પ્રાણે.

પદ–'ડરમાં નહિ દિલ સાથ!' એ રાગ

જનીબાઇ સાથ, જમે હરિ જનીબાઈની સાથ.
ખાય ખવરાવે નિજ હાથ, જમે હરિ જનીબાઇની સાથ. ટેક૦
સુતાથી જાગી રે પોતાથી માગી રે;
ઉચ્છિષ્ટ નામાના ઘરનાંનું છે તે,દાસીની સંગે આરોગે છે હેતે.
(એજ શબરીનાં બોરાં ખાનાર—)
નાતો મીઠી વદે ન સુણે છે તે, થાકયા નહિ ગ્રાસ લેતે દેતે;
કરુણા કરી દીની અગાધ......જમે હરિ જનીબાઈની સાથ,
ખુશી ન સમાઈ ધન્ય જનુબાઈ.
હાથ ધોયા ધોવરાવ્યા ઉમંગે, પોટયા પછી એજ પ્રેમી ઉછંગે;
આનંદ છાઇ રહ્યો અંગ અંગે, રંગાઇ એ બ્રહ્માનંદને રંગે.
થઈ ગઇ ધન્ય ભલી ભાત...જમે હરિ જનીબાઈની સાથ.

આ પ્રસંગ પર લક્ષ્ય આપીને આપણે પણ એ દયાળુ પ્રભુને કેમ ન પ્રાર્થીએ કે:—

વ્હાર કરો હરિ, પ્યાર કરો હરિ,નિજજનનો બેડો પાર કરો હરિ.

જનુબાઇ તો એ બ્રહ્માનંદમાં ડૂબી ગઇ, ઊંઘી ગઇ, અથવા પોતાના દેહાભિમાનને ભૂલી ગઇ; પણ છેવટે—

ગઝલ-રાગ પરજ

પાછલી રાતે ઉઠયા પાછા પ્રભુ સંભાળથી;
જનીને જાતે જગાડી વદ્યા વિઠ્ઠલ વ્હાલથી;
ઉઠ મોડું થઇ જશે તો બધાં ઘરનાં ખીજશે;
કાઠ દળણું મેં મૂકયું તું ઘંટીને કર ચાલતી.

જેનું ખાવું તેનું કામ કરવુંજ જોઇએ, એ સિદ્ધાંતને જાણે દર્શાવતા હોય તેમ પ્રભુએ નંદરાયનાં ઢોર ચાર્યાં છે, અર્જુનના ઘોડા હાંકયા છે, પાંડવોના ઘરમાં પત્રાળાં ઉપાડયાં છે, એમાં પ્રભુની લવલેશ હલકાઇ નથી, એજ તેમની પ્રભુતાઇ છે. સત્ય મૈત્રી કેવી હોય ? જેના સંગી થઇએ તેના સંગી થઇ રહીએ, આ વસ્તુસ્થિતિ લોકને દર્શાવવાને પ્રભુ, સંપૂર્ણ મનુષ્યચરિત્ર અથવા તે તે અવતારમાં તેને તેને અનુસરતાં વર્તન કરી બતાવીને લોકસંગ્રહ કરે છે-તેમ વર્તવાને લોકપ્રત્યે સૂચના કરે છે. એ વેળા પણ તેજ પોતાના નિયમને અનુસરી પ્રભુએ જનુબાઇને જગાડી, એટલે—

ઉઠી બાઈ વદી તમે શ્રમ કરો તો દઉં છું હું સમ;
બળ નથી કમ હાલ દળી નાખી નાખીશ હાથો ઝાલતી;
આપને છે હોંસ તો કર અડાડી રાખો સુખે;
ગાઉં પ્રેમ ગીત હું તવ સંગ દળતી મ્હાલતી;
સ્તવ્યા હરિને હર્ષ ધરીને નયન ભરીને નીરથી;
રીઝયા ઘંટીઘોષે જેવા ના રીઝે સુરતાલથી.

આ ગડગડથી નામદેવજીની માતા ગોણાઇ જાગી ગયા. તેને વહેમ આવ્યો કે જરૂર જનુ કોઇ બીજાની પાસે દળાવે છે, કારણ-

કે દળતાં જે ખેંચતાણ થતી હતી તે તેના સાંભળવામાં આવી, તેથી તેણે મનમાં ચોક્કસ એમજ માની લીધું કે કોઈ પાસે દળાવીને જનુ તે દળનારને દાણા આપી દેતી હશે. 'જોઇ, રાંડ કાયા ખોટી!' આમ બોલતી ડોસી ગુસ્સામાં જનુબાઈની ઝૂંપડી તરફ ધસી આવીઃ—

બે જણાં કો ભરાયાં મહીં જાણ્યું એ ગુણાઇએ,
તેવી ક્રોધી આવી અંદર સોટી કરમાં ઝાલતી.

કોટડીની અંદર આવી તેણે તો પોતાનો ગુસ્સો જનુબાઇપર ઠાલવતાં કહેવા માંડ્યુંઃ—

પદ–'તાપીને ઓવારે જોની આ શું છે યાર' એ રાગ

તપી ભારે ગોણાઇ વદી ખારે ગાણાઈ,
કોણ છે ભરાયું બીજું કોટડીની માંહી. તપી૦
દળાવે બીજા પાસે, કરીને ખોટાઇ આપે,
માંહીથી ભાગ જણું લુચ્ચાઈ. તપી૦
અંધારામાંહે ઉભય બેઠાં ભરાઈ,
ક્યાંથી ઓળખી શકે રોષિત ગોણાઈ. તપી૦

આ ગડબડમાં પ્રભુએ જનુબાઇનો ધાબળો પોતાના મસ્તકપર ઓઢી લીધો હતો, અને કોટડીમાં પ્રકાશ ન પડે તે માટે પોતાનો નવરત્ન હાર કાઢી નાખીને ત્યાં નીચે ઢાંકી દીધો હતો. ગોણાઇને ચોક્કસ ખાત્રી તો થઈજ હતી કે અંદર ગમે તે બે જણાં તો છેજ. તેથી પુનઃ તે બોલીઃ—

કોણ છે બીજી? તું બોલ ગઈ છે પકડાઈ,
જનુબાઇ બોલી નહિ ગઇ છે ગભરાઇ; [પછી તો–]
સોટી ઉપાડીને તાડી કીધી હુચકાઈ,
વાગી તે વિઠ્ઠલના બરડાની માંહીં.

અહા ! જેમણે પોતાના ભક્ત અર્જુન માટે કુરુક્ષેત્રના રણમાં બાણોનો મારો સહ્યો છે; ભોડાણાના માટે બાણનો માર સહ્યો છે તેજ પ્રભુ આ સમયે ભક્ત જનુબાઇ માટે સોટીના એક બે પ્રહાર સહન કરી લે, એમાં શું નવાઈ છે ?

> બોલ્યા મારમાં છઉં હું તો વિઠુ આઈ,
> ચોર્યું નથી નહિ ચોરૂં ત્હારૂં હું કાંઇ. તપી૦

કૃષ્ણાવતારમાં યશોદામાતાના ઘરમાં તો ઘણીયે ચોરી કરી હતી, પણ તે વેળા તો યશોદાના હાથમાં ઉગામેલીજ લાકડી જોઇ હતી, ત્યારે આજે તો લાકડીના પ્રહાર ખાવાજ પડયા.

> સુણતાં ગોણાઈ શરમાઈ સકુચાઈ,
> ડરી નામદેવથી સ્વસ્થાનમાં ભરાઈ.

બિચારી જનુબાઇ તો કંઇ પણ બોલી શકી નહિ; તે તો દળ્યેજ ગઇ. પ્રભુ ફરી પાછા તેની ગોદમાં મસ્તક મૂકીને શયન કરી ગયા, પણ તેમ કયાંસુધી ચાલવાનું હતું ? માત્ર એકે જાણ્યું ત્યાં એ સ્થિતિ ઊભી થઇ હતી ત્યાં અનેક જાણે એટલે તો કહેવુંજ શું ?

સાખી-ભૈરવ

> પોઢી ગયા પ્રભુજી પડખામાં માર માતનો ખાઈ,
> તે પણ જઈને પડીજ રહી ઉરમાં પૂરી પસ્તાઈ.
> દળી રહી જનુબાઈ પ્રાતમાં તવ ઉર ફરી ડર ખાઇ,
> જગાડવા માંડી જીવનને ગુણવંતી ગુણ ગાઈ.

રાગ-ભૈરવ

> ઉઠ જાગો જાગો પાંડુરંગ, સુતા શું દળનારી સંગ;
> પૂજારીઓ આવશે મંદિરે, જોશે નહિ તો થાશે દંગ. ઉઠ૦
> કાકડા આરતી કોની કરશે, થશે બિચારા આશાભંગ;

જનો હજારો નહિ જુએ તો, જણાઇ જશે બધા આ ઢંગ. ઝટ૦
સૂણી વિનતી ઊઠ્યા જગપતિ, આળસથી મોડતા અંગ.

## શાર્દૂલવિક્રીડિત છંદ

રાખી ધાબળી ધારીને પદકને, એકાવળી ત્યાં ધરી;
પૂજારી કરી આરતી નીરખતા, આ શી નવાઇ કરી.
ક્યાં એકાવલિ ને વળી પદક ને ક્યાં આ ભુંડી ધાબળી,
શાથી આમ થયું ખરૂં ન મનથી, કોઇ શક્યા ત્યાં કળી.

## સાખી

વધુ શોધતાં જનુબાઈની ધાબળી ત્યાં પરખાઈ,
એકાવળી પદક લઇને તે પણ ત્યાં આવી ધાઇ;
છાની વાત જગખ્યાત કરી જગનાથે માર ખાઇ,
પડ્યા પદે સહુ માતા માની ઠરી હરિની સ્થાયી.

## ઠુમરી

ધન્ય ધન્ય જનુબાઈ, સહુ કહે ધન્ય ધન્ય જનુબાઈ;
મટીને દાસી હરિની ખાસી, ગામો ગામ ગણાઈ. સહુ૦
નામા જેવા વશ થયા રામા, 'વામા સંત સવાઇ;'
પદ વદતાં હરિ લખવા બેઠા, લેખણ કાગળ સાહી. સહુ૦
ભક્તો જોઈ સહુ કોઈ ખોઇ મદ, પડ્યા ચરણની માંહી;
અનંત એ ભાગ્યવતીના ગુણ, ગાય ઉરે હરખાઇ. સહુ૦

અને તે ઉપરથી સાર એજ નીકળ્યો કેઃ—

વ્હાર કરો હરિ પ્યાર કરો હરિ, નિજજનનો બેડો પાર કરો હરિ.
નાત જાત ગુણ જ્ઞાનની ન તમા, સૌના સમ સુખકાર ઠરો હરિ.
અનુ એ તેથી કહે હેતેથી, એજ રીતે સ્વીકાર કરો હરિ. વ્હાર૦



# श्री अंगदसिंह-आख्यान

[ विषय-सत्संग ]

## પૂર્વરંગ

પદ-રાગ સોરઠ

સત્સંગ શું ન કરે, અહારમતિ દૃતિ સાત્વિક રહેતો;
હોંશ રહારી હરિ રહાય ત્હારિ, એ અતુ કૃતકૃત્ય ઠરે. સત્સંગ૦

'सत्' નો 'संग' તે સત્સંગ. તે બીજાનેજ. કોને ? જેને 'सत्'નો 'संग' નથી તેને ! એટલે જેને 'सत्'નો સંગ નથી એટલુંજ નથી, પણ 'असत्' નો સંગ છે તેને. આ ઉપરથી 'सत्' 'असत्' અને જેને 'सत्' નો સંગ નથી તે-એમ ત્રણ તત્ત્વો મળી આવે છે-ईश्वर, जीव ને माया. તેમાં ઈશ્વર તે 'सत्' છે, માયા તે 'असत्' છે અને 'जीव' જે સતનો સંગી નથી તથા અસતનો સંગી છે તે. આમાં જે ઈશ્વર છે તે ત્રણે કાળમાં એકજ સ્વરૂપે રહે છે તેથી 'सत्' કહેવાય છે, જ્યારે 'जीव' જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા આદિ સ્થિતિઓમાં જતો દેહ વિષે સુખી, દુઃખી થયા કરે છે,તેથી સદા એકજ રૂપમાં નથી રહેતો,અને માયા-પ્રકૃતિ તો ખુલ્લી રીતેજ છ રૂપોમા વિકાર પામે છે. જો કે છે નક્કી, પણ તેમાથી જે ઊપજે તે જોડાણથી

વધે, ટકે ને પાછું વિખેરાય છે. મિશ્રણ છૂટું પડી જાય એટલે પાછાં મૂળ તત્ત્વમાં મળી જાય છે. જેમ બીજ, થડ, ઝાડ, ફળ એમ ઉત્પન્ન થઇને પાછું કરમાય, ઠૂંઠું થાય, આ બધું તેની અંદર જીવ હોય છે તેથી થયા કરે છે. એટલે જીવના શરીરની અસતતા ઠરે છે અને તે પણ સ્વરૂપે અસતજ. એજ પ્રમાણે મૃતિકાને દાખલા તરીકે લ્યો. તેનો પ્રથમ પિંડો, પછી ઘડો, પછી ઠીકરાં, ને પછી ચૂર્ણ થઇને પાછી મૃત્તિકા-એમ સ્વરૂપો બદલાયાજ કરે છે, તેથી નામ અને ઉપયોગ પણ બદલાયા કરે છે. એક નામ ગયું કે બીજું થયું; કારણકે રૂપ બીજું થાય છે. જો કે કોઇ એક કાળે નામ-રૂપ એકજ હોય છે, પણ તે નામરૂપ બદલાયા તો કરેજ છે-ફરતાં રહે છે; હમેશાં એકજ નહિ રહે, તેથીજ તે 'અસત્' કહેવાય છે અને તે 'અસત્' નો જીવને સંગ છે. તલમાં તેલની પેઠે અને કાષ્ઠમાં અગ્નિની પેઠે તે સંગ અનાદિથી છે. જેમ તેલ તલવિના મળી શકે નહિ, તેમ આત્મા અસતથી છૂટો પડી સ્પષ્ટ તો અનુભવી શકાય તેમ નથી, પણ તેમાં છે ખરો. જેમ તલમાંથી તેલને છૂટું પાડી શકાય છે તેમ અસત-પ્રકૃતિથી આત્માને છૂટો પાડી શકાય છે; પણ તે કેવી રીતે કે, આત્મા એ નિત્ય વસ્તુ છે, માટે તેને જો નિત્ય વસ્તુનો સંગ કરાવી શકાય તો તે નિત્યમુક્ત થઇ શકે છે; પણ પ્રકૃતિ તો અનિત્ય સ્વરૂપોને બદલતીજ રહે છે, અને તેનો આત્માને સંગ હોય ત્યાંસુધી તે મુક્ત થઇ શકે નહિ, પણ દુઃખીજ રહે છે; પ્રિય વસ્તુઓ સાથેનો તેને વિયોગ સાલે છે ને ભય રહ્યાજ કરે છે. વળી આત્માને તો નિત્ય નવું નવું જોઇએ છે, ત્યારે પ્રકૃતિની મૂડી તો પરિમિતજ છે, જેથી તે તો પ્રતિદિન ક્ષીણ થતી જાય છે, એટલે શરીર ભલે વૃદ્ધ થાય, પણ તેમાં રહેનારો જીવાત્મા કદીએ વૃદ્ધ થતો નથી-'तृष्णा न जीर्णा व-

यमेव जीर्णाः। તૃષ્ણા ઘરડી ન થઇ પણ અમે ઘરડા થઇ ગયા' એવો દુઃખદ સંબંધ રહ્યા કરે છે. વળી ત્રીજી વાત એ છે કે, (પ્રકૃતિના સંગથી) તેને હમેશાં પોષક પદાર્થોની જરૂર રહે છે, તે જો ન મળે તો શોષાય છે; કારણકે (પ્રકૃતિના પ્રસંગથી) નિત્ય તેને ક્ષુધા-તૃષા લાગે છે, તેને શાંત કરવા માટેની ફૂટ ફરજ તેના પર રહ્યા કરે છે. વળી ઋતુના ફેરફારની અસરો, વિષ વગેરે વસ્તુના સ્પર્શથી થનારા અનેક પ્રતિકૂળ અનુભવો તેને પ્રતિપળે અનુભવવા પડે છે-આ બધાનું કારણ તે એજ છે કે, બહુધા દુઃખદાયી પ્રકૃતિનો સંગ તેણે કરેલો છે, સુખનો તો ભાસમાત્રજ તેને જણાય છે અને તે પણ પુણ્ય કે સત્કર્મ જેટલું કર્યું હોય તેના પ્રમાણમાંજ મર્યાદિત હોય છે અને તેની મનોવાંછાઓ જેમ જેમ પૂરો તેમ તેમ તેને વધુ વધુ જોઇએ, એ તેનો મોટો દુર્ગુણ (પ્રકૃતિજન્ય) છે, તેથી તેના લોભનો થોભ હોતો નથી, પાપોનો પુંજ વધતો જાય છે અને તજ્જન્ય દુઃખપરંપરા મહાકષ્ટદાયી તથા મહાદારુણ થઈ પડે છે:—

આવી આપણી સ્થિતિનું મૂળ કારણ પ્રકૃતિનો સંગ છે, જેના પ્રતાપે અથવા પ્રભાવે સદાને માટે દુઃખમુક્ત થવાના ઉપાયો પણ સૂઝતા નથી. આ વિષે અમે આવું ગાયું છે:—

મજબૂત માયાસંગ હરિ વળગાડયો આપે વિધવિધ વેષે,
મનવાસના વૃત્તિઓ ઇન્દ્રિય, પંચભૂતનું અંગ;
સગાં સ્નેહી શત્રુ સંસારી, જન જીવતણા પ્રસંગ. હરિ૦
અન્ન ધન માન જમીન સ્ત્રી સત્તા વિવિધ સ્પર્શરસ રંગ,
અનુ નિમિત્ત પણ ન ચાહું ચિત્ત એ, જાણે તું શ્રીરંગ. હરિ૦

આજે આપણી આસપાસ જે કંઇ એકઠું થયું છે તે આપણી કૃતિઓનું પરિણામ છે, દેહ પોતેજ પ્રારબ્ધ કર્મનું

ફળ છે, જેમાં પ્રારબ્ધ તેવો દેહ બનીને આપણને પ્રાપ્ત થાય છે; જેમાં બીજાં કેટલાંય પ્રારબ્ધ કર્મોનાં ફળ ભોગવવાનું શ્રીહરિએ ઠરાવેલ છે. આમ આપણી કૃતિઓનાં કડવાં ફળ આપણે અનુભવવાં પડે છે છતાં હજીયે તેના તરફની ચાહના વધ્યે જાય છે–હજી પણ તેને આપણે વળગી રહ્યા છીએ, એટલે પરમાત્મા પણ શું કરે? છતાં એટલું સમજવામાં તો આવ્યું છે કે આપણો આ વ્યાપાર ઠીક તો નથીજ; કારણકે પ્રથમ તો દેહનેજ જીવ સમજતા હતા, તેથી તે સમજણમાં પરલોકનો તો વિચારજ આવતો ન હતો; અને તેથીજ આ લોકમાં ભક્ષ્ય, અભક્ષ્ય, ગ્રાહ્ય, અગ્રાહ્ય–એ બધું ભોગવી લીધું અને તેજ ખરૂં છે એમ માની 'ऋणं कृत्वा घृत पिबेत्–કરજ કરીને પણ ઘી પીવું' એવાં નાસ્તિક સૂત્રોને અનુસરી 'ખાસા જીવને ખલલમાં ન નાખવો' 'પિંડ પાળ્યો એટલે જગ પાળ્યું' એ ન્યાયને પ્રધાન માન્યો; પણ છેવટે સમજાયું કે મૃત્યુ પછી આ બધું સહેવું પડશે. તેના પ્રતિકાર તરીકે દાન, પુણ્ય, જપ, તપ કરવાનો કંઇક આરંભ કર્યો; પણ તે બધું પાછું પ્રાકૃત મેળવવા માટેજ કરવા માંડયું, પ્રકૃતિથી છૂટવા માટે નહિ; એથી તો પ્રકૃતિનો સંબંધ ઊલટો વધ્યો, સ્વર્ગાદિના વૈભવો ભોગવવાની લાલચ થઇ, તે માટે યજ્ઞ–યાગાદિ પ્રયોગો આરંભી દીધા; પણ શાસ્ત્રો તરફ સૂક્ષ્મ દૃષ્ટિપાત કરતાં છેવટે સમજાયું કે આ બધું નાશવંત હોઇ ઊલટું વધારે દુઃખદાયી છે. આમાં તો નફા કરતાં ખોટ વધારે છે. આમ ને આમ પ્રાકૃત સંબંધ રહેશે ત્યાંસુધી જન્મમરણથી કદીયે નહિ છુટાય, ફરી ફરી એજ ગૂંચમાં ગૂંચાવાનું રહેશે, છૂટવાનો કદી આરોજ નહિ આવે. આ વસ્તુ સમજાઈ ત્યારેજ અસતનો સંગ ત્યજવા હૃદયમાં દૃઢ નિશ્ચય થયો, એટલે મુમુક્ષુ સ્થિતિમાં આવી પહોંચ્યા. આ સ્થિતિમાં આવ્યા પછી

અસતથી છૂટવાની તથા સતનો સંગ કરવાની દૃઢ ભાવના થાય છે અને નિશ્ચય થાય છે કે વસ્તુતઃ જીવને જન્મમરણ છેજ નહિ, અને અસતનો સંગ કરવાથીજ તેને તે અનુભવવાં પડે છે; એટલું જ નહિ પણ જીવનકાળમાંયે મરણદશાનો અનુભવ કરવો પડે છે-'જીવતાં મુઆની સ્થિતિ ભોગવવી પડે છે.' આ સંબંધે અમે ગાયું છેઃ—

ગરબી-'વારો યશોદા' એ રાગ

જીવતા મુવા તે ક્યાંસુધી રહેશું હજી જીવતા મુવા તે ક્યાંસુધી?
ક્યારે વાપરશું બુદ્ધિ હજી જીવતા મુવા તે ક્યાંસુધી?
જીવન ચેતન મોત તે જડ છે, જાતે જાણી હજી જુદી. રહેશું૦
જીવન તે મુખ મૃત્યુ તે દુઃખ શું છે વધુ રાખો નૂંધી. રહેશું૦
જીવન શુચિ મૃત્યુ અશુચિ છે, વધે શું શુદ્ધિ કે અશુદ્ધિ. રહેશું૦
જીવતો કરે મુવો ન કરે કંઇ, કૃતિઓ બને વધુ ઉંધી. રહેશું૦
જીવતાં રળે મુવે બધું ખોતા, ખોયું પુણ્યે નાચી કુદી. રહેશું૦
જીવનમુક્ત અનુ થાય સુભાગી, અમે તો દીધું જ્ઞાન રૂંધી. રહેશું૦

આ પ્રમાણે વિચારો થયા, સ્વરૂપ સમજાયું; પણ જેમ વસ્ત્રો ઉતારીને ફેંકી દઇએ અથવા વેશ્યાનો સંગ ત્યજી દઇએ તેમ આ પ્રકૃતિનો સંગ જલદી ધાર્યા પ્રમાણે ક્યાં છૂટે એવો છે? તે વિષે અમે ગાયું છે કેઃ—

पद-'बन गयो वैद' એ રાગ

कैसे है बंध बांधेहो बांधनहारे,
कैसे है संधि सांधे हो सांधनहारे. टेक
ग्रंथिका मुखहि नहि मिलता, ढुंढतहि जनहारे;
मिले उन्हों तें शिथिल न होवें कैसे प्रबल है ये ग्रंथि
तुम्हारे हो, बांधन०

यत्न कीये तो कठिन होत वो, थाके सुरमुनि सारे;
तोडे तें तूटे क्या तूटे, तोडनके साधनहि विचारे हो. बांधन०
लख चोराशी तन बदली बदलो स्थळ चौद उधारे;
बंधनतें बाहीर नहि होते, रोते रहे बहु संगी हमारे हो. बांधन०
छोडे तोडे एक आपही, ऐसा आप उचारे;
अनंत आके शरण हरिके, छोडनकों वाकोंहि पुकारे हो. बांधन०

આપણે એક દૃષ્ટાંત જોઈએઃ—એક આંગળી પર વીંછી કરડયો હોય ત્યારે તે આંગળીને કાપી નાખીએ તો ઊલટું વધારે દુઃખ થાય, તેવું આ પ્રકૃતિના બંધસંબંધમાં છે. દેહને પાડી નાખીએ તો પ્રકૃતિનું બંધન છૂટી જાય એમ છે નહિ; ઊલટું તેથી તેનું બંધન દૃઢ બને છે; એટલે આખી જાતને ઝેરની અસર થઈ છે ત્યાં થાય શું ? માત્ર આત્માની રશ્મિઓ પર અથવા તેના સ્વયં-સિદ્ધ જ્ઞાન પર અજ્ઞાનનો મેલ જે જામ્યો છે તેનેજ ધોઈ નાખવામાં આવે તો પ્રકૃતિના બંધનનો છેદ થઈ શકે; પણ તે મેલને ધોવો શાથી ? એ મેલ તેજ પ્રકૃતિ છે, એટલે પ્રકૃતિને પ્રકૃતિથી કેમ ધોઈ શકાય ? કાદવને ધોવા માટે કાદવ ન જોઈએ; એમ કરવાથી તો ઊલટું બંધન વધી પડે ને છૂટવું મુશ્કેલ થઈ જાય. તે માટે શ્રીહરિએજ અનાદિથી આ પ્રકૃતિમાં બંધાયલા આત્માઓના છૂટકારા માટે એ પ્રકૃતિમાંજ અવકાશ રાખ્યો છે; સર્વમાં છૂટકબારી મૂકી દીધી છે, પ્રકૃતિ ત્રિગુણાત્મક છે; સત્ત્વ, રજસ ને તમસ એ ત્રણ તેના ગુણો છે; તે માંહેના સત્ત્વગુણની જો વૃદ્ધિ થાય તો તે દ્વારા રજોગુણ તથા તમોગુણ દૂર થાય છે, અને પછી તે સત્ત્વગુણજ સ્વપરના સ્વરૂપદર્શનનો અનુભવ કરવામાં સહાય-કારી બને છે એટલે ' सत्त्वात् संजायते ज्ञानम् —સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે.' આમ પ્રકૃતિનાજ એક ભાગથી પ્રકૃતિના બીજા

ભાગોને દૂર કરી શકાય છે; આવા ઉદ્દેશથીજ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને આજ્ઞા કરી છે-' नित्यसत्त्वस्थः-સર્વદા તું સત્ત્વગુણમાં સ્થિતિ કર.' તેથી ધીમે ધીમે રજોગુણ તથા તમોગુણ ઓછા થતા થતા મૂળથી ચાલ્યા જશે ને છેવટે એકલો સત્ત્વગુણજ પ્રકાશી નીકળશે. પછી સંભાળવાનુંજ એ રહે છે કે, રજોગુણ તથા તમોગુણ પાછા પેસી ન જાય. એમ કર્યે જતાં કેવળ સત્ત્વગુણજ સ્થિર થતાં જે જ્ઞાન પ્રકટે છે, તેનેજ અહીં ' सत् ' શબ્દથી લઇને આપણે કહી શકીએ છીએ કે, ' સત્સંગ શું ન કરે ? ' ખરૂં જોઇએ તો 'सत्' એ તો કરણ છે, તેનાવડે જણાતો કર્તા આપણને સહાય કરે છે, પણ તે કયારે ? જયારે તે પ્રકટે છે ત્યારે. આપણે તેને જાણીને સહાય માગવી જોઇએ. માગ્યા વિના તે ખાસ કૃપા કરતો નથી; એ નિયમ તો પળવે છે. તેમાં જેઓ સારા નિયમ પાળે છે તેઓને તે પાત્ર બનાવે છે અને પછી સહાય આપે છે.

હવે તે નિયમો કયા ? તેનું પાલન શી રીતે ? જેથી સત્ત્વગુણ વધે એ સમજવું જોઇએ; નહિ તો રજોગુણ તથા તમોગુણ વધે અથવા લેશમાત્ર ઓછા ન થાય તો સત્ત્વગુણનું કંઇ પણ ન ચાલે, અર્થાત સત્ત્વગુણદ્વારા રજોગુણ તથા તમોગુણ જો ન જાય અથવા ઓછા ન થાય તો સર્વેશ્વરનું જ્ઞાન થવું તો બાજુ પર રહે, પણ તેમાંથી છોડવા માટે તેમને પ્રાર્થના કરવાની ઇચ્છા પણ ન જાગે. ઊલટું આવું આવું કહેવાનું મન થાય કે, હે પ્રભુ ! ' धनं धान्यं पशुपुत्रलाभं -ધન, ધાન્ય તથા અનેક પશુપુત્રોનો મને લાભ થાઓ '-અર્થાત્ પ્રકૃતિના બંધનમાં ઉમેરો કરો-એમજ ઊલટી માગણી કરવાની ઇચ્છા થાય, માટે આરંભથીજ સાવચેત રહી શરૂઆત કરવાની હોય છે. પ્રથમથીજ એજ નિશ્ચય થવો જોઇએ કે, સત્ત્વગુણની વૃદ્ધિ કરવાની છે ને રજોગુણ તથા તમોગુણ દૂર કરવાના છે; અને તે માટે પ્રણ

એજ ચાહના કર્યા કરવાની જરૂર હોય છે કે, 'આહાર મતિ કૃતિ સાત્ત્વિક રહે તો સત્સંગ શું ન કરે ?'

આપણે ઘણી વાર જાણ્યું છે ને જોયુ પણ છે કે સત્સંગ કરવો જોઈએ, ને તેજ આવશ્યક હોઇ સતત ચાલુ રાખવો જોઈએ, તેનોજ લાભ જેટલો લેવાય તેટલો લીધા કરવો જોઇએ અને તે માટે પ્રયત્ન શરૂ કરી અભ્યાસ પણ ચાલુ કરીએ છીએ, છતાં છેવટ પરિણામ તો 'गजस्नानमिवाफलम्-હાથીના સ્નાનની પેઠે નિષ્ફળ સ્વરૂપેજ દેખાય છે. તેનું કારણ શું છે ? તે જુઓઃ—

કુટેવવાળું મન છે ભમરાળું રે,
વાસનાઓ પોતામાંહે વસાવે, એમાંથી તર્કો અનેક ઉઠાવે;
વિષયો દેખાય કે તેમાં ફસાવે, કર્મ કરાવે ને કાળ ગુમાવે.

એમ મનના સપાટામાં આવ્યા કે વાસનાઓનો પ્રવાહ વધતો ચાલે છે, જેની કોઇ અવધિ રહેતી નથી; ઊલટો પ્રતિદિન વધતોજ જાય છે ને તેમાંથી પાપ ઉત્પન્ન થાય છે. આવા અભિપ્રાયથીજ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ઉપદેશે છેઃ—

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

'રજોગુણથી ઉત્પન્ન થનાર આ કામ અને ક્રોધ મહાપાપી છે. તેનો ખોરાક ઘણો મોટો છે અને તેજ આ જગતમાં વૈરી છે, એમ તારે જાણવું.' આમ કહીને તેઓ છેવટે દર્શાવે છે–'जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् –હે મહાબાહુ ! કામરૂપી દુર્જય શત્રુનો તું નાશ કરી નાખ.' આ કામ એ પ્રાકૃત સુખોની અભિ-લાષા-રૂપ છે; તેને હાંકી કાઢવો તે ઘણુંજ કઠિન કામ છે; કેમકે રજોગુણ રહે ત્યાંસુધી તે રહેવાનોજ. તેને જેમ અટકાવશો તેમ

તે વધવાનો અને તેને પૂર્ણ કરવામાં જેવું વિઘ્ન નડશે કે તમસરૂપ ક્રોધ તેમાંથી ભભૂકી ઊઠશે; અને પછી તો કહેવાનુજ શું? ક્રોધ થયો એટલે તો બધુંય વિપરીત બની જવાનું; એક ક્ષણ ભરની ભૂલનુ પરિણામ આખી જિંદગી સુધી સાલ્યા કરવાનુ અને પશ્ચાત્તાપમાંજ જીવન વ્યતીત કરવાનું થાય છે. અનેક લોક જ્ઞાતિભ્રષ્ટ, રાજ્યભ્રષ્ટ, ચારિત્ર્યભ્રષ્ટ ને આશ્રમભ્રષ્ટ થયા, થાય છે ને થશે તેનું મૂળ કારણ આ કામ-ક્રોધરૂપ મહાશત્રુઓજ છે. આ શત્રુઓને તો લગારે થવા ન દેવા, એ સમજુ મનુષ્યનું પ્રથમ કર્તવ્ય છે. એનો સમૂળગો નાશ કરવા માટે મનને સાવધ કરવું અને તેનો નાશ થયો એટલે મનની વાસનાઓ મરી જાય છે, જેથી મન ધોવાઈ જઇ સાફ થાય છે. જે માનસિક શુદ્ધિ અથવા મન ધોયું કહેવાય છે; પણ આ રીતે મન ધોવાય શી રીતે? એ સંબંધે આપણે પ્રથમ વિચાર કરીએ. જેમ કર્મથી કર્મ બને છે તેમ મલિન મનમાંથી જ શુદ્ધ મન થાય છે. મન એ ત્રણ ગુણોથી બનેલુ છે, તેમાં જે ગુણની વૃદ્ધિ થાય છે તેના રજકણો મનમાં વધારે થતાં તે તેવું બની જાય છે; અને પછી જેવા રજકણો વધ્યા હોય તેવા સંકલ્પો તે કરે છે, ને તેવાંજ કાર્યો કરવા તત્પર બને છે. માટેજ કહેવામાં આવ્યુ છે કે 'આહાર મતિ કૃતિ સાત્વિક રહે તો' તે દ્વારા સત્ત્વગુણની વૃદ્ધિ થતાં રજોગુણ તથા તમોગુણ ઓછા થઇ જશે ને મનમાં સત્ત્વગુણના રજકણો વધવાથી તેને સન્માર્ગે જવાના સંકલ્પો થતાં તે સત્સંગમાં જોડાઇ જશે અને પછી 'સત્સંગ શું ન કરે?'

શ્રુતિ કહે છે કે, 'अन्नमयं हि सौम्य मनः, आपोमयः प्राणः। હે સૌમ્ય! મન તે અન્નમય છે; એટલે જેવા આહાર-વિહાર કરો તેવું મન બને છે અને પ્રાણ તે જળમય છે.' 'अन्नमशितं त्रेधा विधीयते- આપણે જે અન્ન ખાઇએ છીએ તેના ત્રણ પ્રકારો

બને છે '–સાત્ત્વિક, રાજસ ને તામસ. એટલે જે ગુણવાળું અન્ન વિશેષ ખાઇએ તે ગુણ વિશેષ પ્રમાણમાં વધે છે; ને તેનું સૂક્ષ્મ પરિણામ મનરૂપે થાય છે. આ વસ્તુ લક્ષ્યમાં રાખીને જેમ બને તેમ તુરતજ રાજસ–તામસ આહારો બંધ કરી દેવા જોઇએ. ગીતાજીમાં આ સંબંધે ખાસ કહેવામાં આવેલ છે ને તે વાત બરાબર સમજાય તેવી પણ છે. આપણે અનુભવીએ છીએ કે ભાંગ કે દારૂ પીવાથી મન ભ્રમિત બને છે, ત્યારે દૂધ પીવાથી દૃઢ અને સ્થિર થાય છે; એટલે મનનો સ્વભાવ પલટવા માટે આહાર પર મોટો આધાર રહે છે. ઉત્તેજક વસ્તુનું અવલંબન મનને ન થવા દેવું એ ખાસ સંભાળવાનું રહે છે. આ સંબંધે અભ્યાસ કરી મન શુદ્ધ બની જાય તોપણ તેને કુસંગ ન થઇ જાય તે પણ વિશેષ સંભાળવાનું રહે છે; કેમકે સંગની કોઇ પણ વસ્તુને અસર થયા વિના રહેતી નથી—

લગાર ઝેર દૂધ બાર શેરમાં સમાય તો;
વિકાર તેજ વાર થઈ પીનાર પ્રાણ જાય તો.

દૂધ જેવી ઉત્તમ વસ્તુ પણ તાંબામાં નાખો એટલે તે વિષરૂપ બની જાય છે; આમ સંગજન્ય ગુણ–દોષ મન પર અસર કરે છે, એ લક્ષ્યમાં રાખી તેવા દૂષિત પદાર્થોનો કે શરીરનો સંબંધ થવા ન દેવો.

गृह भेषज जल पवन पट्ट पावैं कुयोग सुयोग।

'ઘર, ઓષધ, પાણી, પવન ને વસ્ત્ર જેવા સારાનરતાના સંબધમાં આવે છે તેવાં સારાંનરતાં થાય છે' એ પ્રમાણેજ મનની બાબતમાં છે. નિર્મળ સત્ત્વગુણની સંગતિથી મન નિર્મળ બને છે અને નિર્મળ સાત્ત્વિક આહાર–વિહારથી શુદ્ધ સત્ત્વગુણ વધે છે. ખાનપાન વગેરેમાં આપણે જે વસ્તુનો ઉપ-

યોગ કરીએ તે પ્રથમ તો ન્યાયોપાર્જિત હોવી જોઈએ, ને પછી તે વસ્તુ કોઇ અન્યના પ્રસંગથી દૂષિત બનવી ન જોઈએ. તાત્પર્ય એજ કે તે વસ્તુ સાત્વિક હોઇને સાત્વિકજ રહ્યા કરવી જોઇએ. મૂળે સત્ય-નીતિથી મેળવેલા દ્રવ્યવડે સાત્વિકજ પદાર્થો ખરીદાય ને સાત્વિક સ્થિતિમાંજ તૈયાર કરાય તો તે મનને શુદ્ધ કરી શકે, એટલે કોઇ પણ ખાદ્ય-પેય પદાર્થને સાત્વિક સ્થિતિમાં સંપાદન કરી તેજ સ્થિતિમાં તેને રાખ્યે જઇ ઉપયોગમાં લેવો એ કેવળ પોતાનામાંજ સત્ત્વગુણ કેળવાયો હોય તોજ બની શકે તેમ છે; તોજ તેનામાં રજસ-તમસની અસર દૂર રાખી શકાય. આ માટે પ્રથમ તો પોતામાંજ સત્ત્વગુણ વધે તે માટે ઉપાય યોજવા જોઇએ, એટલે શ્રીહરિનોજ પ્રસંગ, તેમના પરજ દૃષ્ટિ, તેમનામાં જ ભાવ વધારીને પોતામાંથી રજસ-તમસની ઝેરી અસર કાઢી નાખવી અને પછી વિશેષ કરી તેમાં પાવનત્વ તથા મંગલત્વ લાવવાને એજ સત્સંગ ચાલુ રાખવો; કારણકે પ્રકૃતિનો સંગ આત્માને મલિન કરી તેમાં રજસ-તમસ વધારે છે તેમ શ્રીહરિસંગ રજસ-તમસનો નાશ કરી આત્મામાં સત્ત્વગુણને વધારે છે. જેમ પાણીને મીઠાંનો સંગ થતાં ખારૂં બને ને સાકરનો સંગ થતાં મધુર બને; કોઇ દુર્ગંધી દ્રવ્યનો યોગ થતાં તેમાં બંદબો ફેલાય ને સુગંધી દ્રવ્યનો યોગ થતાં ખુશબો પ્રસરે, એજ સ્થિતિ આત્મામાં સારાનરતાના સંગથી થાય છે. માટેજ ગીતામાં કહે છેઃ—

यज्ञशिष्टाशिनः संतो मुच्यन्ते सर्वकिल्बिषैः ।

'यज्ञो वै विष्णुः । યજ્ઞ એ વિષ્ણુજ છે.' એ વેદવચનાનુસાર ભગવાનને અર્પણ કરતાં અવશેષ રહેલું-પ્રસાદરૂપે ભોજન કર-

નાર મનુષ્યો સર્વ પાપોથી મુક્ત થાય છે. આ વાકયમાં ખરે-ખરૂં રહસ્ય છે; કંઇ અન્નાદિ દૂષિત હોય તો પણ ભગવત્‌મુખ જઈ તેમના પાવન દૃષ્ટિપાતથીજ પવિત્ર બની શુદ્ધ સત્ત્વગુણ-મય મહાપ્રસાદરૂપે બની જાય છે, એટલે તેમાંની ઝેરી અસર દૂર થતાં તે વિશુદ્ધ આહાર મનુષ્યને ભકિતમાન બનાવે-પ્રભુ-રસિક કરે. પછી તેમાં વિશેષ વૃદ્ધિ કરવા તેમનાજ વિચાર, ગુણ-ગાન, શાસ્ત્રશ્રવણ, અધ્યયન, પઠનમાં લાગી રહેવાથી વિશેષ સાત્વિક રંગો વધે ને રજસ-તમસના કુઢંગો દૂર થાય. આટલું થયા પછી પણ અટકવાનું તો નહિજ; કૃતિઓ પણ તેજ પ્રકારની સાત્વિકજ બની રહે, તેનો ખ્યાલ રાખવો જોઇએ. જેમ ખીરમાં ખાંડજ જોઇએ ને છાશમાં મીઠુંજ જોઇએ; તેમ સારી પદવીએ પહોંચાય ત્યારે કર્મો પણ સારાંજ કરવાં જોઇએ. સારાં અન્ન-મનનો લાભ સારી કૃતિ કરવામાં લઈ જઈએ તોજ તેનું સાર્થકય થયું ગણાય. જેનું છે તેના માટેજ અથવા તેના ઉદ્દેશે-જ કરવામાં આવે તોજ તે સત્કૃતિ ગણાય. એટલે શ્રીહરિ-નુંજ પૂજન-અર્ચન, તેમનુંજ સેવન અને તેમનેજ તન, મન, ધન અર્પણ કરી; એક તેજ પ્રભુને સ્વીકારી, તેમનાજ દરી, કેવળ તેમનુંજ શરણ જો લઇએ તો પછી જુઓ મજા! 'સત્સંગ શું ન કરે?' એ રીતે 'આહાર મતિ કૃતિ સાત્વિક રહે તો'-ખાવાપીવામાં, ધ્યાવામાં ને સર્વ પ્રકારનાં વર્તન-કૃત્યમાં જો કેવળ સત-શ્રીહરિનોજ સંગ-પ્રસંગ રહ્યા કરે તો નિષ્ફળતાને અવસરજ નથી. અજ્ઞાન, પ્રાકૃત લોભ, મોહ, તમસ, રજસ વગેરે પ્રાકૃત મેલ પ્રતિદિન ક્ષીણ થતો જાય, સત્ત્વનો વિકાસ થતો જાય ને છેવટે સાધ્યસિદ્ધિ અવશ્ય થાયજ. આ વાતનો જો નિશ્ચયજ હોય કે પ્રભુ એજ સર્વોત્કૃષ્ટ વસ્તુ છે, તેજ સર્વથા પ્રાપ્ય અને સંગ કરવા યોગ્ય છે તો પછી તેવાજ સંપૂર્ણ દઢ

ઉત્સાહથી તેમની સેવામાં મગ્ન રહેવાય; એટલે છેવટ તેમના જેવા થવામાં શો સંદેહ ? શી વાર ? આજ સુફો આ રહ્યોઃ—

જેને જેવો સંગ રંગ બહુ તેવો બેસે, (આ આરંભ)
જેને જેવો સંગ પ્રેમ પણ તેવો પાસે, (આ મધ્ય સ્થિતિ)
જેને જેવો સંગ કામ તેવાં તે કરશે, (આ કર્તવ્યમાવર્તન)
જેને જેવો સંગ ઠામ તેવે જઈ ઠરશે. (આ પરિણામ-ફળ)

અર્થાત્ એ સર્વોત્કૃષ્ટ પરમેશ્વરના સત્સંગથી તેજ શ્રીહરિનો પરમ આનંદ અનુભવી શકાશે; તે માટે સાધનો અહીંનાંજ-આ લોકનાંજ ઉપયોગમાં લેવાનાં છે; જે માયાનોજ એક પ્રકાર છે. જે માટે અમારો આ ઉચ્ચાર છેઃ—

## પદ

માયા મને નિત્ય ભૂલાવે, પ્રભુજી ઘડીઘડી ગભરાવે;
વિધ વિધ વિષયી વેશ કરીને મનડું મ્હારૂં લલચાવે રે. માયા૦
આટલી અરજ મ્હારી, ઇશ ઉરમાંહી ધાર,
એનો ઉપયોગ મને ત્હારી સેવામાં કરાવ;
અનુને તરાવ એજ નાવે રે, માયા મને નિત્ય ભૂલાવે.

જે દેહ બંધનરૂપ ગણાય છે તેજ દેહ સંસારસમુદ્ર તરવામાં મજબૂત અને નિર્ભય નૌકારૂપ થઇ શકે છે, જે દ્વારા અવશ્ય ઇષ્ટસ્થળે-પ્રભુચરણમાં પહોંચી શકાય છે. આ અભિપ્રાયને સૂચવતાં બે પદો ફરી પથ્ય ઔષધરૂપે કહીએઃ—

પદ-રાગ કાફી

બચો કુસંગથી ભાઈ,પ્રસંગ બધે એના જબરા છે જામ્યા.બચો૦
સુણતા જોતા તને સ્પર્શતાં ચેત સદા ધીર સાહી;
કાવ્ય વિચાર વિકાર આકારે, શીઘ્ર તેમ સહેલાઈ. પ્રસંગ૦

આખુંય જગત લગભગ એનાથીજ ભર્યું છે. તે તરફ સહેજ પણ જો લક્ષ્ય આપ્યું તો જરૂર કામ બગડે છેઃ—

ध्यायतो विषयान् पुंसः संगस्तेषूपजायते ।
संगात् संजायते कामः कामात् क्रोधोऽभिजायते ॥

'વિષયોનું ચિંતન કરતા મનુષ્યને પ્રથમ તેઓમાં સંગ થાય છે, સંગ થયે એટલે તેઓને ભોગવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને તે ઇચ્છા કોઇના તરફથી જો અટકાવાય તો ક્રોધ ઉત્પન્ન થાય છે.' એટલે એજ કે 'મૂળ દુષ્ટ ને સોબત તેવી, શું ન થાય નુકસાન?' આગ ને દારૂ એકઠાં થાય એટલે ત્યાં ભડકોજ થાય, એમાં શું કહેવાનું હોય? કામથી ક્રોધ અને પછી તો બધા સાથે વિરોધ. જુઓ, વિશ્વામિત્રે મેનકાને જોઈ એટલે તેના પર મોહી પડયા; થોડાજ મહિનાઓમાં કેટલાંય વર્ષોની કમાણી ખોઈ નાખી. આ કથા જગતમાં પ્રખ્યાત છે. દુષ્ટ વસ્તુનો એ સ્વભાવજ છે કે સંગમાં આવીને તે સમૂળગો નાશ કરી નાખે છે. 'શત્રુ ને રોગ તેને નાના સમજવા નહિ.' એ કહેવત અનુભવસિદ્ધ છે અને જગતમાં ખરા શત્રુ જોઇએ તો કામ, ક્રોધ, લોભ ને મોહ એ ચારજ છે. પ્રત્યેકની સાથે શત્રુતામાં તેજ મૂળ કારણ બને છે; માટે તેઓની—

મન પર તન પર થાય અસર તો કર ઉપાય ઝટ ધાઈ;
વાર થયે વધતું વિષ ફેલે, કાઢતાં પણ કઠણાઈ.

જેમ ખરાબ વસ્તુઓનો જગતમાં પાર નથી તેમ સારી વસ્તુઓ પણ અપાર છે. પ્રભુની એ કૃપા છે કે જો કદાચ ભૂલ થાય અને તે ભૂલ ધ્યાનમાં લેવાય તો તેને સુધારવાના માર્ગો ઘણા પડયા છે. એટલે કાયિક, વાચિક કે માનસિક દોષો દૂર કરવાના ઉપાયો પણ અનેક છે. તેથી સંક્ષેપમાં કહ્યું છે કેઃ—

મને અડે તો વિચાર ફેરવ, સમર વસ્તુ સુખદાઇ;
તને અડે તો વિશુદ્ધ વસ્તુ અડાડ, ફળ ભય ખાઈ.

જો વાર થઇ તો જરૂર વિષ વ્યાપી જશે. માટે સત્વર ચેતીને ઓષધ કરવા માંડવું. વસ્તુતઃ સત્ય વાત તો એજ છે કે કોઈ પણ રોગને ઉત્પન્ન થવા દઇ પછીથી તેને દૂર કરવાના ઉપાયો યોજવ તેના કરતાં રોગ ઉત્પન્ન ન થાય તે માટેજ પગલાં લેવાં તે ઉત્તમ છે. શિક્ષાથી સુધારવા કરતાં ગુના ન થવા દેવા તેજ 'કેળવણી' છે. અથવા ગંદવાડમાં વસી તાવ લાવવો તેના કરતાં સફાઇમાં વસી તાવ લાવવો એજ ડહાપણ છે; કારણકે 'નહિ તો નવરો નખોદ વાળે.' ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છે—'नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्—કોઇ પણ પ્રાણી એક ક્ષણ સુધી પણ કર્મ નહિ કરતો કદી રહી શકતો નથી.' આ વચન પ્રમાણે કર્મ કર્યેજ છૂટકો છે, પણ તે કર્મ જો સત્કર્મરૂપ હોય તો ઇષ્ટ ધ્યેયને પહોંચી શકાય છે; એટલે આપણે પણ સામા વેગે ન જવું તે વધારે હિતકર છે; માત્ર તેમાં દંભ ન હોવો જોઇએ. ભગવાન તેજ કહે છેઃ—

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

'જે મનુષ્ય કર્મેન્દ્રિયોને વશ રાખી મનથી વિષયોનું ચિંતન કરે છે તે અત્યંત મૂઢાત્મા છે અને મિથ્યાચાર કહેવાય છે—દંભી છે.' એમ કાર્યસિદ્ધિ થઈ શકે નહિ; પણ એજ ઇન્દ્રિયોવડે શ્રીહરિનું સેવન કરવારૂપ સત્સંગ કરે તો જરૂર રજોગુણ તથા તમોગુણની નિવૃત્તિ થતાં તેનો વેગ અટકી જાય છે અને તેજ માર્ગે જનાર આગળ વધી શકે છે; એ વાત ભગવાન સૂચવે છે.

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥

'હે અર્જુન ! જે મનુષ્ય, મનવડે ઇન્દ્રિયો પર કાબૂ મેળવી કર્મેન્દ્રિયોદ્વારા નિષ્કામ કર્મયોગનો આરંભ કરે છે તે ફલાસક્તિ રહિત હોઇને સૌથી આગળ વધે છે'–અર્થાત્ નિષ્કામ કર્મયોગનું સેવન કરનાર શ્રીહરિનો ભક્ત જ્ઞાની કે ધ્યાની કરતાં પણ શ્રેષ્ઠ છે; માટે ભગવાન તે વાત ઉપર ભાર દઇને ફરી અર્જુનને ઉપદેશે છેઃ—

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥

'તું નિયમનિષ્ઠ રહી કર્મો કર્યા કર. કર્મો નહિ કરવા કરતાં કર્મો કરવાં તે વધારે સારૂં છે. જો તું કર્મ નહિ કરે તો તારો શરીરનિર્વાહ પણ થઇ શકશે નહિ.' જ્ઞાની હોય કે ધ્યાની હોય તેણે પણ કર્મ કર્યા વિના કેમ જીવી શકાશે ? જ્ઞાન કે ધ્યાન સંપાદન કરવાનું સાધન તો શરીર છે, તેથી શરીર ટકાવ્યા વિના તો ચાલે તેમ નથીજ. શરીર જો સ્વસ્થ હશે તો આરોગ્ય, મનની સ્થિરતા વગેરે અનુકૂળતા જળવાઇ રહેતાં ઇષ્ટસાધના થઇ શકશે; તે માટે જો કદાચ ગમે તેમ વર્તી ગમે તે રીતે શરીરનિર્વાહ કરવા તત્પર બનશે, ગમે તે ખાઈ-પીને શરીરને ટકાવવા જશે તો વિશેષ ભ્રષ્ટતા અથવા અપવિત્રતાનો સંયોગ થતાં મન-બુદ્ધિમાં અસર થશે, ને તે પછી દુર્વિચારોનો ઉદ્ભવ થતાં કૃતિઓ પણ અવળી સૂઝશે; માટે કેવળ ભગવત્પ્રીત્યર્થ-ભગવદર્પણ કરીને સદાચારપૂર્વક કર્તવ્યાકર્તવ્યના વિચાર સાથે કર્મો કર્યે જવાં, અને તેવાં કર્મોદ્વારા શ્રીહરિસેવનરૂપ સત્સંગમાં પ્રતિદિન વૃદ્ધિ કરવી,

તે શ્રેયસ્કર માર્ગ છે. એવાં નિષ્કામ શુભ કર્મો કદી બંધનકારક થતાં નથી. એ સંબંધે ભગવાન કહે છેઃ—

> यज्ञार्थात् कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
> तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥

'હે કૌન્તેય-અર્જુન ! ભગવત્પ્રીત્યર્થ કર્મો સિવાય બીજાં કર્મો કરનારા લોકો કર્મથી બંધાય છે; માટે કેવળ ઇશ્વરપ્રીત્યર્થે તું કર્મો કર, અને તેમાં ફળાસક્તિનો ત્યાગ કર.' બસ, આજ ઉદ્દેશ કર્મનો હોવો જોઇએ કે શ્રીહરિપ્રીત્યર્થ કરાતાં મારાં આ કર્મોથી મારો પ્રકૃતિસંગ દૂર થાઓ અને મારા પર જામેલા રજસ-તમસના મેલ ધોવાઈ જાઓ. આ ઉદ્દેશપૂર્વક જો સત્કર્મ કરે તો 'સત્સંગ શું ન કરે, આહાર મતિકૃતિ સાત્વિક રહે તો' અને એવાં સાત્વિક આહાર, મતિ, કૃતિ રાખવાજ જોઇએ એમ જગતને શીખવવા માટેજ પ્રભુએ અવતારો લીધા છે, ને તેજ વસ્તુ પ્રદર્શિત કરવાને અદ્યાપિ પ્રતિમાસ્વરૂપે ઘર, મંદિર તથા તીર્થધામોમાં બિરાજે છે. એજ ઉદ્દેશથી પોતે માનવચરિત્રો આચર્યાં, એ ચરિત્રોના ગ્રંથો લખાયા, એને આચરનારા ઋષિ-મુનિઓ ભક્તરૂપ ઠર્યા, એમને પ્રભુએ ઉત્તેજન આપ્યાં, એમના વિરોધીઓને શિક્ષાઓ કરી, ભક્તોનાં પાલન કર્યાં અને આપણા માટે પણ આજે એજ શીખવા માટે ધામ, ક્ષેત્ર, ગ્રંથ, ગુરુઓ તથા શિષ્ટજનો અસ્તિત્વ ધરાવે છે. એટલે 'હોંસ મ્હારી હરિ સહાય ર્હારી, એ અનુ કૃતકૃત્ય કરે' એ વસ્તુ સિદ્ધ થવા માટે 'આહાર મતિ કૃતિ સાત્વિક રહે' તો 'સત્સંગ શું ન કરે ?' આ અભિ-પ્રાયને દર્શાવતું નીચેનું બોધ આપતું પદ જોઇએઃ—

પદ-રાગ કાફી

કર સત્સંગે વાસ ત્રાસ પછી કુસંગ કેરો નાશજ પામે,

સત્ શ્રીહરિનાં નામરૂપ ગુણ ચરિત સ્મરણ સુખરાશ;
નીરખે કહે સુણે કે વાંચે, જ્યારે જે હોય પાસ ગ્રામ પછી.

આટલે દરજ્જે આપણે પહોંચી જઇએ તો આપણી આ પ્રાર્થના યોગ્ય ઠરે છે. માટે તેવા થવાને પ્રયત્ન કરવો અને માગવું કેઃ—

'નટવર વસત' એ રાગ

હરિ ઉરમાં લગની ત્હારી લાગી રહે;
લાગી રહે પ્રેમ જાગી રહે. હરિ૦
નયને છબી નીરખ્યા કરૂં, વાંચું ત્હારી વાત;
કાને ગુણો સુણ્યા કરૂં, રહું જીભે દિનરાત.
તનથી ત્હારાં કામ, કરતાં નવ થાકું રે;
વળીમનથીધરતાંધ્યાન,સ્મરણકરીરાખું રે.
જીવન ગાળું સેવમાં, એવી જ પાડો ટેવ;
અન્ય આદતો વેગળી, કરો દેવના દેવ.
પાપ ક્ષમા ચહી પાસ રહેવા અતુ,
નમી ફરી મુખે માગી કહે. હરિ૦

શાસ્ત્રો પણ એજ કહે છે.—

यन्मुहूर्तं क्षणं वापि वासुदेवं न चिन्तयेत् ।
सा हानिस्तन्महच्छिद्रं सा भ्रांतिः सा च विक्रिया ॥

'એક મુહૂર્ત અથવા એક ક્ષણ પણ વાસુદેવ–ભગવાનનું જો ચિંતન ન કર્યું તો સમજવું કે તેજ મોટામા મોટી હાનિ થઇ, તેજ મોટું બાકું પડયું, તેજ ભ્રાંતિ થઈ ને તેજ વિકાર થયો.' માટે પ્રત્યેક ક્ષણ સુધીના કાળમા શરીર તથા મન કેવળ પ્રભુમાંજ રહ્યા કરે તો ઇષ્ટ સિદ્ધિ પાર પડેજ; અને તેથીજ આલમ-

દાર સ્વામીએ હૃદયના સત્ય ઉદ્ગારરૂપ સ્પષ્ટ શબ્દોમાં માગી લઈ સાથે સાથે આપણને પણ બોધ આપી દીધો છે કે:—

न देहं न प्राणान्न च सुखमशेषाभिलषितं ।
न चात्मानं नान्यत् किमपि तव शेषत्वविभवात् ॥
बहिर्भूतं नाथ क्षणमपि सहे यातु शतधा ।
विनाशं तत्सत्यं मधुमथन विज्ञापनमिदम् ॥

'હે મધુમથન પ્રભો ! મારી આ સત્ય વિજ્ઞપ્તિ છે કે મારે દેહ, પ્રાણ, સમગ્ર અભિલાષાઓ, આત્મા કે બીજું કંઇ પ૮ જો આપના શેષત્વભાવથી બહિર્મુખ એક ક્ષણ પણ રહેતું હોય- અર્થાત્ હું કે મારૂં-એમ જે કંઇ કહેવાતું હોય તે એક ક્ષ૮ પણ આપના અર્થે વર્તતું ન હોય-આપના કામમાં જો ન આવ૮ હોય તો તેના સેંકડો ટુકડા થઇ જાઓ-તેના અસ્તિત્વની કં પણ જરૂર નથી. તે તો કેવળ એક બોજારૂપ હોઈને મને કષ્ટરૂપ૮ છે; માટે તેને હું સહી શકીશ નહિ.' આવો સત્સંગ થઈ જાય આવો જ્વલંત પ્રભુપ્રેમ જાગ્રત બને તોજ તે સંપૂર્ણ સત્સં બન્યો કહેવાય; પણ તેવો સંપૂર્ણ સત્સંગ થાયજ ક્યાંથી? થરે હોય તો ટકે ક્યાંસુધી? તેની વિરોધીની પ્રકૃતિ સામે ઊભી ે છતાં તેની સામે થવાનું અને તેને નહિ ટકવા દેવાનુ બ૮ કેળવાય અને તે માટે જો ઉત્કટ ઇચ્છા ઉદ્ભવે તો તે કેવ૮ અશક્ય નથીજ; કારણકે—

તરુવર સરવર સંતજન, ચોથા બરસત મેહ,
એઓનો સ્વભાવજ એવો છે કે:—
પરમારથ કે કારણે તીનો ધારી દેહ,
એમને એજ લગની રહ્યા કરે છે કે કોઇને '

કોઈ પણ જીવ પ્રભુસન્મુખ થાય! એટલે હરકોઈ કાળમાં ઉત્તમોત્તમ ઉપાય તરીકે સત્સંગ–સાધુસંગ કહેવાયો છે હરકોઇની ઉન્નતિ તે દ્વારાજ થઇ છે. જ્યારે 'गंगा पापं शशी तापं कल्पो दैन्यं–ગંગા પાપ હરે છે, ચંદ્ર તાપ દૂર કરે છે ને કલ્પવૃક્ષ દારિદ્રયની દીનતા ટાળે છે,' ત્યારે સત્સંગ કે સાધુસંગ પાપ, તાપ ને દીનતા એ ત્રણેનો એકી વખતે સત્વર વિનાશ કરે છે. આ સંબધે અનેક દૃષ્ટાંતો મળે છે. વાલ્મિકિ લૂંટ કરવા ગયા ને ત્યાંથી બોધ પામી મહર્ષિ બન્યા; તો પછી રીતસરની ભક્તિથી સાધુસેવા કરી હોય તો શી ન્યૂનતા રહે? માટેજ અમે ગાયું છે કે, 'કર સત્સંગે વાસ;' અને પાછું ત્યાંજ કહ્યું છે કેઃ—

સત સાધુ શ્રીવરજન સેવન, કરી ઠરી તે ખાસ;
હરિના ડર લાલચથી કરતાં પાસ ગણો શ્રીનિવાસ.

કારણકે સાધુજનો એટલે સંતો તે આ જગતમાં હરતાં, ફરતાં ને જીવતા પ્રભુમ દિરો છે; અને તે આશયથીજ કહેવાયું છે કે 'तत्रापि दुर्लभ मन्ये वैकुंठप्रियदर्शनम्–તેમાં પણ પરમાત્માના પ્રિય ભક્તોનું દર્શન દુર્લભ છે એમ હું માનું છું' 'પ્રથમ નમુ ગુરુ દેવકેં જીને ગોવિંદ દીયે બતાય.' 'સત્સંગે સદ્બુદ્ધિ આવે શામળિયાથી સધાય સ્નેહ.' 'સંતસમાગમ દુર્લભ ભાઈ.' આમ સર્વત્ર સત્સંગમાહાત્મ્ય ગવાઇ રહ્યું છે. માત્ર એટલુ તો જોવું જોઈએજ કે જે સંત કહેવાય છે તે સાચા સંત છે કે નહિ? જો સાચા સંત હોય તો તેમનો સમાગમ કરીને અવશ્ય હૃદય–પલટો કરવો જોઇએ, તેમના સંગનો રંગ અંગમાં રગેરગ વ્યાપવો જોઇએ અને ઢંગ બદલવો જોઇએ. તે માટે ખરી તજવીજ પોતેજ કરવાની રહે છે, બાકી તો જાત પરજ ભાત પડે છેઃ—

ફળે ન ફુલે બેત જો, બરસે બરખા સુધા;
મૂરખ હૃદય ન ચેત, જો ગુરુ મિલહી બિરંચિ શાત.

આસુરી પ્રકૃતિ હોય તો તો દેહનેજ બદલવો પડે છે. પ્રભુએ પૂતનાને સુધારી ને ઉદ્ધારી, પણ મારીને-દેહ તજાવીને. જેઓ દૈવી પ્રકૃતિવાળા હોય છે તે તો એજ દેહથી સુધરી જાય. અરે! એજ તેની પરીક્ષા છે કે જેઓ દૈવિ પ્રકૃતિ નહિ ધરાવતા હોય તેમને આવું વાચનજ પ્રથમ નહિ રૂચે; પછી બીજી વાત તો ક્યાંથી બને? તેમને મન તો આ ટાયલાંજ ગણાય; છતાં સહેજ પણ તેઓ આવાં વાચન તરફ જો પ્રેરાય તો તેમને અમારૂં આ સૂચન અને વચન છે કેઃ—

સત્સંગ શું ન કરે, આહાર મતિ કૃતિ સાત્વિક રહે તો;
હોંસ મ્હારી હરિ સ્હાય ત્હારી, એ અનુ કૃતકૃત્ય ઠરે. આહાર૦

અર્થાત્ અમારી જો તીવ્ર અભિલાષા થાય તો નિશ્ચય છે કે કૃત્યકૃત્યતા થાયજ. જેવો સત્સંગ કર્યો કે, 'સત્સંગ શું ન કરે? તેમાં સહાયક થવા પ્રભુને પ્રાર્થના કરવી એટલે અવશ્ય, તેમની સહાય મળે છે અને પછી ભૂતકાળમાં જેમ દાસીપુત્રમાંથી નારદ બન્યા, તેમ આ અર્વાચીન કાળમાં પણ બની શકે છે, તે આ દૃષ્ટાંતથી જુઓઃ—

વિષયાસક્ત અને ક્રૂર વ્યસની, હતા અતિશય આપ,
પણ ઘરમાંહે નારી સાધ્વી, ભક્તિમંત અમાપ;
જગબાપ તણી............લાગી ઉર પર છાપ.
સ્વામી માત્ર રૂપથી મોહી, બની રહેતો આધીન,
રજા આપતો ભક્તિ ધરવા, વૃદ્ધ ગુરુ પ્રતિદિન;
સદ્બોધ કરે..............સુણે સતી તલ્લીન.
દ્વેષીએ ઉશ્કેર્યો પતિને, સતી પર દૂષણ દીધું,
ગુપ્ત રહીને ચરચા જોવા, પોતે નક્કી કીધું;
લક્ષે લીધું...........સુણ્યું બન્યું તે સીધું.

સંસારીઓની રહસ્યવાત જ્યારે પાપ કે સંતાપની હોય છે ત્યારે સંતોની હરકોઇ ગુહ્ય, ગુહ્યતર કે ગુહ્યતમ વાત કેવળ પરમેશ્વરવિષયકજ હોઈને તેમનાજ પ્રભાવ, પ્રતાપ કે કૃપાવિષેની હોય છે; તે આજે 'આહાર મતિ કૃતિ સાત્વિક રહે તો, સત્સંગ શું ન કરે?' એ મહાવાકયનો પ્રસંગ આવ્યો અને બાઇએ પોતાના હૃદયની રહસ્યવાત ગુરુદેવ સમક્ષ પ્રકટ કરી કેઃ—

'બતા દે સખી' એ રાગ

સ્વામીજી મ્હારે સ્વામી નથી અનુકૂળ. ટેક૦
મદ્ય, માંસ ને વેશ્યાસંગી, લજવ્યું દ્વિજનું કુળ. સ્વા૦
તજું મરી કે ઠરી વિરાગી, ધર્મ્યું થાય સૌ ધુળ. સ્વા૦

બસ, આજે તો તેણે એજ વિષય ઉપર વ્યાખ્યાન કરવા માંડયું કે પોતે દ્વિજ થઇને, યજ્ઞોપવિત ધારણ કરીને, ક્ષત્રિય કહેવાઇને પણ તરકડીઓ સાથે સગાઇ કરે છે; તેઓના હાથનું ખાઈને કેવળ વૃથા જીવન ગુમાવે છે અને પોતાનું ખાધેલું સતીઓને ખવરાવે છે. તેવા આ મારા પતિથી તો હું ત્રાસી ગઇ છું, ગભરાઇ ગઇ છું; આવા પાપીની સાથે રહી પાપી

જીવન વ્યતીત કરવું તેના કરતાં તો મૃત્યુને સ્વીકારી લેવું તે વધારે સારૂં છે. તે સતી સ્ત્રીનાં આવાં વચનો સાંભળી સ્વામીજી તો ચમકીજ ગયા. તે તો શાસ્ત્રવેત્તા હતા. તેમને તો આ વચનો કેવળ કર્ણકટુજ જણાયાં. તે તુરતજ બોલી ઉઠયાઃ—

પદ-'મોરી કર પકરત' એ રાગ

વધા ગુરુ બેની આ તે બોલી શું તું અરરર!
પતિ એજ પરમેશ્વર ત્હારો, વચન શ્રીમન.
નટવર તણું સ્મર સ્મર. વધા૦

ભગવાન શ્રીકૃષ્ણ પાસે એકાંતમાં ગોપીઓ ગઈ ત્યારે તેમણે સ્પષ્ટ શબ્દોમાં ઉપદેશ આપ્યો છે કેઃ—

भर्तुः शुश्रूषणं स्त्रीणां परो धर्मो ह्यमायया।
तद्बंधूनां च कल्याणं प्रजानां चानुपोषणम्॥

'નિષ્કપટપણે પોતાના પતિની સેવા કરવી તે સ્ત્રીઓનો પરમ ધર્મ છે. આ સેવા તે કેવળ પતિનીજ નહિ પણ પતિના જે બાંધવો હોય, પતિની જે પ્રજા-સંતતિ વગેરે હોય તેનું પણ સ્ત્રીઓએ કલ્યાણ કરવું ને પોષણ કરવું, એ તેઓનો શ્રેષ્ઠ ધર્મ છે.' અર્થાત્ પતિના બંધુઓ; સગાસંબંધીઓનું કલ્યાણ અને સંતતિનું પોષણ એજ પતિવ્રતા સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. પોતાનો પતિ જે કંઇ દ્રવ્યાદિ લાવે તેની યોગ્ય વ્યવસ્થા કરવી; ધાન્યને ધૂળ કરી ખાવું-ખવડાવવું નહિ; પતિ પોતાના કુટુંબનું પોષણ કરતો હોય તેમાં પોતે સહાયક થવું; પતિની ગમે તે સ્થિતિ હોય તોયે તેની સેવામાં કદી ન ચૂકવું; કદાચ પતિ નિર્ધન હોય તોયે શું? તેની સ્થિતિમાંજ પોતે સંતોષ માનવો. જેમ સેવા વધુ થાય તેમ પોતાનું વિશેષ કલ્યાણ થાય છે,

એવો દૃઢ વિશ્વાસ રાખવો; એ સર્વ સ્ત્રીઓનાં કર્તવ્ય છે. ભગવાન મનુ મનુસ્મૃતિમાં સ્ત્રીઓને ઉદ્દેશીને આજ્ઞા કરે છે કે, સ્ત્રીઓને ઘરકામ એજ અગ્નિહોત્ર છે, પતિ એજ પરમેશ્વર છે. વાનપ્રસ્થ, સંન્યાસ અથવા પંચમહાયજ્ઞાદિ કે નૈમિત્તિક શ્રાદ્ધાદિ ધર્મ અવશ્ય પુરુષને કરવાના હોય છે તેમ સ્ત્રી માટે નથી. સ્ત્રીએ તો પતિસેવામાંજ પરાયણ રહેવું, તેમાં તેના સર્વ ધર્મોનો સમાવેશ થઇ જાય છે અને સ્ત્રી જો પતિસેવાપરાયણ રહે તોજ તેના મનુષ્યજીવનનું સાર્થક્ય છે. આજ આશયથી મનુ ભગવાન કહે છેઃ—

दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्यधनोऽपि वा ।
पतिः स्त्रीभिर्न हातव्यो लोकेप्सुभिरपातकी ॥

'પોતાનો પતિ ખરાબ સ્વભાવનો હોય, દુર્ભાગી હોય, વૃદ્ધ હોય, જડ હોય, રોગી હોય અને નિર્ધન હોય તોપણ જો તે પાપી ન હોય તો, સ્વર્ગાદિ પરલોકને ઇચ્છતી સ્ત્રીઓએ પતિનો કદી પણ ત્યાગ કરવો નહિ.' જો કદાચ તેનો સ્વભાવ ખરાબ હોય તો પોતે ક્ષમા ધારણ કરવી અને તે પોતાની વધુ પરીક્ષા છે એમ સમજવું. જો દુર્ભાગી હોય તો સન્માર્ગે પોતે કમાઇ લેવું. દળણું, પાણી ભરવું, ગુંથણ, શીવણ વગેરેદ્વારા ઘરખર્ચ મેળવી લેવા પોતે તત્પર રહેવું. પતિ વૃદ્ધ હોય તો વિશેષ કાળજીથી તેની સંભાળ રાખવી, જડ હોય તો તેને સમજુતી આપી પોતાની બુદ્ધિ વડે તેને સહાય આપવી, રોગી હોય તેને દવા વગેરેથી શાંતિ આપવા પ્રયત્ન કરવો, નિર્ધન હોય તો આત્મસંતોષ રાખી તેને પોતાના દિલાસારૂપ ધન આપવું; પણ કોઇ રીતે તેને ત્યજવાની વાત તો નજ હોય. આવી ખરાબ સ્થિતિવાળા પતિને પણ કુળવાન સ્ત્રી ત્યજી શકે નહિ. જો કદાચ સારા સ્વભાવવાળા, ભાગ્યશાળી, જુવાન, સારીબુદ્ધિવાળા, નીરોગી અને સારી પ્રતિ-

છાવાળા પતિને સ્ત્રી ચાહતી હોય તો તેમાં શું નવાઇ છે? એ રીતે તો વૈશ્યા સ્ત્રી પણ ચાહે છે. મહાસતી સીતાએ રાવણને કહ્યું છે કે, 'હું ભોગીની ભાર્યા નથી; હું તો કેવળ પોતાના પતિનેજ ચાહનારી મહાસતી છું.' આ જ્વલંત ભાવના પ્રત્યેક સ્ત્રીના હૃદયમાં પ્રતિક્ષણ રહેવી જોઇએ; એટલે સ્ત્રી માટે તો પોતાનું સર્વસ્વ પતિજ છે. તેના માટેજ પ્રભુએ તેને શરીર આપ્યું છે, માતાપિતાએ ઉછેરી છે અને પતિસેવા એજ તેનું પરમ કર્તવ્ય છે. આ પવિત્ર સ્ત્રીધર્મને ત્યજી દઇ કુળવાન સ્ત્રી વિપરીત માર્ગે જવાનો માત્ર વિચાર કરે તોયે તે મહાઘોર પાપ છે. તેના જેવું બીજું કોઇ અધઃપતન નથીઃ—

अस्वर्ग्यमयशस्यं च फल्गु कृच्छ्रं भयावहम् ।
जुगुप्सितं च सर्वत्र औपपत्यं कुलस्त्रियाः ॥

'કુળવાન સ્ત્રી વ્યભિચાર સેવે અથવા એક પતિ ઉપરાંત બીજાને રખાત તરીકે રાખે તો તેનું એ તુચ્છ કર્મ તેને સ્વર્ગલોકથી ભ્રષ્ટ કરે છે, તેનો અપયશ ફેલાવે છે, કષ્ટદાયક થાય છે, ભયઉપજાવે છે અને સર્વ લોકમાં નિંદ્ય ગણાય છે.' આ શાસ્ત્રીય વચન લક્ષ્યમાં રાખી ખાનદાન સ્ત્રીથી તો પતિને કોઇ પણ રીતે દગો ન દઈ શકાય; પતિનો ત્યાગ કરી વૈરાગી પણ ન થવાય, પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ ન થવાય; પણ પોતાની એ સ્થિતિમાં શ્રીહરિનું શરણ લઈ સંતોષ રખાય. સતી સાવિત્રીએ પોતાના સતીત્વના બળથી અલ્પાયુ પતિને પણ દીર્ઘાયુ બનાવ્યો, તે પ્રમાણે તું પણ તારા પતિભક્તિના પ્રભાવથી ધારે તે કરી શકે છે; તારા પતિને સુધારી શકે છે; પ્રહ્લાદે પોતાના પિતાને સુધારવા માટે પ્રભુને પ્રાર્થના કરી હતી; શિષ્ય પોતાના ગુરુ માટે તેમ કરી શકે છે તો તું પણ તારા પતિ માટે શ્રીહરિને શરણે જા; ભક્તિભાવથી

પ્રભુને વીનવ. તારો પતિ તો ધનવાન છે, કુળવાન છે, જાતવાન છે, બુદ્ધિમાન છે અને ઉદાર છે; માત્ર સહેજ કુસંગનો રંગ તેના પર ચઢયો છે તે દૂર થતાં શી વાર લાગશે ? શ્રીહરિ કૃપા કરશે એટલે તારા શુભ મનોરથો સત્વર ફળશે. દુર્વિચારોને તું ત્યજી દે; તારા જેવી ગુણવાન સ્ત્રીને આવા દુર્વિચારો ન ઘટે; તારા પર તો પ્રભુ સત્વર કૃપા કરશે; તારા જેવી સતી સ્ત્રી પોતે તરે ને પોતાના પતિને ન તારે તો તે સતીત્વ શા કામનું ? પતિનો હાથ ઝાલ્યો તેને બરાબર ઝાલી જાણવો જોઇએ. ઘણા પતિઓએ પોતાની પત્નીઓને તારી છે, તો તું પણ તારા પતિને તાર. બ્રાહ્મણ-પત્નીઓ શ્રીકૃષ્ણ-શરણે ગઇ ત્યારે બ્રાહ્મણોએ તો એજ સાર લીધો હતો કેઃ—

ધન્ય છઈએ અમે સર્વથી મળી છે આવી નાર,
એને પ્રતાપે હજી થયા આવા શુદ્ધ વિચાર.

પ્રભુના ચરણામૃતરૂપ તીર્થજળ તું તારા પતિને આગ્રહથી અથવા છૂપીરીતે પાયા કર; લાગ મળે તો પ્રભુપ્રસાદ પણ તેમને આપ્યા કર. તુલસીદાસને તેમની સ્ત્રીએ જેમ ચેતાવ્યા તેમ તું તારા પતિને યોગ્ય શબ્દોથી ચેતાવ. સુરદાસને એક વેશ્યા સ્ત્રીએ ચેતવણી આપી જાગ્રત કર્યા તેમ તું પણ તાર ! પતિને અજ્ઞાન-માંથી જાગ્રત કર ! પણ યાદ રાખ કે તારા પતિનો ત્યાગ કરવા માટે તેં લેશમાત્ર પણ જો વિચાર કર્યો તો તારો સર્વથા વિનાશ થશે. તારા અને તારા પતિ માટે હું પણ પ્રભુને પ્રાર્થના કરીશ અને તું પણ પ્રાર્થના કર્યાં કર કેઃ—

'પ્રભુ ખબર' એ રાગ

જગનાથ મ્હારા નાથને સુધારજો રે;
ગ્રહ્યો હાથ તેની લાજ રાખજો દયાનિધાન,
નાથ મ્હારાને સુધારજો રે.

માંડ મનુષ્ય દેહ મળ્યો ઉંચી જાતિમાં રે;
ચતુર છતાં મતિ રહી પશુ સમાન, ભગવાન, નાથ૦
મ્હારૂં પુણ્ય બહુ ભેટ ધરીને કહું રે;
ફેરો કૃતિ મતિ સુણી અરજ કાન ભગવાન, નાથ૦
ખાવું પીવું કરીશ બંધ બીજું જોર શું રે;
કૃપા કરો દોષ હરો આપો ભાન ભગવાન, નાથ૦

દોહરો

ઉચરી એમ ગુરુ ગયા, સ્ત્રી ગઇ શ્રીવર પાસ;
મંદિરમાં મીઠે સ્વરે, વીનવ્યા બહુ શ્રીનિવાસ.

માલિની છંદ

પતિ ચિત્ત પર આથી શું વડી ચોટ લાગી,
મનમહિં સમજ્યા હા! મેં ખરે ખોટ ખાધી;
સતીપ્રતિ અતિ પ્રીતિ ત્યારથી શી બતાવી,
ગુરુપદ નિત સ્હાવા આખડી ત્યાં રખાવી.

હવે તો પોતેજ પોતાનું શ્રેય સમજી ગયા; એટલે વધુ જરૂર ન રહી. ગુરુ, મંદિર, પ્રસાદ, તીર્થ, સ્ત્રી વગેરે સર્વ સામગ્રી હયાત છતાં આજ દિવસ સુધી પોતે તેનો લાભ ન લીધો, તે માટે પોતાને ઘણોજ પશ્ચાત્તાપ થયો; પણ હવે જાગ્યા ત્યાંથી સવાર ગણી, એકદમ વેગથી શરૂઆત કરી દીધી. આ સંબંધે અમે ઠીક ગાયું છેઃ—

થવાનાં તે એક વખત બસ છે, ન થવાને વરસનાં વરસ છે.

તેમાં પણ–' તેજી ચમકે ચાબુકે, હુંકારે રજપૂત ' રજપૂતને તો પડકારોજ પૂરતો છે. ધ્રુવજીને તેમની માતાએ કહ્યું કે, ' ઓછાં કર્મ છે આપણાં, ત્યારે રાયનાં ક્યાંથી માન ?' આ સાંભળતાંજ ધ્રુવે નિશ્ચય કરી લીધો અને કહ્યું કે, ' તને ટાળું અભાગણી

માતા, હું છું તારો તન.' આમ અહીં પણ પતિએ દૃઢ નિશ્ચય કરી લીધો, છતાં વિશેષમાં આ પતિને તો એ લજ્જા આવી કે, 'હું એક સશક્ત પતિ હોવા છતાં સ્ત્રીની કમાણીથી તરવા ઇચ્છું એ કેમ બને ? મારે પોતેજ કમાણી કરી સંસારને તરી જવો જોઇએ; મારી સ્ત્રી જો કે મારો પરોક્ષ ગુરુ થઇ છે, તોપણ તેટલાથીજ હવે બસ છે; ખરા ગુરુદેવ તો સ્વામીજીજ છે; તેમના વચનામૃતની અસર મને નસેનસમાં થઇ છે.' આવો હૃદય-પલટો મેળવીને જેમ અજામિલ યમદૂત અને વિષ્ણુદૂતની વાર્તાથી બોધ પામ્યા હતા તેમ બોધ પામી પોતે પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે:—

ઉપેન્દ્રવજ્રા

જ્યો અજામિલ હરિકૃપાથી, સુણી વધા જે હરિદાસ ખ્યાતિ;
થયાં વળી દર્શન એ પ્રતાપે, વિચારતો ચિત્ત પ્રપૂર્ણ તાપે.

તુલસીદાસજી સત્ય કહે છે કેઃ—

એક ઘડી આધી ઘડી, આધી મેંસે આધ;
તુલસી સંગતિ સાધુકી, કટે કોટિ અપરાધ.

અને અહીં પણ એમજ થયુંઃ—

રાગ—'વૈદર્ભી' એ અથવા 'ભેખ રે ઉતારો'.

ધિક્ક મને ધિક્કાર છે, ધિક્ક કર્મો અવતારજી;
વિપ્રતણી દેહ સાંપડી, ભ્રષ્ટ કરી તે અપારજી. ધિક્ક૦
ભણ્યું ગણ્યું એળે ગયું, લાગી બુદ્ધિને લ્હાયજી;
ભ્રષ્ટ થઈ દેહ તે હવે, શી રીતે બદલાયજી. ધિક્ક૦
કુળ અંગાર ઉઠયો ખરો, પાડયા પિતૃને નર્કજી;
ભૂલો પડયો અઘ સાગરે, થયો છેકજ ગર્કજી. ધિક્ક૦
અનાચાર ન કયો કર્યો, કયું કીધું ન પાપજી;

વાંકે કોઇનો એ વિષે નથી,નડયો આપને આપજી. ધિક્ક૦
વર્ષ ખોયાં બધાં મેં વૃથા, સંતાપી સતી નારજી;
હવે જાગ્યો હું મોડો ઘણો, એળે કાઢી અવતારજી. ધિક્ક૦

રાગ-ભૈરવ

વડીઆત આપ ગુરુ પાસ ગયા,સંતે તો ચિત્ત ખાસ ચહ્યા. વડી૦
કબૂલી દોષો ફરી ન ભૂલી, ચરણકમળના દાસ થયા. વડી૦
સદ્બોધે સત્વર સુધર્યા ને, સાત્વિક ભાવ વિકાશ થયા. વડી૦
હરિને જાણ્યા મીઠા માન્યા, વિષયવિકારો નાશ થયા. વડી૦
શ્રીસંગે સ્વામી સત્સંગે, રંગીન ભક્ત પ્રકાશ થયા. વડી૦

## ચોપાઇની ચાલ

ધરવા જે રામનું ધ્યાન, ધરે તેજ રામનું ધ્યાન;
હતાં જેમ બાળ ગોપાળ, થયા તેમ પ્રિય બાળ ગોપાળ.
હતી જેવી લક્ષ્મીપર ચાહ,થઈ તેવી લક્ષ્મીપર ચાહ;
હતાં અતિ પ્રિય જેવાં ધામ, થયાં અતિ પ્રિય તેવાં ધામ.
ક્ષણે ન જે વિસરતા કામ, ક્ષણે ન તે વિસરતા કામ;
કદી નહીં તજતા જે હરામ, કદી નથી તજતા તેહ રામ.
કરે ગયા જે જે વિપરીત, કરે ગયા તે તેવી પરીત;
હતા દિનનિશ જે ધનદાસ, થયા દિન નિશ તે ધન્ય દાસ.
મગ્ન હતા ભકિત પરહરી, મગ્ન થયા ભકિતપર હરિ;
કાઢયું હતું જેમણે નામ, કાઢયું વડું તેમણે નામ.
કારણ એકજ—'સત્સંગ શું ન કરે ?'

## લાવણી

સૈન્ય મોકલ્યું મ્હોટું દિલ્લીના શાહે,
સુબા સંગે જસ કરવાની આશાએ;
ગઇ ખબર દીશી ભૂપને આવીને ચારે,
તેવો તે પડઘો પ્રથમ તો વડા વિચારે.

શત્રુનું સેન સમર્થ વેરી વસમો છે,
એને અનુકૂળ અનેક પ્રકાર સમો છે;
તેથી નિજબળથી લડવા હામ ન ચાલી,
પણ અંગદસિંહ ગણાતા વડા સુચાલી.
પ્રભુના પ્યારા છે તેથી એ કદી ફાવે,
જય કદી મેળવે સતીના વળી પ્રભાવે;
તેથી તેમને તમામ સેન દઈ સાથે,
શત્રુના સ્હામા સોંડાડયા નરનાથે.

## લાવણી

સતીની સંમતિ લઇ શૂરે (૨)
હરિ હામ પર ચઢયા વિજયની શંકા ત્યાં શું રહે;
ભીડયા આવી થયું ન અસુરે (૨)
લડયા નડયા ને કનડયા પહેલાં તો પૂરા અસુરે.
અંત ફળી સતીની આશિષ (૨)
ચઢી છાતી પર કાપ્યું હાથે સુબા તણું શીશ;
તાજ હતું ત્હેનું બે મૂલ (૨)
લીધું ઉતારી સુખે થતા વસમો અરિ નિર્મૂળ.
જડેલા હીરા હતા મહીં સો (૨)
તેમાં એક વડો જોઇ આન્યું એજ હરિ હિસ્સો;
જ્યોતિ તેની ઝગમગ દીસે (૨)
ચહું ધરીશ તે પ્રેમે સ્વીકારશે તે જગદીશે;
એથી એને પોતે રાખી (૨)
આવ્યા નૃપ પાસે ઉલ્લાસે વિજય વાત ભાખી.

## દીંડી

નૃપે આપ્યું ખુદના સમાન માન,
દીધાં નામીચાં બહુ ઈનામ નામ;

દીધા પોતે પણ બહુ નિદાન દાન,
સ્તવ્યા પ્રીતે કરુણાનિધાન ધ્યાન.

પદ-'ગઝલ'

બહુ થઈજ ખ્યાત વાત એ હીરાતણી,
ગઇ નૃપાળ પાસ વાત એ હીરાતણી;
નૃપે વિચારી યુક્તિ બહુ રીતથી કરી,
તથાપિ ધારી ધારણા ન એ રીતે સરી.
તદા પુછ્યું પ્રત્યક્ષને ચહ્યો હીરો ખરે,
નકાર સાફ અંગદે કહ્યોજ આખરે;
ચઢયો ઘણોજ ક્રોધ તથાપિ ઠરી ગયા,
પ્રત્યક્ષમાં વિરોધ ના થવા ડરી ગયા.

પરમાત્મા નિમિત્તે પણ લૌકિક ધનનો સંચય કર્યો કે ભય ઉત્પન્ન થયો, મહા ઉપકાર વીસરીને પક્કો અરિ તેજ ભાઈ થયો; પરંતુ તેમનો પ્રતાપ એટલો બધો પ્રખ્યાત નથી.

'સજ્જન મુખડા' એ રાગ

કપટ નૃપતિએ કીધું રે. ટેક.
ચપટજ કરવા ખટપટથી, ઝટ મન પર લીધું રે. કપટ૦
અંગદની હતી બ્હેન કુમતિ, ત્હેને લલચાવી યુક્તિવતી;
દઈને વિપભોજન નિજ પ્રતિ, વધ કરવા ચીંધ્યું રે. કપટ૦
જો કામ થાય તો તો ઇનામમાં દેવા ચાહ્યાં ચાર ગામ;
તેથી બદનામ કામ કરવા, તેણે મન દીધું રે. કપટ૦

પદ-'બન ગયો બૈદ'

બ્હેને નિજ ભાઈ, જમવાને તેડયા. ટેક૦
રસોઈ કીધી ભાત ભાતની, ઝેર ભર્યું તે માંહી;
ભાઈહરિને ધર્યા વિના તો,કદીએ નથી ખાતા કશું ક્યાંહી રે.જ૦

કારણકે તે સમજી ચૂકયા હતા કે, 'અહાર મતિ કૃતિ સાત્વિક રહે તો.' તે આહારશુદ્ધિને માટે શ્રીહરિને ધરતું. તેજ સતનો સંગ થયો કે બેડો પાર. નવો અવતારજ એવો થઇ ચૂકયો હતો અને તેથીજ આવો નિયમ હતોઃ—

સંગે લાવ્યા હરિનો બટુવો થાળ ધર્યો હરખાઈ;
પ્રસાદ લેતાં પહેલ સંભાર્યો, પ્રિય ભાણેજ ચિત્ત ચાહીરે. જ૦
રામાં રામાં બ્હેને કીધાં, પણ કેમ માને ભાઇ;
શોધી કહાડયો તે પણ આવ્યો, ભેદ કશો ન લહે મનમાંહીરે. જ૦
સુત જમવા બેઠો સાથે કે, માતા ગઇ ગભરાઈ;
થાળ ઉપાડી લેવા માંડી, નીર રહ્યાં નયને ઉભરાઈ રે. જ૦
મામાકે ભાણેજ ન સમજ્યા, શું આ થાય નવાઈ;
થાળ રોકીને ભકતે પુછયું, થરથરી ગઈ તવ પાપણી બાઇરે. જ૦

'ભૂવાને જુએ ત્યાં ભૂત કયાં રહે!' સંત પ્રભાવે તેની મતિ પણ બદલાઇ; ને વાત પણ એવી બની હતી કે, પ્રકટ કર્યા સિવાય છૂટકોજ નહોતોઃ—

કાલીંગડો

ભુંડું કર્યું છે ભાઇ રે (૨) ઠરી ખરી કરાઇ. ભુંડું૦
ભોજન મેં નથી કીધું ભાવથી, ગઇ ભૂપથી ભોળવાઈ રે. ભુંડું૦
ચાર ગામ દેવાને ચાહ્યાં, તેથી ગઇ હા લોભાઈ રે. ભુંડું૦
નવ જમશો મામો કે ભાણો, દારુણ વિષ છે માંહી રે. ભુંડું૦
મને મારો કે જીવતી મુકો, સાચું ભાખું છું શરમાઇ રે. ભુંડું૦

કોઈ ભક્ત પુરુષ પોતાની અજ્ઞાની બહેનને ક્ષમા આપે એમાં કંઇ આશ્ચર્ય નથી; કારણકે તે સમજે છે કે 'લોભમૂલાનિ પાપાનિ–હરકોઇ પાપનું મૂળ લોભ છે' એટલે તે લોભને વશ

થઇ બ્હેને પાપ કર્યું છે. વળી પોતે સતનો સંગી છે, તેથી માન્યું કે આ અન્નનો સંગ 'સત્' પ્રભુ સાથે પણ થયો, તેથી પ્રભુને પણ તે સાથેનું વિષ ધરાવાયું છે, અને તેમાં પોતેજ નિમિત્ત બનેલ છે, તેથી તેના પાપનું ફળ પોતેજ ભોગવવું જોઇએ, અને પોતેજ તે વિષમિશ્ર અન્ન ખાઇ જવું જોઇએ અને તે પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. વળી આ વિષમિશ્ર અન્ન પણ પ્રભુપ્રસાદ તો થઇ ચૂકેલ છે, એટલે 'अकालमृत्युहरणं सर्वव्याधिविनाशनम्–(પ્રભુનું ચરણોદક) અકાળ મૃત્યુને હરનાર છે અને સર્વ રોગોનો વિનાશ કરનાર છે.' આ અભયવચન પ્રમાણે જો પાદોદક પણ તેવું હોય છે તો આ તો સાક્ષાત્ અન્નનો મહાપ્રસાદ છે, તેથી તેમાં હવે વિષનો સંબધ રહ્યોજ નથી; વળી મને મારી નાખવાને રાજા તો તૈયારજ થયો છે તો કોઇ પણ પ્રકારે હવે મને મારીજ નાખશે, તો પછી જે માર્ગ આ સમયેજ ખુલ્લો છે તેને કેમ ન સ્વીકારવો? આ સમયે પ્રભુસ્મરણ કરતાં કરતાં પ્રભુપૂજા કરીને પ્રભુપ્રસાદ આરોગતાં જો પ્રાણ જાય તો તેથી ઉત્તમ મૃત્યુસમય કયો છે? પરીક્ષિત રાજાએ પોતાના પર થયેલા શાપને અનુગ્રહ માન્યો હતો; કારણકે તેથી પ્રભુસ્મરણ કરવાનો પ્રસંગ મળ્યો હતો. આહા! ખરેખર, 'સત્સંગ શું ન કરે, આહાર મતિકૃતિ સાત્વિક રહે તો?' એ સત્યજ છે.

રાગ ખમાચ

**વધા ભક્ત નમ્ર રહી બ્હેન સાથ, બ્હેન સાથ ગ્રહી થાળ હાથ,**
**પ્રથમ કર્યું નહિ સત્ય મને તે હવે ન બાજી મ્હારે હાથ. વ૦**
થાળ ધરાયો અંતે સરાયો, જમી ચૂક્યા મુજ પ્રાણનાથ. વ૦
હવે નહિ હું કણ પણ છોડું જીવન એ મુજ મહાપ્રસાદ. વ૦
ત્હારા સુતનું તો તું જાણે, હું તો જમીશ સઆહ્લાદ. વ૦

આવી દ્રઢતા હોય તેજ પૂર્ણ સત્સંગ અથવા પૂર્ણ ભક્તિ છે; આવો સત્સંગ હોય તો 'સત્સંગ શું ન કરે ?' તેમને ખાત્રી હતી કે, આમાં હવે વિષ રહેજ નહિ; અને વિષ રહ્યું હોય તોયે મારી ભૂલ મારેજ સહેવી જોઇએ, એ નિશ્ચયથી—

પદ-રાગ આશાવરી

થરથરતી બ્હેની ઉભી રુવે છે, ટગરમગર ભાણેયે જુવે છે. ટેક૦
મહાપ્રસાદ આહ્લાદે લેતાં, ભક્તો ખાલી ક્ષણ ન ખુવે છે. થ૦
કહ્યું બ્હેનનું કશું ન માન્યું, સ્તંભી ગઈ ન ખસી તસુયે છે. થ૦
માન્યું જીવીશ તો જગત છેજ આ, વૈકુંઠ મળવુંજ સુવે છે. થ૦

પદ-'પ્રિયતમ પ્યારા' ધનાશ્રી

ધન્ય દયાળા ધન્ય કૃપાળા, સાચા સંતતણા રખવાળા;
વિષનું અમૃત થયું અહા રે, પ્રાત કુશળ ભલી ભાતે ભાળ્યા. ધ૦
વધુ વધી કાંતિ વધુ વધી શાન્તિ, વિષે રોગતનના સૌ ટાળ્યા;
અસર ન કરી ભકતને ઝેરે, પણ નૃપને લાગી ગઇ જ્વાળા. ધ૦

રાજાને ભય પેસી ગયો કે, 'હવે આ વધુ જીવ્યો તો જરૂર હુલ્લડ જગાવશે;' પણ તેને ભાન ન આવ્યું કે જેની આગળ પ્રભુદ્દષ્ટિથી વિષ અમૃત બન્યું તેને પોતે કેવી રીતે મારી શકશે ? ખરેખર, મૂઢ મનુષ્ય અંત સુધી સમજી શકતો નથી. તેનામાં એવું ધૈર્ય પણ રહેતું નથી કે પ્રભુભક્ત તો ક્ષમાશીલ હોય છે; જ્યારે ભક્તોને જાણવામાંજ હોય છે કે દુષ્ટો પોતાનો સ્વભાવ છોડતા નથી, તો 'તજ મન હરિવિમુખનકો સંગ' એમજ પોતાના મનને ઉપદેશ આપે છે, અને તેજ પ્રમાણે કરવાને—

સમજ્યા પોતે સમય ન ખોતે, જોતે જોતે છોડી ઘર ચાલ્યા. ધ૦
સંગ ન થયું કોઈ નૃપ હરથી, હીરો લઈ ધાયા પગપાળા. ધ૦

ગઝલ-'ઘરસેં યહાં કૌન' એ રાગ

જાણી ગયો નૃપાળ વાત, એ તદા વિફર્યો;
હીરોજ કરવા નિજ હાથ, એ તદા વિફર્યો.
ગયા બે કોશ દૂર છે હજી એવું સમજી,
ચડાવ્યા સ્વાર કોપ સાથ. એ તદા૦
જઇ લઈ ઘેરી વૈરી પાસથી હીરો લાવો,
આવ્યો છે લાગ ખરેખાત. એ તદા૦
ગયા સપાટે સ્વાર વાર ના કરી પહોંચ્યા,
ઘેરી વળ્યા પવિત્ર ગાત. એ તદા૦

પદ-'લીધો ઘેરી' એ રાગ

ઘેરીવળ્યા ઘેરી વળ્યાઘેરીવળ્યારે, ભક્તશ્રીને સવારો બધા૦
વધા હવે શીદ નાસે છે અંગદ, વીંટી વળી છે ચારે કોરબલારે.
મારીને લઈએ તે પહેલ દઇ દે, હાથે કરી નહિ મર ભાઈ ભલારે.
શીશ ઉરાડવા છે નૃપશાસન, માટે સ્વીકારી જા અમારી સલાહરે

પદ-'રાગ પરજ'

અંગદસિંહ ગયા ઘેરી, ચારે દિશાથી નૃપની રીસથી,
સ્વારો ફરી વળ્યા ઘેરી, અંગદસિંહ ગયો ઘેરી.
એકજ ગમ સર બીજી બધી ગમ, સ્વારો ફરી રહ્યા ફેરી. અં.
નાસી જવા ન મારગ એકે, મૃત્યુ થવા નથી દેરી. અં૦
મનની મનમાં રહી જાશે શું, ફાવી જશે આખર વેરી. અં૦
એવું જાણી આરત આણી, વધા સ્તુતિ પ્રિય પતિ કેરી. અં૦

પદ-'હરિ બિમાર' એ રાગ સોરઠ

જગદીશા પુરુષોત્તમા !
હરકત પર મ્હેં હરકત, વેઠી રાખ્યો હીરો આ,
ત્હારે સારૂ મ્હારે ના તમા ! જગ૦

તેંજ અપાવ્યો છે જય ભારે, તેંજ અપાવ્યો હીરો પ્યારે,
તુંજ સ્વીકારે ને તે ધારે, થાય તદા ઠંડક મન મ્હારે;
તેથી લેજે લાંબે હાથે, ફેંકું છું આ,
એવું કહીને નાંખ્યો તે દિશા, જગ૦

પદ-રાગ સોરઠ 'જશોદાજી' એ રાગ

જઇને સવારે કહ્યું નૃપને અંગદ હીરો હાથેથી;
સરમાંહે સરકી દીધોરે. જઇને૦
તેવા ધાયા આવ્યા રાયા કાંકરે કાઢી શોધ કીધોરે. જઇને૦
મથી મુઆ તે દિન ને રાતે લાગ્યો નહિ
હાથે હીરો કેમ કીધોરે. જઇને૦
થાકી આખી સ્વારી ફરી પાછી ઝગડો ન રાખી
સંત જાવા દીધોરે. જઇને૦

સત-શ્રીહરિ સંગ, અંગમાં છે ને તે અંગમાં, 'આહાર મતિ કૃતિ સાત્વિક રહે તો સત્સંગ શું ન કરે?'

કહે ગિરિધારીજીકો રક્ષક રમાકો નાથ,
વાંકો વાર વાંકો કરવેકો બલ કાકોહે. જઇને૦

પદ

નમું નમું જય જય જગદીશ. ટેક૦
વાળ ન વાંકો થયો સંતનો, ઉતરી નૃપની રીશ;
ચાલ્યા પુરી તણી સંતે નમાવીને શીશ. નમું૦
સ્વપ્ને શ્રીકંથ વદ્યા સ્વજન સંગાથ, હીરો આવ્યો મ્હારે હાથ;
દીપાવ્યું મેં તેથી ગાત આવી જુઓ ખુશી સાથ,
નૃપે થાશે એથી જ્ઞાત. નમું૦
જાગી મનથી નમી ભક્ત એ હરખ્યા અપરંપાર;
વારંવાર સ્તવી આવી પહોંચ્યા જ્યાં છે જગદીશ. નમું૦

પદ-'સખી રમણીય બાગ' સોરઠ

દીઠો હીરો શ્રીવરને અંગ, અંગદરાયે રે;
રગરગમાં છાયો ઉમંગ, પડયા પદ માંહે રે.
પહોંચ્યા સોનગઢે સુવૃત્તાંત, નૃપ ગભરાયો રે;
મટી ભ્રાન્ત ઠરી થઈ શાન્ત, શરણે ધાયો રે.

સાખી

અંગદ પદ પહેલો પડયો, ક્ષમાવીને નિજ દોષ;
ભક્ત થયો શ્રીકંથનો, ઉભયો પ્રીતિ જોષ.

પદ-'પ્યારા પ્રભુ' એ રાગ

નૃપ સુધરી ગયા અંગદ સંગે, અંગદ સંગે પરચાને પ્રસંગે.

'સત્સંગ શું ન કરે, આહાર મતિ કૃતિ સાત્વિક રહે તો?' વિષયી તથા મદ્યપાન કરનારની વૃત્તિ નારીપ્રતાપે સુધરી ને તેની કૃતિ જોઇ રાજાની વૃત્તિ સુધરી.

અંગદે ઘેરજ મહાપ્રસાદ પામી વૃત્તિ પૂરી સુધારી અને રાજાએ તો વળી શ્રીજગદીશની પ્રસાદી પણ પ્રીતિથી સ્વીકારી. પછી 'સત્સંગ શું ન કરે?'

બેઉ બન્યા પ્રભુના પ્રિય સરખા, રંગાયા સરખા હરિરંગે. નૃ૦
લાવ્યા નૃપ અંગદને નિજપુર, મંદર ભવ્ય બનાવ્યું ઉમંગે. નૃ૦
સેવ્યા ઉમ્મરભર શ્રીવરને, દેશ કર્યો વૈષ્ણવ ઉછરંગે. નૃ૦
અંત અનંતપતિપદ પામ્યા, અમને એ દેશે શ્રીરંગે. નૃ૦

એકના પ્રતાપે અનેકને 'સત્સંગ શું ન કરે?'



# श्री सुरथ-सुधन्वा-आख्यान

[ विषय-स्वधर्म]

## पूर्वरंग

### ५६

હરિ સ્વધર્મજ છોડાવજો તન, ભય જરીએ ના રહે મારે મન,
રોક્યું ન રહેશે સુખ ધાર્યું ન દેશે, અનુ તજેથી મળે તારૂં ભુવન.

### કવિત્ત

તનમાં ન આવ્યા ખાવા પીવા સુખે બેસી રહેવા,
નહિ બેસી રહેવા દે અચાનક એ કાઢશે;
નથી મજા લેવા માત્ર મળ્યું આ શરીર ભાત,
આધિ વ્યાધિ ઉપાધિ કંઇ કંઈ રંજાડશે.
મુવા એકે ન છૂટ્યા જીવતાં જો રહ્યા ચૂક્યા તો તો,
જમો રહે ઝૂક્યા સોટા તડાતડ તાડશે;
એકો ધર્મ નિજ શર્મ અહો કર્મ સહી સર્મ,
માગો સ્હાય તે અનંતપતિ પૂરી પાડશે.

તે આ રીતે–'હરિ! સ્વધર્મમાંજ છોડાવજો તન.' આજ આશયથી ભગવતી શ્રુતિ આજ્ઞા કરે છે–'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समाः। પોતાનાં કર્મો કરતા કરતાજ આ લોકમાં

સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરવી.' એજ પ્રમાણે ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં આદેશ આપે છેઃ—

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।
शरीरयात्राऽपि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥

'હમેશાં તું પોતાનાં કર્મ કર; કારણકે કર્મ નહિ કરવા કરતાં કર્મ કરવાં તે વધારે ઉત્તમ છે. જો તું કર્મ નહિ કરે તો તારો શરીરનિર્વાહ પણ થઇ શકશે નહિ.' આવી પ્રભુની આજ્ઞા હોવા છતાં પણ—

खंडलड्डुकवेलायां दंडमादाय धावति ।
संध्यावंदनवेलायां मूकोऽहमिति मन्यते ॥

(શરીર અશક્ત હોય તોપણ) જો ખાંડ-સાકરના લાડુ જમવાનો વખત આવે છે તો તો લાકડી લઈને દોડે છે; અને સંધ્યાવંદન કરવાનો વખત થાય છે ત્યારે તો 'શું કરૂં, હું તો મૂંગા જેવા થયો છું, હવે તો મારાથી બોલાતુંયે નથી' આમ માને છે. આવી ઠગાઇ સ્વધર્મ વેળા કરવી તે કદાચ અહીં તો ચાલી જશે, પણ મૃત્યુ પછી પરલોક માટે શું ? કારણકે—

યંહાં ઐસો તૈસો જગ કેની ભાઇ પુની ભાઈ,
વહાં રાજ નહિ હૈ પોપાંબાઈ કો.

માટે એ પ્રભુથી ડરીને તેમને પ્રાર્થના કરવી કે, 'હરિ ! સ્વધર્મમાંજ છોડાવજો તન.' આ સ્વધર્માચરણ વિષે ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં સૂચવે છેઃ—

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

अन्नाद् भवंति भूतानि पर्जन्यादन्नसंभवः।
यज्ञाद् भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥
एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीव यः।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति॥

'પૂર્વે યજ્ઞોની સાથે પ્રજાઓને સરજીને પ્રજાપતિ બ્રહ્મદેવે કહ્યું કે, આ યજ્ઞ કરવાથી તમે વૃદ્ધિ પામશો; અને તે યજ્ઞ પણ તમારી ઇષ્ટકામનાઓને પૂર્ણ કરશે. પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે, અન્ન મેઘથી નીપજે છે, મેઘ યજ્ઞો કરવાથી થાય છે અને યજ્ઞ કર્મોથી ઉત્પન્ન થાય છે. હે અર્જુન! આવું આ સૃષ્ટિ-ચક્ર મેં પ્રવર્તાવેલું છે, તેને જે મનુષ્ય અનુસરતો નથી અને કેવળ ઇન્દ્રિયોમાંજ રમ્યા કરે છે તેનું જીવન પાપી છે અને તે નકામો જીવે છે.' વળી આ મનુષ્યદેહદ્વારાજ આવી તક મળી શકે છે, જેથી આ માનવશરીર એવું તો ઉત્તમ ગણાય છે કે જે માટે દેવોની પણ ચાહના છે. તે મહાકિંમતી નરદેહ જો આપણને મળ્યો છે, તો તેનો આ ઉદ્દેશ જરૂર સમજવો જોઇએ કેઃ—

૫૬

સેવા લેવા સારૂં જીવડા, હરિએ તન દીધું છે,
થવા ખરૂં હિત ત્હારૂં, જીવડા હરિએ તન કીધું છે.
પોષણ રક્ષણ નિત્ય માગશે, તે તો પડશે દેવું;
તે સાટે તારે પણ એથી, કામ બરાબર લેવું.
શરીર સારૂં કર એટલું, જેથી શરીર ચાલે,
મૂરખના ઘરમાંજ નોકરો, ધણીથી વધુ મ્હાલે.
(તેમાં પણ)
જે જન તે પોતાનું માની, જગતનાં કાર્ય કરે છે;
તે સઘળો અધિકારક થઈ, દુઃખ દેવાહ કરે છે.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥
कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

'શમ ( આંતર ઇન્દ્રિયનિગ્રહ ), દમ ( બાહ્ય ઇન્દ્રિયનિગ્રહ ), તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્યપણું—આ બ્રાહ્મણોનાં સ્વભાવજન્ય કર્મ છે; શૌર્ય, તેજ, ધૈર્ય, ચતુરાઇ, યુદ્ધમાં અપલાયન, દાન અને સ્વામિત્વ—એ ક્ષત્રિયોનાં સ્વભાવજન્ય કર્મ છે; ખેતી કરવી, ગાયો પાળવી—રાખવી, તથા વેપાર કરવો તે વૈશ્યોનાં સ્વભાવજન્ય કર્મ છે; અને ત્રણે વર્ણોની સેવારૂપ કર્મ તે શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ છે.' આ સ્વભાવજન્ય સ્વકર્મ તેજ સ્વકર્મ તેજ સ્વધર્મ છે અને—

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।

'પોતપોતાનાં કર્મરૂપ તે સ્વધર્મમાં જે મનુષ્ય બરાબર આસક્ત રહે છે—તેનું યથાસ્થિત પાલન કરે છે તે ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.' કારણકે—

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥

'જનક વગેરે બ્રહ્મનિષ્ઠ રાજાઓ પણ તે સ્વકર્મરૂપ સ્વધર્માચરણ કરીનેજ સિદ્ધિ પામ્યા છે—મુક્ત થયા છે.' એક વેળા શ્રીનારદજી દ્વારિકા ગયા. ત્યાં શ્રીકૃષ્ણ ભગવાન પટરાણી પાસે હતા ને સભામાં પણ બેઠા હતા. તેમને કહ્યું કે શહેર જોઇ આવ્યો. પછી હાથમાં તેલભર્યો કટોરો આપીને ભગવાને તેમને પૂછયું કે કહો, શહેર કેવું છે ? તેમજ ઉપર શિલા બાંધીને નીચે ભોજન જમાડયા, ને પૂછયું કે સ્વાદ કેવો છે ? તેમ સર્વના સંબંધે સમ-

એજ કર્મ પ્રભુ સેવારૂપે, જે જન ફરી કરે છે;
તે સઘળાં અઘબંધન તોડી, પ્રભુનાં પ્રિય કરે છે.
શરીર તો ખુદના સુખ સારૂ, તને ખેંચી જાય છે;
એને વશ નહિ થાય દૃઢ રહી, તો અર્થ સધાય છે.

તે સાધવા માટે એ પ્રભુનેજ પ્રાર્થના કરવી જોઈએ કે 'હરિ ! સ્વધર્મમાંજ છોડાવજો તન.' આ સ્વધર્મ તે શાસ્ત્રોક્ત સ્વકર્મરૂપજ છે અને તેથીજ પોતાના વર્ણાશ્રમ પ્રમાણે જો સ્વકર્મ કરે તો તે સ્વધર્મ કર્યો ગણાય છે; અને તેજ ઉત્તમ શ્રેયસ્કર છે, એમ ખુદ ભગવાન ગીતામાં કહે છેઃ—

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मात् स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

'ગુણની દૃષ્ટિએ કંઇક ઓછા ગુણવાળો હોય તો પણ સ્વધર્મ તેજ સારી રીતે પાળેલા પરધર્મ કરતાં વધારે શ્રેષ્ઠ છે; એટલુંજ નહિ પણ સ્વધર્મ કરવા જતાં મરણ થાય તો પણ ઘણું ઉત્તમ છે, પણ પરધર્મ તો ભયાવહ છે.' માટેજ એ માગવું યોગ્ય છે કે 'હરિ ! સ્વધર્મમાં છોડાવજો તન.' તે સ્વધર્મ કયો ? એવી જો જિજ્ઞાસા થાય તો જુઓ ગીતાનાજ શ્લોકોઃ—

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ॥

ગુણ-કર્મના વિભાગ પ્રમાણે ચાર વર્ણોને મેં સર્જ્યા છે; અને હે પરંતપ ! બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો તથા શૂદ્રોનાં કર્મો પણ તેઓના સ્વભાવથી ઉત્પન્ન થયેલાં દર્શાવ્યાં છે.' જેમકે—

शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥
कृषिगोरक्षवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

'શમ (આંતર ઇન્દ્રિયનિગ્રહ), દમ (બાહ્ય ઇન્દ્રિયનિગ્રહ), તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિક્યપણું-આ બ્રાહ્મણોના સ્વભાવજન્ય કર્મ છે, શૌર્ય, તેજ, ધૈર્ય, ચતુરાઇ, યુદ્ધમાં અપલાયન, દાન અને સ્વામિત્વ-એ ક્ષત્રિયોનાં સ્વભાવજન્ય કર્મ છે, ખેતી કરવી, ગાયો પાળવી-રાખવી, તથા વેપાર કરવો તે વૈશ્યોના સ્વભાવજન્ય કર્મ છે, અને ત્રણે વર્ણોની સેવારૂપ કર્મ તે શૂદ્રનું સ્વભાવજન્ય કર્મ છે.' આ સ્વભાવજન્ય સ્વકર્મ તેજ સ્વકર્મ તેજ સ્વધર્મ છે અને—

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।

'પોતપોતાના કર્મરૂપ તે સ્વધર્મમાં જે મનુષ્ય બરાબર આસક્ત રહે છે—તેનું યથાસ્થિત પાલન કરે છે તે ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.' કારણકે—

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥

'જનક વગેરે બ્રહ્મનિષ્ઠ રાજાઓ પણ તે સ્વકર્મરૂપ સ્વધર્માચરણ કરીનેજ સિદ્ધિ પામ્યા છે-મુક્ત થયા છે.' એક વેળા શ્રીનારદજી દ્વારિકા ગયા ત્યાં શ્રીકૃષ્ણ ભગવાન પટરાણી પાસે હતા ને સભામાં પણ બેઠા હતા. તેમને કહ્યું કે શહેર જોઇ આવ્યો પછી હાથમાં તેલભર્યો કટોરો આપીને ભગવાને તેમને પૂછ્યું કે કહો, શહેર કેવું છે ? તેમજ ઉપર શિલા બાંધીને નીચે ભોજન જમાડયા, ને પૂછ્યું કે સ્વાદ કેવો છે ? તેમ સર્વના સંબંધે સમ-

જવું; પણ ગીતામાં કહેલી આ વસ્તુ લક્ષ્યમાં હોવી જોઇએ કેઃ—

यस्माज्जातानि भूतानि येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥

'જેમનાથી સર્વપ્રાણીઓ ઉત્પન્ન થયાં છે અને જેમનાવડે આ સર્વ જગત વ્યાપ્ત છે તે પરમાત્માને પોતાનાં વર્ણાશ્રમ કર્મથી પૂજીને મનુષ્ય સિદ્ધિને પામે છે.' આ રીતે સ્વકર્માનુષ્ઠાન અથવા સ્વધર્માચરણથીજ યથેષ્ટ સિદ્ધિ સિદ્ધ થાય છે, એમ બરાબર સમજ્યા પછી યથાશક્તિ જેટલું બને તેટલું પણ તે વર્તનમાં જો મુકાય તો ભગવાનનું આ વચન છે કે, 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्—આ ધર્માચરણનો અલ્પ અંશ પણ મોટા ભયથી બચાવી લે છે.' એટલે નિશ્ચય થાય છે કે, એજ વસ્તુ સાચી છે અને તે માટેજ પ્રભુ પ્રત્યે માગવું જોઇએ કેઃ—

'હરિ સ્વધર્મમાં છોડાવજો તન.'
ભય જરીએ ના રહે મન, હરિ સ્વધર્મમાં૦

આપણામાંના ઘણા લોકો ડાહી ડાહી વાતો તો કરે છે, પણ સાચી વાત આ છે કેઃ—

પદ

હરિ મને મૃત્યુનો ભય છે ભારે રે, આપ વિણ નહિ કોઇ નિવારે.
અંગે રોગ જરી વધુ થાયે રે, મૃત્યુ ત્યાં સન્મુખ દેખાયે રે.
ગામમાંહે મહા રોગ આવે, ત્યાં તો ભય ભારે ભડકાવે;
એવો ડરકું શું મૃત્યુથી ફાવે. હરિ૦
સાજાં શરીરે વૈરાગ્ય દેખાતો, રોગ થાતાં રહી જાતો;
સાચું કહું છું સ્વામી શરમાતો. હરિ૦
હજી વ્હાલી ઘણી છે કાયા, ઓછી થઇ નથી જરીયે માયા;
તે સારૂં વીનવું જગરાયા. હરિ૦

[શું ?] 'ભય જરીએ ન રહે મારે મન,'
'હરિ સ્વધર્મમાં છોડાવજે તન.'

અને આ વાત સર્વમાં સુવિદિત છે કે:—

રોક્યું ન રહેશે ધાર્યું ન દેશે, આપણે દઢ કરવું.

કારણકે એક કવિ કહે છે:—

ભલાયે મોતહીકે નામસે કયોં દમ નીકલતા હૈ,
મુસાફિર સેંકડો જાતે હૈં, રસ્તા ખૂબ ચલતા હૈ.

માટે એ સર્વભક્ષક મૃત્યુથી ડરવાની માથાફોડ કરવી તે કેવળ વૃથાજ છે. આપણે તો શું હિસાબમાં છીએ; પણ—

કવિત્ત

રાવણને માગ્યો વરદાન નહિ મરવે કો,
મરનો હિ ભયો અંત ભલુકથી નર તે;
હિરણ્યકશિપુને ભી માગ્યો વર યુક્તિ કરી,
મરવો હિ ભયો મૃત્યુનીકસા પાપર તે.
વેદ મર ગયે યોગી અમર ભી મર ગયે,
મૃત્યુ તે ન બચ્યો કોટી કોઇ ભી હુન્નર તે;
દેવ ભી મરેંગે યમદેવ ભી મરેંગે,
અજ શિવના રહેંગે, અનુ કહોવાં ક્યાં નરતે.

पृथ्वी यत्र भवेद्दग्धा मेरुश्चापि विशीर्यते ।
शुष्येच्च सागरजलं शरीरे तत्र का कथा ॥

'જ્યાં પૃથ્વી બળીને ભસ્મ થવાની, મેરુ પર્વત પણ વિણશાઈ જવાનો અને સમુદ્રનું પાણી પણ સુકાય જવાનું તે કાળની પાસે આપણા શરીરની તો શી વાત?' એટલે ક્ષણભંગુર આ શરીરને કોઇ રીતે પણ મૃત્યુથી બચાવી શકાતું નથી અને 'રોક્યું

ન રહેશે ધાર્યું ન દેશે ’ એજ વાત જો નક્કી છે; તો ખરા સુખનું સ્થાન તે પરમાત્માનું શરણુ લઈ સ્વધર્માનુષ્ઠાનપૂર્વક શરીરત્યાગ થાય તો ‘ અનુ તજેથી મળે તારૂં ભુવન. ’ કારણકે—

‘વેહી ધારસેં રાહ જાનેકા, મુકામ જહાં અપના હ;
કયા દરકાર કરત જીનેકી, જીંદગી તો સુપનાં હૈ.’
‘મરને સેં કયા ડરનાં, જલદી પાર ઉતરનાં.’

મૃત્યુથી ડરે કોણુ ?:—

જે ન પ્રથમથી ચેતે તેને મરવાનો ભય ભારે,
હરિને ભજે ન રહે તેમને મરવાનો ભય ભારે.
ખાવા પીવા ઘર ધંધામાં, ઉમર બધી વીતાડે,
કાળ કરાળ આવી પહોંચે જવ ત્યારે બૂમો પાડે.
મારૂં મારૂં કર્યું ઉમરભાર, તે ન રહે પોતાનું,
સજ્જડ પ્રીતિ સઘ તોડવી,એ દુ:ખ થાય ન નાનું.
સૌ તો ખાય પીએ રહે વાંસે, માત્ર એકલા જાવું,
ત્યાં જઇશ શું થાશે મારૂં, એમ પડે ગભરાવું.
મરવું એ નિ:શંક સમજીને, પ્રથમ નહિ સંભારે,
એ જ્યારે આવે મુખ સામું, ત્યારે બૂમો પાડે.

પ્રભુના ઉપકારો વીસરી નિમકહરામ થઈ જે જે તેમનાં—

કર્યા હોય અઘભારી, તે સઘળાંનું સ્મરણુ થાતાં.
અનંત જે ન પ્રથમથી ચેતે, તે અંતે પસતાતાં.

જેઓએ પ્રથમથીજ ચેતી જઈ પરલોકસાધન-સ્વધર્મસેવન બરાબર કર્યું છે તેઓ તો:—

कृतकृत्याः प्रतीक्षंते मृत्युं प्रियमिवातिथिम् ।

કૃતકૃત્ય હોઇને પ્રિય અતિથિની પેઠે મૃત્યુની રાહ જુએ છે; કારણુ કે:—

જગના ધનિક મૂકી અહીં સઘળું, જાય મહાદુઃખ સ્થાન;
જગ છોડતાં મળે હરિજનને તો અમૂલ્ય વિમાન.

આ ઉપરથી ચોક્કસ થાય છે કેઃ—

જગમાં મોજો કરે તેમને, મૃત્યુ થાય મ્હોકાણ,
હરિની સેવા કરનારાને, એથીજ મળે લ્હાણ.

માટે વાત સાચી છે કેઃ—

અનુ તજેથી મળે તારૂં ભુવન.
હરિ સ્વધર્મમાં દોડાવજો તન, ભય જરીએ ના રહે મન.

એક વેળા મહારાજા શ્રીનિમિને યજ્ઞ કરવાની ઇચ્છા થઇ. તેમણે પોતાના કુળગુરુ ને પુરોહિત મહર્ષિ વસિષ્ઠને તે વાત જણાવી. તેમણે પણ હા પાડી. બીજી બાજુ તેજ સમયે ઇન્દ્રે પણ યજ્ઞ કરવાની તૈયારી કરી, અને તેમાં વસિષ્ઠને તેડું મોકલ્યુ; એટલે વસિષ્ઠ ઋષિ, નિમિ રાજાને પડતો મૂકી ઇન્દ્રને ત્યાં યજ્ઞ કરાવવા ઊપડી ગયા. નિમિએ પણ યજ્ઞની બધી તૈયારી કરાવીજ હતી, તેથી વસિષ્ઠને ત્યાં ગયેલા જાણી ગૌતમ ઋષિને પોતાને ત્યાં યજ્ઞ કરાવવા તેડી આણ્યા. ગૌતમે નિમિનું યજ્ઞકાર્ય આગળ ચલાવ્યું, તેટલામાં વસિષ્ઠ ઇન્દ્રનો યજ્ઞ સમાપ્ત કરીને ત્યાં આવી પહોંચ્યા. તેમણે પોતાના વતી ગૌતમને યજ્ઞ કરાવતા જોઇ, ક્રોધે ભરાઇને નિમિ રાજાને આવો શાપ આપ્યો કે, 'તેં મને નોતરીને પાછળથી બીજા પાસે કાર્ય કરાવ્યું અને સદાના પુરોહિત એવા મારો ત્યાગ કર્યો, માટે તારો વિનાશ થાઓ. એ પ્રમાણે વસિષ્ઠે શાપ દીધો, તેથી રાજાએ પણ કોપાયમાન થઇને સામેથી વસિષ્ઠને શાપ દીધો કે, 'તમે પ્રથમ મને યજ્ઞમાં આવવાની કબૂલાત આપીને ખરે વખતે ઇન્દ્રને ત્યાં ચાલ્યા ગયા અને લોભથી ખેંચાઇને મને લટકતો મૂક્યો, માટે તમારો પણ

તાપ-સુખ-દુ:ખને આપનારા છે; તેઓ આવે છે ને જાય છે; અને અનિત્ય છે; તેઓને તું સહન કર.' કારણકે:—

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

'હે પુરુષશ્રેષ્ઠ! સુખ-દુ:ખને સમાન ગણનારા જે ધીર મહાપુરુષને આ (ઇન્દ્રિયોના વિષય સંબંધો) વ્યથા ઉપજાવતા નથી તે પુરુષ, મોક્ષ માટે સમર્થ થઈ શકે છે.' તે કોની પેઠે? સુરથ-સુધન્વાની પેઠે, માટે માગો કે:—

'હરિ! સ્વધર્મમાંજ છોડાવજે તન.'

## શ્રી સુરથ-સુધન્વા-આખ્યાન

### મરાઠી સાખી

શ્રીકૃષ્ણભક્ત યુધિષ્ઠિરરાયે, અશ્વમેધ કરવાને;
તુરંગ પૂજી ઉમંગ સાથે, સુઅંગ કર્યો રવાને,
સંગ જવાને હાં...... સોંપ્યા ઘણા જવાને.
પ્રૌઢ પાર્થ પ્રદ્યુમ્ન પાટવી, પરાક્રમી છે પૂરા;
સુંદર સેના સાથે સોંપ્યા, શ્રેષ્ઠ સહાયી શૂરા,
જોતાં મધુરા હાં...... ...અરિ મૂકે ન અધુરા.
દેશ-વિદેશ વિચરતો વાજી, વન-ઉપવનમાં ફરતો;
શત્રુને સંહરતો સ્નેહીને સાથે સંઘરતો,
ભૂમિ ભરતો હાં....... .જઈ જગે જગ ઠરતો.
ચંપક પૂરી પુરી વૈભવમય, હંસધ્વજ નૃપવાળી;
આવ્યો તેના પાધરમાં હય, કરે સંગી રખવાળી,
ભાળી હાં. ......ખબર રાયને આલી.

વિનાશ થાઓ ' એ રીતે બન્નેએ સામસામા શાપ દીધા, તેથી બન્નેનાં શરીર નાશ પામ્યાં. આ વાતની બ્રહ્માને જાણ થઈ એટલે તેમણે વચ્ચે પડીને વસિષ્ઠને તેમનો દેહ પાછો આપ્યો ને નિમિરાજાને પણ તેનું શરીર પાછું આપવા ઇચ્છા બતાવી, ત્યારે નિમિએ તો સ્પષ્ટ એજ કહ્યું કે:—

નિમિ કહે કરી યજ્ઞ મુનીશા, જો ન ત્યાગી પાવત જગદીશા,
સો મોહી સહજ મીલ્યો જગમાંહી,
અબ તનુ લહતકી આશ મોંહિ નાંહિ.

જેમ ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે:—

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥

' હે પાર્થ! અનાયાસે-દૈવેચ્છાએ મળી આવેલુ અને ખુલ્લા સ્વર્ગના દ્વાર સમું આવું યુદ્ધ તો સુખી ક્ષત્રિયોજ પ્રાપ્ત કરી શકે.' માટે આપણે પ્રભુપ્રત્યે એજ માગવું જોઇએ કે:—

આટલી અરજ મારી ઇશ ઉરમાંહી ધાર,
એનો ઉપયોગ મને તારી સેવામાં કરાવ.

' અનુ તરાવ એજ નાવ ' આવી પ્રાર્થનાપૂર્વક હરિસેવામાંજ આ શરીરનો ઉપયાગ કરવો જોઇએ, ને વીર ક્ષત્રિયની પેઠે મૃત્યુથી નહિ ડરીને ભગવાન શ્રીકૃષ્ણનાં આ વચનો લક્ષ્યમા લેવાં કે:—

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

' હે ભારત! ઇન્દ્રિયોના વિષયો સાથેના સંબધો ટાઢ-

તાપ-સુખ-દુઃખને આપનારા છે; તેઓ આવે છે ને જાય છે; અને અનિત્ય છે; તેઓને તું સહન કર.' કારણકેઃ—

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

'હે પુરુષશ્રેષ્ઠ! સુખ-દુઃખને સમાન ગણનારા જે ધીર મહાપુરુષને આ (ઇન્દ્રિયોના વિષય સંબંધો) વ્યથા ઉપજાવતા નથી તે પુરુષ, મોક્ષ માટે સમર્થ થઇ શકે છે.' તે કોની પેઠે? સુરથ-સુધન્વાની પેઠે; માટે માગો કેઃ—

'હરિ! સ્વધર્મમાંજ છોડાવજે તન.'

## શ્રી સુરથ-સુધન્વા-આખ્યાન

### મરાઠી સાખી

શ્રીકૃષ્ણભક્ત યુધિષ્ઠિરરાયે, અશ્વમેધ કરવાને;
તુરંગ પૂજી ઉમંગ સાથે, સુઅંગ કર્યો રવાને,
સંગ જવાને હાં.........સોંડયા ઘણા જવાને.
પ્રૌઢ પાર્થ પ્રદ્યુમ્ન પારથી, પરાક્રમી છે પૂરા;
સુંદર સેના સાથે સોંડયા, શ્રેષ્ઠ સહાયી શૂરા,
જોતાં મધુરા હાં.........અરિ મૂકે ન અધુરા.
દેશ-વિદેશ વિચરતો વાજી, વન-ઉપવનમાં ફરતો;
શત્રુને સંહરતો સ્નેહીને સાથે સંઘરતો,
ભૂમિ ભરતો હાં.........જઈ જગે જગ ઠરતો.
ચંપક પૂરી પુરી વૈભવમય, હંસધ્વજ નૃપવાળી;
આવ્યો તેના પાધરમાં હય, કરે સંગી રખવાળી,
દૂતે ભાળી હાં.. ......ખબર રાયને આલી.

## દુહો

મિત્ર-મંત્રી ભેળા કર્યા, ભલા ભૂપે નિજ ધામ;
અશ્વ બાંધવા ઉર ચહ્યું, થવા ઇંદ્ર શુભ ધામ.

પદ-'મ્હો મલકાવી' એ રાગ

હંસધ્વજ કહે ભલું થયું, હરિજનનો હય અહીં આવ્યોરે,
અર્જુન ને પ્રદ્યુમ્ન સંગ છે, એ પ્રસંગ પણ ભાવ્યો રે.
હય બાંધ્યાથી હરિજન લડશે, તેને અડચણ પડશે રે,
ત્યારે તેની વ્હારે વ્હાલા, ચોંપ રાખીને ચડશે રે.
ઘર બેઠે ગોવિંદ નીરખશું, જો લડશું જય રાખીરે,
મનમાની મુક્તિ મેળવશું, દિવ્ય દર્શનસુખ ચાખી રે.
કોઇ અભાગી રહે ન એથી, એ તો આગ્રહ કરીએ રે,
હરિજનને રીઝવીએ શું રે, પાછો પગ નવ ભરીએ રે.

## દીંડી

ભક્ત ભૂપતણા ભક્ત સખા વ્હાલા,
સર્વને છે સરખા શ્રી સખા વ્હાલા;
વધા બેશક હય બાંધવો નૃપાલ,
એવું કરીએ કે પધારે કૃપાલ.

## દુહો

સન્મતિ સામંતો તણી, સંમતિ મળવા સાથ;
રણેજ ચડવા કારણે, સઘ કરાવ્યો સાદ.

શિક્ષા ખપશે સાધેજ નહિ ચઢનારા.
પુર બહાર તેલની કડાઈ તુર્ત ચઢાવી,
તે સાથે હુકમે દીધો બહાર પડાવી;
સંગે ન ચઢે તેને દેવા ગગડાવી,
શિર મરે મફત કોઈ શિર પર ગાળ ચડાવી.
પણ એક નિયમ તે માંહિ જણાવ્યો પાછો,
હોય એક પત્નીવ્રત ભક્ત હરિનો સાચો;
તે ચઢે રણે અન્યે નહિ લઢવા ધાવું,
સત્પુરુષ થયા ખુશ સુણતાં શાસન આવું.
હય હાથી રથથી પથ સઘળા ઢંકાયા,
શૂરા સોડયા શૃંગારી સબળી કાયા;
ઊર્ધ્વ પુંડ્ર કીધાં ભવ્ય ભભકતે ભાલે,
ધારી બહુ તુલસી અને કમળની માળે.
દઇ દાન ધરીને ધ્યાન ગુરુ શ્રીવરતું,
નીકળ્યા નથી નાખુશ થતું કોઈ ઘરતું;
શુભ કવચ આયુધો ભાત ભાતનાં હાથે,
આનંદિત થયા તૈયાર ભૂપતિ સાથે.

### ગીતિ

શશિસેન શશિકેતુ, સુબળ સુધન્વા અને સુરથ સાથે,
થયા પુત્ર સજજ પાંચે, સબળ સુધનુષ્યો અને સુરથ સાથે.

### હરિગીત

એમાં સુધન્વા સજજ થઈ, નિજ માતની પાસે ગયો,
રણમાં જવા સ્વવિચાર, નિજ માતને ઉલ્લાસે કહ્યો;
માતએ આશીર્વાદ સુત જયકાજ, શુભ આશે કહ્યો,
વળી ખાસ કરી સ્વવિચાર બોધ વચનોથી ખુલાસો કર્યો.

ગરબી-' પ્રભુ ખબર અમારી ' એ રાગ

વહાલા વહેલા વળજો વદું વહાલથી રે,
આવ્યો ઉત્તમ અવસર ગણો,
હાલ, મારા લાલ, વહેલા વળજો, વદું વહાલથી રે.
યુદ્ધે યાદવ-ધનંજયને જિતશો રે,
થાશે પ્રકટ તો તો પ્રભુ તત્કાળ. મારા૦
તેને પ્રેમે પધરાવજો પુરી પ્રતિ રે,
હું એ નીરખીને થઇશ નીહાલ. મારા૦
રાખી જશ જગમાં તન તજશો રણ વિષે,
તો એ મળશે વૈકુંઠે વિશ્વપાલ. મારા૦
એક રીતે મારી કુખ વખણાવજો રે,
નહિ ફરશો રણથકી શત્રુ સાલ. મારા૦

ઉપેન્દ્રવજ્રા

ન કુખ માતા કદી હું લજાવું, શૂરા તણો વેષ ભલો ભજાવું;
પૂરેપૂરો ધર્મ લઈ બજાવું, પ્રભુ કૃપા એ થકી ઉપજાવું.

દુહો

માતા પાદ પડીને પછી, ગયો પ્રિયાની પાસ;
વીર વિદાઈ માગતાં, વદી વનિતા ધરી આશ.

ભૈરવી

પ્યારા પતિ લઢવાને પધારો, ધરો ધૃતિ ઉર મોદ વધારો;
આવો અવસર આવ્યો સુભાગ્યે, જસધારી ચહ્યું કાજ સુધારો.
પણ પહેલું રતિદાન આપી લ્યો, છે કુળધારો સ્મૃતિના આધારો.
પૂરી આશ સતીની પ્રિયપાતએ, તવ વદી નાથ સીધારો સીધારો.

### ગઝલ ભૈરવી

કરી સ્નાન ને દાન આપી વળી, ધરી શસ્ત્ર બેઠા રથે મહાબળી;
લહ્યું કે ગયું સૈન્ય તો ક્યારથી, થયું છે મ્હોડું શોચતા મહારથી.
પિતાએ તહાં સૈનિકોને લઈ, તપાસ્યું ચઢ્યા છે બધા કે નહિ;
ન દીઠો સુધન્વાજ તેની માંહી, ચઢયો ક્રોધ કે શુદ્ધ બુદ્ધિ ગઈ.
જુઓ શું સિપાઇ કુમાર નથી, હવે એની પરવાજ મારે નથી;
ધસો ઝાલી લાવો ન ડરશો જરી, સિફારસ કોઇએ ન કરશો જરી.

### હરિગીત

દોડયા દૂતો મળ્યા સામા સુધન્વા મારગ મહિં,
જઈ નમ્યા પિતુને પણ જુએ શું ક્રોધ છે રગરગ મહિ.
કહે તાત તું નથી પુત્ર મ્હારો, મુખ ન દેખાડીશ ફરી;
સુણી સમર તું ઘરમાં ભરાયો, નામ શું કાઢીશ ફરી.

### ગીતિ

પુત્ર વદ્યો રણવાસે, વિદાઇ લેતાં વીત્યો વધુ કાળ;
હુલો સુણી ખુલાસો, ચઢયો ભૂપને અતિ વધુ કાળ.

### રેખતો

કહ્યું કોઇનું નહિ માની, અતિ સુતને એ અપમાની;
લહ્યું ઉરમાં છે કપુત એ, વદી ન શકયો વધુ સુત એ.
હતા મંત્રી પુરી પાસે, કહ્યું તે કરે પુરી તપાસે;
સજાને યોગ્ય જો ઠરશે, માગ્યું છે મૃત્યુ તે મરશે.
લિખિત ને શંખની સ્હામે, ઉભો જઈ પુત્ર તો હામે;
તપાસ ન થઈ ત્યાં ઝાઝી, વદ્યો ન વધુ કુંવર લાજી.
ઠર્યું કે કડાઇમાં નાખો, શરૂનો વાંક શે સાંખો;
અસર બીજા ઉપર કરશે, જઈ રાજા નહિ ઠરશે.
કહાવ્યું ભૂપને એવું, ચહ્યું ચિત્તમાં થવા તેવું;

સુતજ પિતનું વચન તોડે, કર્યું પણ ભૂપ જો તોડે.
પછી તો ક્યાં રહે નીતિ, પછી કોને રહે ભીતિ;
પિતા કહે છે હુકમ મ્હારો, સુખે સુતને તમે મારો.
વધા મંત્રી તદા સુતને, થશે શિક્ષા તું કપુતને;
જન્મી ક્ષત્રિય નૃપાલગૃહે, કરી રણ ટાણે ઘેર રહે.
પિતાની શાસના તોડી, તને શકીએ નહિ છોડી;
પટકશું તેલની કડાએ, નહિ જીવતા કદી કઢાએ.

વસંતતિલકા

બ્હીનો લહાઈ થકી એજ કર્યું તપાસે,
ચાલ્યા લઈ તુરત મંત્રી કઢાઈ પાસે.
ચાલ્યાં જનો દુઃખી થતાં બહુ તેની વાંસે,
શું કષ્ટ થાય સતીને સુણતે નિવાસે.

પદ-આશાવરી

શાંત સુધન્વા હરિ સમરે છે, કોણ કહે અન્યાયે મરે છે;
હે જગજીવનદેવદયાઘન, તારીજ આશ હજી ઉર રહે છે. શાં૦
વિણદોષે અપયશમાં મરવું, એજ વિચાર દિલે દુઃખ દે છે;
પણ જો તે તું સત્યનો સાથી, તો ડરવું જરીયે ન ઘટે છે. શાં૦

પદ-' ઝટ સ્હામું જુઓ ' એ રાગ

થયો શાંત સુધન્વા કુમાર,
અરે હાં સમર્યાજ કરે છે, શ્રીવર જગદાધાર.

સાખી

તેલ કઢાઈની પાસે પહોંચ્યો, જુએ ઉભાં નરનાર;
હુકમ કર્યો મંત્રીએ તપાવો, વધુ તેલ વિણવાર. હે રામ૦
આંચ આપી ચુલે તેલને, નરમ હૃદય મોજાર;

ભભકી ઉઠયાં ત્યાં તેણે પણ, કોણ કરી શકે વ્હાર. હે રામ૦
શંખ લિખિત દૂતથી વધા, જોઈ કઢાઇ થઈ તૈયાર;
પકડી પટકો કટાઇમાંહે, કર્યું ભોગવે કુમાર. હે રામ૦
વધા આપ કોઈ મને ન અડશો, છઉં જાતે તૈયાર;
હે હરિ! ડર્યો હોઉં જો રણથી, તો નવ કરશો વ્હાર. હે રામ૦
આયુધ ભૂષણ ધરેલ કુંવરે, કમર કસી વિણવાર;
વદી જય હરિ માર્યો ભુસકો, જાણે ગંગા મોઝાર. હે રામ૦
પ્રચંડ તેલ ઉકળતું ખદબદ, શીત થયું તે ઠાર;
જોનારા તવ વિસ્મય પામ્યા, છે સુખી રાજકુમાર. હે રામ૦

શાર્દૂલ

બોલ્યા શંખ લિખિત તેલ તપતાં, વીત્યો બહુ કાળ છે;
તેથી સ્થિર થયું દીસે શું અથવા, જાદુ કર્યું હાલ છે;
આપી આંચ વિશેષ તેમ સ્થિર તે, થાતું જતું જોઈને;
નાખ્યું અંદર નાળિયેર કળવા, સૂઝે મતિ ખોઈને.

સાલિની

તડ તડ તડ તુટયું ને પડયું તેજ વેળા,
ઝટ પટ કટકા બે ઉછળ્યા તેજ ભેળા.
શિર પર જઈ લાગ્યા શંખને ભ્રાતને કે,
ફટ ફટ બેઉ ફાટયા હા બચ્યા ત્યાં ન એકે.

ઝીંઝોટી

આ વૃત્તાંત જોતાંજ દૂત ઝટ ધાયા નૃપતિ પાસે રે,
વીતી વાત કહી કે આવ્યા રાજા ત્યાં ઉલ્લાસે રે.
બહાર નીસર્યા શુચિ સુધન્વા જયજય જન ભાખે રે,
ભૂપે ભેટયા ભારે ભાવે ભરીને આંસુ આંખે રે.
નિર્દોષી કર ક્ષમા મને તું માહાત્મ્ય તારું ભારે રે,
વધા સુધન્વા હું, નવ જાણું જે કીધું કીરતારે રે.

હળી મળી પ્રેમમાં પીગળી વળી આવ્યા નિજ સ્થાનેરે,
બ્હાર કરી ધર્મીની કેવી, કરુણાથી ભગવાને રે.

સાખી

ફરી ફરી સૈનિકમાં વરથી, નૃપ આજ્ઞાની ભારી;
હરિ હરિ મુખ થકી ઉચરી, લઢવું એ સંભારી.
પછી ખબર પાંડવ દળને તે, ચઢયું તુરત જયકારી;
બેઉ દળ સાગર સમ ખળભળતાં, દીસે ભવ્ય ભયકારી.
વદ્યા તદા પ્રદ્યુમ્ન પાર્થ કાકા, આ તો પ્રભુદાસ;
હરિ હરિ કહી લઢવા ઉપડે, એથી થાઉં ઉદાસ.
ઊર્ધ્વ પુંડ્રને માળાધારીનો, કેમ થાયે વિનાશ;
એથી કોપે ઊલટા આપણા પર, અંતે અવિનાશ.
પાર્થ કહે ક્ષત્રિયના ધર્મને, વિસરી જા ન કુમાર;
એ આપણને, આપણ એને, સુખે મારીએ માર.
લઢે પડેથી લાભ બેઉને, અહીં ને ત્યાં નિરધાર;
માટે મંડ દંડ દે પ્રચંડ થઇને, બીજું ના દિલ ધાર.
જોડજોડ મળી સામી કામી, બાંધી વિણ ખામી;
લઢે નડે છે, પડે ચડે છે, રહ્યા ન કોઈ વિરામી.
વ્હાલી કાયાની રખવાળી, નવ કરતા કોઈ વ્હાલી;
નવ વાચાલી કે કુચાલી, લઢાઈ ધર્મે ચાલી.
તાત વદ્યા તવ વીર સુધન્વા, તુજથી કાર્ય સધાશે;
નડ અર્જુનને મન દઈ ત્યારે, વ્હારે શ્રીવર ધાશે.
દર્શન થાશે સહુને હારે, ધાર્યો અર્થ સધાશે;
નહિ તો અહીં તો યુદ્ધ મહીં તો, ખાલી જનો ઘવાશે.

લાવણી-ધૂર્જટિ

સુધન્વા ધસ્યા ધારીને ધીર, ઉભા છે જ્યાં શ્રી અર્જુનવીર.
પ્રણામ કર્યા પદ નાખી તીર, પૂજવા માંડયું પછી શરીર.

અર્જુને સ્વસ્થ થયા તે ઠામ, જાણ્યું કે નથી રહેલ આ કામ;
વીર કરશે સાચું સંગ્રામ, લડે છે ધારીને ખરી હામ.

## સાખી

નામ કામ આ ઠામ એ, કરશે શું સુદામ;
ભામ હામ સંગ્રામ મુકાવે, એવો છે બળધામ.

ઠેરી નવ શક્યા એ થકી અન્ય, ઘેરી નવ શક્યા એ થકી અન્ય;
વેરી નવ શક્યા એનું મહા સૈન્ય, ઠર્યો પિતુ તે સાચો સુખ દેણ.
એક બીજા પર કરતા ચોટ, એક બીજા પર દેતા દોટ;
સૈનિકો થાય કંઇ લોટપોટ, પડે પાર્થનાજ પક્ષે ખોટ.

## સાખી

એમ જોઇ ચલવી શરો, ખરો બતાવ્યો હાથ;
પણ હુન્નરો નકામ નીવડયા, ભારતના ભલી ભાત.

સુધન્વા લાગ્યો વસમો વીર, મુંઝાયા ઉરે ધનંજય ધીર;
સહજનું આ જણાય નહિ કામ, વિસારે મુખે નહિ હરિનામ.
સુધન્વા વધ્યા ભાઇ ઝટ માન, માન તજી સમરે સમર શ્રીમાન;
વિજયતો તોજ થશે આ સ્થાન, એ વિના નહિ જિતોજ નિદાન.

## સાખી

અમે દેહથી છૂટશું, જશું પરમપદ માંહ્ય;
તમે જઈ ઠરી જશો સ્વભુવને માનો મારૂં રાય.

ન સમજો જિતો નિજ બળ વડે, પ્રભુ વિણુ રથી ઘણા રડવડે;
સારથિથીજ પાર્થ છે નામ, સારથિ વિણ નહિ સુધરે કામ.
પારખું પ્રકટ જુઓ આ ઠાર, કાઢું હું મૂળ સહિત અહંકાર;
એમ કહી જ્યાં ચલવી શરધાર, કર્યો અર્જુનને તારમતાર.

## સાખી

પાર્થે અસ્ત્ર ચલાવતાં, ચાલ્યાં સામાં અસ્ત્ર;

અસ્ત્ર અસ્ત્રને, શસ્ત્ર શસ્ત્રને, કરતાં અસ્તસમસ્ત.
સુધન્વાએ જણવી નિજ કૃતિ, અંત સમરવા પડયા યદુપતિ;
પ્રકટ જ્યાં થયા કૃષ્ણ સરકાર, વધ્યા બહુ સૈનિક જયજયકાર.

## સાખી

પાર્થતણાં રૂપ દેખ્યાં શ્રીવર આવેલા;
નમી નીરખી માન્યું સહુએ, મરવાની છે આ વેળા.
યોગી મુનિ ધરે ધ્યાને જે, વિષ્ણુપદ જપમાંહ્ય;
તે પ્રત્યક્ષ નીરખીને મરતાં, વિષ્ણુ પદજ પમાય.

પદ-'રે ભાઈ જ્યારે સીતાને લઈ આવ્યા' એ રાગ

સુધન્વા કહે અમારૂં ધાર્યું કામ થયું, કહે સુધન્વારે.
નામ થયું કામ પૂર્ણ કામ થયું, કહે સુધન્વારે.
પ્રભુ પધાર્યા અમને ઉધાર્યા, દેહ તજવાનું ધાર્યું કામ થયું. કહે૦
જિતી નહિ શકીએ તેથી હરખીએ, અમારૂં નક્કી નિત્યધામ થયું.
મરશું અમે ને અમેજ ભવ તરશું, એમનું તો અહીં મુકામ થયું.
પિતા પધારો પ્રભુ ઉરે ધારો, સભાગી નગર તમામ થયું. કહે૦

## હરિગીત

આવ્યું પ્રથમ શર પાર્થનું, છેદ્યું વીરે તે પથ વિષે;
આવ્યું બીજું શર તે ઉડાવ્યુ, પેસી ન શક્યું રથ વિષે.
કાપ્યું ત્રીજું શર પણ ઉડ્યું, અર્ધું શિરે પેસી ગયુ;
તજી દેહ નીકળ્યું તેજ, પ્રભુમાં ઝળહળ પ્રવેશી ગયું.

## દુહો

પડયો સુધન્વા વીર કે વર્ત્યો હાહાકાર;
સુણી સુરથ કરતો કુરથ, ધસ્યો તુરત ભયકાર.

## સાખી

સામા આવ્યા શ્રીપ્રદ્યુમ્ન, તવ વદ્યો વીર દુ:ખધારી;
મરીશ તમથી તો ગ્હી જાશે, એક આશ ઉર મ્હારી.
પ્રભુ પધાર્યાં પાર્થ પાસ, પહેલા પ્રેમે તે ભાળું;
તો કૃતાર્થ થઈ મરણ માટ, હું પણ હરખે સંભાળું.
એમ પેખી પ્રદ્યુમ્ને, પ્રભુની પાસ જવા દીધા કે;
સુરથે સુરથે દીઠા સુરપતિ, કર લગામ રવ હાંકે.
હરખી પ્રભુ નીરખીને હરખી, નાખી બાણ પદમાં કે;
વદ્યા હરિ અર્જુનથી સાવધ, થાઓ મદ નહિ સાંખે.

## શાર્દૂલ

ધાયો ભાઈ સમાન ધ્યાઇ હરિને, સારૂ લડયો સુરથી;
અંતે ભાઇ સમાન ચાહી ગતિને, યુદ્ધે પડયો એ રથી.
પહોંચ્યું શીશ પ્રયાગ ધન્ય ગણીને, રાખ્યું શિવે માલમાં;
બન્ને ધન્ય થયા ન ધારી મમતા, મસાર નિમાલમાં.

## ગીતિ

સુરથ સુધન્વા પડતાં, પ્રભુ પ્રકટતાં લડાઈ બંધ કરી;
હંસધ્વજ ઝટ ધાયો, શ્રીપતિ પ્રતિ સ્નેહે સંબંધ કરી.

પદ-'છે પ્રેમ અંધ' એ રાગ અથવા વણઝારો

પ્રિય ભક્ત આવતો ભાળી, ઉછળ્યા રથથી વનમાળી;
પદ પડતાં લીધો ઝાલી, ભેટયા ભુજથી ધીરજ આલી.
નૃપ પહેલ વધા હરિ પ્રીતે, નવ શોક ધરીશ કંઈ ચિત્તે;
સુત મુવા સ્વઈચ્છાથી છે, તે થયા ધન્ય યશશાળી.
ગદ ગદ સ્વર રાજા કહે છે, હરિ મળે કષ્ટ ક્યાં રહે છે?
જેને અજ શિવ ઝંખે છે, તે શું ભુજ ભીડી મળે છે.
આ તો સ્વપ્નું કે સાચું, શું મળશે આ સુખ પાછું?
ફરી ફરી નમીને યાચું, તે એજ હાલ સુખ જે છે.
હરિએ સ્વભક્તને વખાણી, ભેટાડયા ગાંડીવપાણિ;
પ્રદ્યુમ્ન થકી ભેટાડયા, ભૂપે ઉર ઉભરા કહાડયા.
પધરાવ્યા પુરમાં ઠાઠે, જન સેવે વાટે હાટે;
પૂજ્યા ભુવને નિજ હાથે, સૌને સ્નેહેથી જમાડયા.

શાર્દૂલ

આપી ભેટ અનેક જોડી કરને, માગ્યું સુખે એ પછી,
જીવું ત્યાં લગી માત્ર આપજનનો, સત્સંગ રહેજો ટકી;
રોકીને દિન પાંચ રાખી ઉરમાં, જાવા દીધા જે હરિ,
એ સંતે ખુદ સાંપડ્યા સુખપ્રદા, પાપો બધાં સંહરી.

દુહો

સુરથ સુધન્વા હંસધ્વજ, ધન્ય ધન્ય હરિદાસ;
અંત રહ્યા યશવંત એ, નિત્ય અનંતપતિ પાસ.

આ સમજીનેજ—

હરિ! સ્વધર્મમાંજ છોડાવજો તન,
ભય જરીયે ન રહે મારે મન;
રોકયું ન રહેશે, સુખ ધાર્યું ન દેશે;
અનુ ભજેથીજ મળે તારૂં ભુવન, ભય જરીયે૦



# मामा-भाणेज-आख्यान

[श्रीहरिसेवा-विषय]

## પૂર્વરંગ

પદ–'સત્ત્વની માતા મારી' એ રાગ

જીવનથી જગજીવનનું સેવન અધિક,
ગણો અવર શ્રીવર વિણનું મર્યધિક જીવનથી.
એવું કરો હરિ! મન મારૂં, ભય લાલચો હરી મનમારૂં;
તમ સારૂ અનુ સર્વ વિસારૂં, થાય જેથી સારૂં મારૂં એ
અનવધિક. જીવનથી૦

ભાઇઓ! તમે પ્રભુભજન તો કરતા હશો, પણ અમારી આ એક વાત ધ્યાનમાં લેશો? એથી તમને ઘણોજ લાભ થશે. કહેવાનું એ છે કે—

૫૬

સાર્થક કર ભાઈ ગે, ભજન સુણ્યાનું.
પક્વાન્નોની નાત જમાડી, જમનાં મરા મલકાઇ;
સાકર શેર ધરી શ્રીવરને, હરિજનમાં ન પ્રમાદી વહેંચાઇગે. ભ૦
મેડી માળ ઝરૂખા બાંધ્યા, મૂકી જવાને આંહી;
હરિમંદિરની એક ઓરડી, હજી નહિ કેમ તારાથી બંધાઇરે. ભ૦

સ્ત્રી-પુત્રાદિક કાજ કરાવ્યાં, ભૂષણ વસ્ત્ર-તણાઈ;
વાધાની પણ સેવા હરિની, હજી ક્યાંહી કીધી ન જણાઇ રે. ભ૦
વિવાહ-અધરણીના ઉત્સવમાં, ધન વાપર્યું ધરાઈ;
નાના પણ પ્રભુના ઉત્સવમાં, એમે પાઇએ નથી વપરાઇ રે. ભ૦
જગકારજમાં કર્મો બાંધે, ખુવે કરેલ કમાઈ;
અનુસમજી હજી એ અવસર છે, કર શ્રીવરસેવન ચિત ચાહી રે. ભ૦

શ્રીહરિનું એ સેવન કેવી રીતે કરવું જોઇએ ? તેજ અહીં કહેવાયું:—

જીવનથી જગજીવનનું સેવન અધિક;
ગણો અવર શ્રીવરવિણનું સર્વ ધિક્.

કવિ કેશવદાસ કહે છેઃ—

છપ્પય્યા

ધિક્ માગત ગુનબીનકી, ગુનસુ ધિક્ સુનત ન રીઝે;
રીઝ ધિક્ બીન મોજ, મોજ ધિક્ રહત જો ખીજે.
દેવો ધિક્ બીન સાંચ, સાંચ ધિક્ ધર્મ ન ભાવે;
ધર્મ સુધિક્ બીન દયા, દયા ધિક્ અરિ કહું આવે.
અરિ ધિક્ ચિત્ત ન સાલહી, ચિત્ત ધિક્ જહાં ન ઉદાર મતિ;
મતિ ધિક્ કેશવ જ્ઞાનબિન, જ્ઞાન સુધિક્ હરિસેવ બીન.

એજ અહીં કહેવાયું છે કેઃ—

ગણો અવર શ્રીવરવિણનું સર્વ ધિક્
જીવનથી જગજીવનનું સેવન અધિક.

ઉર્દૂ કવિઓ પણ જીવનની ચિંતા નહિ કરવા માટે કહે છેઃ—

ફિકરો તદબીરસેં કયા હોગા, ઔર હુવા હૈ કયા;
ઓહી હોતાહે જો, કીસમતમેં લિખા હોતા હૈ.

આ વસ્તુ દૃઢ સમજાઈ ગયા પછી—

દિલકે આયને કો સાફ કર દેખ જરા,
ઉસકી સુરત તુઝે આવેગી, નજર આપસેં આપ.

પણ તે કયારે ?

તુ જો નુકસે હસ્તી મીટાયા તો દેખી,
જો પરદાયા બીચમેં ઉઠાયા તો દેખી;
યે સબ તેરેહી હુસ્નકા પરતાપ હે,
ન દેખા તુઝે તેરા અહયાતો દેખી.

તે પછી કેવા રહેવું ?

ન દુનીયાંકી ગર્જ હૈ કુછ, ન ઉપરકી તમન્ના હૈ;
ગીરિ હે આશ કાં સબસે, રખતે હે જૂદા મતલબ.
ગરજ કે બખ્ત સબ હોતે હે યારો, આશના હમદમ;
નહિ ફીકર પુછતા કોઈ, કે જબ હાંસીલ હુવા મતલબ.

આવા મતલબી માણસો ભગવાન પાસે પણ એવુંજ કરે છે. તેઓ પ્રભુ પાસે પોતાની અનેક મતલબો માગ્યા કરે છે, ત્યારે પ્રભુ પણ કંટાળીને કહે છે—

ખફા હોકર કહા ઉસને, કરૂં કહાંતક મેં દાતારી;
બના લાતા હૈ તું હરરોજ, અપના એક નયા મતલબ.

અને તેથીજ અમે અહીં કહીએ છીએ:—

જીવનથી જગજીવનનું સેવન અધિક,
ગણો અવર શ્રીવરવિણું ધિક, એવું કરો હરી મનમારૂં.
તમ સારૂ અનુ સર્વ વિસારૂં.

ભક્તશિરોમણિ તુકારામ બાવા કહે છેઃ—

આલે ધરાયે ચપેટે, પુંઢ માગુ તેં ન ભેટે;
હોસી દૂજતી વરપડા, લક્ષ ચૌર્યાસી કયે વેઢાં.
નાહીં કોણુચા સંઘાત, દુઃખ ભોગીતાં આઘાત;
એકા પાઉલાચી વાઠ, કોણ સાંગાવા બડે ભાટ.
સુંતી જૈસી ધાંણા, નાહિ નારીત્યા કરુણા;
તુકા મ્હણે હિત પાહેં, જો વરી હૈં હાતી આહે.

તેમાં પ્રભુ તો સર્વને સમાન છે —

પર્જન્ય પડાવ આપુલ્યા સ્વભાવેં આપુ લાલ્યા દેવે પિકે ભૂમિ;
બીજ તેંચી ફૂલ ખેઈલ, સૈવટી લાભ કાની;
તુટી જયા ચિતયા, ચિયે અંગી નાહિ હુ જમાવ.
ધણી ચોર સાવ સારી ખેચી, કાઉલે ઢોપરાં કંકરતીતરા.
રાજહંસા આરા મુક્તાફળેં, તુકા મ્હણે ચેથે આવડી;
[કારણ—] વીકલા નારાયણ જયા તૈસા;

તેમા પણ બીજુ કંઈ ન ચાહતાં કેવળ શ્રીહરિનેજ ચાહવા.

ધીર તો કારણ એકવિધ ભાવ,
પતિવ્રતે નાંહિ સર્વ ભાવે, ચાતક હે જળ ન પહાતી દૃષ્ટિ;
વાટ પાહે કઠી પ્રાણ મેવા, સૂર્યવિકાસીને છે ચંદ્ર મૃત વાટ.
વાટ પાહે અસ્ત-કિદયાચી, ધેનું ચેઉને ઠીજવલી આણીકાં,
આણિલા બાળક વિણવત્સા, તુકા મ્હણે નેમ પ્રાણા સવે સાટી
તરી ચયા ગોષ્ઠી વિઠોલાચી.

આવા અભિપ્રાયથીજ અહીં કહ્યુ છે કે —

જીવનથી જગજીવનનું સેવન અધિક,
ગણે અવર શ્રીવરવિણનું સર્વ ધિક્.

કારણકે તેમણે પણ પ્રભુ પાસે એજ માગેલ છે —

દેવા આ તો ઐસા કરી ઉપકાર;
દેહાચા વિસર પાડીં મને, તરી ચહા જવ સુખ પાવે ઝાઝા,
ધરેં કૈસી રાજ કળો આલે, કાવ દેઈ ચિંતા રાખે.
લાજ કામ ક્રોધ તોડાવા સંબંવી, માયા માઝા માગણેં તેં.
એક હૈંચી આહે, આતાનામા સુખી સત્સંગ દેઈ;
તુકા મ્હણે ઉકો વરપંગ, દેવા ઘેઈ આઝી સેવા ભાવશુદ્ધ.

અમે પણ અહીં એજ માગ્યુ છેઃ—

એવું કરો હરિ મન મારૂં ભય લાલચો હરી;
મન મારૂં તમ સારૂ અનુ સર્વ વિસારૂં.
જેમ થાય સારૂં મારૂં એ અનવધિક, છવન૦

કેટલાક લોકો સંસારસુખ અને લક્ષ્મી મેળવવા માટે સાક્ષાત્ શ્રીલક્ષ્મીદેવીની પૂજા કરે છે, ત્યારે તે મહાલક્ષ્મી પણ એજ કહે છે કે—

मत्प्राप्तये शेषसुरादयः प्रभो तप्यंत उग्रं तप इन्द्रियैः प्रिय ।
ऋते भवत्पादपरायणान्मां न विदन्त्यहं त्वद्धृदया यतोऽजित ॥

'હે પ્રભો! બીજા દેવતાઓ વગેરે મારી પ્રાપ્તિ માટે ઇન્દ્રિયોવડે ઉગ્ર તપશ્ચર્યા કરે છે, પણ હે પ્રિય! આપના ચરણનુ શરણ લીધા વિના તેઓ મને પામી શકતા નથી, કેમકે હે અજિત! મારૂં હૃદય તો આપના વિષે રહેલુ છે.' એટલે શ્રીહરિનુ શરણ લીધા વિના લક્ષ્મીની પ્રાપ્તિ પણ અશક્ય છે, અને જન્માંતરનાં ઘોર પાપોથી મુક્ત થવાની ઇચ્છા હોય તેઓએ પણ એ પરમેશ્વરની સેવામાં રુચિ કરવી જોઇએ, એવા અભિપ્રાયથી પૃથુરાજા શ્રીભગવાનની સ્તુતિ કરતાં કહે છેઃ—

त्वत्पादसेवाऽभिरुचिस्तपस्विनामशेषजन्मोपचितं मलं धियः ।
सद्यः क्षिणोत्यन्वहमेधती सती यथा पदांगुष्ठविनिःसृता सरित् ॥

'હે પરમેશ્વર ! આપના ચરણની સેવામાં રુચિ કરી હોય તો તે રુચિજ નિત્ય વૃદ્ધિ પામતી થઈને જેમ આપના ચરણના અંગૂઠામાંથી નીકળેલી ગંગા નદી પાપોનો નાશ કરે છે તેમ, તપસ્વિઓની બુદ્ધિના જન્મોથી જામેલા સમગ્ર પાપરૂપ મેલનો તત્કાળ નાશ કરે છે.' આ રીતે શ્રીહરિના ચરણસેવનની માત્ર રુચિ થતાંજ પાપો રહી શકતાં નથી, તો પછી ખુદ ચરણસેવનના મહિમાની તો વાતજ શી ? એ મહિમાને બરાબર સમજી લઈને બ્રહ્મા પોતે પણ પ્રભુ પાસે એજ માગે છે.—

तदस्तु मे नाथ स भूरिभागो भवेऽत्र वान्यत्र तु वा तिरश्चाम् ।
येनाऽहमेकोऽपि भवज्जनानां भूत्वा निषेवे तव पादपल्लवम् ॥

'હે નાથ ! એવું મારું મહાભાગ્ય હો, કે જેથી મારા આ જન્મમાં કે બીજા કોઈ પશુ—પક્ષીઓના જન્મમાં આપના ભક્તો-માહેનો કોઈએક થઈને આપના ચરણપલ્લવની સેવા કર્યા કરું,' અને તેથીજ શ્રીમહાદેવે પ્રાચીનબર્હિષના પુત્ર પ્રચેતાઓને ઉપદેશ કરતાં સાર વાત એજ કહી છે કે—

अयं स्वस्त्ययनः पंथा द्विजातेर्गृहमेधिनः ।
यदृच्छयाप्तवित्तेन शुक्लेनेज्येत पूरुषः ॥

'ગૃહસ્થ બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યનો કલ્યાણપ્રાપ્તિનો માર્ગજ આ છે કે, તેણે દૈવેચ્છાએ મળી આવેલા શુદ્ધ દ્રવ્યથી પરમેશ્વરનુ પૂજન કરવું.' આવાજ આશયથી અમે કહેલ છે કે:—

૫૬

સેવી લીધા ચક્રપાણિ, તેણે તો કરી કમાણી;
દુ:ખોથી છૂટયા દેહી, નૌકારૂપ જાણી રે. ટેક.
તન ધન માધન સોંપ્યા પ્રભુએ સેવા મારૂં;

એ સંભારી મમતા ન કદી. આણી રે. સેવી૦
જે જે સારું પામે તે પ્રભુને પ્રેમે ભેટ ધરે;
પ્રસાદી પામે એના પ્રભાવને વખાણી રે. સેવી૦
કાયાથી સુકૃત્યો કરે મનથી સુગુણો સ્મરે;
ઉચરે આનંદે હરિનામ ગુણ વાણી રે. સેવી૦
પોતાનું કશું ન ગણે, જે મળે તે કૃપા ભણે;
પદે પડે પાડ માને પ્રભુને પ્રમાણી રે. સેવી૦
પ્રભુરસ-સ્વાદમાં જગદુઃખ લેખજો નહિ;
અનુ વૈકુંઠમાં જાય અહીં મોજ માણી રે. સેવી૦

એટલે સાર એજ કેઃ—

જીવનથી જગજીવનનું સેવન અધિક,
ગણો અવર શ્રીવરવિણનું સર્વ ધિક્.
એવું કરો હરિ મન મારું, ભય લાલચો હરી મનમારું;
તમ સારૂ અનુ સર્વ વિસારૂં, થાય જેથી મારૂં સારૂં એ અનવધિક.

જયપુર રાજ્યના ‘ખોડી’ નામના એક ગામમાં ‘ધાટમ’ નામનો એક માણસ વસતો હતો. તે ચોરી ને લૂંટ ઉપર પોતાની આજીવિકા ચલાવતો હતો. એક વેળા કોઈ સાધુને લૂટવા માટે તે ગયો. સાધુએ પોતાનો બધોયે સામાન આપવા માંડયો અને તેને કહ્યું કે, ભાઈ! તમે આનો શો ઉપયોગ કરશો? વળી કેટલોક પ્રાસંગિક ઉપદેશ પણ આપ્યો; ત્યારે તે ચોરે કહ્યું કે, મહારાજ! ચોરી કર્યા વિના તો મારાથી નહિ રહી શકાય. આથી સાધુએ કહ્યું કે ભલે, ચોરી કરજે; પણ આ ચાર વાત બરાબર પાળજેઃ-‘ ૧ સત્ય બોલજે, ૨ સાધુસેવા કરજે, ૩ ભગવાનના ભક્તને આપ્યા પછી તું જમજે, અને ૪ પ્રભુની આરતીમાં હમેશ જજે.’ ચોરે એ વાત કબૂલ કરી અને તે પ્રમાણે વર્તવાનો આરંભ પણ કર્યો. ધીમે ધીમે ભગવાનના ભક્તોની સેવા કરવાનો તેને

એવો તો શોખ લાગ્યો કે, જેની હદ ન રહી. એક વેળા કેટલાક ભક્તજનો તેને ઘેર આવ્યા, ત્યારે તેના ઘરમાં કંઇ પણ ખાવાનું ન હતું. તુરતજ ગામની ખળાવાડમાં તે પહોંચ્યો અને ત્યાંથી ઘઉં ઉઠાવી લાવ્યો; એટલે તેજ વેળા પવનના સપાટા સાથે એવો ધોધમાર વરસાદ પડયો, કે જેથી ખળાવાડના પેલા માલધણીને પોતાના ઘઉં કેટલા ચોરાયા છે તેની ખબરજ ન પડી; તેમજ ચોરનાં પગલાં પણ ધોવાઇ ગયેલા હોવાથી ચોર આવ્યાની નિશાની પણ ન જણાઇ. એ રીતે ઘઉં ચોરી લાવીને આનંદથી ભક્તજનોને તેણે જમાડયા. વળી બીજા એક પ્રસંગે પોતાના મૂળ ગુરુ પેલા સાધુએ ઉત્સવ પર એ ચોરને પોતાને ત્યાં બોલાવ્યો; તે વેળા પોતાની પાસે સાધુસેવા કરવાનું કંઇ પણ સાધન હતું નહિ, તેથી ચોર રાજાના દરબારગઢમાં જવા ઊપડયો; તે વેળા ચોકીદારે તેને અંદર જતો જોઈ પૂછયુ કે, તમે કોણ છો ? તેણે ઉત્તર આપ્યો કે, ઘાટમજાતિનો હું ચોર છું; પણ ચોકીદારે તેનાં ભભકાદારવસ્ત્રો જોઇને માન્યુ કે, આ તો કોઇ સરદાર જણાય છે; ખાલી પોતાની મશ્કરી કરે છે; એમ માની તેને અંદર જવા દીધો. થોડી વાર પછી તે ચોર એક ઉત્તમ ઘોડા પર સવાર થઈ ને દરબારગઢમાંથી બહાર નીકળ્યો. તે વેળા પણ ચોકીદારે પૂછયું એટલે પ્રથમ પ્રમાણેજ ઉત્તર આપ્યો. ચોકીદારે તે વેળા પણ કોઇ મોટો સરદાર જાણીનેજ તેને જવા દીધો. તુરતજ ઘોડો દોડાવી મૂકીને તે ગુરુના ગામ આગળ જઇ પહોચ્યો. તે વેળા ત્યાંના મંદિરમાં આરતી થતી હતી; એટલે ઘોડા પરથી ઊતરીને મંદિરની બહાર ઘોડો બાંધીને ચોર પ્રભુની આરતીમાં નિયમ પ્રમાણે હાજર થયો. પાછળથી રાજાના દરબારગઢમાં ઘોડાની તપાસ કરતાં ખાત્રી થઇ કે, તે ઘોડેસવાર કોઇ ચોરજ હતો. પગીઓએ પગ-

લાંની નિશાનીઓ જોઈ તે પગલે પગલે ત્યાં પોલીસને લઈ જઈ ઘોડો બતાવ્યો. તે વખતે પ્રભુએ તે ઘોડાનો રંગજ બદલી નાખ્યો. પેલો ચોર આરતી થઇ રહ્યા પછી મંદિરમાંથી બહાર આવ્યો; ત્યાં પોલીસ–અમલદારો ઘોડાનો રંગ બદલાયલો જોઈ પોતે જૂઠા પડયા, તેથી ઉદાસ થઇ ગયા; એટલે ચોરે કહ્યું કે, તમે ઉદાસ ન થશો. તમે સાચા છો. ચાલો, હું રાજા પાસે આવીને સત્ય હકીકત જણાવી તમારી તકલીફ દૂર કરૂં; એમ કહી પોતે તેઓની સાથે રાજા પાસે ગયો ને સત્ય હકીકત જણાવી દીધી. રાજા તો તેની વાત સાંભળીને આશ્ચર્યમુગ્ધ બની ગયો. તેને એ ચોર ઉપર ઊલટી શ્રદ્ધા થઇ; તે એને પગે પડયો અને તેથી ચોરને પણ હરિસેવનનો પ્રભાવ પ્રત્યક્ષ જણાતાં તેમાં વિશેષ શ્રદ્ધા થતાં તેણે આજ માગ્યું કેઃ—

જીવનથી જગજીવનનું સેવન અધિક;
ગણો અવર શ્રીવરવિણનું સર્વ ધિક્;
એવું કરો હરિ મન મારૂં, ભય લાલચો હરી મનમારૂં;
તમ સારૂ અનુ સર્વ વિસારૂં, થાય જેથી મારૂં સારૂં એ અનવધિક.
જીવનથી૦

## મામા–ભાણેજ–આખ્યાન

૫૬

જીવનથી જગજીવનનું સેવન અધિક,
ગણો અવર શ્રીવરવિણનું સર્વ ધિક્.
એવું કરો હરિ મન મારૂં, ભય લાલચો હરી મનમારૂં;
તમ સારૂ અનુ સર્વ વિસારૂં, થાય જેથી મારૂં સારૂં એ . .
જીર

મંદાક્રાંતા

બ્રહ્મા સેવે સ્વધ્યાને જગપતિ તદપિ તૃપ્તિ એથી ન થાતી;
સેવા દેવાધિદેવાતણી નિત કરવા, વૃત્તિ અત્યંત ચહાતી;
યજ્ઞો ને વેદપાઠો ફરી ફરી કરતાં, પ્રીતિ તો ઊભરાતી;
ત્યાં તે રેડે તથાપિ દિશ નવ દિસતી, શોચતા દિન-રાતી.

દીંડી

અંત સ્તવ્યા અવિનાશી કહી આશ,
થયા તુષ્ટ તુરત તેથી શ્રીનિવાસ;
દિવ્ય મંગલ નિજ વિગ્રહ સુખરાશ,
થયું ભુવનમાંહે ભભકતું પ્રકાશ.

ગરબી–'ચમકતી દમકતી' એ રાગ

શામળા સોહામણા શ્રીરંગજીરે, મારા મનમાં વસ્યા;
મારા નયનમાં વસ્યા, શ્રીરંગજી રે.
સીધા સૂતા કર રાખી અશીષે, બીજો સુધો છે જાનુલગીરે. મા૦
શેષશયન ઉંચું વિશાળ મૃદુ, ભભકતું શ્વાસ સુગંધથી રે;
રાજીવલોચન સ્મિત દુ:ખમોચન, કિરીટ શોભે દિવ્ય અંગથીરે.
અનુ આનંદસિંધુમાં ડુબે, એ દર્શનના પ્રસંગથી રે. મા૦

વણઝારો

ઇક્ષ્વાકુને ભૂમાથે કીધા જ્યારે નરનાથે;
તવ દિલમાં બહુ દુ:ખ લાગ્યું, દે રાજ્ય મને બહુ આવું.
પિતુ પાસે તવ એ માગ્યું, કીધા જ્યારે૦
નથી રાજ્ય મને બહુ વહાલું, હરિપદમાં જીવન ગાળું રે;
તે ત્યાં નહિ કાંઈ હાલું. કીધા જ્યારે૦
રંગનાથ મુજને આપો, જેથી ન નડે જગપાપો;
દુ:ખ એ રસ્તે મુજ કાપો. કીધા જ્યારે૦

નહિ તો ત્યાં નહિ રહેવાશે, જીવ તલપી નીકળી જાશે.
એથી સહુ ધાર્યું થાશે. કીધા જ્યારે૦

ઉપેન્દ્રવજ્રા

સ્વસેવ સારૂ શુચિ સ્વામી સ્થાપી,
સ્વદેવની મૂર્તિ દુઃખેથી આપી;
શ્રીરંગને શીષ સુખેથી ધાર્યા, લઈ ભૂમિમાં નૃપતિ પધાર્યા.

ભુજંગી

અયોધ્યા વિષે ભવ્યને શ્રેષ્ઠ સ્થાને,
કરી સ્થિર લક્ષ્મીપતિનું વિમાને;
શ્રીવૈકુંઠ સાક્ષાત છે એમ માને,
પ્રભુ એ સ્વઆનંદ દે એ સમાને.

હરિગીત

મૂળ ભૂપના મૂળે દેવ તે, કુળદેવ પાછળથી થયા;
ઇક્ષ્વાકુવંશે સર્વ ભૂપે, પ્રેમ નિર્મળથી ચહ્યા.
દુઃખ કાપતા સુખ આપતા, પ્રિયપતિ નિજબળથી થયા;
શ્રીરામના અભિરામ પણ, સુખધામ એ વળતી થયા.

તોટક

વનવાસની પૂરી થતાં અવધે, હરિ આવી ગયા જવ શ્રીઅવધે;
તવ સંગ વિભીષણરાય હતા, અતિતુષ્ટ તદા મનમાંહી હતા.
નવ ઘેર જવાની થતી મરજી, કરી ના શકતા હરિને અરજી;
નવ વાત સ્મરેજ કદી ગરજી, પણ આખર તો ઉચર્યા હરજી.

પદ-કાફી 'પ્રભુજી મારા' એ રાગ

વિભીષણ કહે લંકામાં હું શીદ જાઉં રે,
રાજાધિરાજનું હજુર મુકી, જનનો મજુર,

શા સારૂં સદાનો થાઉં રે. વિભીષણ૦
ક્યાં શુચિ શ્રીપતિ સેવા, ક્યાં અસુરો સંત્રી સેવા,
દેવા એથી ગભરાઉં રે. વિભીષણ૦
સેવન જીવન પ્યારૂં, થશે જો પરાણે ન્યારૂં,
તો નહિ દેહે પુરાવું રે. વિભીષણ૦
માટે બતાવો ઉપાય, જેથી ન છૂટે શ્રીપાય,
એવો કયો પંથ સાધું રે. વિભીષણ૦

## હોરી

વધા વિભીષણથી સીતાસ્વામી, પેખી પ્રેમ આનંદ પામી;
જાવુંજ જોઈએ નિજનગરીમાં, રહેવું ત્યાં જોઈએ વિરામી;
કહેવું જોઈએ તે કહ્યું સાચા ભાવે, એવું જોઇએ ગુણગ્રામી;
હૃદય પ્રેમમય નિષ્કામી. વધા વિભીષણ૦
મારી સેવના દેવ શ્રીરંગજી, પૂરા છે પૂરણકામી;
તે હું આપું કષ્ટ કાપું વિયોગનું, નહિ જણાય કશી ખામી;
રાજી રહેશો અતિરસ પામી. વધા વિભીષણ૦
સ્નેહે સ્વીકારી લ્યો શીર્ષ ધારીને, નીકળો સુખેથી સુનામી;
માર્ગે મુકયા તો ત્યાંથી નહિ ઉઠે, હોય હૃદયમાં હામી.
તો તો લઈ જાઓ પ્રણામી. વધા વિભીષણ૦
એ મુજ કુળધન એ મુજ જીવન, એ દઈ દઉં સુખધામી;
સ્વયંવ્યક્તને સહજ ન સમજો, રહેશે એથી પ્રીત જામી;
દેશે તો સ્વસંપત્તિ સ્હામી. વધા વિભીષણ૦

પદ—આશા, 'મેં તો ઉનકું બચન દે હારી' એ રાગ

શુચિ શુભ શાસન એ સ્વીકારી,
ચાલ્યા ભક્ત (વિભીષણ) હરિ શિર ધારી. ટેક૦
શ્રીરંગના અંગસંગે પ્રસંગે, ઉપજ્યો ઉમંગ શો ભારી;

ચાલ્યા ગામ ભણી વ્હાલા ગામધણી, હામ ઘણી મન ધારી.શ્રી૦
ક્યાંહી ન ઠેરી આવ્યા વિણ દેરી, જ્યાં વહે કાવેરી પ્યારી;
બે વહેન સુખ દહેન વહે ત્યાં, બેટ બન્યો મનહારી.શ્રી૦
લાગ્યો ભારે ત્યાં અચાનક ભારે, ત્યારે ગયા હામ હારી,
મુકી દીધા મૂકીને શ્રીપતિને, થયા દુઃખી પછી ભારી.શ્રી૦

પદ-ભેરવી, 'મનકર્મ વાણી' એ રાગ

કહ્યું શ્રીરંગે દુઃખી ન થશો રાય,
લંકામાં તો અનન્ય એકજ,
અહીં રહે છે શરણ્ય સમુદાય રે.
વર દીધા છે કૌલ દીધા છે,
તેથી અહીંથી નહિ હુંથી ખસાય રે.
હારી વિભીષણ ગયા નિજ સદન,
રહ્યા શ્રીરંગ કાવેરી તટમાંહ્ય રે.
નિત્ય જાય સેવી ટેવજ એવી,
તેથી હજીયે કૈંકને દર્શન થાય રે.

## સાખી મરાઠી

મામા ને ભાણેજ નિવર્ત્યા, શ્રીવૈષ્ણવ બડભાગી,
જાત્રા કરતા ફરતા ફરતા, છાના ઘેરથી ભાગી;
શુચિ વૈરાગી હાં.. ..... લગન સેવનમાં લાગી.
આવ્યા શ્રી કાવેરી વચમાં, ત્યાં નીરખ્યા શ્રીરંગ;
અંગ અંગમાં ઉમંગ વ્યાપ્યો, ચઢયો પ્રેમનો રંગ;
થયા છે દંગ.. ........ ...અન્ય વિચારો ભંગ.
બીજે જવું સેવવું બીજું, ગમ્યું નહિ તે ક્ષણથી,
પ્રેમીએ પરખ્યા પરમાત્મા, લાવણ્યના લક્ષણથી;
સેવા બનતી...........ચહી કરવી નિજ મનથી.
ધામ નથી જગપતિને ઘટતું, ખુલ્લું દીસે વિમાન,

મહાન મંદિર બનાવવાને, આતુર થયા ધીમાન;
જન કોઇ શ્રીમાન..........ક્યાંથી મળે સ્વમાન.

પદ–'શરીર તજું તવ શ્રીવર' એ રાગ

દેશ-વિદેશમાં ભટકયા બેઉ સંત ધનની આશાથી;
ક્યાંહી વિશેષ ન અટકયા, થયા કહીં કોઇ ન સાથી.
ગામે ગામે ઠામે ઠામે, બનતું કર્યું પણ ન સર્યું કારજ ખરૂં;
દિલમાં ધર્યું દુઃખ તવ એ અપદશાથી.
પહોંચ્યા એક પુરે જ્યાં છે જૈનો ઘણા ધની બણ્યા,
ન કંઈ મણા મનથી ભણ્યા, દાવે આવે એ શાથી;
ત્યાં તો દીઠી દેવળમાં પારસ મૂર્તિ થાય પૂરતી;
કરી સ્ફુરતી લઇએ હુરતી, વાત સહજ ન જણાતી.

પદ–'આ જીવનનું અર્પણ વહાલા' એ રાગ

રહ્યા મામા-ભાણેજ સાથે એ ગામે રોકાઇ;
યુક્તિ શોધે કંઇ વાતે બને બીના ચિત્ત ચાહી.
ગણી તુચ્છ જૈનનું દહેરૂં, ગયા પહેલાં વહેમાઇ;
પછી તો મેળવવા મૂર્તિ, અતિ એ યોગ્ય જણાઇ.
રહ્યા બેઉ નોકર તે સ્થાને, શ્રાવકડા ગણાઇ;
મુદ્દો મેળવવા માટે માંડી આ ઠગાઈ.
થયા ધીરે ધીરે પૂજારી, દહેરાંના નીમાઈ;
રહેવા પામ્યા એ આધારે એ દહેરાંની માંહી.

માઢ

બહુ શોચ કરે છે ભારે રે મામા ને ભાણેજે;
બહુ કામ કઠણ ઉર ધારે રે મામા ને ભાણેજે.
દહેરૂં મોટું પણ છે ખોટું, એકજ નાનું દ્વાર;
ત્યાં પણ બેસે ચોકી પહેરા, ગાફલ નવ ક્ષણ વાર.

જૈનો સાવધ સર્વ પ્રકારે રે, મામા ને ભાણેજે.
કાલા દહાડા ઘણાજ કહાઢયા, ટાઢા ન થયા જેમ;
જોર કરે તો જન થાય આડાં, વિણકળ થાય અક્ષેમ.
તેથી કરવું કામ વિચારી રે, મામા ને ભાણેજે.
ભાણેજે કારીગર સાથે પૂર્ણ કીધો મિલાપ,
શિખર ઉતરે છે ઉપરનું, સમજી ગયો એ આપ;
જાણ્યું હવે જૈનો જખ મારે રે, મામા ને ભાણેજે.

ગઝલ-'ઘરસેં યાં કાન' એ રાગ

મામા-ભાણેજ થયા સાવધ ચાહ્યું કરવા;
જશે ઝલાઈ તો થશે વધ ચાહ્યું મરવા.
રાતે બેઉએ ચઢયા શિખરની સમીપ સ્હેજે;
છીણી મુકી દીધી કાપીને, કળશને હરવા.
થયો તે દૂર રાખી ઉર સુદૃઢ ને શોધ્યું;
જડ્યો ત્યાં ફેર કે ટોચકું એ લાગ્યું ફરવા.
ઉતારી સઘ મૂક્યું અલગ જગા થઈ થોડી;
બાંધ્યું ત્યાં દોરડું મજબૂત માંહે ઉતરવા.
બેઉ ગયા મહીં ઉતરી ખરી ધીર ધરી;
ઉપાડી પારસની મૂર્તિ થયા બેપરવા.
આવ્યા પછીથી ચઢી ઉપર પહેલા ભાણેજ;
ખેંચી લીધી મૂરતિ હરે દિલે શું કરવા.
ફરીથી ફેંકી રસી મામાએ ગ્રહી લીધી;
ખેંચી ભાણેજે ફરી મામે ચહ્યું નીસરવા.
થયો મહાન હર્ષ છિદ્રમાંથી નીકળતાં;
ફૂલી ગયું સ્વઅંગ, બાહુથી દુઃખી ઠરવા.
ફેરયા પૂરા ચસ્યા ચસાય નહિ રે ત્યાંથી;
જાણ્યું જાગશે સીઓ દળવા પાણી ભરવા.

પદ-'દશા શી થઇ મ્હારી' એ રાગ

દશા થઈ છેક દુઃખીયારા, આવી અંતે વિપત્તિ ભારી.

સાખી

શીશ ઉપર તન લટકતું, અટકયું કાંણા માંહ્ય;
ફસ્યું બરાબર એ રીતે, જરીયે નવ ચસકાય.
મતિ બેઉની ગઇ મારી, લાગી નહિ કો રીતે કારી. દશા૦

સાખી

તવ મામા બોલ્યા વીરા, મૂર્તિ કીધી હાથ;
તું તારે લઇ નાશ ઝટ, જઈ કર ઇચ્છિત વાત.
મને ઘા જોરથી મારી, શિરથી કર દેહને ન્યારી. દશા૦

સાખી

અંગ કુલે છે આપથી, જાશે દુઃખમાં પ્રાણ;
શીર ઓળખશે શ્રાવકો, શોધી કાઢશે સ્થાન.
લઈ જા શીશ કર ધારી, નાખજે જ્યાં હોય બહુ વારિ. દશા૦

સાખી

પ્રભુ નિમિત્ત એ કાપવું, અને કપાવું ધન્ય;
માટે વાર કરીશ માં, છે તું દાસ અનંત.
નથી બીજી છુટકબારી, જિતી બાજી નથી હારી. દશા૦

રેખતો

ભાણાને કષ્ટ ભારે થયું, કારજ અંત કષ્ટકારી થયું;
હૃદય પહેલાં તો હારી ગયું, પછીથી ધૈર્ય વિચારી જોયું.
હરિસેવા થવા નિમિત્તે, કરીને વજ્રસમ ચિત્તે;
મામાનો બચાવ નવ ધારી, માર્યો ઘા હાથથી કારી.

પડશું ધડ તો નીચે જઇને, ફેંકી શિર ગુપ્ત સ્થળે જઇને;
નાઠા કરમાં મૂર્તિ ગ્રહીને, પદે પદે બહુ દુઃખી થઇને.
કર્યું મેં એક કૃત્ય રૂડું, કર્યું મેં એક કૃત્ય કુડું;
એનો તો દેહ સફળ થયો, મારો તો જન્મ અફળ ગયો.
હવે જો હાલ તન પાડું, કર્યું જાય તો બધું આડું;
પારસથી સોનું બહુ કાઢું, હાંકું હરિધામ ઉઘાડું.
પછી હું યે દેહ નહિ રાખું, જીવી સંદેહ નહિ રાખું;
વિશેષ વિછોહ નહિ રાખું, છે આ દુઃખ તે નહિ સાંખું.

## સાખી

વિચાર એવા કરતા આંસુ ભરતા ને ડર ખાતા,
રખે કોઈથી કહીએ, વચમાંહે પોતે પરખાતા.
દિવસે સંતાતા ને રાતે ધાતા પણ સંકુચાતા,
આવ્યા પહોંચ્યા કુશળ એકાવેરીમાં હરિચિત્ત ન્હાતા.

## પદ-આશા

શ્રીરંગ-ધામ ચણાએ અહા અહીં, શ્રીરંગ-ધામ ચણાએ.
ભાણો શોચ કરે મનમાંહી. અહા અહીં૦
લાગી ગયા હજારો મજુરો, ઝડપ થતી સમજાયે. અહા૦
દેવે સેવ અમારી ન લીધી, સિદ્ધિ પ્રપંચે ન થાયે. અહા૦
મામો મારી રહ્યો જીવ તો પાપ નડયું, એ જાણીએ. અહા૦
પારસને શું કરૂં હવે હું, સેવ લીધી કોઇ રાયે. અહા૦
મુજ ગરીબનું ત્યાં શું ચાલશે, એમ શોચી ગભરાયે. અહા૦

## પદ-રાગ કલ્યાણ

ચાલ્યા આવે છે એમ ધારી કાવેરીમાંહ્ય;
કરે અટકળ ન્યારી ન્યારી, કાવેરીમાંહ્ય.

પુછયું ઝટ મજુરોને પોતે, કોણ ક્યાં છે અધિકારી. કા૦
શોધતે શોધતે આવ્યા એનીગમ, જેણે કર્યું કામ જારી. કા૦
રે એ તો મામા ધાય સ્હામા, અજાયબી થઈ ભારી. કા૦
ભેટી પડ્યા બેઉ તુરત ન ઉખડયા, ચાલ્યાં નયનથી વારિ. કા૦
પારસ લઈ આવ્યા એકાંતે, ભાણે પુછયું એમ ધારી. કા૦

પદ–'ધર્મધુરંધર' એ રાગ

મામા શું તમનેજ નિહાળું, સાચું નવ ભાસે;
ભૂત થયા કે દિવ્ય દેહ છો, ઝગતા આભાસે.
ધડ દેવળમાં શીશ ખાડમાં, ફેંક્યું વિણ ત્રાસે;
તે બે ભેળાં થયાં શી રીતે, ક્યાંથી લે શ્વાસે.
મારાથી પણ આગળ આવ્યા, એ અદ્‌ભુત અતિ;
વિચારતી હારતી સત્ય ધારતી, નથીજ મતિ.
સુજને પણ કોઇએ નવ કનડ્યો, પહોંચ્યો કુશળવતી;
એ સઘળી રંગનાથની, દિવ્ય દયા દીસતી.

પદ–'લક્ષ્મીનારાયણ શુધ લેજો' એ રાગ

પ્યારા ભાણા શાણા સાચું અંતે વધ્યો એ છે રે.
રંગનાથની સહાય સંપૂર્ણ દીસે છે રે;
પોતે જાતે ઉઠ્યો આંહી, એટલુંજ જાણું રે.
કામ ચલાવવા ભેગું મળી ગયું દામે રે;
એનેજ ભરોંસે આરંભ્યું છે શુભધામે રે.
પારસ સાંપડયું છે તો રાખવી ન બાકી રે;
મંદિર રચીને વૈકુંઠની રીત રાખી રે.
ગોપુરો પ્રાકારો પાર્ષદો દેવીસ્થાનો રે;
ચોક મંડપોના ઓખ, કોટારો મકાનો રે.
એવી કરવી સેવા દેવાની, પૂરી દયાથી રે;

જેવી ભૂમિમાં ન બીજી કોઇની જપાતી ગે,
હોય પગફલ સ્વામી એજ પ્રાનુ પ્યારે;
તો બેવરા નમસ્કાર કરૂં ધ્યાન હારા ગે.

સાખી

શાસ્ત્રતણી મર્યાદ સાચવી, કરે દેવનું કામ;
હામ ન હારે તન મનવારે, કરે સેવનું કામ.
તેનું કશું એ કહીયે કહીંએ, નહી ન જાય નકામ;
અંત અનંતપતિ રીઝી, અત્યંતજ કરે સકામ.

માટેજ આમ કહ્યુ છે કે —

જીવનથી જગજીવનનું સેવન અધિક,
ગણો અવર શ્રીવરવિણનું સર્વ ધિક્.
એનું કરો હરિ મન મારૂં, ભય લાલચો હરી મનમારૂં;
તમ સારૂ અનુ સર્વ વિસારૂં, થાય જેથી મારૂં એ સારૂં અનવધિક.
જીવનથી૦





# श्री भीष्मपितामह-आख्यान

[ विषय-भलाई ]

## પૂર્વરંગ

પદ-આશાવરી

ભવમાં કરી લ્યો ભલાઇ ભાઈ, પર ઉપકાર સમી ન કમાઇ;
જાય ભલે સહુ સ્વાર્થે સમાઈ, શાસ્ત્રો સમજી ન કદી ભરમાઇ;
અનુ પતિપદ ધરવી નરમાઈ, ભવમાં કરી લ્યો ભાઈ ભલાઇ.

મહાત્મા તુલસીદાસ પણ એજ કહે છેઃ—

દુહો

તુલસી જગમેં આયકે, કર લેવે દો કામ;
દેનેકો ટુકરો ભલો, લેવેકો હરિનામ.

શાસ્ત્રીય સિદ્ધાંત પણ એજ છે કેઃ—

परोपकारः पुण्याय पापाय परपीडनम् ।

'પરોપકાર એ પુણ્ય માટે છે અને બીજાઓને પીડા ઉપજાવવી તે પાપ માટે છે.' એક કવિએ કહ્યું છેઃ—

ભવમાં કરી લ્યો ભલાઈ ભાઈ, અંતે કંઈ છાતાં રહે છે.

બીજું દૃષ્ટાંત—

કવિત્ત

ભલે બુરે માનસકો પટાંતરો દેવીદાસ,
ભાંતી ભાંતી કાએ ઉસ ઓર સન હેતુ હૈ.
ચારૂ આપકો છીલાઇ,ખંડ ખંડ રહે પીલાઈ,
મારૂં ખાઇ પરિનામ રસકોનિકેતુ હૈ.
અબ સુનો સન ધનો ફુલી ફુલી વૃદ્ધિ કરી,
જર તે ઠઠાઇ પર્યો પાનીમેં અચેતુ હૈ.
આપકો સરસાઈ પુની આપકો સરાઈ ઉઠે,
નિજ ચામ ઉપરાઈ પર બંધન કે હેતુ હૈ.

માટે શેલડી અને દોરાની પેઠે 'જગમાં કરી લ્યો ભલાઇ ભાઇ;' કારણ કે—

કવિત્ત

સંપત્તિ ગડીએ છોડી, રસોઈ ચડીએ છોડી,
સુંદરી મેડીએ છોડી, સુપનો શોક ગયો;
બુઢે પિતુમાત છાંડે, ભાઈ વિલલાત છાંડે,
બેટા બિલલાત છાંડે, સબ દુઃખ દે ગયો.
ઠોડ દાસીદાસ છોડે, ઘોડા ઘાસ ખાત છોડે,
યાર આસપાસ છોડે, આપુની ઉઠ ગયો.
દેવીદાસ અપને લગે ન કોઉ એકો સાથ,
દેખો વહ આપ, નેકી પેહી સાથ લે ગયો.

એજ વાત નક્કી છે કે.—

अस्थिरं जीवनं लोके अस्थिरं धनयौवनम् ।
अस्थिराः पुत्रदाराश्च धर्मकीर्तिद्वयं स्थिरम् ॥

'જગતમાં જીવન અસ્થિર છે; ધન તથા યૌવન અસ્થિર છે; પુત્રો તથા સ્ત્રીઓ પણ અસ્થિર છે; માત્ર ધર્મ અને કીર્તિ એ બેજ સ્થિર છે.' માટેજ—

ભવમાં કરી લ્યો ભલાઈ ભાઈ,
પર ઉપકાર સમી ન કમાઈ, જાય ભલે સહુ સ્વાર્થ સમાઈ;
શાસ્ત્ર સમજી ન કદી ભરમાઈ, અનુ પતિપદ ધરવી નરમાઈ.

એમ બધે સ્થળે ભલાઈ કરી લેવાનો મુદ્દો એજ છે કે, તેથી પરમેશ્વર પ્રસન્ન રહે છે. એક કવિ કહે છેઃ—

### કવિત્ત

ઉરગુ ખુરગુ હૈકે, તુરંગકુરંગ વૈકે,
કોલ અજગર વ્હૈકે, સ્થિર જંગમાઈ મેં,
નાહરૂ લંગુર વ્હૈકે, ન્યારે ગીધ કીર વૈકે,
નિશ્ચર વ્હૈકે નીઠી નર જોની પાઈ મેં.
તાહુમાંજ શુદ્ધ વ્હૈ, સુબુદ્ધિ સભાસ દવ્હૈકે,
રામજેકા હદ વ્હૈકે, સબેં સરસાઇમેં.
એક ચિન્તામનિકે ચરનચિત્ત લાગ્યો નાહી,
દેવીદાસ કહે બડી ચૂક ચતુરાઈ મેં.

એટલા માટેજ—

અનુ પતિપદ ધરીને નરમાઈ, ભવમાં કરી લ્યો ભલાઈ ભાઈ.

નીતિ પણ એજ કહે છેઃ—

कुसुमस्तबकस्येव द्वे गती स्तो मनस्विनः ।
मूर्ध्नि वा सर्वलोकस्य शीर्यते वन एव वा ॥

'પુષ્પના ગુચ્છાની પેઠે મનસ્વી–ધીર પુરુષની માત્ર બેજ ગતિ હોય છે; કાં તો સર્વ લોકના મસ્તક પર રહે છે, અથવા

વનમાંજ વિનાશ પામે છે.' વળી આ જગતમાં જન્મે છે તો અનેક, પણ ખરી રીતે જન્મ્યો કોણુ ગણાય છે ?

परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम् ॥

'ઘટમાળ જેવા આ સંસારમાં મરણ પામીને કોણ જન્મ પામતું નથી ? પણ ખરી રીતે જન્મેલો તો તેજ ગણાય, કે જેને લીધે વંશ ઉન્નતિને પામે.

જગમાં કરી લ્યો ભાઈ ભલાઇ પરોપકાર સમી ન કમાઈ,
જાય ભલે સહુ સ્વાર્થ સમાઈ. [કારણકે—]

शार्दूल

एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये ।
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ॥
तेऽमी मानुपराक्षसाः परहितं स्वार्थाय निघ्नंति ये ।
ये निघ्नंति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

'જેઓ સ્વાર્થનો ત્યાગ કરી બીજાનુ કાર્ય કરે છે, તેઓ સત્પુરુષ કહેવાય છે, જેઓ પોતાના સ્વાર્થને હાનિ ન પહોચે તેમ બીજાઓનું કાર્ય કરવા માટે ઉદ્યમ કરે છે તેઓ સામાન્ય મનુષ્ય કહેવાય છે, જેઓ પોતાના સ્વાર્થ માટે બીજાઓના હિતનો નાશ કરે છે તેઓ મનુષ્યોમાં રાક્ષસો છે; પણ જેઓ કેવળ નિરર્થક બીજાનાં હિતનો નાશ કરે છે, તેઓ કોણુ છે ? એ અમે સમજી શકતા નથી.' માટેજ કહેવામાં આવ્યું કે, 'જગમાં કરી લ્યો ભાઈ ભલાઇ,' કારણકે—

श्रोत्रं श्रुतेनैव न कुंडलेन दानेन पाणिर्न तु कंकणेन ।
विभाति कायः करुणापराणां परोपकारैर्न तु चंदनेन ॥

'કાન શાસ્ત્રશ્રવણથીજ શોભે છે, કુંડળોથી શોભતો નથી, હાથ દાનથીજ શોભે છે, કડાઓથી શોભતો નથી અને દયાળુ મનુષ્યોનું શરીર પરોપકારથીજ શોભે છે, ચંદનથી શોભતું નથી.' આ ઉપર દૃષ્ટાંત છે—

पृथ्वीच्छंदः

इतः स्वपिति केशवः कुलमितस्तदीयद्विपा-
मितश्च शरणार्थिनां शिखरिणां गणाः शेरते ।
इतोऽपि वडवानलः सह समस्तसंवर्तकै-
रहो विततमूर्जितं भरसहं च सिन्धोर्वपुः ॥

'સમુદ્રમાં એક બાજુ શ્રીનારાયણ શયન કરે છે, એક બાજુ તેમના શત્રુ-અસુરોનાં કુળ વસે છે, એક બાજુ શરણાર્થી પર્વતોના સમૂહો પડયા રહે છે અને એક બાજુ સમસ્ત પ્રલયકાળના અગ્નિઓ સાથે વડવાનલ રહે છે, અહો! આશ્ચર્યની વાત છે કે, સમુદ્રનું તે શરીર કેવું વિશાળ, બળવાન તથા ભારને સહન કરનારૂં છે?' તે શા માટે? કેવળ પરોપકાર માટેજ, તેથી નિશ્ચય એજ થાય છે કે, ભલાઈ સર્વ કરતાં ઉત્તમ છે, માટે 'ભવમાં કરી લ્યો ભલાઇ ભાઇ' અને જગતમાં પ્રખ્યાતિ પણ ભલાઇ કરનારાનીજ થાય છે, તે જુઓ—

किं तेन हेमगिरिणा रजताद्रिणा वा
यत्राश्रितास्तु तरवस्तरवस्त एव ।
मन्यामहे मलयमेव यदाश्रयेण
कंकोलनिंबकटुजा अपि चंदनाः स्युः ॥

'તે સોનાનો પર્વત (મેરુ) અથવા રૂપાનો પર્વત (વૈતાઢય) ભલે હોય પણ તેથી શું? જેનો આશ્રય કરનારાં વૃક્ષો તે વૃક્ષોજ

રહે છે (કોઇ પણ રીતે ઉચ્ચ સ્થિતિએ પહોંચતાં નથી, તો તેઓને શું કરવાના ?) અમે તો મલયાચલ પર્વતનેજ મહાન પર્વત તરીકે માનીએ છીએ, કે જેના આશ્રયથી કંકોલ (ઇંદ્ર-જવ) તથા લીંબડાનાં કડવાં વૃક્ષો પણ ચંદન બની જાય છે' એમ જગત પણ ભલાઇ કરનારાનેજ ઓળખે છે; માટે 'ભવમાં કરી લ્યો ભલાઇ ભાઇ.' ભક્તરાજ તુકારામ કહે છેઃ—

પર્વકાળ ધર્મ ન કરી નાસરી, ખર્ચી રાજ્યદ્વારી દ્રવ્યરાશિ;
સોઇર્યો સિકરી પાહુણે, રબકા કાંડી તો ઢોબરા સંતા લાગી.
ખાઈ લેચ્યા ગોતા આવડીને પોમી, માતાપિતા સીદવઉાનીશ્રાંદ્ધી,
કથી હોઈ સાંગતા બ્રાહ્મણ ગોવારમાંથુ ન વદીતો નેતો પાને,
કુલે વૈશ્યાલા ઉદ્દંડ બ્રાહ્મણા શિખાંડને હાએક, તુકા મ્હણે.
એસે પ્રપંચી છું તરે જન્મોની મુકલ વિઠ્ઠોબાસી.

અને તેનાથી છૂટવું હોય તો 'નાહિ દેવા પાસી મોક્ષ્યાસે ગાંસોળે આણુંની નીરાળે, ધાવેં હોતીઃ—ઇન્દ્રિયાંચા જવ સાધુનીયાં મન નિર્વિષય કારણ અસે' તે છે,

ક્ષણીભરી આહમી સોસી લેવાઇત, સાધી લે અવિટ નિજસુખ.
સાંડીમાંડી માગે કેલ્યા ભરોવરી અધિક ચીપરી દુઃખાચીયા,
સર્વસુખ આહમી ભોગું સર્વકાળ તોડીયે લે જાળ મોહપાસ.
સાંગતોંતે તુમ્હી આઈ કાવેકાની આસું ચેના ચહૈના ચુનકો,
ઓવરીયા તુમ્હા માગી લામી આશ તોવરી ઉદાસ હોઉન નકો.
તુકા મ્હણે કામવાચાં વિણવી દંપતી દોન્હી નાહિ,
જારણાં આધી રાહા લો, મરોની મવી કૈલ મની હોતે તૈસે.
પરપુરુષાચેં સુખ ભોગે તરી ઉતરોની કરી દયા વેશીય સૌસાસ,
આદી આપુલોની હાંતે, લાપુંની માગું તે પાહુનચેં [એ રીતે]
'જાય ભલે સહુ સ્વાર્થ સમાઈ, શાસ્ત્ર સમજી ન રહી ભરમાઈ;
અનુ પતિપદ ધરવી નરમાઇ, કરવી જગમાં ભલાઈ ભાઇ.'

કારણમાં દૃષ્ટાંત સાથે તુકારામજી પોતેજ કહે છે:—

'પર ઉપકારે કાયા વાચા મન, વેચે સુદર્શન રથીતયા;
યાજ સાહીં અસેં પોજીલે, શ્રીપતિ સંકલ્પાચે કાતી;
સર્વ જોડી પરપીડ જયા એ, જિહ્વા મુંડકાળે યમદૂત ડાળે,
કરતી પૂજા તુકા મ્હણે, અંબ ઋષિ દુર્યોધના કાઠ જાલે,
તેણા દુવલીયા. [મારેજ—]

'ભાવે કરી હયો ભલાઈ ભાઈ.'

स दीक्षितो यः सकलं सदीक्षते, स पंडितो यः करणैरखंडितः।
स तापसो यः परतापकर्षणः स धार्मिको यः परमर्म न स्पृशेत्॥

'તેજ દીક્ષિત કહેવાય, કે જે સમગ્ર વિશ્વને પરમાત્માનુ સ્વરૂપ જુએ; તેજ પંડિત ગણાય કે જે ઇન્દ્રિયોથી જિતાયો ન હોય; તેજ તપસ્વી ગણાય કે જે બીજાઓના સંતાપને દૂર કરે અને તેજ ધાર્મિક કહેવાય કે જે બીજાઓનાં મર્મને કદી સ્પર્શ ન કરે; અર્થાત્ બીજાના મર્મભાગોને કોઈ પણ રીતે વ્યથા ન ઉપજાવે.' આમાં પણ ભલમનસાઇનુંજ માહાત્મ્ય સૂચવ્યું છે; તેજ આ દૃષ્ટાંત સાથે જુઓઃ—

परोपकाराय दुहंति गावः परोपकारार्थमिदं शरीरम् ॥

'વૃક્ષો પરોપકાર માટે ફળે છે; નદીયો પરોપકાર માટે વહે છે; અને ગાયો પરોપકાર માટે દૂઝે છે. એમ કેવળ પરોપકાર માટેજ આ શરીર હોવું જોઇએ.' વળી તે તે વૃક્ષો વગેરે પોતાની જાતનો પોતે ઉપયોગ કરતાજ નથી.

पिबंति नद्यः स्वयमेव नांभः स्वयं न खादंति फलानि वृक्षाः ।
स्वार्थे न वर्षंति जलानि मेघाः परोपकाराय सतां विभूतयः ॥

'નદીઓ પોતે પાણી પીતી નથી; વૃક્ષો પોતે ફળો ખાતાં નથી અને મેઘો પોતાને માટે પાણી વરસતા નથી; કિંતુ સજ્જનોની સમૃદ્ધિઓ કેવળ પરોપકાર માટેજ હોય છે;' એ વસ્તુ લક્ષ્યમાં રાખીનેજ તેઓની તે તે પ્રવૃત્તિ છે; એટલુંજ નહિ પણ જેમ પોતાને દુઃખ પડે તેમ તેઓ વિશેષ ખૂબી આપે છે.

मंदाक्रांता

घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधं ।
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु वै चेक्षुदंडम् ॥
दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कांतवर्णम् ।
न प्राणांते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम् ॥

'ચંદનને વારંવાર ઘસો તેમ સુંદર ગંધ આપે છે; શેલડીના સાંઠાને જેમ જેમ કાપો તેમ તેમ વધારે સ્વાદિષ્ટ બને છે અને સુવર્ણને જેમ જેમ તપાવો તેમ તેમ સુંદર રંગ પકડે છે; એમ ઉત્તમ મનુષ્યોના સ્વભાવમાં પ્રાણાંતે પણ વિકાર થતો નથી.' માટે એવા ઉત્તમ થઇને 'ભવમાં કરી લ્યો ભલાઇ ભાઇ.' વળી કવિ શામળ પણ શું કહે છે ?

રહ્યો ન કીધું પાપ, રહ્યો જે ન કરી નિંદા;
રહ્યો ન લીધો શાપ, રહ્યો જેણે સહુ વંદ્યા.
રહ્યો ધર્યો જે ધર્મ, રહ્યો જે જુઠ ન બોલે;
રહ્યો પાળ્યું જે શીલ, રહ્યો જે તત્ત્વજ ખોળે.
રહ્યો જે ખર્ચ્યું હાથથી, રહ્યો કોને સુખ ગયું;
શામળકહે રહ્યો તેખરૂં,જેથી પરમાર્થી કારજ થયું.
જગમાં જીવ્યો તેહ જેણે પરદુઃખો કાપ્યાં;
જગમાં જીવ્યો તેહ જેણે નિર્ભય પદ આપ્યાં.
જગમાં જીવ્યો તેહ ખ્યાત ચાલી દશ દિશે;
જગમાં જીવ્યો તેહ કુળ તાર્યું લઘુ વિષે.
જગમાં જીવ્યો તે ખરૂં જશ વિમળ જગ જાણીયો;
શામળ કહે જીવ્યો તે ગણું,જે પરકાજે દે પ્રાણીયો.

આ ઉપર એક દૃષ્ટાંત જોઇએઃ—પંજાબમાં મંગળદાસ નામે એક પરોપકારી સાધુ થઈ ગયા. તે પોતાના તન, મન, ધનથી સાધુઓની સેવા કરતા હતા; તેમના સંબંધમાં રઘુરાજ પોતાની નજરે જોયેલી વાત કહે છેઃ—

તીન કુટીમેં દેખ્યો જાઈ, વિસ્મિત ભયો દેખી પ્રભુતાઈ;
એક ઔર આચારીન ડેરા, એક ઔર સબદ્વિજન બસેરા.
અંધિર બધિર પંગુ એક ઔરા, બસહી સંત ઔરહુ એક ઠોરા.

આવા પ્રકારનો તેમનો ઠાઠ હતો. તેમાં ખૂબી એ હતી કેઃ—

સહસન મનુજ સબહી ચહુપાસા, ભોજન દેહી સબન અનયાસા;
નહિ બંધે જન કહું બંધાના, પૂરણ કરહી સદા ભગવાના.

એક વેળા સંતોની ભીડ ભારે જામી અને બીજી બાજુથી પોધમાર વરસાદ પડવા લાગ્યો; જેથી બહારથી જે કંઇ આવતું

હતું તે બંધ થઈ ગયું; તે વેળા પણ પોતે સંતોની સેવા તો તેવીજ ચાલુ રાખી; પરંતુ પોતાના મંદિરના પૂજારીને એ અરસામાં સાત દિવસના કડાકા થયા. એક દિવસે આરતી કરતાં કરતાં તે પૂજારી પડી ગયો, ત્યારે મંગળદાસ મહારાજે તેને પૂછ્યું કે, 'આમ કેમ થયું ?' તેના ઉત્તરમાં તે પૂજારીએ કહ્યું કે, 'બાપજી ! હવે તો મોતજ બાકી રહ્યું છે.' તે સાંભળી મહારાજે ષડક્ષર મંત્રજાપથી રઘુવરને પોતે પ્રસન્ન કરેલા છતાં પ્રભુએ પરીક્ષા બીજા પર કરી, તેથી કોપ કરીને કહ્યું કેઃ—

શાલિમામ શિલા હૈ વેતે, હૈ કહ્યું જલમેં રાખુંન તે તે;
સહુસ શિલા લે ગયે પૂજારી, ફેંક ગંભીરહી વારિ.

ત્યાં તો સાંજ પડી, અને વરસાદ બંધ થઇ આકાશ ખુલ્લું થઇ ગયું. બીજી બાજુથી અનાજ વગેરે સર્વ સામગ્રીઓની ગુણોની ગુણો આવી પહોંચી, રસોઇ પણ તૈયાર થઇ ગઇ; પણ તેનું નૈવેદ્ય કોને ધરાવવું ?

ઠાકુર સીંગરે નીર ડુબાયો, ચહે કોન બીધ ભોગ લગાયો;
મંગળદાસ કહે નકીં જે હૈ, દશરથલાલ ક્ષુધાવશ એ હૈ.
જાહુ મૂરતીકો લે સબ આવક, ફેંકહુ પુની જો એક ન પાવહુ.

પૂજારી ગયો; નવસો નવાણું મૂર્તિઓ પાણીમાંથી મળી પણ એક મૂર્તિ ન જડી. પૂજારીએ ખબર આપી કે એક મૂર્તિ જડતી નથી; ત્યારે મહારાજે કહ્યું કે બધી મૂર્તિઓ પાછી પધરાવી દો. તે ફરી જળકિનારે ગયા, તો ત્યાં બાકીની એક મૂર્તિ પણ મળી આવી; એટલે આનંદથી પ્રભુને નૈવેદ્ય ધરાવવામાં આવ્યું અને સર્વ સાધુજનોએ ભોજન કર્યું. આવી એક નિષ્ઠા અને કેવળ પરોપકારની જ્યાં ભાવના હોય છે ત્યાં સર્વ કંઇ ધાર્યું થઈ શકે છે; માટે 'ભાવે કરી હયો ભલાઇ ભાઇ.'

# શ્રી ભીષ્મપિતામહ—આખ્યાન

## સાખી-મરાઠી

ઈક્ષ્વાકુવંશમાં પ્રકટ્યા, મહાભીષ નામ નરરાય,
હજાર હયમેધ ને રાજસૂય સો, કીધા ભૂમાંહ્ય;
બ્રહ્મલોક સુધી..........એજ શરીરથી જાય.
ગંગાજીને દીઠાં સભામાં એક વખત મન મોહ્યું,
શાપ થયો ને પડ્યા ભૂમિ પર ફરી નૃપનું કુળ જોયું;
શંતનુ નામે..........રાજ્ય પામી દુઃખ ખોયું.

## હરિગીત

તે એક દિન મૃગયા નિમિત્ત, ગંગાજીને તીરે ગયા;
ત્યાં દીઠી સુંદરી સરસ, તેની પાસ તે ધીરે ગયા.
વનિતાની વૃત્તિ થઈ વિહ્વળ, વરવા વિવશ વીરે થયા;
સ્વવિચાર સ્પષ્ટજ સુંદરીસમીપે સુભગશરીરે કહ્યા.

પદ-'મોહની લગાડો' એ રાગ

બોલી એવું બાળા રે, બોલી એવું બાળા રે.
શરત સાંભળો પ્રથમ નૃપાલા, પુંઠે થાઓ વ્હાલા રે.
વરીશ કરીશ હું સુખે તમારી, પણ ન લોપવી મરજી મ્હારી;
છઉં સ્વતંત્ર ઈચ્છા અનુસારી, હોય વાત માઠી કે સારી. બો૦
કદી તમારે કશું ન કહેવું, કરૂં એ રીતે કરવા દેવું;
વચ્ચે પડી કંઈ કહેશો જેવું, તુરત તજીશ સગપણ હું તેવું. બો૦

## ચોપાઈ

સુંદરીનું વચન શુચિ જોઈ, ભૂપતિ તો રહ્યા છે મોહી;
હા એ હા કહી ભાનજ ખોઈ, લાવ્યા ભુવને વર્યા કરી સોઈ.
ખાતાં પીતાં સુખે દિન કાઢ્યા, રહ્યા રાણીજીને રૂડા દહાડા;

થયો પુત્ર બજાવી વધાઈ, તેવી રાણી નદી ભણી ધાઈ.
હાથે સુતને મુકયો જળે વહેતો, ક્યાંથી વઢીએ જીવે પછીએ તો;
કીધો ભૂપે ન ત્યારે ફજેતો, જાશે નાસી એ ભય ધરી સ્હેનો.
ફરી ગર્ભ ફરી સુત આવ્યો, ફરી પાણીની માંહી ડુબાવ્યો;
એવો વહીવટ નારે ચલાવ્યો, સાતનો અંત એમજ આવ્યો.

## દોહી

થયો આઠમો સુપુત્ર તેણી વાર, સહ્યું નાગયું નૃપાલથી લગાર;
રોકી નારી નૃપ વધા આ કરે શું ? નહિ જીવશે કોઇ આ કરે શું ?

પદ-'બન ગયો ભેદ'

વઢીએ સતી નારી રે, વાત વીતેલી. ટેક૦
અષ્ટ વસુએ વસિષ્ઠજીની, કામદુધા હરી પ્યારી;
શાપમળ્યોગર્ભવાસ પામો, અનુગ્રહ કીધો છટ, થાશે દેહન્યારીરે.
આપ પધાર્યા તાત ભુવન ત્યાં આવી હતી હું કુમારી;
દંગ થયા જેથી તે ગંગ હું, અંગ ઉપર મોહી, હુંએ હતી ભારી રે.
વસુ કહે મા દેહ ધરો તો, દઇએ શાપ નીવારી;
તમ સારૂં એનું થવા સારૂં, દેહ નારીતણી, ધારી મેં વિચારીરે.
સાત વસુશાપથી છોડાવ્યા, આઠમાનોહતી વારી;
પણતે રાખીશાન્તનુતમસારૂં; જતીએ રહીમને, શાનેઆજવારીરે.

## દુહો

એમ કહી સુતસહ થઈ, ઝટપટ અંતર્ધ્યાન;
શંતનુ તો કરતા રહ્યા, સતીનું અંતર ધ્યાન.

ગઝલ-'મહારાજકો' એ રાગ

ગઈ તે ગઈ ક્યાં ગઈ શું લહે, થઈ તે ભૂલ કોને કહે;
ચઢી તે ચઢી શે વિયોગે સહે, નહિ તે નહિ આવશે જો ચહે.

જગતપ્રીતની રીત વિપરીતછે, થયું કષ્ટ ચિત્ત એ થકી ખચીતછે;
થયું તે સહ્યું રાજને ના ચહ્યું, ગયું વર્ષ છત્રીસ વર્ષ તો વહ્યું;
ફર્યા એ કરે નિત્ય ગંગાતીરે, સ્મર્યા એ કરે પુત્ર પ્યારી વીરે;
ભર્યાં એ કરે લોચનોમાં નીરે, ઠર્યા એ કરે મૂર્ખ મૂકી ધીરે.
મળે ના પ્રિયા કે ન પુત્રે મળે, ટળે ના પીડા કે ન નિવૃત્તિ વળે;
કળે ના પડે મોહ ના નીકળે, ગળે બોર કાઢે નહિ ના ગળે.

## સાખી

એક સમય સરિતાના તીરે, હતો વિચરતો રાય;
જોયું તો તટમાંહીજ વહેતું, દીઠું નીર ન જરાય.
શોચ્યું કેમ આજ સ્થળ કોરું, જ્યાં નિત્ય અતિ ઉભરાય;
જોઈ જઈ આગળ એ જળ ક્યાં, ભેળું થઈ ભરાય.
અહા ! જુએ શું યુવાન સુંદર, મનહર શુચિ કુમાર;
જળનો વેગ અટકાવવા માટે, મારી રહ્યો શરમાર.
તેથી અટકી પડી ટકી રહી, વહેતી મહાજળધાર;
પાસે જતાં ન દીઠો મીઠો, કુમાર પ્રાણાધાર.

## દુહો

સંભારી સ્વસુત ભારી, ધારી મન કષ્ટ;
બોલ્યા બોલી હૃદય ત્યાં, ભૂપતિ વચનો સ્પષ્ટ.

પદ-પરજ

ગંગે તેં આ શું કીધું, મન હરી લઈ, સુત લઈ જઈને;
દારુણ દુઃખ મુજને દીધું, ગંગે તેં આ શું કીધું. ગં૦
વર્યો ન બીજી ફર્યો તારે તટ, તેં તો નામજ નવ લીધું. ગં૦
સુત દેખાડી ગઈ સંતાડી, કાર્ય કરીશ ક્યારે સીધું. ગં૦

## સાખી

એવું વદતાં સતી પ્રકટ થઈ, નદી ધરી સ્રીરૂપ;

સંગે શોભતો એજ લાલ છે, દીસે દિવ્ય સ્વરૂપ.
ચકિત ચિત્ત નૃપતિ ન વદ્યો કંઈ, ઉભો રહ્યો થઈ ચૂપ;
ગંગા નદી વદી પાસ વધી, સુણો સુચાલી ભૂપ.

પદ—કાલીંગડો

સપુત આ તમારો રે, સ્નેહે સુખે સ્વીકારો રે;
વસિષ્ઠ પાસે વેદ ભણ્યો એ, અસ્ત્ર-શસ્ત્રે જ્ઞાત સારો રે.
લાયક કરી આહકને આપું, નાહક કષ્ટ ન ધારો રે;
ભીષ્મએજ છે દિવ્ય તેજતન, ગંગા માનો અતિ પ્યારો રે;
લાવ્યા નૃપ ભુવને ઝટ સુતને, આવ્યો સંકટનો આરો રે.

ઉપેન્દ્રવજ્રા

વસુ મૂળે માત પુનીત ગંગે, રહ્યા બની શિષ્ટ વસિષ્ઠ સંગે;
બને ન કો ભકત પછી સુસંગે, ચડેલ છે અંગ શ્રીરંગસંગે.

ભુજંગી

નથી ભૂપના ધામમાં કોઇ રાણી,
નથી શોધતા દેશમાં કોઈ શાણી;
અનાયાસ ત્યાં એક કન્યા જણાણી,
ઠરી નારી પ્યારી પતિની ગણાણી.
દીઠી નાવમાં છે હલેસું સ્વપાણિ,
મીઠી કાપતી એ જતી જોઇ પાણી;
થયા ભૂપતિ પ્રેમથી પાણી પાણી,
પીડા એ તથાપિ ન ધારી કપાણી.

સાખી

પિતા માછીએ પુત્રી દેતાં, શરત કરી એ ખાસ;
સુત એનોજ બિરાજે ગાદી, સુણી નૃપ થયા નિરાશ.

વિરહજવાળથી બળતા ચાલ્યા, થશે દુઃખે શું નાશ;
કારણ શોધી ગયા પહોંચી, શ્રાભીષ્મ માછીની પાસ.

લાવણી-' સુણોને ' એ રાગ

વાત કરી જાતે માછીથી (૨)
રાજગાદીની મારી વતીની નવ રાખીશ સીતિ.
તે કહે પુત્ર થાય તારો (૨)
તોપણ તે હકદાર ગણાય સરે ન સ્વાર્થ મ્હારો.
વદ્યા શ્રી ભીષ્મ નહિ પરણું (૨)
પિતાકાજ જગસુખ સ્રીસુખ નૃપસુખ માનું તરણું.
નહિ જો વરાવ તું બાળા (૨)
તજશે તન થોડાજ સમયમાં હવે પૃથ્વીપાલા.
કબુલત પુરેપુરી દીધી (૨)
કન્યા લાવી બતાવી પિતને, પુત્રે હક્ક દીધી;
પિતા ઉગર્યા રીઝયા ભારે (૨)
મરણ સ્વચ્છંદ થશે દીધો વર પીગળી આભારે.

ભુજંગી

ગયા કાળ થાતાં સ્વધામે પિતાજી,
ન લીધીજ ગાદી રહ્યા તુષ્ટ રાજી;
દીધી ભ્રાતને સહાય પાસે બિરાજી,
પ્રજા પાળી જાણી પ્રજાકીર્તિ ગાજી.

સાખી

સત્યવતી માછીની સુતાના, ચિત્રાંગદ સુત રાય;
ગાંધર્વોથી લડતા પડતાં, સ્વર્ગે થયા વિદાય.
વિચિત્રવીર્ય તદા બેસાડી, ગાદી કરી સહાય;
આશિષ લીધી માતાની પણ, કૃતિ મતિ શુચિ કાય.

### દુહો

જેમ વરાવી તાતને, સત્યવતી સતી નાર;
તેમજ ભ્રાત વરાવવા, ચિત્તમાં થયો વિચાર.

### હરિગીત

એક ભૂપતિને ત્યાં સ્વયંવર, ત્રણે કન્યાનો થયો;
પહોંચ્યા ઘણા પુરપતિ ત્યાં, નવ ઠાઠ એ નાહનો થયો.
ત્યાં ગયા ભીષ્મ રથે ચઢી, એકલા સૌ નૃપને નડી;
પકડી સુતા ત્રણે લઇ આવ્યા, ભુવન પૂરા પડી.
અંબા ને અંબાલિકા એ, વરાવી નિજ ભ્રાતને;
અંબિકા ત્રીજી કહે નહિ હું, વરીશ એ નરનાથને.
લાવ્યા તમે છો હાથથી તે વરો પોતે જાતથી;
અથવા જવા દો શાલ્વ પાસે, મોહી એ પર આપથી.

### ભુજંગી

જવા ત્યાં દીધી ને ગઈ તે બિચારી,
નહિ સંઘરી તે બીજાની વિચારી;
બીજા ભીષ્મ તે તો કદી કેમ રાખે;
પિતા પાસ પહોંચી બીજે ક્યાં શું ભાખે.

### ઉપેન્દ્રવજ્રા

કરી શકે શું પિતુ ભીષ્મજીને, ડરી ગયો ત્રાસ દિલે ધરીને;
રહી ન પુત્રી તદપિ ઠરીને, ચહું કરૂં કાંઈ નડું અરિને.

### ચોપાઈ

પરશુરામ પર તપસ્યા કરી, વ્રતધારી દ્રઢ રહી આકરી;
પ્રકટી ચાલ્યા બાળાસંગે, પડેલ છે ભીષ્મથી પ્રસંગે.
શીખવેલ અસ્ત્રો તે થકી, માન્યું માનશે મારૂં નકી;

આવી આજ્ઞા આપી ખાસ, ભીષ્મે ના કહી ન ધરી ત્રાસ.
પ્રાણ જાય પણ પણ નહિ જાય, પ્રાણ ભલે લ્યો પણ ન તજાય;
રામ કહે મેં દીધો બોલ, ભીષ્મ કહે કરવો તો તોલ.
રામ કહે કાપીશ હું શીશ, ભીષ્મ કહે આપીશ છઉં શિષ્ય;
રામ કહે હું લઢી નડીશ, ભીષ્મ કહે હું પૂરો પડીશ.

### હરિગીત

ચડભડ થતાં ગડબડ પછી, હડબડયા નહિ એકે જરા;
શર ચાપ પકડી ચઢી રથ પર, ગયા વનમાં પાધરા.
તેવીશ દિવસ સહરીસ શિષ્યની સંગ સ્વામીજી લડ્યા;
પણ નક્યા સ્હામા અક્યા સ્હામા, લઢયા ને પૂરા પડ્યા.

### દીંડી

ધન્ય ધન્ય ભીષ્મ વધા પરશુરામ,
ધન્ય ભક્તિ અતિ શક્તિ કૃતિ હામ;
વધા-અંબિકાથી ન થઈશ તું સકામ,
આ ભવે ન થઈશ કદી પૂર્ણકામ.

### ગીતિ

તન પરહરિ અરિને, નડવા દૃઢ કરી વને ગઈ નારી;
પ્રકટી બની શિખંડી, ઘાત દૈવથી જેથી છે થનારી.

### લાવણી

શ્રીભીષ્મ પિતાજી ગયા ગયાજી જ્યારે,
પિતૃશ્રાદ્ધ શંતનુનું કરવા સુપ્રકારે.
ફલ્ગુ પર આવી સવિધિ પિંડ બનાવ્યા,
ઝટપટ પિતૃ-આવાહનથી પધરાવ્યા.
પણ પિતા શંતનુ પ્રેમ અતિ ઉર લાવ્યા,
સુત સાત્વિક શ્રદ્ધાણુ અતિ મનને ભાવ્યા.

જેવો ઉપાડ્યો પિંડ દર્ભને દેવા,
તેવો કર પ્રકટ્યો પિતુનો જાતે લેવા.
સહુ થયા ચકિત કર પિતુનો ખુદ પિછાણ્યો,
મહિમા સુતપિતુનો ત્યાં પંક્તિ વખાણ્યો.
કોઈ કહે દઈ ઘો પિંડ પિતા ખુદ માગે,
કહે ભીષ્મ છઉં પરતંત્ર શાસ્ત્રની આગે.
કરમાં ન આપી ચટપરજ પિંડ જ્યાં દીધો,
કર ગુમ થયો ને દેવે ડંકો દીધો.
શાસ્ત્રોને પૂરા પરતંત્ર પ્રભુની આશે,
શ્રીભીષ્મતુલ્ય ધર્મી ન થયો કોઈ થાશે.

### ધનાશ્રી

કર્યે ગયા નિજકામ ભીષ્મજી, કર્યે ગયા નિજ કામ;
સ્મર્યે ગયા ઘનશ્યામ ભીષ્મજી, કર્યે ગયા નિજકામ.
કામ કરે પણ નામજ ન ધરે, ધરે ન કશો દમામ. ભી૦
રાજ્ય ભાર વહે પરમ પ્યારથી, વિષયી ભ્રાત ન કામ. ભી૦
વિચિત્રવીર્ય ક્ષયે થયા ક્ષય, રખડ્યું રાજ્ય તમામ. ભી૦
જનકહે થાઓ ભીષ્મજી રાજા, પણ ન તજ્યું ધરી હામ. ભી૦
વ્યાસસહાયથી સુત પ્રકટાવ્યા, ભોજાઈઓથી સુનામ. ભી૦
આપાંડ ધૃતરાષ્ટ્ર અંધ છે, થયા ન થયા સમાન. ભી૦
પ્રજા પ્રેમથી ન્યાયે પાળે, ધર્મે જય સહુ ઠામ. ભી૦

### સાખી

ત્રણ પેઢી ચલવી નૃપની પણ, પ્રિય પૂરો સત્સંગ;
દેવર્ષિ બ્રહ્મર્ષિ સેવે, રાખે એજ પ્રસંગ.
સ્વાર્થ ભોગ પર શોખ ન બીજો, સેવે નિત્ય શ્રીરંગ;
ધર્મ-કર્મ બન્નેમાં પૂરા, સુર જગ ઋષિ કહે રંગ.
નામ પાંડુ રાજાનું પાડ્યું, નૃપાલ જગમાં ખ્યાત;

પુછી ભીષ્મને રાજ્ય ચલાવે, હરિ ભજી દિનરાત.
વિજય કર્યો દેશામાં જણાવ્યો, ખૂબ વેરીને હાથ;
પરણ્યા કુંતી-માદ્રી નામે, બે રાણી સંગાથ.

ગરબી

ભુલ્યા ભુલ્યા રે ભીષ્મના ભ્રાત પાંડુ કામ થકી;
ડહ્યા ડહ્યા રે પામ્યા મ્હાત પાંડુ કામ થકી.
જગત ઉપર જય જબર કર્યો, પણ મન પર જય ન થવાથી;
શિકારના શોખે હરણીના થયા હાથથી ઘાતી.
શાપ થયો કે સ્ત્રીને મળતાં, તારૂં તન પણ પડશે;
પણ લીધું પત્નીને ન અડવું, શાપ શી રીતે નડશે?
વને વસ્યા વાનપ્રસ્થ થઈ પણ, સતીઓ તે રહી સાથે;
જુદી કુટીમાં વસે વૈરાગી, પવિત્ર ત્રણે જાતે.
કુંતી બહાર ગઈ હતી, માદ્રી હતી પતિની સંગ;
વસંત ઝીણું વસન દેખી તન, વ્યાપ્યો અંગ અનંગ.
સ્મરણ કરાવ્યું સ્ત્રીએ શાપનું, વરણ કરાવ્યું મરણે;
તન અડતાંજ પડયું તન તુરતજ, થયા શ્રીહરિ શરણે.
માદ્રી સતી થઇ રહી કુંતી આ, પાંચ પુત્રની સાથે;
ત્રણ પોતાના બે માદ્રીના, આવી સ્વપુરે જાતે.
ધન્ય ભીષ્મજી કામજિતને, સદા શુચિ બ્રહ્મચારી;
હનુમાનજીની ઉપમા ને, મુનિઓ કહે બલિહારી.

દુહો

પણ લઈ બેઠા પ્રથમથી, કર્યો ન સ્ત્રીનો સંગ;
અંગ અનંગ ન ફાવતાં, ચઢયો ખરો હરિરંગ.
પ્રભુને પૂરા ઓળખ્યા, પ્રેમે પ્રકટયા પહેલ;
ઋષિઓના સત્સંગથી, કથા સુણી રાખેલ.

## દીંડી

રાજસૂય થયો ભીષ્મપિતા મહાલ્યા,
કૃષ્ણચંદ્ર ઇષ્ટદેવને નીહાળ્યા;
પ્રથમ પૂજનનો પ્રશ્ન ઉઠયો જ્યારે,
દીધી સંમતિ ગમતી અતિ પ્યારે.

## તોટક

સુણી શાસન ભીષ્મ પિતામહથી, સહદેવ ઉઠ્યા ધરી હોંસ અતિ;
શિશુપાળ નડ્યો તત્ર દુષ્ટમતિ, પણ ભીષ્મ વધ્યા ખરૂં ધારી ધૃતિ.

પદ-' નારાયણ '

ભીષ્મ વધ્યા શિશુપાલ બકે શું, સત્ય ન જાણે લેશે રે;
કર્યું અમે તે શ્રેષ્ઠ કર્યું છે, વૃથા તપે શીદ ક્લેશે રે. ભી૦
વયોવૃદ્ધ ન ગણાય ક્ષત્રિમાં, પરાક્રમે છે મ્હોટો રે;
તેવાં પરાક્રમો કરવામાં, નથી કૃષ્ણનો જોટો રે. ભી૦
અમે ખુશામતથી ન પૂજીએ, ત્રિલોક એને પૂજે રે;
દેવો સઘળા એને વશ એ, તું મૂરખ શું બુઝે રે. ભી૦
વળી ઘણા ઉપકાર કરે છે. અમ પર વારે વારે;
ધન યશ શ્રી એનાથી પામ્યા, એ સર્વ જાય અમારે રે. ભી૦
જ્ઞાન વિષે પણ એ મહાજ્ઞાની, ગુરુ જગતમાં આદિ રે;
એને પૂજ્યા પછીજ લે છે, દેવો એની પ્રસાદી રે. ભી૦

कृष्ण एव हि लोकानां गुरुर्देवोऽपि चाव्ययः ।
कृष्णस्य हि कृते विश्वमिदं भूतं चराचरम् ॥
एष प्रकृतिरव्यक्तकर्ता चैव सनातनः ।
परश्च सर्वभूतेभ्यः तस्मात् पूज्यतमो मतः ॥
आदित्यश्चन्द्रमाश्चैव नक्षत्राणि ग्रहाश्च वै ।

दिशश्च विदिशश्चैव सर्वं कृष्णे प्रतिष्ठितम् ॥

'શ્રીકૃષ્ણ, લોકોના ગુરુ અને અવિનાશી દેવ છે; શ્રીકૃષ્ણને માટેજ આ સ્થાવર-જંગમ જગત ઉદ્દ્ભવેલું છે; આ શ્રીકૃષ્ણ તેજ સર્વનું મૂળ કારણ હોઇને સમસ્ત સૃષ્ટિના સનાતન કર્તા છે અને સર્વ પ્રાણીઓ કરતાં પર છે, તેથી એ અવિનાશી પ્રભુ સર્વ કરતાં વિશેષ પૂજ્ય છે; સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, ગ્રહો, દિશાઓ ને વિદિશાઓ-એ સર્વ શ્રીકૃષ્ણના આધારે સ્થિતિ કરી રહેલ છે.

નરમુખ નૃપ, સાગર નદીમુખ, મેરુ મુખ પર્વતનું રે;
ગરૂડ પંખીમુખ,તેથી શ્રીકૃષ્ણ મુખ દેવ-ઋષિ-માણસનુ રે. ભીo

સવૈયો

કોપી ફરી ઉચર્યો શિશુપાલ, લબાડ બકયાજ કરે શું વધારે;
દેવ ખુશામતની પદો તેથીજ, ભાટ બની સ્તુતિ એની ઉચરે.
દ્રોણ અને સુત બે વીર છે, તુજને ન ગણું મનમાંહે લગારે;
એ બેઉના વિણ વિશ્વ બધું, ઉલટે તદપિ મુજથી લઢી હારે.
આ નૃપતિ બળવાન વડા, સમીપે તુજ યાદવ કોણ બિચારો;
દેવથી દેવ ગણે યદિ તું પણ, હું ગણું દુષ્ટ પ્રપંચી લિખારો.
વૃદ્ધ વિચક્ષણ શ્રેષ્ઠ કુલીન, સમીપ કુજાત એ કોણ ઠગારો;
બોલીશ જો વધુ તો મુજ શસ્ત્રથકી, ગણ આવી જશે તુઆરો.

ઉપેન્દ્રવજ્રા

એવું સુણી ભીષ્મ વધા ક્ષમાથી, બધા નૃપો દુષ્ટજ તુજ સાથી;
તૃણે ન લેખું ઉરમાં અલ્યા હું, હરું ગરીબો થકી શું ભલા હું.

વસંતતિલકા

એવું સુણી નૃપ બધા તપી ઉચર્યા કે,
માર્યા વિના ન છૂટીયો કહેવેથી થાકે;

માટે હણો શીદ કરો વધતી ક્ષમાએ,
ના કોપ ભીષ્મ ઉરમાંહી તદા સમાએ.

## તોટક

તવ ભીષ્મ વદ્યા મુજ ઇષ્ટ હરિ,કર્યું પૂજન તેજ ઉભા વિફરી;
મરવાજ ચહો તો જઈ વળગો, કરશે તનથી જીવને અળગો.

## ભૈરવી-ધનાશ્રી

ભક્તવચન સમ કર્યું હરિએ, ભક્તવચન સમ કર્યું.
કષ્ટ અરિનું હર્યું હરિએ, ભક્તવચન સમ કર્યું.
શિશુપાળની ગાળ સાંભળી, સો મન પૂરું કર્યું;
ચક્ર ચલાવી પછી ત્વરાથી, શીશ કર્યું ઝટ નર્યું.
અસુરોને ઉર તાપ થયો ને, ભક્તોનું દિલ ઠર્યું;
પેઠું પ્રભુમાં દીવા તેજ એ, અરિ તનથી નીસર્યું.
પરમ પૂજ્ય શ્રીકૃષ્ણચંદ્ર છે, એજ યથારથ ઠર્યું;
ચરણ શરણ દૃઢ તેનું ભીષ્મે, અનંત ભવ લગી વર્યું.

## કટાવ

કરો સફળ અવતારે પ્યારે; ગાળો જીવન પર ઉપકારે;
પાળો શાસ્ત્ર આજ્ઞા અતિ પ્યારે, આલો ભોગ સ્વાર્થનો જ્યારે;
અનુપતિ માને વાલો ત્યારે. (માટે-)
ભવમાં કરી લ્યો ભલાઈ ભાઈ, પરઉપકાર સમી ન કમાઈ;
જાય ભલે સહુ સ્વાર્થ સમાઈ, શાસ્ત્ર સમજી ન કદી ભરમાઇ;
અનુપદ ધરવી નરમાઈ, ભવમાં કરી લ્યો ભલાઇ ભાઈ.



# श्री भीष्मपितामह–मूल–आख्यान

[विषय–कुसंगत्याग]

## પૂર્વરંગ

પદ–'કદીએ નવ છોડો' એ રાગ

કદીએ ન ભુલાવો, કદીએ ન ફુલાવો, પ્યારા દ્વારિકાનાથ;
રાતદિન રહી સાથ. ના ભુલાવો.
પલકે કુસંગનો સંગ ન પાસ આવવા દો,રાખીઅનુનું મન હાથ.

મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છે, માટેજ ચેતતા રહીને ઉપર પ્રમાણે પ્રાર્થના કર્યા કરવી. વિશેષ સમજુતી માટે જુઓઃ—

પદ–'ધીરાનો રાગ'

ભૂલીશ માં વીરા રે, કહ્યું એ આ તારૂં નથી;
તને સોંપ્યું સાચું રે, નથી તારે સારૂં રતિ.

### સાખી

પોતાની લીલાને સારૂં, સૃષ્ટિ કરે જગરાજ;
તન સાધન જનને સોંપે છે, સેવા લેવા કાજ.
જણાવી એ દે છે રે, પોતે નિજ શાસ્ત્ર પ્રતિ. ભૂલીશ૦

સાખી

ધણીને પાસ ન દેખે તેથી, જન ઝટ બહેકી જાય;
પોતાનું ગણીનેજ વાપરે, તવ ચૂપ રહે જગરાય;
પણ પછી દે છે રે, સજા બદલામાં બધી. ભૂલીશ૦

સાખી

મારૂં મારે કાજ ગણે કે, કર્મ તુરત બંધાય;
ફરે મરે વેઠે એ રીતે, જીવ જગમાં અથડાય.
તોયે નહિ ચેતે રે, થઇ જઈ મૂઢમતિ. ભૂલીશ૦

સાખી

દુઃખ એથી બધું આવે છે, તે છાડી દે છેક;
ગણ સહુ પ્રભુનું. વાપર તેમજ, રાખ બરાબર ટેક.
છોડ ખોટો દાવો રે, સુધારી દે ઉંધી કૃતિ. ભૂલીશ૦

સાખી

એનું એને માટે ખરચીશ, એમાં પાડ ન લેશ;
તોપણ એથી અનંત સ્વામી, કૃપા કરશે વિશેષ.
દુઃખો સહુ કાપી રે, અંત સુખો દેશે અતિ. ભૂલીશ૦

૫૬

અકળ કળા અતિ વિશ્વપતિ ગતિ,
તારી પ્રભુ હું ના જાણી શક્યો રે;
કરવા દુઃખી મોહ મદ પાયો,
બની વિમૂઢ છેક દુઃખમાંહી છક્યો રે. અકળ૦

પૂર્વકર્મનો મર્મ ન જાણી,આણી ભય ઉર,જ્ઞાનમાંહી ના ટકયોરે;
વેંચ્યું ફળ કળ એકીથી,બળ ચાલ્યું નહિ,ત્યારે હું બહુ ભભક્યોરે.
કરજે ક્ષમા મને કરુણાઘન,અનુ વાંક ન માની નિજ બહુ બકયો રે.

કરવાની ઇચ્છાથી હું, ઐરાવત હાથી પર બેસીને મહા બળવાન વાયુગણોને સાથે લઇ વ્રજમાં જઇ પહોંચ્યું.' આમ આવેશમાં આવી જઇ ઇંદ્રે નંદના વ્રજનો વિનાશ કરવા સાત દિવસ સુધી ભયંકર વરસાદ વરસાવ્યો; પણ છેવટે તેને કબૂલ કરવું પડયું અને શ્રીકૃષ્ણ પ્રભુની ક્ષમા માગી કહેવું પડયું કેઃ—

स त्वं ममैश्वर्यमदप्लुतस्य कृतागसस्तेऽविदुषः प्रभावम् ।
क्षन्तुं प्रभोऽथार्हसि मूढचेतसो मैवं पुनर्भून्मतिरीश मेऽसती ॥

'હે પ્રભો ! ઐશ્વર્યના મદથી છકી ગયેલા, આપના પ્રભાવને નહિ જાણતા અને મૂઢ ચિત્તવાળા મેં આપનો અપરાધ કર્યો છે; મને ક્ષમા આપવાને આપ યોગ્ય છો; હે ઈશ ! આવી દુષ્ટ બુદ્ધિ ફરી મને કદી ન થાઓ.' આમ એક વાર અનુભવ થયો છતાં ફરી ઇન્દ્ર, ઐશ્વર્યના મદમાં ભાન ભૂલ્યો; પોતાના પર નરકાસુરનું દુઃખ આવી પડયું ત્યારે દ્વારકામાં આવી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રાર્થના કરી; તે વેળા ભગવાને તેનું દુઃખ દૂર કરી સ્વર્ગમાં સામા જઈ તેની વસ્તુઓ તેને પાછી આપી; પછી તે વખતે સત્યભામાના આગ્રહથી ભગવાને એક દેવતાઇ વૃક્ષ સ્વર્ગમાંથી ઉખેડી લીધું ત્યારે પાછો ઇન્દ્ર કોપાયમાન થયો અને સર્વ દેવોની સાથે ભગવાન સામે લડવા ધસી આવ્યો.

પદ

ધસ્યો શચીપતિ મદ લાવી રે.
ઐરાવત પર સ્વાર થઈ, નિજ સ્વારી સજાવી રે.
રહામા રમાકંથ શોભે ગરુડસ્કંધ, થયું યુદ્ધ દ્વંદ્વ, જુવે દેવવૃંદ;
નરપતિ સુરપતિની જુગતી જોડ, મળી અતિ મન ભાવી રે.

પણ તે વેળાએ એજ બન્યું કેઃ—

કરી બલ અપાર,કોપે જે વાર,ફેંક્યું ઈન્દ્રે વજ્ર,પ્રભુ પર તે ઠાર;
કરથીજ ગ્રહી લીધું હરિએ, નિજ શક્તિ જણાવી રે.
વિણગજ આયુધ શું કરે યુદ્ધ,પ્રભુ દયા શક્તિ જોઈ આવી શુદ્ધ;
શરમાઈ ડરી ફેરવી પીઠ, મુખ દીધું છુપાવી રે.

પદ

સુણો શ્રી સત્યભામા મા, ભૂલ્યા તેની ક્ષમા ચહીએ;
લઈયા મૂઢો ધસી સ્હામા, શરમથી શું ઉભા રહીએ.
હતા મદથી ગયા મોહી, નથી વાર્યા રહ્યા કોઇ;
પૂરા હાર્યા રહ્યા રોઈ, હવે શા માટ કંઈ કહીએ.
કહ્યું તો તો થઇ ચૂકયા, પિતાએ જીવતા મૂકયા;
હવે શુધ આવી છે તેથી, સુંગા નિજસ્થાનમાં જઇએ.
ભુલાવ્યા એની માયાએ, હવે સંતાપ બહુ થાયે;
નમી પડીએ જુગલ પાયે, કૃપા વિણ કોણ સુખ પામે.

આમ સમજીનેજ અહીં આપણે માગ્યું કે:—

કદીએ ન ભુલાવો, કદીએ ન ફુલાવો;
પ્યારા દ્વારકાનાથ, રાતદિન રહો સાથ.

એ ઇન્દ્ર એમ શાથી ભૂલ્યો ? સ્ત્રીના ભંભેર્યાથી. માટે સાથે એ પણ માગીએ કે:—

પલકે કુસંગનો એ પાસ ન અડવા દો, રાખો અનુનું મન હાથ;
પ્યારા દ્વારકાનાથ ન ભુલાવો.

કેમકે, જેવું ઐશ્વર્ય મળે છે કે મદ ચઢી આવે છે જુઓ, સુગ્રીવ સાક્ષાત્ સૂર્યપુત્ર હતો, છતાં શ્રીરામચંદ્ર પ્રભુએ તેને રાજાધિરાજ બનાવ્યો કે તુરત ભાન ભૂલ્યો, ને તેથી પ્રભુએ તેને ચેતવણી આપવા માટે લક્ષ્મણજીને આવી આજ્ઞા કરી:—

૫૬

જઈ કહેજે રે સુગ્રીવને હું ભાઈ, ઉરમાં ન જરી સંકુચાઈ.
માણે છે મોજ કેનાથી રે, એ વાતજ વીસરી જણાતી રે.
બુદ્ધિ બગડી દેખાતી રે, નહિ તેથી રે નભે રાજપદમાંહી રે.

આમ બુદ્ધિ બગડવામાં કારણ શું છે?

એ વિષય સુખે ઘેરાયો રે, અપકારીનો પથ સ્હાયો રે;
એવું છે ભાઇ મરાયો રે,એની પણ રે,ગઈ મતિ એમ હણાઇ.
ભુલ્યો તો હજી સમજી જા રે, સાધુઓ તણો માર્ગ સ્હારે;
પ્રભુકાર્યકાજ તત્પર થા રે, એવું પણ રે, કહેજે કરી ચતુરાઈ.

આમ જેઓ ભૂલે છે તેને પ્રભુ મારતા નથી, પણ ચેતવણી આપી સુધારે છે. જુઓ, આ છેલ્લું વચન—

કળથી અંતે વશ કરજે રે, પછી કોપ છેક પરહરજે રે;
રાજ્યનીતિને અનુસરજે રે, નથી કરવી રે, એથી આપણે લડાઈ.

અને તેમજ થયું. જેવા લક્ષ્મણજી સુગ્રીવ પાસે પહોંચ્યા કે તુરત તેને ભાન આવ્યું:—

ભુજંગી

ગયેલી શ્રી કીર્તિ અને રાજ્ય ભારે, મને જે મળ્યું તે બધું રામદ્વારે;
કર્યું એમણે અંશ તેનો ન થાશે, વડા રામ જેવા સુરોમાં ન ભાસે.
નથી કોઈ નિર્દોષ છે વાંક મારો, ક્ષમા માગું છું તેની માટે સ્વીકારો;
નહિ જાણીને વાંક કોદી કરું હું, થયો આપનો તે થયો ના ફરું હું.

આ રીતે આપણે પણ ભૂલ માટે પ્રભુ પાસે એમના થઇને ક્ષમાયાચનાપૂર્વક માગવું જોઈએ કે:—

કદીએ ન ફુલાવો પ્યારા દ્વારકાનાથ,
રાતદિન રહો સદા નિજ સાથ.

ભક્ત શિરોમણિ તુકારામ ભાવા પણ કબૂલ કરે છેઃ—

અભંગ

દુર્બલચે હાતોં સાંપડેલ ધન કરી તાં, જતન નયે ત્યાંચી;
તૈસી પરીમજ ઝાલી નારાયણા યોગક્ષેમ જાણા તુમ્હી આતા.
ખાતાં લેતાં ન નચે મીરલીતાં વરી રાજદંડ કરી જનરાગ;
તુકા મ્હણે મગતળવળ ઉહે, દેખી લેંતેં ઝુરે પાઠ લ્યા.

એથી શું થયું ?

આગે જૈસા હોતા માલેં અંગીભાવ તૈસા એક ઠાવ નહિ આતા;
પુઢિલા એમની આણી ગુણદોપ પૂજ્ય આપણાંસ કરાવ્યા.
કીતી તુજ પાશી દેઉ પરિહાર, જાણસી અંતર પાંઢરંગા;
આતાં માળેં માળેં હાતીદેઇં હિત કરી માલે ચિત્ત સમાધાન.
રાગ આલાતરી કાપું નયે માન, બાળા માયેવિણ કોણ દુજે;
તુકા મ્હણે ઐસા હોઈલ લૌકિક માગે બાળશીકરામર્થાંચે.

એમાં તારો વાંક નથી, મારો છે અને તે એટલો બધો કેઃ—

અભંગ

લાજ વાઢે પુઢે તોંડ દાખવતાં પરી જાઉ આતાં કોણ પાશી;
ચુકલીયા કામ મુણતે મુસારા, લાજ ફજ્ઇત ખોરાનાંહિ મન.
પાસે સોડ નીખ ફીરતો બાસર, સ્વામી સેવે ચોન હોઉનીયાં;
તુકા મ્હણે મજ પાહી જે દંડી લે પુઢે હેં ધડલે ન પાહીજે.

પણ પાછા કરગરે છેઃ—

અભંગ

આતાં ગુણદોપ કામ વિચારસી, મીલો આહે રાશિ પાતકાંચી;
પતિતપાવના સર્વ સમાગમ, આપુલાલા ધર્મ ચાલવી જે.
ધન ધાયે ભેટી લોખંડ પારિ સાતરી અનારીસા ના પાલટે.
તુકા મ્હણે મોઠી કોણ પુસે, ફુકા કસ્તુરીચ્યા તુકા સમાગમે.

એ ન્યાયથી 'કદીએ ન ભુલાવો, કદીએ ન ફુલાવો.' અને ખરો સ્વાદ પણ ત્યારેજ જણાશે. હાલ તો કામ શું થયું છે? અને તે કેવું થયું છે?

અભંગ

થોટી શૂળ અંગીઉઠી ચંદનાસી,આ વડી સુખાચી કોણતયા;
તૈસેં અજ કાંગ કેલે પંઢરીયા, લૌકિક હાવાયાં વાઢ વીલા.
જવહી લીયા પુઢેં વાઢીલી મિષ્ટલોકાય ચળીતેણે દયાવોત્યાંચી;
તુકા મ્હણે મડે શૃંગારી લેવરી તેચી જાલી પરીમજ દેવા.

એમ કામ બગડી ગયું તેનું કારણ કુસંગ છે; કારણકે—

કદાપિ કાળીયા કનેજ, ધોરી ધોળીયો વસે;
વળે ન વાન તોયે સાન, સંગ જેવી શીખશે.
ઉડે તોયે ઠેકવા, શીખે વસી વિહંગમાં,
કુસંગીનો પ્રસંગ દે, કુસંગરંગ અંગમાં.

દુહો

કર કુસંગ ચાહત કુશલ, યેહી બડા અફસોસ;
મહિમા ઘટયો સમુદ્રકો, રાવણ વસ્યો પડોસ.

સંસ્કૃત નીતિવાક્યો કહે છે:—

अहो दुर्जनसंसर्गात् मानहानिः पदे पदे ।
पावको लोहसंगेन मुद्गरैरभिहन्यते ॥

'અહો! દુર્જનના સંગને લીધે પગલે પગલે માનહાનિ થયા કરે છે; જુઓ, લોઢાના કુસંગને લીધે અગ્નિને હથોડાના પ્રહારો સહેવા પડે છે.' વળી એક દૃષ્ટાંત જુઓઃ—

दुष्टतां दुष्टसंसर्गाद्दुष्टोऽप्याशु हि गच्छति।
सुराबिंदुनिपातेन पंचगव्यघटी यथा ॥

'જેમ પંચગવ્યનો ઘડો (ઘણોજ પવિત્ર હોય છે છતાં) દારૂના એકજ ટીપાંના પડવાથી તુરતજ અપવિત્ર-દુષ્ટ બની જાય છે, તેમ દુષ્ટના સંગદોષથી જે દુષ્ટ ન હોય તે પણ જલદી દુષ્ટ બની જાય છે.' વળી આ દૃષ્ટાંત પણ જુઓઃ—

अणुरप्यसतां संगः सद्गुणं हन्ति विस्तृतम्।
गुणरूपान्तरं याति तक्रयोगाद् यथा पयः ॥

'જેમ છાશનો સંગ થતાં દુધ જુદાજ ગુણ તથા રૂપને પ્રાપ્ત થાય છે, તેમ થોડો પણ દુષ્ટોનો સંગ વિશાળ સદ્‌ગુણોનો વિનાશ કરે છે.' અરે! વિશેષ શું કહીએ ?—

आनंदमृगदावाग्निः शीलशाखिमहागजः।
ज्ञानदीपमहावायुरयं खलसमागमः ॥

'આ ખલ મનુષ્યોનો સંગ આનંદરૂપી મૃગને બાળી નાંખવામાં દાવાનળ જેવો છે; શીલરૂપી વૃક્ષોને ઉખેડી નાખવામાં મહોન્મત્ત હાથી જેવો છે અને જ્ઞાનરૂપી દીવાને બૂઝવી નાખવામાં મોટા વાયુ જેવો છે.' જુઓ, ભીષ્મપિતામહ જેવા જ્ઞાની પણ કુસંગના યોગથી ભૂલ્યા છે અને તેથી તેમણે પણ છેવટે એજ માગ્યું છે કેઃ—

પલક ન સંગ કુસંગ પાસ આવવા દો;
રાખો અનુનું મન હાથ, પ્યારા દ્વારિકાનાથ ના ભુલાવો,
કદીએ ના ફુલાવો. પ્યારા૦

# શ્રી ભીષ્મપિતામહ—ભૂલ—આખ્યાન

પદ-'ધર્મધુરંધર' એ રાગ

લોભી ધૃતરાષ્ટ્રના સંગમાં રહ્યા ભીષ્મ શાણા;
કુસંગતણા પ્રસંગે તેના, ઢંગે લેવાણા.
રાતદિવસના સહવાસે, સાધુને શરમ પડી;
પુત્ર થયા કૌરવો કુચાલી, કુસંગ એ વાધ્યો.
મન સ્થિર રાખી વૃદ્ધપિતાએ, સ્વધર્મ તો સાધ્યો.
કુસંગમાં નવ રહ્યા વિદુરજી, ગયા જગત જીતી;
રહ્યા સંગમાં ભીષ્મ તે થકી, મરતાં લગી વીતી.
ધર્મ કર્મ શૌર્ય જ્ઞાનસીમા, પણ તે થયાં વૃથા;
રહ્યા કુસંગે સહ્યા કરી ત્યાં લગી અનેક વ્યથા.

પદ-'ઓધવજી' એ રાગ

કરી ભૂલ ભૂલ ભીષ્મ પિતાએ ભારી,
ફાવ્યો કુસંગ લઇ હોશિયારી;
દ્યૂત રમ્યા કૌરવ નવ રોકયા, જોયા કીધું ધારી;
નવ બોલ્યા મન ખોલી ત્યારે, રહે પછી ન શક્યા વારી. કરી૦
બેઠા જે ઘરમાંહે તેને, લાગી ગઈ ચીણગારી;
તોપણ તેને તજી ન દીધું, તેથી ગયા એ હારી. કરી૦
આણી સભામાં રાણી દ્રૌપદી, ભીષ્મથી બોલી પુકારી;
ભરમાંભરમ જવાબ દીધો પણ, થયા નહિ સાહ્યકારી. કરી૦
એજ પાપ એ ગુપ્ત શાપથી, આપ બન્યા તકરારી;
હરિપક્ષીને સાહ્ય ન દીધી, અરિપક્ષીને સ્વીકારી. કરી૦

ભુજંગી

જદા મંડળી પાંડવોની ભરાઈ,
જઈ પાંડવો શે છૂટયા વર્ષ માંહીં;

કહે કોઈ શોધો કહીં કોઈ ક્યાંહી,
વધા ભીષ્મ શત્રુ ઠરી આવું ચાહી.

વસંતતિલકા

ભીષ્મે કહ્યું ન વિચરો દુઃખની જગ્યાએ,
જ્યાં દૃષ્ટિ અંત જન શ્રીવર ખ્યાતિ ગાએ;
જ્યાં શાંતિ લક્ષ્મી અશુચિ નથી જ્યાં જરાયે,
ના તો નિવાસ કરતા અરિ ત્યાં જરાએ.

ભૈરવ

શોધવા કનડવા આપ ચઢ્યા, હરિજન અવધ વીતેજ નડ્યા.
અન્ય સંતની સહાય કરતા, ખરા સંતને બાપ નડ્યા.
પરશુરામથી પણ જે જિત્યા, તેને પાર્થ અમાપ નડ્યા.
બાણ ખાઇ બેભાન બનીને, રણમાં ચત્તાપાટ પડ્યા.
વસ્ત્ર ન કાઢ્યાં ગુરુ ગણીને, નહિ અર્જુન નિષ્પાપ નડ્યા;
ઉઠી આખરે પડયું ન્હાસવું, જાણ્યું ખાઈ ભૂલ થાપ નડ્યા.

સ્રગ્ધરા

જાણ્યું શ્રીભીષ્મજીએ, થઇ ગઈ કુમતિ, દુષ્કૃતિએ ઘણી છે,
જાણ્યું કે પાંડવોના, જગપતિ શિરે, સાહ્યકારી ધણી છે;
જાણ્યું કે વેઠી લેવાં ફળ કરી કૃતિનાં, વાત આવી અણી છે,
તોયે એ શત્રુપક્ષે, રહી ચહી ચિત્તને, ચુક્તિ કીધી ઘણી છે.

પદ–'ઓધવજી' એ રાગ

પિતામહ ભીષ્મ રહ્યા અરિ સાથે, ધર્મ પાંડવો છે હરિસાથે. પિ૦
કૌરવોએ અભિષેક કીધો જ્યાં, સેનાપતિપદે ઠાઠે;
ભીષ્મે સ્વીકારી ખુશી ઉર ધારી, ઝાલી લગામ એ હાથે. પિ૦
ધીરજ દીધી સુયોધનને વળી, બલી હું લઢીશ ભલી ભાતે;
દેવો જાય ડરી એવી કૃતિ કરી, કરીશ ત્રિલોકમાં ખ્યાતે. પિ૦

કૃષ્ણની તૃષ્ણાવાળા એ પાંડવ, આવે સ્હામા ચડી જાતે;
પૂરો પડીશ કે પૂરો પડીશ હું, આવે ભલે યદુનાથે.પિ૦
કોપ્યો ડાસો ને રોપ્યો રણજંગ, અંગ પ્રચંડ પ્રકાશે;
દેવો ડરે ને અસુરો થરથરે, પાંડવ શું તેની પાસે. પિ૦

તોટક

ગુરુ દ્રોણ સુપુત્ર અને કૃપશ્રી, શૂર ભીષ્મ પિતામહથી અવધિ;
જબરા નૃપ તે વળી સેન મળી, હરિસેન ભળી મળી આવી છળી.

સાખી

બેઉ પક્ષ પૃથ્વી પર પહોંચ્યા, જ્યાં જેની વગ ચાલી;
સગુણી સ્હામા થયા સદ્ગુણી, કુચાલી તણા કુચાલી.

ગીતિ

અર્જુન ભણી સ્વજનને, શ્રીકૃષ્ણને તેડવા પ્રથમ નીકળ્યો;
પહોંચ્યા ત્યાં દુર્યોધન, પુઠે ઝડપે જ્યાં એ ભેદ કળ્યો.

શાર્દૂલ

ધાતો એ દુર્યોધનો ઝડપથી, પેઠો પ્રભુ-ધામમાં,
જોયું કે યદુનાથ છે સુખથકી, પોઢેલ આરામમાં;
ઓશીકે મહા આસને તવ જઈ, બેસી રહ્યો શાંત ને,
આવ્યા અર્જુન તે વળી ચુપકીથી,બેસી ગયા પાંગતે.

ગીતિ

યદુપતિ જાગ્યા જેવા, અંજલિબદ્ધ દીઠા અર્જુન તેવા;
ઉઠ્યા તુરત જગદેવા, દીઠા સુયોધન કરી બેઉની સેવા.

સાખી

દુર્યોધન બોલ્યો પ્રસન્ન મન, સ્વ-આગમનનો હેતુ;

શ્રીમન યદુનંદન છો સરખા, આપ બેઉના હેતુ.
યુદ્ધ થાય બેઉમાંહી રહી, આપની ચહાય બેઉ ભારી;
પહેલો આવ્યો ગણી સ્વીકારો, અરજ કરો આભારી.

### સવૈયો

ઉચર્યા કરી હાસ્ય કરી ખરી વાત, કહું પ્રિય ભ્રાત ધરી ઉર નીતિ;
પુરમાં ઘરમાંહી તમજ પ્રવેશ, પહેલ કરેલ હશે સહ પ્રીતિ.
પણ પહેલ દીઠા નથી મે તમને, ન મને ધરશો સ્વપ્ને પણ ભીતિ;
ગણી માગણી બેઉ તણી સરખી, ગરૂ ગોઠવણી બેઉની મરજીથી.

### ગીતિ

સેના મ્હારી વહાલી, એક તરફ નારાયણ પરવાલી;
બીજી ગમ થઈ વાલી, શસ્ત્ર-યુદ્ધ-વિણ કરીશ રખવાલી.
પહેલો આવ્યો તેથી, એક ભાગ માગ પાર્થ હે તેથી;
બીજો ભાગ પુઠેથી, થશે સુયોધનનો એ વિગતેથી.
વર્યા અર્જુને હરિને, સૈન્ય કૌરવે હરિ પરહરિને;
માની હાનિ અરિને, જાણ્યું જયી થઈશ સઘ સંહરીને.

### દુહો

નમન કરી એ કે દુઃખી, નમન કરી પદમાંહ્ય;
ન માય મદ એવા ઉભય, ઉદયા હારિ મનમાંહ્ય.

પદ-'ઘણી ખમા ખમા' એ રાગ

અર્જુનથી ઉચર્યા એકાંતમાં શ્રીહરિ,
માગી લીધો તે સુજને શું શોચ કરી.
શસ્ત્રો ધરીશ નહિ, યુદ્ધ કરીશ નહિ, એવા એકે શું થાશે;
સેના રહી એની પાસે, જેને દેવોએ કેમે શકે ના સંહારી.

પદ-'આજ શ્યામ' એ રાગ

અર્જુન કહે કૃષ્ણ ! કામ કર્યું મેં વિચારીને;
કર્યું મેં વિચારી શક્તિ તારી ના વિસારીને. ટેક
એક તું સમર્થ તાત ! હરવા સહુ શત્રુ સાથ;
નિશ્ચય માનું એ વાત, ના વદું વધારીને. અર્જુન૦
તારી કૃપાથીજ હરિ ! હુંએ શકું છું સંહરી;
વાત એજ સિદ્ધ કરી, દે કૃપા પ્રસારીને. અર્જુન૦
ધરે હાથ તું લગામ, સુધરે તો સર્વ કામ;
પાર્થ સારથિનું નામ, ધાર દયા ધારીને. અર્જુન૦

सारथ्यं तु त्वया कार्यमिति मे मानसं सदा ।
चिररात्रेप्सितं कार्यं तद् भवान् कर्तुमर्हति ॥

'આપ મારું સારથીપણું કરો, એમ મારું મન લાંબા કાળથી ઇચ્છે છે; વળી આપ મારું સારથિપણું કરવાને યોગ્ય છે.'

દુહો

હરિ કહે દઇશ દુઃખ હરી, વાર ન કરી કરી વ્હાર;
નવરી સેન ન વરી ભલે, કરીશ વકરી જયકાર.

उपपन्नमिदं पार्थ यत् स्निह्यसि मया सह ।
सारथ्यं ते करिष्यामि कामः संपद्यतां तव ॥

'હે અર્જુન ! તું મારી સાથે સ્નેહ કરે છે; તે ખરેખર યુક્ત છે. હું તારું સારથિપણું કરીશ; તારી એ ઇચ્છા પૂર્ણ થાઓ.'

ગીતિ

કીર્તિ તારી વિસ્તારીશ, તારીશ રણથી ઉતારી સુખ સાથી;
ધારી લગામ સુધારીશ, ધારી ધારણ પૂરી પૂરીશ ભાત.

## સાખી

આરંભ્યું આનંદે ત્રીજે દિવસે યુદ્ધ પ્રભાતે;
ભીષ્મે ગરુડવ્યૂહ સેનાનો, તદા રચ્યો ભલી ભાતે.
ચાંચ વિષે પોતે આંખોમાં, કૃતવર્મા ને દ્રોણ;
અશ્વત્થામા ને કૃપ આદિ, શીરે ન પાડી ખોણ.
જયદ્રથ ને ભગદત્ત શૈલ, પંજાબી નૃપ ગ્રીવામાં;
પીઠ વિષે દુર્યોધન પુંછે, સુરસેન લડવામાં.
મગધ અને બંગાલપતિએ, દક્ષિણ પાંખ દબાવી;
બૃહદ્બલાદિ વિદેશીઓ, જમણીમાં જામ્યા આવી.

## દુહો

ગરુડવ્યૂહને જોઇને, સદ્ય નિવારણ કાજ;
અર્ધચંદ્રવ્યૂહ પાંડવે, રચ્યો મહારણકાજ.

### ચોપાઇ

પછી બહુ મળીયા રથી ફરી, લીધો અર્જુનનો રથ ઘેરી;
એકને વીંટી વળીયા વૈરી, દીધી આઠે દિશથી ફેરી.
હજારો રથ હાથી ને શૂર, અશ્વદળ પેદલનું પણ પૂર;
દોડી કરી પૂર્યો રથ એક, મારવા લાગ્યા મળી પ્રત્યેક
દશ દિશથી વરસી શરધાર, પડી અર્જુન પર પારાવાર;
શક્તિ-તોમર-પ્રાસના પ્રહાર, કંઈક કરતા ત્યાં વારંવાર.
તથાપિ દુર્જય અર્જુન વીર, જરી પણ ન ડગી ન તજી ધીર;
માંથી ગાંડીવ પર બહુ તીર, ચલવે ગયો પ્રબળ શૂરવીર.
એકલો અનેક સંગે અડ્યો, એકલો અકથ કળાથી લડ્યો;
એકલો સહુને સરખો નડ્યો, એકલો અંતે પુરો પડ્યો.

देवदानवगंधर्वाः पिशाचोरगराक्षसाः ।
साधु साध्विति राजेन्द्र फल्गुनं प्रत्यपूजयन् ॥

'હે રાજેન્દ્ર! એ વેળા દેવો, દાનવો, ગંધર્વો, પિશાચો, નાગો તથા રાક્ષસોએ 'વાહ વાહ' કહી અર્જુનની પ્રશંસા કરી.'

### ગીતિ

પાંડવ થઈ ગીત રંગા, મનભંગા થઈ કૌરવ હતા ફર્યા;
નાખી ફરી અડંગા, ગ ગામુત અદ્ભુત તુરત વીફર્યા.
હતો દિવસ જરી બાકી, થાકી પાકી હતી સેન આખી;
ભીષ્મ કરી ચાલાકી, રોકી રાખી વિવિધ વચન ભાખી.

### કટાવ

જામી ગઈ તુરત લડાઇ, ફરી કુરુક્ષેત્રની માંહી, ભીષ્મ પિતામહ, ખગ શૌર્યસહ, સદૈવ દુસહ, પ્રબળ અરિને, ચઢયા ફરીને, બહુ વીફરીને, સૈન નાસઠું સ્વસ્થ કરીને,

નહિ એ આકૃતિ પ્રતિ દૃષ્ટિ ઠેરી જતી તો.
કૌરવે જરી ન ડરી વીફરીને ફરી ફરી;
સેના ભેળી કરી ખરેખરી ખંત ધરીને.
મરણીઆ ઠરી વિણ દેરી, વૈરી લીધા ઘેરી;
નાંખવા વિખેરી બની ઝેરી, નડ્યા અરિને.
હારેહાર ધાઈ ધાઈ, મારે માર ચાહી ચાહી;
શસ્ત્રો તીક્ષ્ણ સાહી સાહી મંડ્યા મોદ ભરીને.
હાથો હાથ બાથો બાથ લાતો લાત સાથો સાથ;
જાતો જાત થાતા મહાત, ઘાતથી ન ડરીને.

## ગીતિ

ભીષ્મે વ્યૂહ રચેલો, ન તૂટવો સહેલો છેજ બચેલો;
ભીમે તેનો ચેલો, સ્વવ્યૂહ પર છે અર્જુને મચેલો.

## સવૈયો

હાથી હાથી પદાતિ પદાતિથી, સાથીથી સાથી લડ્યા અટકીને;
છાતીથી છાતી ભીડાવી અડાવી, ચઢાવીભવાં નડતા ખટકીને.
સ્વારથીસ્વારર્થિને:રથારથીમહારથી, મારથીમારતાત્યાંભટકીને;
ધ્યારથી પ્યારથા હારથી નારથી, સારથિ ને રથી મંડવા ટકીને.
અશ્વ પડે રવડે રથ ને ગબડે પથમાં, રથી સારથિ સાથે;
સ્વાર પડે હથિયાર પડે ગજહાર પડે, લઢીને ભલી ભાતે.
ધ્યારે પડે કરી બહાર પડે, લડવા નડવા મથી બાથમ બાથે;
માર પડે લોહી ધાર પડે, બહુ પાર પડે મરીને અરિને હાથે.

## દુહો

લડતાં નડતાં કનડતાં, પડતાં ખડતાં એમ;
પાંડવ જન જિતે જતા, રહેતા વધતાં ક્ષેમ.

ચોપાઇ

પછી બહુ મલીયા રથી ઝેરી, લીધો અર્જુનનો રથ ઘેરી;
એકને વીંટી વળીયા વૈરી, દીધી આઠે દિશેથી ફેરી.
હજારો રથ હાથી ને શૂર, અશ્વદળ પેદલનું પણ પૂર;
કોટડી કરી પૂર્યો રથ એક, મારવા લાગ્યા મળી પ્રત્યેક.
દશ દિશાથી વરસી શરધાર, પડી અર્જુન પર પારાવાર;
શક્તિ-તોમર-પ્રાસના પ્રહાર, કંઈક કરતા ત્યાં વારંવાર.
તથાપિ દુર્જય અર્જુન વીર, જરી પણ ન ડગી ન તજી ધીર;
સાંધી ગાંડીવ પર બહુ તીર, ચલવે ગયો પ્રબળ શૂરવીર.
એકલો અનેક સંગે અડ્યો, એકલો અકથ કળાથી લડ્યો;
એકલો સહુને સરખો નડ્યો, એકલો અંતે પુરો પડ્યો.

देवदानवगंधर्वाः पिशाचोरगराक्षसाः ।
साधु साध्विति राजेन्द्र फल्गुनं प्रत्यपूजयन् ॥

'હે રાજેન્દ્ર ! એ વેળા દેવો, દાનવો, ગંધર્વો, પિશાચો, નાગો તથા રાક્ષસોએ 'વાહ વાહ' કહી અર્જુનની પ્રશંસા કરી.'

ગીતિ

પાંડવ થઈ ગીત રંગા, મનભંગા થઈ કૌરવ હતા ફર્યા;
નાખી ફરી અડંગા, ગંગાસુત અદ્દભુત તુરત વીફર્યા.
હતો દિવસ જરી બાકી, થાકી પાકી હતી સેન આખી;
ભીષ્મ કરી ચાલાકી, રોકી રાખી વિવિધ વચન ભાખી.

કટાવ

જામી ગઈ તુરત લડાઇ, ફરી કુરુક્ષેત્રની માંહી, ભીષ્મ પિતામહ, ખરા શૌર્યસહ, સદૈવ દુ:સહ, પ્રબળ અરિને, ચઢ્યા ફરીને, બહુ વીફરીને, સેન નાસતું સ્વસ્થ કરીને,

દાર હલાવી, દિશા ગજાવી, નાખ્યાં અરિનાં હૃદય ધ્રુજાવી. સર સર સર સર ચલાવ્યાં શરને, ઉડી અદ્ધર તે, હય હાથીને અંગે અડતાં, ઝટ રડવડતાં, ધડાક પડતાં, પ્રાણ નીસરતા, વાર ન લાગે જોતાં જોતાં; એ મહાભાગે, મોટા આગે, ડગલા કીધા, ખરા વીર ગબડાવી દીધા; હારે હારે, પ્રબળ પ્રહારે, જનો હજારે, પડયા પુકારે; વહી નદી ઝટ રુધિર કેરી, બાણો ઝેરી, ન શકે ડેરી, વૈરી નાખ્યા પલમાં વેરી, જણવી ખરી મરદાઈ. પાંડવ ત્યારે ઉપડયા હારે, શત્રુમાર ન ગણી લગારે, પ્રબળ પુકારે, પદ ધબકારે; ભૂ ધમકાવી, દિશા ગજાવી, વાદ્ય બજાવી, યુદ્ધ મચાવી, મંડયા સર્વે સાચા ગરવા; પણ તેમાં પણ, પ્રાણ તત્ક્ષણ, શૂરા તજતા, ભીષ્મસંગ ફાવી કોઈ ન જતા. પડે પદાતિ, ફાટે છાતી, નાના ભાંતી જનો પુકારે, માબાપોને કોઈ સંભારે, કોઈ કહે ધાજો કાકારે, કોઈ કહે પહોંચ્યો છું વ્હારે, એમ ખ્વદી ઉપડે કંઇ હારે, પણ લાચારે, શરને મારે, સત્વર પડતાં, શરો ભીષ્મનાં સહુને નડતાં, અશ્વ ગબડતાં, રથ રડવડતાં, હાથી પડતા, હારો હારે, ન ચાલવાનો માગ લગારે; શબ છુંદાતાં વારે વારે, કાળ બની સેના સંહારે, રમત સમાન છતાં ઉર ધારે, ગંગાસુત બિરદાઇ જામી ગઈ. એજ શૂરો, પડતો પૂરો, કરતો ચૂરો, અસંખ્ય દળને ત્રાસ આપતો, શિર ધડ હાથો પગો કાપતો, માત્રજ શરથી ને બે કરથી. ધનુપ ચક્રસમ ફરતું જાતું, નર કે દેવ કંશું ન કળાતું; ઘડી પૂર્વમાં, ઘડી પશ્ચિમે, ઘડી ઉત્તરે, ઘડી દક્ષિણે, ક્ષણે સ્થળ બદલે જાતા, શૂર સેંકડો સ્હામા ધાતા, દરેકથી લડતા દેખાતા, એકે શર ખાલી ન જાતાં. અરિનાં શર નવ અડે જરાયે, અંધવચથી તે તો છેદાયે, વિસ્મય થાયે, સકળ સમુદાયે, દેવો જોતા, ભાનજ ખોતા,

એકરૂપ કે અનેક છે એ, એકજ ઘે કે બધે રહે છે, લડે એકથી કે સઘળે એ, ફાવી ન શકે શૂર એકે એ. ઉલટા થઇ વધ, પડે ધબો ધબ, મરે ટપો ટપ, મહાશૂર તો ક્ષણ ટકી ઠેરે. ઘણા મળી વળી આવી ઘેરે, એકે ફેરે, તે સર્વેને, વિદાય કરતા, જરી ન ડરતા, અસંખ્ય જન એ રીતે મરતા; પડતા, ખરતા, ઓછાજ થાતા, હાથી ઘોડા, ગજે ન થોડા, બળ નવ જાય કળાઈ; લડતાં પડતાં નડતાં મરતાં, અંતે શૂર થયા બહુ પૂરા, થયા રથોના ચૂરેચૂરા. ઘણા મુઆ ગજ, ઘણા પડયા ધ્વજ, વડા વડા નર, પડયા બેખબર; જોર ન ચાલે ત્યાં શું કરવું, માત્રજ મરવું, એમ વિચારી, ભારી ભારી, શૂર ગયા સહુ હિમત હારી, થઇ લાચારી, ભીષ્મે તો નાખ્યા સંહારી, થશે પલકમાં વિનાશકારી, આવી અંતે હારની વારી. એવું નક્કી સહુએ માન્યું, સત્ય રહે ક્યાંસુધી છાનું, મળ્યું સેનને સાચું બાનું, તેથી નામ શૂરા બાકી, અંતે થાકી, એક જોઈને બીજો ન્હાસે, ચારે પાસે, અપાર ત્રાસે, કોઈ ન ઠેરે, પાંડવ ફરી ફરીને ઘેરે, પણ નવ ધૈર્ય ધરે કોઇપેરે, ટી ધીરજ તે દઢ શે રહે, દુઃખી થયા સહુ ભાઇ, જામી ગઈ.

પદ–' સુંદર ગુણમંદિર ' એ રાગ

સાવધાન સાવધાન અર્જુન ઝટ થા,
ભૂલીશ નહિ ભાન જરી કૃષ્ણ ઉચર્યા;
ચાહતો હતો ચિત્ત કાળ આવ્યો તે આ,
પ્રતિજ્ઞા કરી તે પૂરી પડજો મજા.
સિંહપાસ હરિણતુલ્ય ભીષ્મથી નાઠા,
એ તો કોઇએ નહિજ વળશે પાછા;
તુંજ ધાર ધીરજ ને સુદૃઢ ધનુષ સદા,
જઈ અરિ પર ડગીશ ના જરા.

### ગીતિ

સુણી એ હોંસ વધારી, ઉચર્યા ધીર ધારી ગાંડીવધારી;
વેળા ધો નૃપ ધારી, ઉપડો ઝટ ગિરિધારી ગરવ ધારી.

### દુહો

અર્જુન દેખી આવતો, ગણી ન જરી વિષાદ,
સિંહનાદ ભીષ્મે કર્યો, દશ દિશ ફેલ્યો સાદ.

### ચોપાઇ

આવ્યો પાસે જ્યારે અરિ, વિફર્યા વૃદ્ધ પિતા તવ ફરી,
અસંખ્ય શરની ધારા કરી, સારથિ રથ હરી દેવા ફરી.
યદુનંદને ચપળતા હરી, આંચ ન આવી કોઈને જરી.
રથ તેજ ક્ષણ ઝટ ખસી ગયો, શર સમૂહ સહુ ખાલી વહ્યો.
પછી અર્જુને ગજવી દોર, ડોસાનો કંઈ તોડયો તોર.
શર ચલવી ને છેદ્યુ ચાપ, જણવ્યો જાતાં વેંત પ્રતાપ.
ધનુષ ગ્રહ્યું જવ બીજું હાથ, સજ્જ કરી શર તે સાથ.
તે પણ ઝટ તોડયું અર્જુને, થયા તુષ્ટ દાદા તવ મને.
શાબાશ શૂર તુજને દઉંધન્યવાદ, કીધો પ્રસન્ન મુજને નિર્વિવાદ.

દેખાડ તું સ્વબળ રાખ્ય હવેજ ધ્યાન,
દેખાડ તું સ્વબળ થા ઝટ સાવધાન.

### સવૈયા

એમ વદી ચલવ્યાં શર તીક્ષ્ણ, તે ક્ષણ તો પ્રભુએજ ચુકાવી;
તોપણ ધીરજ ધારી વિચારી, ફરી શરધાર અમાપ ચલાવી.
અંગ હરિ હય અર્જુનનાં, શરધારરૂપી વસનેજ છુપાવી;
ધર્મ અને સહુ સેનપ્રતિ પણ, એજ રીતેથી ઝડી વરસાવી.
અર્જુન ધર્મ મથ્યા સહુએ પણ, જોર વડીલ સમીપ ન ચાલ્યું;

સેન થયું ભયભીત ફરી અરિનું, બળ આજ અતિશય ચાલ્યું.
માન્યું થશે નિજ હાર હર્યું પણ, તે પણ અંત જશે બસ ઠાલું;
દેવ ઋષિ સમજ્યા, બુદ્ધિયો જયકારી, થશે ગુણીનું ઘર ઘાલ્યું.

પદ-કલ્યાણ

હાર જોઈને હરિ ઉરમાં વિમાસે. ટેક
આજ જરૂર પાંડવ સહુ પડશે, ભીષ્મ પિતાની પાસે. હાર૦
ધર્મ અને અર્જુન પણ થાકયા, નાઠું સેન ચોપાસે. હાર૦
કૌરવ ક્રૂર થશે જયકારી, એ અઘટિત અતિ ભાસે. હાર૦
મુજ જનની તુટશે પ્રતિજ્ઞા, એ તો નહિ સ્હેવાશે. હાર૦
ભલે પ્રતિજ્ઞા તુટ મ્હારી, એની પાળું વિણ ત્રાસે. હાર૦

શાર્દૂલ

ભૂલ્યો અર્જુન ભાન જ્ઞાન ન રહ્યું, બ્રાતા વડાને વળી;
શું આશ્ચર્ય પછી સમસ્ત શૂર ત્યાં, ભૂલેજ પાછા વળી.
શત્રને વળી સેન સર્વ ઉપડયું, પાછું સુખેથી વળી;
તે મંડયું કરવા વિનાશ વસમો, ચોદિશ ઘેરી વળી.

વસંતતિલકા

નાઠા તમામ કરી કોઈ શકયા ન સ્હાય,
સર્વે સ્વઅંગ બચવા ઝટ ઓથ સ્હાય;
આવ્યો તથાપિ વીર સાત્યકિ એની વ્હારે,
રોકયું રહ્યું ન દળ શું દુઃખ એ નિવારે.

સવૈયો

ઉચર્યા હરિ સાત્યકિ ધન્ય તને, મરદાઇ ખરી પળે ખૂબ કરી;
બકરી કરી હાલ દઉં બુદ્ધિયા ગજને, ખુદ સિંહજ હું વકરી.
વકરી પ્રિય પાંડવની પ્રતિની, ખરી પ્રીતડી આજ પ્રસિદ્ધ કરી;
કરી સિદ્ધજ જિત સમસ્ત અરિ, હરિને કરી આપીશ બેફિકરી.

પદ-રાગ ખમાચ

ઉતર્યા રથથી હરિ ઝડપ કરી;
સૂર્યસમું રથચક્ર રૂપાળું, કાઢી નાખ્યું સડપ કરી. ઉતર્યા૦
આયુધ એજ કરી ધરી કરમાં, ચાલ્યા ચોંપે ઝડપ કરી. ઉતર્યા૦
પગ ધબકારે ધ્રુજી ધરણી, ઉપડ્યા ભીષ્મ ઉપર વિફરી. ઉતર્યા૦
સિંહ ફાળ ભરી ગજ પર ઝૂઝે,તેમ ઝૂઝયા ઉર ક્રોધ ધરી. ઉતર્યા૦

व्यालंबिपीतांतदगश्यकाशे घनो यथा खेऽचिरमाऽतिनद्धः ।
सुदर्शनं चास्य रराज शौरेस्तच्चक्रपद्मं सुभुजोरुनालम् ॥
यथादिपद्मं तरुणार्कवर्णं रराज नारायणनाभिजातम् ।
तत्कृष्णकोपोदयसूर्यबुद्धं क्षुरांततीक्ष्णाग्रसुजातपत्रम् ॥
तस्यैव देहोरुसरःप्ररूढं रराज नारायणबाहुनालम् ।

(ભગવાન કૃષ્ણ સૈન્યોની મધ્યે પોતાની પ્રતિજ્ઞા તોડીને હાથમાં (રથનું) ચક્ર લઈ ભીષ્મ તરફ જ્યારે દોડી ગયા ત્યારે) તેમના પીતાંબરના છેડાઓ આમતેમ લટકતા હતા; જેથી આકાશમાં રહેલા વીજળીવાળા મેઘની પેઠે તે શોભતા હતા; વળી તે વખતે શ્રીકૃષ્ણ ભગવાનના હાથમાં રહેલું તે ચકરૂપી કમળ તેમની ભુજારૂપી નાળવાળું અને બાલસૂર્ય સમાન વર્ણવાળું હોઇને જાણે સાક્ષાત્ શ્રીનારાયણની નાભિમાંથી ઉત્પન્ન થયેલું (બ્રહ્માના આસનરૂપ) તે આદિપદ્મ (કમળ) હોય તેવું શોભતું હતું; વળી તે ચક્રરૂપ કમળ શ્રીકૃષ્ણના કોપના ઉદયરૂપી સૂર્યથી ખીલ્યું હતું; સજૈયાની ધાર જેવા તીક્ષ્ણ આરાઓરૂપી પાંદડાંથી યુક્ત હતું, તેમના શરીરરૂપી વિશાળ સરોવરમા ઊગ્યું હતું અને તેમના (જમણા) હાથરૂપી દાંડાવાળું હોઇને શોભતું હતું:—

વસંતતિલકા

કોપેલ કૃષ્ણ કર ચક્ર ઉઠાવી ધાતા,
કંપ્યું ત્રિલોક સુરથોક તથા વિધાતા;
જાણ્યું સમસ્ત દલ આજ ક્ષણેજ ક્ષાશે,
વિપરીત ગહરી પાવકમાંજ શ્વાશે.

દુહો

ભીષ્મ શ્રીમાનં ધીમાન ને, નીરખી ડરી મનમાં ન;
માન તજી દઈ માની કહે, માની પતિ અસમાન.

પદ-રાગ માઢ

સુખે ચાલ્યા આવો મારા નાથ, હરિ કરૂણા કરીને;
ચક્રે તુરત ચલાવો મારા નાથ,વેગે વેગે ધાઓ મારા નાથ.હરિ૦
સંકટથી છોડાવો મારા નાથ૦

एह्येहि देवेश जगन्निवास नमोस्तु ते शार्ङ्गगदासिपाणे ।
प्रसह्य मां पातय लोकनाथ रथादधो भूतशरण्य संख्ये ॥
त्वया हतस्येह ममाद्य कृष्ण श्रेयः परस्मिन्निह चैव लोके ।
संभावितोऽस्म्यंधकवृष्णिनाथ लोकैस्त्रिभिश्च प्रथितस्त्वभावः॥

(શ્રીકૃષ્ણને પોતાની સામે ધસી આવતા જોઇ ભીષ્મપિતામહ તેમને કહેવા લાગ્યા કે,) હે દેવોના ઈશ્વર! હે જગતના નિવાસ! શાર્ઙ્ગધનુષ, ગદા તથા તરવારને હાથમાં ધારણ કરનારા હે લોકનાથ! આવો, આવો. આપને મારા નમસ્કાર હો. હે પ્રાણીઓના શરણ્ય! આપ મને આ રથ ઉપરથી બળાત્કારે રણભૂમિ પર પટકી પાડો. હે શ્રીકૃષ્ણ! આજે આપના હાથે જો મારો વધ થશે તો મારૂં આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ થઇ જશે. હે અંધક તથા યાદવોના નાથ! (આજે પોતાની

પ્રતિજ્ઞા તોડીને આપ મારી સામા દોડી આવ્યા તેથી) ત્રણે લોકનાં પ્રાણીઓએ મારા સ્વભાવને પ્રસિદ્ધ કર્યો છે—ત્રણે જગતમાં આજે હું માનપાત્ર બન્યો છું.

ફરી નહિ આવો મારા નાથ, હરિ કરુણા કરીને;
લાગે નહિ મળે આવો મારા નાથ,કૃપા વરસાવો મારા નાથ.હરિ૦
સદ્ય સ્વધામ અપાવો મારા નાથ૦

## શાર્દૂલ

બોલ્યા ભીષ્મ પ્રતિ હરિ વીફરીને, આ કલેશનું મૂળ તું,
વાર્યા તેં નહિ નિદ્ય દ્યૂત રમતાં, કેવી કરે ભૂલ તું;
જો માન્યું નહિ તો ન ત્યાગ કરીને, પાછો હજી ફુલતું,
એ રોષે હણવા હું આજ ઉપડયો, મૃત્યુ શિરે ઝુલતું.

## સાખી

આતુર ઉર ભીષ્મ પ્રતિ હજુ હરિ,દશ ડગલાં જ્યાં ધાયા;
ત્યાં રથથી કુદેલ ધનંજયથી, પથમાં રુંધાયા.
મહાબાહુથી મહાબાહુ એ, મહાબાહુની કાયા;
માંડ માંડ રોકી રાખી તવ, હરિ જતાં અટકાવ્યા.

जग्राह पीनोन्नतलंबबाहुं बाह्वोर्हरिं व्यायतपीनबाहुः ।
आदाय वेगेन जगाम जिष्णुर्विष्णुं महावात इवैकवृक्षम् ॥

'જેણે પુષ્ટ બાહુઓ લંબાવ્યા હતા એવા અર્જુને, પુષ્ટ ઊંચા લાંબા બાહુવાળા શ્રીકૃષ્ણને પકડી લીધા; અને મોટો વાયુ જેમ એક વૃક્ષને લઇ જાય તેમ વેગથી શ્રીકૃષ્ણને અર્જુન લઇ ગયા.'

પદ-રાગ ભૈરવ

હરિ રોષ હરો, હરિ રોષ હરો (૨)
સ્વસ્થ થાઓ, વિફરી ન ફરી. હરિ૦

પ્રભુ ! પ્રતિજ્ઞા આપે કીધી (૨)
ન કરો તેજ કરી ન કરી. હરિ૦
દો મુજને બળ ને જવા દો (૨)
માનો સેના વીખરી ખરી. હરિ૦
આપ ન શ્રમ લ્યો, ચહું કરું હું (૨)
સાવર કોપ કરી વકરી. હરિ૦
કૌરવ હણું કે હઠાવું હમણાં (૨)
આપ પ્રતાપ કરી બકરી. હરિ૦

ગીતિ

સુણી અર્જુનની વાણી, ઉર આણીને વળ્યા ચક્રપાણિ;
બેઠા લગામ તાણી, ધનંજય ઉરે ચઢ્યું ખરું પાણી.

મનહર

કૃષ્ણની કૃપાથી શૂરો સાથી ત્યાં બેઠો ગુસ્સાથી,
થાતી આંખ રાતી છાતી માતી નથી સુરથી.
ચલાવીને ગાડી લાવી અગાડી ને શંખ કૃષ્ણે
વગાડીને શત્રુ ભગાડયા સ્વસુરથી.
પાછા ફેરી વૈરી કરી નહિ દેરી થયા ઝેરી;
ફર્યા ફરી ફેરી ભેરી વગાડી ન દૂરથી.
સિંહનાદ શસ્ત્ર હાથ, વળ્યા ભ્રાત તાત સાથ;
જાતે જાત હાથો હાથ ભેટયા રથીએ રથી.
હાથી સામે હાથી ને પદાતિની સામે પદાતિ;
રથી સામે રથી મહારથીથી મહારથી.
ધૃતિ ધરી કૃતિ કરી રતી ડરી ન અરિથી;
યુદ્ધ પ્રતિ અડ્યા નડ્યા લડ્યા પડ્યા મહારથી.
જામી સામા સામી નામી નામી સંગ્રામીની જોડી

બાંધી હામી મોદ પામી મંડ્યા મોટા મહારથી;
વારે વારે હારે હારે હાર થયા મહારથી.

### દીંડી

અંગ સર્વનાં કપાય શસ્ત્રધારે, અંગ સહુનાં રંગાય રુધિરધારે;
અંગ પડવા ઉમંગ ઉરે ધારે, સર્વ આહિત છે યુદ્ધતણે દ્વારે.

### ગીતિ

કરામત એ સૌએ, કરતાં વેંતજ ઝટ કરવા મ્હાત;
શસ્ત્રી સમસ્ત થવાને, અસ્ત અર્જુને ધર્યું અસ્ત્ર હાથ.

### સાખી

અરિ ઉપર અચળુચ અર્જુને, ઇન્દ્ર અસ્ત્ર ઉપજાવ્યું;
ઐક્યપણું સહુ શૂર સમીપે, સદ્ય સ્પષ્ટ સમજાવ્યું.
ફરી ફરી વીફરી થઇ ફીકા, ફરી કરવું નવ ફાવ્યું,
અનેક અર્જુન ઉપજ્યા ઉપડયા, અંત આખરે આવ્યું.

### ગીતિ

શૂરા સમસ્ત ઘવાયા, નાઠા અંત ન સહી થઇ રઘવાયા;
થયા અસ્ત રવિરાયા, ત્રાસ પામીને તમામ વેરાયા.





# श्री भीष्मपितामह-भाव-आख्यान

[ विषय-प्रभुशरण-विजयनुं मूल ]

## પૂર્વરંગ

પદ-' છે સર્વ તમને અર્પેલું ' એ રાગ

કર્મ વેઠાવો રખાવોને ધીર, શરીર છોડાવો, પ્રભુજી પાસે રહી;
દુઃખો દેખી ના બનું અવિવેકી, ટેકી રહું સહું જે થાય પીડ;
અનુ એ લેખી થવા સુખ સાચું, દેખી તને પામું સંસારતીર,
શરીર છોડાવો પ્રભુજી પાસે રહી.

ભગવાન શ્રીકૃષ્ણ અર્જુન જેવા ભક્તને પણ એજ ઉપદેશ આપે છે:—

मात्रास्पर्शास्तु कौन्तेय ! शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥
यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

' હે કુંતાપુત્ર અર્જુન ! ઇન્દ્રિયોના વિષયો સાથેના સંબંધો ટાઢ, તાપ, સુખ અને દુઃખને આપનારા છે; આવે છે ને જાય

છે અને તેઓ અનિત્ય છે, માટે હે ભારત! તેઓને તુ સહન કર હે પુરુષશ્રેષ્ઠ! સુખ-દુ ખને સમાન ગણનારા જે ધીર પુરુષને એઓ વ્યથા ઉપજાવી શકતા નથી તે મોક્ષ મેળવવાને યોગ્ય થાય છે ' અને તેમા પણ જો ભક્તિ હોય તો—

ततस्तमीयिवांसं तं काष्ठपाषाणसन्निभम् ।
अहं स्मरामि मद्भक्तं नयामि परमां गतिम् ॥

'તે પછી મારે શરણે આવેલા અને કાષ્ઠ-પાષાણ જેવા દૃઢ નિશ્ચયવાળા તે મારા ભક્તને હુ સભારૂ છુ અને પરમગતિ પમાડુ છુ ' આ ખુદ પરમેશ્વરના વચનો પર ભરોસો રાખીનેજ અમે અહી કહીએ છીએ—

કર્મ વેઠાવો, રખાવો સુધીર, શરીર છોડાવો, પ્રભુજી પાસે રહી;
દુઃખો દેખી ના બનુ અવિવેકી, રહુ ટેકી સહુ જે થાય પીડ.

કોની પેઠે ?

સવૈયો.

શીત હરિ દિન એક નિશાચર, લંકા લહી દિન ઐસોહી આયો;
એક દિન દમયંતી તજી નલ, એક દિને શીરહી સુખ પાયો.
એક દિના બન પાંડ ગયે, ઔર એક દિના શિર છત્ર ધરાયો;
શોચ પ્રબીન કછુ ન કરો, કિરતાર યહી બિધિ ખેલ રચ્યો.

પ્રાચીન કવિઓ પણ એજ કહે છે —

दिनमेकं शशी पूर्णः क्षीणस्तु बहुवासरान् ।
सुखादुःखं सुराणामप्यधिकं का कथा नृणाम् ॥

'ચદ્રમા એક દિવસ પૂર્ણ રહે છે, તો ઘણા દિવસો સુધી ક્ષીણ રહે છે, એટલે દેવતાઓને પણ સુખ કરતા દુ ખ વધારે છે, તો

પછી મનુષ્યોની તો શી વાત?' જો આમ છે તો મનુષ્યો દુઃખોથી નાસીને જવાના કયાં? જ્યાં જશે ત્યાં કાળ તો ઊભોજ છે, તે કદી છોડશે ખરો? જુઓઃ—

શાર્દૂલ

व्योमैकांतविहारिणोऽपि विहगाः संप्राप्नुवंत्यापदम् ।
बद्धयन्ते निपुणैरगाधसलिलान्मत्स्याः समुद्रादपि ॥
दुर्नीतं किमिहास्ति किं सुचरितं कः स्थानलाभे गुणः।
कालो हि व्यसनप्रसारितकरो गृह्णाति दूरादपि ॥

'લગભગ આકાશમાંજ વિચરનારાં પક્ષીઓ આપત્તિને પામે છે; ચાલાક મનુષ્યો અગાધ જળવાળા સમુદ્રમાંથી પણ માછલાંઓને પકડી લે છે; તો પછી આ જગતમાં કાળથી દુષ્પ્રાપ એવી કઇ વસ્તુ છે? કયું એવું સદાચરણ છે? અને તેવા કયા સ્થાનને પ્રાપ્ત કરવામાં લાભ છે? કારણકે દુઃખોરૂપી હાથને લંબાવીને કાળ, દૂરથી પણ હરકોઇ વસ્તુને લઇ લે છે.' આટે કાળના સપાટામાં આપણે હજી ન આવ્યા હોઇએ ત્યાં સુધીમાં પ્રભુને પ્રાર્થી લેવું જોઇએ કેઃ—

કર્મ વેહાવો રખાવો સુધીર, શરીર છોડાવો પ્રભુજી પાસે રહી.

દુહો

ઉગ્ર કાળ વિકરાળની, પાંખ ઉદય ને અસ્ત;
નિશ્ચય તેની છાંયમાં આવે વસ્તુ સમસ્ત.

મનહર

કણુ એક હાકમ હુકમ કુલ આલમ પર,
કણુ એક કૂરે બોલ લોકનકે સહીએ;
કણુ એક ઉંચી અટા બેઠ ઘનઘટા જોત,

કબુ એક ઝુંપડીમેં મેઘબુંદ સહીએ,
કબુ એક ભોજન કુલ છત્તીસાં બનાયે ખાત,
કબુ એક લૂખી ભાજી બીના લૂન લહીએ;
હારીએ ન હિંમત બિસારીએ ન હરિનામ,
જાહી બીધી રાખે રામ તાહી બીધી રહીએ.
કબહુક બાગ હાથી બાજતે નગારે સાથ,
કબહુક પાઉં પ્યાદે શીશ બોજ સહીએ;
કબહુક આપ દ્વાર ભીર હૈ ભિખારનકી,
કબહુક પર દ્વાર યાચનોહી ચહીએ.
કબહુક મેવા મીસરીકી અછરણ હોત,
કબહુક મુઠીભર ચુનગોન પહીએ;
હારીએ ન હિંમત બિસારીએ ન હરિનામ,
જાહી બિધિ રાખે રામ તાહી બિધિ રહીએ.

આ માર્ગે આપણે જઈએ; અથવા આપણામાંનું કોઇ એક જાય તો તેથી શું ? તેમાં હર્ષ કે શોક નજ હોવો જોઇએ.

एकसार्थप्रयातानां सर्वेषां तत्र गामिनाम् ।
यद्येकस्त्वरितं यातस्तत्र का परिदेवना ॥

'કોઇ એક કાફલો એકજ સ્થળે ચાલી નીકળ્યો છે, તેમાંથી કોઇ એક વ્યક્તિ જલદી તે સ્થળે પહોંચી ગઇ તો તેમાં શોક શો ?' કારણકે ત્યાં સર્વને મોડા વહેલું જવાનું તો છેજ. જુઓઃ—

लावणी

अष्टकुलाचलसहसर्वसमुद्रा ब्रह्मपुरंदरदिनकररुद्राः ।
न त्वं नाहं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः ॥

'આઠ કુલાચલ પર્વતોની સાથે સર્વે સમુદ્રો, બ્રહ્મા, ઇન્દ્ર, સૂર્ય ને રુદ્રો પણ આ જગતમાં સ્થાયી રહેવાના નથી—કાળ

કોઈને છોડશે નહિ; તું, હું કે આ લોક રહેવાના નથી તો પછી શોક શા માટે કરવો ?' અને જીવનદશામાં પણ શું સુખ છે ?

आधिव्याधिशतैर्जनस्य विविधैरारोग्यमुन्मूल्यते ।

'સેંકડો પ્રકારની જાતજાતની મનની પીડા ને શરીરની પીડાઓથી મનુષ્યના આરોગ્યને ઉખેડી નાખવામાં આવે છે.' અને—

लक्ष्मीर्यत्र पतन्ति तत्र विवृतद्वारा इव व्यापदः ।
जातं जातमवश्यमाशु विवशं मृत्युः करोत्यात्मसात् ॥
तत् किं तेन निरंकुशेन विधिना यन्निर्मितं सुस्थिरम् ।

'જ્યાં લક્ષ્મી હોય છે ત્યાં તો જાણે દ્વાર ખુલ્લાં થયાં હોય તેમ આપત્તિઓ આવી પડે છે; ને પ્રાણી જેમ જેમ જન્મે છે તેમ તેમ મૃત્યુ તેને સ્વાધીન કરતું જાય છે; તો પછી આ જગતમાં એવી કઇ વસ્તુ છે કે જેને એ નિરંકુશ વિધાતાએ અત્યંત સ્થિર કરી હોય ? માટે તે મહાન પરમેશ્વરના કાયદાને માન આપી દૃઢ સંકલ્પપૂર્વક તેણે જે કંઇ આપ્યું હોય તે ભોગવવા સદા તૈયાર રહેવું જોઇએ.' એક વખતની મહારાણી અને શ્રીકૃષ્ણપ્રભુની પ્રિયભક્તા સતી દ્રૌપદીને પણ એક સમય એવો આવ્યો હતો કેઃ—

रूपेणाप्रतिमेन यौवनगुणैः श्रेष्ठे कुले जन्मना ।
गंतव्यानि दिनानि दैववशतो भूयो धनं वांछता ॥
सैरंध्रीति विगर्हिता युवतिभिः साक्षेपमाशामयात् ।
द्रौपद्या किल वत्सराजभवने घृष्टं न किं चंदनम् ॥

'અપ્રતિમ રૂપ, યૌવન તથા ગુણો સાથે શ્રેષ્ઠ કુળમાં જન્મ લઇને પુષ્કળ ધનની ઇચ્છા રાખતાં જે દિવસો ગાળવાના હોય છે તેજ દિવસો, એથી કોઇ વિપરીત સ્થિતિમાં દૈવયોગે આવી

પડ્યા હોય તોપણ ધૈર્ય ધરી ગાળવા જોઇએ; એમ સમજીને દ્રૌપદીએ વત્સરાજને ઘેર, તરુણ સ્ત્રીઓથી 'આ તો એક દાસી છે' એમ આક્ષેપપૂર્વક પોતે નિંદાયા છતાં આશામય સ્થિતિમાં ચંદન ઘસવાનું કામ શું નહોતું કર્યું ?' અને વળી તેજ દ્રૌપદીને—

> वासांसि व्रजचारिवारिजदृशां हृत्वा हठादुच्चकै-
> र्यःप्राग्भूरुहमारुरोह स पुनर्वस्त्राणि विस्तारयन् ॥
> व्रीडाभारमयां चकार सहसा पांचालजायां स्वयं ।
> को जानाति जनो जनार्दनमनोवृत्तिः कदा कीदृशी ॥

'વ્રજવાસી સ્ત્રીઓનાં વસ્ત્રો હઠથી હરી લઈ જે ભગવાન પહેલાં વૃક્ષ ઉપર ચઢી ગયા હતા તેમણે પોતેજ સતી દ્રૌપદીને (ભરી સભામાં દુઃશાસનથી વસ્ત્રાહરણ સમયે જેટલાં જોઇએ તેટલાં) વસ્ત્રો આપ્યાં હતાં અને દ્રૌપદીને એકદમ લજ્જાના ભારથી દબાયલી કરી હતી; તો ભગવાનની મનોવૃત્તિ કયે વખતે કેવી હોય છે, એમ કયો મનુષ્ય જાણી શકે છે ?' માટે એજ માગવું ઠીક છે કેઃ—

કર્મો વેઠાવો, રખાવોને ધીર, શરીર છોડાવો પ્રભુજી પાસે રહી.

કેટલાક મૂર્ખ મનુષ્યો એ પ્રભુની કૃતિને વિરુદ્ધ સમજી તે સંબંધે બકવાદ કરે છે, પણ તેઓ સમજતા નથી કેઃ—

> सस्यानि स्वयमत्ति चेद् वसुमती माता सुतं हन्ति चेद् ।
> वेलामंबुनिधिर्विलंघयति चेद् भूमिं दहेत् पावकः ॥
> आकाशं जनमस्तके पतति चेदन्नं विषं चेद् भवेत् ।
> अन्यायं कुरुते यदि क्षितिपतिः कस्तं निरोद्धुं क्षमः ॥

'જો પૃથ્વી પોતે ધાન્ય ખાઈ જાય, માતા પોતે પુત્રને હણી

નાખે, સમુદ્ર પોતાની ભરતી-ઓટની મર્યાદાને ઓળંગી જાય, અગ્નિ પૃથ્વીને બાળી નાખે, આકાશ મનુષ્યના મસ્તક પર પડી જાય, બધું અનાજ ઝેર બની જાય અને રાજા જો અન્યાય કરે તો તેને રોકવાને કોણ સમર્થ છે ?' અર્થાત્ આ સર્વ પદાર્થો પોતપોતનાં કાર્યમાં વ્યવસ્થિતપણે વર્તે છે, તે ઈશ્વરી ઇચ્છાને અધીન થઇ વર્તે છે; એટલે કે ઈશ્વર સર્વને માટે સર્વ કંઈ યોગ્યજ કરે છે, તોપણ આપણી તેમના પ્રત્યે પ્રાર્થના તો હોવીજ જોઇએ કેઃ—

કર્મો વેઠાવો,રખાવોને ધીર, શરીર છોડાવો પ્રભુજી પાસે રહી.

આપણે ખરાબ સ્થિતિમાં હોઇએ તેમાં કોઇનો પણ દોષ છેજ નહિ, જુઓઃ—

ख्यातः शक्रो भगांको विधुरपि मलिनो माधवो गोपजातो।
वेश्यापुत्रो वसिष्ठो रतिपतिरतनुः सर्वभक्षी हुताशः ॥
व्यासो मत्स्योदरीयो लवणजलनिधिः पांडवा जारजाताः ।
रुद्रः प्रेतास्थिधारी त्रिभुवनविषये कस्य दोषो न चास्ति ॥

'ઇન્દ્ર, શરીરે એક હજાર યોનિઓની નિશાનીવાળો પ્રખ્યાત થયો, ચંદ્ર પણ મલિન-કાળા ડાઘાવાળો કહેવાયો, વિષ્ણુ ગોવાળના પુત્ર થયા, વસિષ્ઠ વેશ્યાપુત્ર થયા, કામદેવ શરીરરહિત થયો, અગ્નિ સર્વભક્ષી બન્યો, વ્યાસ મત્સ્યગંધા-માછણથી જન્મ્યા, સમુદ્ર ખારો બન્યો, પાંડવો વ્યભિચાર કર્મથી જન્મ્યા અને શંકર મુડદાંઓનાં હાડકાં ધારણ કરનાર થયા; તો ( એ ઉપરથી જણાય છે કે ) આ ત્રણે જગતમ (પોતાનાં કર્મોને લીધે ) કોનામાં દોષ નથી ?' વળી એવે લગભગ અનુભવ થાય છે કે દુઃખ તો હમેશાં મોટાને વિશેષ આપ્ત થાય છે. તે સંબંધે એક કવિ કહે છેઃ—

દુહો

બડે બડે કો દુઃખ હૈ છોટેસે દુઃખ દૂર;
તારે સબ ન્યારે રહે, ગ્રહે ચંદ ઔર સૂર.

मंदाक्रांता

पश्यैते पांडुपुत्राः क्षितिपतितनया धर्मभीमार्जुनाद्याः ।
शूराः सत्यप्रतिज्ञा दृढतरवपुषः केशवेनापि गुप्ताः ॥
ते वीराः पाणिपात्रे कृपणजनगृहे भिक्षुचर्याप्रवृत्ताः ।
को वा कार्ये समर्थो भवति विधिवशाद् यादृशी कर्मरेखा ॥

'જુઓ, ધર્મરાજા, ભીમસેન તથા અર્જુન વગેરે પાંડવો રાજાના પુત્રો હતા, શૂરવીર હતા, મજબૂત શરીરવાળા હતા, શ્રીકૃષ્ણના રક્ષણ તળે રહેતા હતા અને વીર હતા; છતાં હાથરૂપી પાત્રમાં કૃપણ મનુષ્યોના ઘેર ભિક્ષા માંગવા તત્પર બન્યા હતા; અથવા તેનું કારણ માત્ર એજ છે કે, ભાગ્યવશાત પોતાનાં કર્મની જેવી રેખા પડી હોય છે તે પ્રમાણે થતા કાર્યમાં કોઈ પણ શું કરવાને સમર્થ છે?' વળી કહ્યું છે કે:—

તું લક્ષ્મી રેખા કર્મકી, નહિ મીટત હૈ રામ;
મેટે તો કુછ દેર નહિ, સમજ કીયો હૈ કામ.

માટે એજ કહેવું ઠીક છે કે:—

કર્મ વેઠાવો, રખાવોને ધીર, શરીર છોડાવો પ્રભુજી પાસે રહી.

એ વાત નક્કી છે કે, જગતનાં કોઈ પણ મનુષ્યની સહાય આપણને કામ આવવાની નથી; એ સંબંધે સમુદ્રનું ઉત્તમ દૃષ્ટાંત આપવામાં આવે છે:—

સવૈયો

નિજ પુત્રી દિની પરમેશ્વરકો, દિયો અશ્વ અનુપ દિવાકરકો;
ગજરાજ દિયો સુરરાજનકો, સુરકો મધુ મદ્ય નિશાચરકો.
મહીનાથ તીયાકોં દિયો મુક્તાફલ, ચંદ્રક ચારુ જટાધરકો;
તદપિ જો અગસ્ત્ય સમસ્ત પીયો, તબ કોઈ સહાય ન સાગરકો.

તેજ પ્રમાણે મહારાજા દશરથ, જે વખતે પોતાને રામ-વિયોગ સાલે છે તે વેળા મહારાણી કૌશલ્યા પ્રત્યે કહે છેઃ-

લાવણી

શુભ અશુભ જગતમાં કર્મપ્રમાણે થાતું;
ફળ લહું વડું એ કરતાં નવ સમજાતું.
ખાઇ ઝેર કષ્ટ નિજ જાત ઉપર જેમ આણે;
મેં પણ દુઃખ પેદા કર્યું તેમ આ ટાણે.
હું કુમારવયમાં શબ્દવેધી કહેવાતો;
તે વખત કર્યું અઘ તેનું ફળ આ ખાતો.

આમ કહીને દશરથ રાજાએ સમગ્ર શ્રવણ-આખ્યાન કૌશલ્યાને કહી સંભળાવ્યું અને કહ્યું કેઃ—

સાખી

મારા યુવાપણાના કૃત્યે સુજને ભુલાવ્યો છે;
એજ પાપના ફળનો અવસર, દેવિ આ આવ્યો છે.

અને તે કેવો?

લલિત છંદ

નયનથી તને દેખતો નથી, કર અડાડીને દે રતિ ધૃતિ;
નહિજ હા હવે રામ ભેટશે, વિલપતો દુઃખી જીવડો જશે.
યમદૂતો કરે છે અતિ ત્વરા, નહિજ ઠેરવા દે અહીં જરા;

કયમ કરી પછી દેખું રામને, દુઃખ અસહ્ય એ થાય છે મને.
અતિ રુંધાય છે પ્રાણ રે સતિ, બહુ તણાય છે નાડીઓ બધી;
નહિ મળે હવે એ મજા ફરી, જીવ જશે હવે નક્કી નીસરી.

આમ કહેતાં કહેતાં તો જીવ નીકળી ગયો. જો કે તેમને તો શ્રીરામ સાથેનો સંબંધ હતો, એટલે તેમની અન્ય દુર્ગતિ કદી નજ હોય; સ્વર્ગમાંજ તેમની સદ્‌ગતિ થઈ છે. રાવણવધ થઈ ગયા પછી દેવતાઓએ સ્વર્ગમાં દેવ થયેલા દશરથના જીવને પુનઃ રામપ્રભુનો ભેટો કરાવ્યો છે, પણ શ્રવણવધનું જે દુષ્ટ કર્મ દશરથે કર્યું હતું તે તો તેમને એજ જન્મમાં ભોગવવું પડયુંજ; જેના ફળરૂપે રામવિયોગનું દુઃસહ કષ્ટ તેમણે અનુભવ્યું; માટે એજ ચાહવું યોગ્ય છેઃ—

કર્મ વેઠાવો, રખાવોને ધીર, શરીર છોડાવો પ્રભુજી પાસે રહી.

વળી આ બીજું દૃષ્ટાંત જુઓઃ—શ્રીકૃષ્ણ પ્રભુના પિતા વસુદેવને પણ થોડો મોહ રહી ગયો હતો; ત્યારે યજ્ઞ કરવાનું તેમને મન થયું અને તે કર્યો પણ ખરો; છતાં છેવટે બન્યુ તો એજ કે પોતાને ત્યાં સાક્ષાત્ પ્રભુનો જન્મ થયો છતાં તે પોતાની પાસે રહી શકયા નહિ; જન્મતાંની સાથેજ પ્રભુને ગોકુલમાં મૂકી આવવા પડયા; ત્યાં બાર વર્ષ સુધી બાળલીલાઓ પ્રભુએ કરી, તેનો સ્વાદ વસુદેવને લેશમાત્ર ન મળ્યો; ઊલટાં કારાગૃહનાં કષ્ટોજ તેમને તો સહેવાં પડયાં, એ વાત સર્વના જાણવામાં છે અને ગોકુલમાં બાર વર્ષ રહ્યા પછી કંસવધ કરીને પ્રભુ જ્યારે વસુદેવને મળે છે ત્યારે ખુદ સ્વમુખે વસુદેવને કહે છેઃ—

પ૬

વંદી માત-પિતાના પાય, શ્રીકૃષ્ણ વિનયથી કહે છે;
બાળકપણના સુતતણાં, સુખ છે અપરંપાર;

તે નવ આપી શકયા અમે રે, તમે આતુરને ક્ષણવાર.

વળી શ્રીમદ્ ભાગવતમાં છેવટની કથા શુકદેવજી કહે છેઃ—

दारुको द्वारिकामेत्य वसुदेवोग्रसेनयोः ।
पतित्वा चरणावस्रैर्न्यषिंचत् कृष्णविच्युतः ॥

'(પ્રભાસક્ષેત્રમાં અન્યોન્ય યુદ્ધ કરી યાદવોનો સંહાર થઈ જાય છે ને શ્રીકૃષ્ણપ્રભુ સ્વધામગમન કરે છે તે પછી એ પ્રભુનો સારથિ) દારુક, દ્વારિકામાં આવી શ્રીકૃષ્ણના વિયોગથી વ્યાકુળ થઇ વસુદેવ તથા ઉગ્રસેનના પગમાં પડીને શોકનાં અશ્રુઓથી તેમના ચરણોને ભીંજવી દેવા લાગ્યો. તે પછીઃ—

देवकी रोहिणी चैव वसुदेवस्तथा सुतौ ।
कृष्णरामावपश्यन्तः शोकार्त्ता विजहुः स्मृतिम् ॥
प्राणाँश्च विजहुस्तत्र भगवद्विरहातुराः ॥

' દેવકી, રોહિણી તથા વસુદેવ પોતાના પુત્ર શ્રીકૃષ્ણ તથા બળરામને નહિ જોતાં શોકાર્ત થઇને બેભાન બની ગયાં અને ભગવાનના વિરહથી વ્યાકુળ થઇ ત્યાંજ તેઓએ પ્રાણ ત્યજ્યા.' એટલે એવા પ્રભુભક્તોને પણ દુઃખો સહેવાં પડ્યાં છે, છતાં તેમનું તો કલ્યાણજ થાય છે, પણ આપણું શું ? આપણે તો તેવી યોગ્યતાએ પહોંચ્યા નથી, જેથી એજ માગવું રહ્યું કેઃ—

કર્મ વેઠાવો, રખાવો સુધીર, શરીર છોડાવો પ્રભુજી પાસે રહી;
દુઃખ દેખી ના બનું અવિવેકી, ટેકી રહું સહું જે થાય પીડ.
અનુ એ લેખી થવા સુખ સાચું, દેખી તને પામું સંસાર તીર;
શરીર છોડાવો પ્રભુજી પાસે રહી.

તે કોની પેઠે ? શ્રીભીષ્મપિતામહની પેઠેઃ—

બે ભુજાઓથી તરતો મનુષ્ય ઘણા ભયંકર દુઃખમાં આવી પડે છે તેમ નક્કી મારા પુત્રો ઉપર અતિ દારુણ દુઃખ આવી પડયું છે.'

એક દિવસમાં ચૌદ સુત મુવા, વિપરીત ઘોર થયું છે;
એજ ભીમરો મોત સર્વનું, દૈવે શું સરજ્યું છે? ધૃત૦
ખરેખરૂં મન ખોલી કહે તું, કારણ ખાસ કયું છે?
સત્ય જાણવા જ્ઞાની તુજથી, ચિત્ત મેં ખાસ ચહ્યું છે. ધૃત૦

ગીતિ

વિલાપ કરતો નૃપતિ, વધી પીડા રણથકી સહજ ન પતી;
કહે સંજય આ વિપત્તિ, છે અતિ દારુણ ખરેજ આવી પતી.

પદ-' રાજા વાત કહું છું '-એ પીલુ બરવો

રાજા ભૂલ કરો છો ભારી, આવી ખરી ખુવારી રે;
આવી ખરી ખુવારી રે, છે પૂરી લાચારી રે. રાજા૦
મંત્ર તંત્ર માયા કે વિદ્યા, પાંડવ કશું ન કરતા;
શસ્ત્ર તણી વિદ્યા સહુ જાણે, તેજ રીતે આચરતા. રાજા૦
ધર્મ કર્મને વળગી પાંડવ, મૂળથીજ વરતે છે;
ધર્મે જય છે એજ ન્યાયથી, આ સમયે જિતે છે. રાજા૦
પાપે ક્ષય તેમજ તુજ પુત્રો, પાપી સદૈવ રહે છે;
અનેક પાપ કર્યાં તેનાં ફળ, અવસર થયે ફળે છે. રાજા૦
વિદુરે ભીષ્મે દ્રોણે ને મેં ચેતાવ્યા બહુ વેળા;
પથ્ય એય નવ રુચ્ય થયાં, તવ લોભે દ્વેષે ઘેલા. રાજા૦
તમને સહુ સહુએ વાર્યા, તદ્દા ન કોઈ ન માન્યું;
ફળ આવ્યું પડશેજ વેઠવું, અદ્ભુત એમાં શાનું? રાજા૦

સાખી

દુર્યોધને ભીષ્મને આજે, પૂછ્યું છે એનું એ;
કહ્યું વડીલે ખુલ્લું કારણ, ઉત્તરમાં એનું એ.

તેજ કહું સંવાદ તમને, એથી યથાર્થ સમજાશે;
હજી સમજશો તોયે બચશો, ને વખત આવ્યે સમજાશે.

શાર્દૂલ

પુછયું એમ સુયોધને વડીલને, વીરો વડા વિશ્વના,
દ્રૌણિ દ્રોણ તમે વિકર્ણ કૃપ ને, શલ્યાદિ શૂરા ઘણા;
જિતે સર્વ ત્રિલોક એક સહજે, તેવા મળ્યા સામટા;
તોયે પાંડવ કેમ થાય વિજયી, ભુંડા નરા ભામટા.

મંદાક્રાંતા

ભીષ્મે ત્યારે અતિ દુઃખ ધરીને, ઉત્તરે એજ ભાખ્યું,
વારે વારે કહી કહી વિરમ્યો, ધ્યાન તોયે ન રાખ્યું;
છોડ્યું ચાહો હજી પણ ઝટ તો, સંધિનો માર્ગ ઝાલો,
એની સાથે નહિ પરવડશો, યત્ન છે સર્વ ઠાલો.

नास्ति लोकेषु तद् भूतं भविता नो भविष्यति ।
यो जयेत् पांडवान् सर्वान् पालितान् शार्ङ्गधन्वना ॥
यत्तु मे कथितं तात मुनिभिर्भावितात्मभिः ।
पुराणगीतं धर्मज्ञ तत् शृणुष्व यथातथम् ॥

'સર્વ લોકોમાં એવું કોઈ પણ ભૂતકાળમાં થયું નથી, વર્તમાનકાળમાં નથી ને ભવિષ્યકાળમાં હશે નહિ કે જે શ્રીકૃષ્ણથી રક્ષાયલા સર્વ પાંડવોને જિતી શકે. હે તાત! આત્મતત્ત્વનો ઉપદેશ આપનારા મુનિઓએ, પુરાણોમાં કહેવાયલું જે રહસ્ય મને કહ્યું છે તેને હે ધર્મજ્ઞ! તું યથાર્થ સાંભળ.'

હરિગીત

બ્રહ્મા બિરાજ્યા એક દિન, ગિરિ ગંધમાદનના ઉપર;
ઋષિ દેવ સેવામાં બિરાજ્યા, હતા સૌ આનંદભર,

ત્યાં દીઠું બ્રહ્માએજ દિવ્ય, વિમાન ઝળહળતું ઉપર;
તેવા ઉઠ્યા કર જોડી નીરખી, નાથ ઉચર્યાં હર્ષભર.

### અભંગ

જય વિશ્વનાથ જય વિશ્વતાત, વિશ્વમાં વિખ્યાત વિશ્વવ્યાપી;
રૂપથી અપાર સ્વરૂપ અપાર, વિભૂતિ અપાર સુપ્રતાપી.

असंख्येयगुणाधार जय सर्वपरायण ।
नारायण सुदुष्पार जय शार्ङ्गधनुर्धर ॥

'હે અસંખ્ય ગુણોના આધાર! હે સર્વના પરમ આશ્રય! હે અતિ દુષ્પાર! હે શાર્ઙ્ગધનુષને ધારણ કરનારા નારાયણ! આપ જય પામો.'

જય જગતકાર જય પાલનાર, કરો છો સંહાર આપ સ્વામી;
નિત્ય વિભુ બ્રહ્મ અચિંત્ય અગમ્ય, સ્વાશ્રિતને રમ્ય પૂર્ણ કામી.

### દીંડી

દેવદેવ સુણી એ અજની વાણી, વધા ગંભીર સ્વર થકી ચક્રપાણી;
વાત ઇચ્છિત તુજ મેં સમસ્ત જાણી, કરીશ કષ્ટદૂર દયા દિલે આણી.

### દુહો

બ્રહ્મા તો કરતા રહ્યા, પ્રીતે અંતર્ધ્યાન;
લક્ષ્મીવર ત્યાં થઈ ગયા, સત્વર અંતર્ધાન.

### ભુજંગી

ઉઠ્યા સર્વ બ્રહ્મા ઉઠ્યા એમ જાણી,
તથાપિ રહી મૂળ વાતો અજાણી;
વદ્યા તે થકી જોડીને સર્વ પાણિ,
ઉઠ્યા ઉચર્યા કોણને જોડી પાણિ.

किरीटकौस्तुभधरं मित्राणामभयंकरम् ।
अवजानन् महात्मानं घोरे तमसि मज्जति ॥
एवं विदित्वा तत्त्वार्थं लोकानामीश्वरेश्वरः ।
वासुदेवो नमस्कार्यः सर्वलोकैः सुरोत्तमाः ॥

બ્રહ્મા કહે છે કે, 'હે ઉત્તમ દેવો! સર્વ જગતનો પતિ હું પોતે જેનો પુત્ર છું તે સર્વ લોકના મહાન ઈશ્વર વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવાન તમારે પણ પ્રાર્થના કરવા યોગ્ય છે; તેમજ મહાન વીર્યવાળા અને શંખ-ચક્ર-ગદાને ધારણ કરનારા એ ભગવાનની

ગીતિ

સુણી સર્વની વિનતિ, વદ્યા વાત એ જેવી તેવી ન'તી;
દીઠા ખાસ વિશ્વપતિ, કરી તેમની સ્તુતિ અને વિનતિ.

તોટક

વિનતિ મુજ એ દિલ ધારી હરિ, પ્રકટિત થશે અવતારી હરિ;
અસુરો પ્રકટ્યા નૃપ ભારી હરિ, કરશે સુખી ભાર ઉતારી હરિ.

ગીતિ

રાક્ષસ દાનવ દેવા, હણે ન એવા પ્રકટ્યા દુઃખ દેવા;
જન્મ્યા કેવા કેવા, હણશે તેને આવ્યા એ કહેવા.

यस्याहमात्मजः पुत्रः सर्वस्य जगतः पतिः ।
वासुदेवोऽनुनेयो वः सर्वलोकमहेश्वरः ॥
तथा मनुष्योऽयमिति कदाचित् सुरसत्तमाः ।
नावज्ञेयो महावीर्यः शंखचक्रगदाधरः ॥
एतत् परमकं गुह्यमेतत् परमकं पदम् ।
एतत् परमकं ब्रह्म एतत् परमकं यशः ॥
एतदक्षरमव्यक्तमेतच्छाश्वतिकं महः ।
एतत् पुरुषसंज्ञेयं गीयते ज्ञायते च यत् ॥
एतत् परमकं तत्त्वम् , एतत् परमकं सुखम् ।
एतत् परमकं सत्यं कीर्तितं विश्वकर्मणा ॥
तस्मात् सुरासुरैः सर्वैः सेन्द्रैश्चामितविक्रमः ।
नावज्ञेयो वासुदेवो मानुषोऽयमिति प्रभुः ॥
यश्च मानुषमात्रोऽयमिति ब्रूयात् स मंदधीः ।
हृषीकेशमवज्ञायात् तमाहुः पुरुषाधमम् ॥

किरीटकौस्तुभधरं मित्राणामभयंकरम् ।
अवजानन् महात्मानं घोरे तमसि मज्जति ॥
एवं विदित्वा तत्त्वार्थं लोकानामीश्वरेश्वरः ।
वासुदेवो नमस्कार्यः सर्वलोकैः सुरोत्तमाः ॥

બ્રહ્મા કહે છે કે, 'હે ઉત્તમ દેવો! સર્વ જગતનો પતિ હું પોતે જેનો પુત્ર છું તે સર્વ લોકના મહાન ઈશ્વર વાસુદેવ શ્રીકૃષ્ણ ભગવાન તમારે પણ પ્રાર્થના કરવા યોગ્ય છે; તેમજ મહાન વીર્યવાળા અને શંખ-ચક્ર-ગદાને ધારણ કરનારા એ ભગવાનની 'આ મનુષ્ય છે' એમ માનીને કદી અવગણના કરવી નહિ. એ પરમ ગુહ્ય છે, એ પરમ પદ છે, એ પરમ બ્રહ્મ છે, એ પરમ યશ છે, એ અક્ષરસ્વરૂપ છે, એ અવ્યક્ત છે, એ શાશ્વત તેજ છે, એ પરમપુરુષના નામથી કહેવાય છે, સાક્ષાત્કાર કરાય છે, એ પરમ તત્ત્વ છે, એ પરમ સુખ છે અને વિશ્વકર્માએ એનેજ પરમ સત્ય કહેલ છે; માટે ઇન્દ્રસહિત સર્વ દેવોએ, અસુરોએ તથા સર્વ લોકોએ એ અમાપ પરાક્રમવાળા વાસુદેવ પ્રભુનું 'આ મનુષ્ય છે' એમ માની અપમાન કરવું નહિ. જે મંદ બુદ્ધિવાળો પુરુષ એ હૃષીકેશ-ભગવાનનું 'આ તો માત્ર મનુષ્ય છે' એમ માની અપમાન કરે છે તેને પુરુષોમાં અધમ કહેવામાં આવે છે. મુકુટમાં કૌસ્તુભરત્નને ધારણ કરનારા તથા મિત્રોને અભય આપનારા મહાત્મા વાસુદેવનું અપમાન કરનારો મનુષ્ય ઘોર નરકમાં પડે છે. આ સત્ય વસ્તુ સમજીને હે શ્રેષ્ઠ દેવો! લોકોના ઈશ્વરોના પણ ઈશ્વર વાસુદેવ-શ્રીકૃષ્ણને સર્વ લોકોએ નમસ્કાર કરવો જોઇએ.'

ગીતિ

અનુભવસિદ્ધ કથા એ, કહી બ્રહ્માએ ધાયે ન વૃથા એ;

હરવા વિશ્વવ્યથા એ, થયા તથા એ થાયે છે તથા એ.
કાળ ગણી ન કાલ કર, શરણ થઇ હાલ થા વીર નિહાલ;
આણ વ્હાલ નિજ ઉરમાં, થઈશ નહિ તો જરૂર બેહાલ.

શાર્દૂલ

એવું સત્ય કહી રહી ઉરમહિં, ધ્યાયી તહીં શ્રીહરિ,
ભીષ્મે ધ્યાન લહી હરિ ચહી ચહી, પ્રીતે કહી ત્યાં ફરી;
પુત્રે વાત સહી નહિ ચહી નહિ, વાણી ગઈ એ વહી,
તોયે શું ધૃતરાષ્ટ્ર ચેત હજીયે, શ્રેયાર્થ સાચી કહી.

ગીતિ

કૌરવ શોચી વાતે, મકરવ્યૂહ રચી થયા સજ્જ પ્રભાતે;
પાંડવ તેની સાથે, શ્યેનવ્યૂહ રચી મંડયા ભલી ભાતે.
શત્રુ થયા નવ દિને, થયા ભીષ્મ તેમ છતાં નવ દીને;
ઠપકો દીધો માટે, દાદા પદ પડી સુયોધને વદીને.
હોય કૃપા નવ મુજ પર, તો દાદા કહી દ્યો તે ચોખ કરી;
અલગ થાઓ તો હણશે, કર્ણ સર્વ પાર્થને સદ્ય વકરી.

પદ–'નારાયણ' એ રાગ

કોપ કરીને બહુ વિચારીને, ભીષ્મ પિતામહ કહે છે રે;
વાક્યબાણથી દુર્યોધન, વીંધવો મને ન ઘટે છે રે. ટેક
બની શકે છે મારાથી તે, કર્યે જાઉં છું નિત્યે રે;
પ્રાણ હોમીશ તારા માટે, નક્કી ગણજે ચિત્તે રે. કોપ૦
વિરાટની લડાઈમાં દીઠો, કર્ણ હતો તુંજ સાથી રે;
જોયું એનું બળ તેમ છતાં, માને એની વાતે રે. કોપ૦
જાતે પાર્થ અજિત તે ઉપર, જગદીશ્વર છે સ્હાયે રે;
વાંકો વાળે મૂઢ કેમ પછી, એનો કોઠથી થાયે રે. કોપ૦

वासुदेवो महाशक्तिः सृष्टिसंहारकारकः ।
सर्वेश्वरो देवदेवः परमात्मा सनातनः ॥
उक्तोऽसि बहुशो राजन् नारदादि महर्षिभिः ।
त्वं तु मदान्न जानीषे वाच्यावाच्यं सुयोधन ॥

'હે રાજા દુર્યોધન! વાસુદેવ-શ્રીકૃષ્ણ, જગતની સૃષ્ટિ તથા સંહારને કરનારા, સર્વના ઇશ્વર, દેવોના દેવ અને મોટી શક્તિવાળા છે; તેમજ સનાતન પરમાત્મા છે; એમ અનેક વાર નારદ વગેરે મહર્ષિઓએ તને કહ્યું છે છતાં મદને લીધે તું વાચ્ય કે-અવાચ્યને સમજતો નથી.'

### સ્રગ્ધરા

આપ્યો એવો દિલાસો, કુરુપતિ પ્રણમી, ને ગયો સ્થાન ત્યારે,
ઉઠ્યો વ્હેલો પ્રભાતે, હરખથી ઉચર્યો, ભ્રાતથી પૂર્ણ પ્યારે;
રક્ષો સર્વ પિતાને, અરિદળ દળશે, આજ પોતે કૃપાથી,
વિચર્યા સર્વે રથી ત્યાં, ચમૂપતિ ઉપડયા, સંગમાં શ્રેષ્ઠ સાથી.

### ગીતિ

અસ્ત થયો રવિ જેવો, જય વર્તો કૌરવનો તેજ ઘડી;
નાઠું દળ ને પેઠું, પાંડવનું શિબિરે ન જરી ગ્રઘડી.

### દીંડી

કૌરવો ઉમંગ આણી સુતા રાતે, કેમ ધર્મરાય તે સુવે નિરાંતે;
મંત્રી મેળવી વધા શ્રીકૃષ્ણસંગ, માન્યું હારશું હવે તો નિઃશંક.

### શિખરિણી

અહા! ભીષ્મે કેવું, મુજ દળ દળ્યું આજ વીફરી,
નહિ જિતું એવું ઉરમહીં મને ભાસ્યુંજ ખરી;

મરાવું શા માટે નિજ જન વૃથા જાઉં વનમાં,
મરૂં હું તો સ્વામી, કુરુજન વસે છો ભુવનમાં.

### સવૈયો

કૃષ્ણ કહે ગભરાઓ ન ભૂપતિ, સાધ્ય હજી બધી છે મન ધારી;
ભાઈ સ્વસ્નેહિ સમેત તું આખર, જિતીશ વાત શકીશ સુધારી.
એક રથે જઇને હણું ભીષ્મ, તજી પણ હું કર આયુધધારી;
કે હણશે અરિને વીફરી ફરી, અર્જુન આ ઉરહામ વધારી.

### વસંતતિલકા

ધર્મે કહ્યું ન હરિ આપ સ્વવાત મૂકો,
છો ધર્મસેતુ નવ ધર્મ કદીજ ચૂકો;
જેણે ઉછરી અમને સુતતુલ્ય પાળ્યા,
તેને ઉપાય પુછીએ જઇ ત્યાંજ પાળા.
કૃષ્ણે વિચારી કહ્યું એજ ખરો ઉપાય,
મૂકી સ્વશસ્ત્ર નીકળ્યા ઝટ ધર્મરાય;
શ્રીકૃષ્ણ પાર્થસહ ભીષ્મતણો નિવાસ,
આવી પ્રણામ કરી બેસી ગયાજ પાસ.

### દુહો

આદર દઇ દાદા વદ્યા, કહો પ્રિય પાંડવ આજ;
શું આવી રીતે પડયું, મારા સરખું કાજ.

### મંદાક્રાંતા

ધર્મે ત્યારે અતિવિનય થકી, ચિત્ત ખોલી કહ્યું કે,
જેથી પામું જય અરિ પર ને, રાજ્ય ચિત્તે ચહ્યું તે;
તેને માટે પિતુ હિત કરીને, દાખવો જે ઉપાય;
છો દાદાજી તવ લગી અમથી, શત્રુઓ શે જિતાય?

સાખી

ભીષ્મ કહે હું જીવું ત્યાં લગી, નહિ જિતે તું રાય;
માટે મારા મરણ કાજ કહું, તે કર તુરત ઉપાય.
થયો શિખંડી મુજ માટે, અર્જુન એને દે રહાય;
તેથી હું ઢળી પડું તે વિના, જય તારો નહિ થાય.

ગીતિ

સુણી ઉપાય શરમાતા, આવ્યા પાંડવ શિબિરે શોચ કરી;
એજ ચહ્યું પછી કરવા, હણશે અર્જુન શિખંડી સાથ કરી.

લાવણી

વડી પ્રભાતે સેના સાથે, શિખંડીને મોખરે કરી;
ચાલ્યા પાંડવ ભીમ ધનંજય, ચક્રરક્ષકો ખરે ઠરી.
રહામા આવ્યા કૌરવ અગ્રે, ભીષ્મપિતાને મુખ્ય કરી;
લાગ્યા લઢવા વાજાં વાગ્યાં, નાદ વડા બહુ મુખે કરી.
ભીમ પ્રથમ ઉપડયા શરધારા, પ્રચંડ વેગે વરસાવી;
ત્રાસ આપી કૌરવસેનાને, શક્તિ દીધી દરશાવી.
ભીષ્મે વ્હાર કરી ત્યારે, મંડળ ફેરવી ધનુપ કરથી;
બાણ મારી અગ્નિને વીંધ્યા, સૈનિક સહુ દારુણ શરથી.
અર્જુન પણ પડી ગયો શોચમાં, આ શૂરો તે શે પડશે;
હમણાં એ નિજ અસંખ્ય શરથી, અમ સૌને પૂરા કરશે.
આવી ગયો લ્હાણમાં શિખંડી, ત્રણ બાણ પેઠાં ઉરમાં;
વધા ભીષ્મ ખસી જા શિખંડી, સ્ત્રીનું કામ ન જનપુરમાં.
વધા શિખંડી લઢયા પરશુરામથી, જાણું છું તે સંધુ;
પ્રભાવ પૂર્ણ પ્રમાણું તેથી, આજે લઢતાં આનંદુ.
મારું ધાર્યું ને પાંડવનું, સારું કરવાને સારૂં;
લઢીશ નઢીશ પઢીશ પૂરો, આણી આજ મૃત્યુ તારૂં.
અર્જુન બોલ્યા સહાય તારી, હું કરીશ સતત હારે;

વાત રાખજે આજ વધો તે, વૃથા ન થાય કોઈ પ્રકારે.
દ્રોણ દ્રૌણિ કૃપ શલ્ય આદિ, શૂરાઓ સર્વે ઝખ મારે;
તું તારું સાધજે નિવારીશ, હું સૌને મુજ શરધારે.
એમ કહી ઉપડયા અર્જુન ચહીં, કદી ન દેખાડયું એવું;
આજ પરાક્રમ પૂર્ણ જણાવ્યું, દેવે વખાણવા જેવું.
શરધારે જન જનવાહન, વાહનને ત્રાસ દીધો ભારે;
નાઠા સૈનિક સર્વ ત્રાસીને, ભીંજે વસ્ત્ર લોહીધારે.

હરિગીત

એ જોઇને મન મોહીને, દુઃખ રોઈને દુર્યોધને;
કહ્યું ભીષ્મને આ શું બને, જય એમને મળશે રણે.
ગતિ આપ છો માબાપ, અમિત પ્રતાપ રાખો લાજને;
અરિ હરી ન ડરી જરી, ફરી સુધારો મુજ કાજને.
કહે પિતામહ ચિત્ત ન ભય ધર, પહેલે સમય કહ્યું તે થયું;
આજે વળી અરિને દળી, સઘળી કૃતિ કરવા ચહું.
કાં મરૂં હું કે હણું હું, પાંડવોને દરૂં હું જયી;
કરૂં કામ પૂર્ણ સુદામ કે, આ ઠામ મરૂં શક છે નહિ.

લાવણી

એમ વદી વરસાવી શરને, દશ હજાર હાથી માર્યા;
પાળાઓ બે લાખ પૂરા, હય દશ હજાર પણ પરવાર્યા.
સેના બાકી હામ ન રાખી, નાઠી થાકી ભયધારી;
કૌરવ સાથે રસ લે હાથે, કુલે જાતે જન મારી.

ભુજંગી

વધા પાર્થને ધર્મથી ભીષ્મ આવા,
કરો યત્ન મારા હવે પ્રાણ લેવા;

ધસ્યા પાર્થ સાથેજ રાખી શિખંડી,
ધસ્યા કૌરવો એ બન્નીને દમંડી.

॥શીખરિણી

પડયા ભૂમિ પોતે, પણ નવ અરે અંગ ધરતી,
વીંધ્યાં બાણો એવાં, શયન શરનું રે અધરથી;
ખીલા ઠોકયા જાણે, રગ રગ વિષે અંગસરસા,
ભૂમિ કંપી ત્યારે, રુધિર જળના મેઘ વરસ્યા.

ભુજંગી

પિતાના પ્રતાપે ચહ્યું મૃત્યુ થાશે,
સુતા ઉત્તરે સૂર્ય જોવાની આશે;
જપું ત્યાંસુધી મંત્રને ધ્યાન ધારું,
વૃથા હું બીજી વાત શાને ઉચારું.
પડ્યા ભીષ્મ એ સાંભળી શત્રુ ગાજ્યા,
બજ્યાં વાદ્ય ને ઘોષ ત્યાં શંખ ઝાઝા;
કુરુસૈનિકો તો ઢળ્યા ભૂમિ માથે,
કંઇ તો સુણી માનતા એ ન વાતે.
પછી પાંડવો છોડીને શસ્ત્ર સર્વે,
ધસ્યા ભીષ્મ પાસે બધા છોડી ગર્વે;
નમ્યા કૌરવો પાંડવો પાસ આવી,
વધ્યા સર્વથી ભીષ્મ પ્રીતિ જણાવી.

હરિગીત

કહે ભીષ્મ કૌરવને જુઓ, મુજ શીશ અધર લટકતું;
મુકો ઓશીકું લાવી સત્વર, આપ તેમેજ ઘટતું.
દોડયા તદા સહુ કીંમતી, લાવ્યા ઓશીકાં ઝડપથી;
એકે ન ઇચ્છીએ વધા પછી, પાર્થ સાથે મહામતિ.

આ ભૂપ કોઇ પણ ઓશીકું, કેહું ઘટે તે નવ લહે;
કે તું ઓશીકું યોગ્ય સુજને, એમ મારૂં મન ચહે.
પાર્થ પ્રદક્ષિણ કરી કર ધરી ચાપ, ત્રણ શરથી જદા;
દીધું ઓશીકુ શિર્ષને, ટેકી રહ્યું તે પર તદા.
દઈ ધન્યવાદ પિતા વધા, તું ખરો ક્ષત્રિય જાણ છે;
સમજી ગયો મુજ ભાવ વ્હાલો, મને તું પ્રિય પ્રાણ છે.
જો દીધું હોત ન આ રીતે, મુજને ઓશીકું તેં કદી;
તો શાપ આપત હું તને, આ સ્થળે ક્રૂર વચન વદી.

## સાખી

કુશળ વૈદ્ય ઔષધ સહ આવ્યા, પણ તેને ના પાડી;
ધન અપાવી સન્માન કરીને, પૂર્ણ પ્રીત દેખાડી.
ક્ષત્રિયધર્મને યોગ્ય ગતિ હું, પામ્યો શ્રું મન ભાવી;
મારે ન છેડશો કોઇ મુજને, વૃથા પ્રીત ઉર લાવી.
ગયા શિબિરમાં સર્વ સુતા ફરી, ઉઠી પ્રભાતે આવ્યા;
નટ નર્તક ગાતા સૌવૃંદે, નીરખી ખૂબ વધાવ્યા.
સભા મળી કૌરવ-પાંડવની ત્યાં ન દ્વેપ કોઇ લાવ્યા;
તદા સર્વ કૌરવને ભીષ્મે, વિચાર ખાસ જણાવ્યા.

## દીંડી

તૃપા લાગી મને ઘાતણી પીડાએ,
પાણી યોગ્ય પીવા ચિત્ત અતિ ચાહે;
ભૂપ લાવ્યા ઝટ શ્રેષ્ઠ પાત્રમાંહે,
વધા ભીષ્મ એ ઘટે નહિ જરાએ.
પાર્થનેજ કોઈ સત્વર તેડાવો,
પાર્થ વધા હાથ જોડી દાસ આવ્યો;
વધા ખાણો તુજ પાડે તનશોપ,
પાઈ ઉચિત નીર કર ઝટ સંતોપ.

કરી પ્રદક્ષિણા ગાંડીવ કર ધારી,
ટોર ગજવી વિશ્વને ત્રાસકારી;
અસ્ત્ર મેઘતણું શરમાં ઉતારી,
ભૂમાં મારતાંજ નીકળ્યું ત્યાં વારિ.
ધાર ઉડી ભીષ્મમુખે પડી જ્યારે,
તુષ્ટ થયા ભીષ્મ ગે ઉત્તમ હારે;
દેવ પુષ્પવૃષ્ટિ કરે જય પ્રકારે,
વધ્યો જય જનમાં અર્જુનનો ભારે.

ગીતિ

જે જે પુછવું ધારો, તે પુછવા આપ ઝટ પધારો;
સકળ અર્થજ્ઞાન રવિ, અસ્ત થાય છે સાચું અવધારો.

ઉપેન્દ્રવજ્ર

વધા તદા ધર્મ ઉમંગ આણી, કૃપા તમારી જગદીશ જાણી;
મને લઈ જાઓ સુચક્રપાણિ, સુણાવવા ભીષ્મ તણી સુવાણી.

સાખી

સૌના સુણતાં પછી ભીષ્મ સ્તવન, કરવા લાગ્યા સ્નેહે,
ગદ્દગદ કંઠે અશ્રુ ઝરતાં, રોમાંચ થાય છે દેહે.
તૈલધાર અવિચ્છિન્ન સ્મરણ, દર્શન સમાન આકાર;
દેખી કૃપાળ ધ્યાનમાંહી, ઉચ્ચર્યા ત્યાં સ્તુતિ સુપ્રકાર.

પદ-'દયાએ' એ રાગ

શ્રીમન્નારાયણ કૃષ્ણ હરિ !
દેવદેવ જગકર્તા ભર્તા હર્તા અચિંત્ય તાત,
જગનાથ મારા નાથ, નમું છું ફરી ફરી. શ્રી૦
ઈશ નામું અહી શીશ, તજી રીસને આ દિશ,
પધારો શ્રી જગદીશ, પૂરો તેહ રહ્યો છું સમરી. શ્રી૦

પદ-'ઓ આવો હરિ હસતા' એ રાગ

સ્તુતિ એ પૂરી ન થાતાં અહાહા, આવ્યા શ્રીવર ધાતા અહાહા.
દિવ્ય શ્રીરથનો ઘોષ સુણાયો, રજથી દિશાઓ છવાતાં. અહા૦
ચમક્યા ભીષ્મ દૃષ્ટિથી દોડયા, દૂરથી શ્રીરથ દેખાતાં. અહા૦
ઉઠયા ઋષિ સહુ ઉભા જોડી કર, હર્ષ ઉરે ઉભરાતાં. અહા૦
દામોદર પણ ઉતરી રથથી, દોડયો સ્વજન જણાતાં. અહા૦
પરસ્પરે પ્રણમ્યા સહુ પ્રીતે, હર્ષે અશ્રુ ઉભરાતાં. અહા૦
પછી ભીષ્મને વીંટી બેઠા, સહુ એ પ્રસંગ ચહાતા. અહા૦

પદ-'સજ્જન સુખડા' એ રાગ

ભીષ્મ કહે કૃપા હરિ બહુ કરી રે.
દેવ દિવ્ય દર્શન દીધાં શુધ, અંતે લીધી ખરી રે. ભીષ્મ કહે૦
શિર વ્યાપ્યું ગગન, પદ ભૂમિ આ જન, ભૂદિશા રવિ તારાંજ નયન,
ઘનશ્યામ પીતાંબર ધાર સુતન, કિરણોથી દીધું ભરી રે. ભીષ્મ૦

પદ-'આજ શ્યામ' એ રાગ

શ્રીકૃષ્ણ વદ્યા ભીષ્મ, તારી ભક્તિથી રીઝેલ છું;
ભક્તિથી રીઝેલ છું, અગમ્ય એથી રહેલ છું. શ્રી૦
છપ્પન દિન પછી ધીર, તજી દઇશ આ શરીર;
પછી દિવ્ય સ્થળે જગ્યા, યોગ્ય તું ઠરેલ છું. શ્રી૦
જો સુર ગગન વિષે, વિમાનમાં ઉભા દીસે;
વાહક તુજ એ થશે, ધન્ય તું થયેલ છું. શ્રી૦
આવ્યા આ ધર્મરાય, ધર્મ અર્થ સુણવા ચાહ્ય;
જેથી શોક જાય, એને તેડીને આવેલ છું. શ્રી૦

પદ-'ઓધવજી' એ રાગ

વદ્યા ભીષ્મ ધન્ય ધન્ય અસુરારિ, કૃપા કેશવ જણાવો ભારી. ટેક
શ્રવણ સુણી અમૃતમય વાણી, મંગળ આનંદકારી;
વાણીપતિ જગનાથની આગળ, હું તે શકું શું ઉચ્ચારી. વ૦

બાણુથકી વીંધાએલાં ગાત્રો, પીડા કરે છે કારી;
મન મ્હારૂં સ્થિર તેથી ન રહેતું, એ છે મુખ્ય લાચારી. વ૦
બળ મારૂં ઘટતુંજ જાય છે, હામ ગયો છું હારી;
વધુ વદવાની શક્તિએ ન રહી, માંડ શકું આ ઉચ્ચારી. વ૦
માટે ક્ષમા કરો મધુસૂદન, હાલત મારી વિચારી;
ગુરના ગુરુ આદિ તમ પાસે, શી ગણુતી વળી મ્હારી. વ૦

પદ–'નારાયણુ' એ રાગ

વધા શ્રીકૃષ્ણુ કૃપા દર્શાવી, ભીષ્મ વાત તુજ સાચી રે,
ઉપાય તેનો હાલ કરૂં છું, તુજ પર પ્રેમે રાચી રે. વ૦
બાણુ રગોરગ ખૂચ્યાં સાલે, જે દુઃખ દે છે ભારી રે,
તે આ ક્ષણુથી થશે કુસુમસમ, કૃપા થઇ ગણુ મ્હારી રે. વ૦
ગ્લાનિ મૂર્છા મોહ દાહ કે, અસ્વસ્થ ચિત્ત ન થાશે રે,
રજ તમ વૃત્તિ પણુ નહિ પ્રકટે, સત્વ ગુણુ અનુભવાશે રે. વ૦
ભુખ તરસ પણુ નહિ લાગે ને, દિવ્ય લોચનો થાશે રે,
દિવ્ય જ્ઞાનથી અર્થ સકળ કર, કંકણુસમ સમજાશે રે. વ૦

સાખી

એ સુણતાં સૌ ઋષિએ પ્રભુની, સ્તુતિ કરી અતિ ભારી;
પુષ્પવૃષ્ટિ દેવોએ કીધી, ધ્વનિ થઇ જય જયકારી.
વાજાં વાગ્યાં ગાજ્યાં જન, ભીષ્મની પીડા થઈ ન્યારી;
અસ્ત થયો ત્યાં રવિ વાયુ, વાયો મધુરો મનહારી.

ગીતિ

મળવું ઠર્યું પ્રભાતે, ઉઠયા સભાજન સર્વે રાતે;
પાંડવ વસ્યા નગરમાં, સુખમાં સુતા સહુકો રાતે.

શાર્દૂલ

ઉઠયા એઇ પ્રભાત કર્મ ઘરતાં, કીધાં ચઢીને રથે,

પદ-'એ આવો હરિ હસતા' એ રાગ

સ્તુતિ એ પૂરી ન થાતાં અહાહા, આવ્યા શ્રીવર ધાતા અહાહા.
દિવ્ય શ્રીરથનો ઘોષ સુણાયો, રજથી દિશાઓ છવાતાં. અહા૦
ચમક્યા ભીષ્મ દૃષ્ટિથી દોડ્યા, દૂરથી શ્રીરથ દેખાતાં. અહા૦
ઉઠ્યા ઋષિ સહુ ઉભા જોડી કર, હર્ષ ઉરે ઉભરાતાં. અહા૦
દામોદર પણ ઉતરી રથથી, દોડ્યો સ્વજન જણાતાં. અહા૦
પરસ્પરે પ્રણમ્યા સહુ પ્રીતે, હર્ષે અશ્રુ ઉભરાતાં. અહા૦
પછી ભીષ્મને વીંટી બેઠા, સહુ એ પ્રસંગ ચહાતા. અહા૦

પદ-'સજ્જન મુખડા' એ રાગ

ભીષ્મ કહે કૃપા હરિ બહુ કરી રે.
દેવ દિવ્ય દર્શન દીધાં શુધ, અંતે લીધી ખરી રે. ભીષ્મ કહે૦
શિર વ્યાપ્યું ગગન, પદ ભૂમિ આ જન, ભૂદિશા રવિ તારાંજ નયન,
ઘનશ્યામ પીતાંબર ધાર સુતન, કિરણોથી દીધું ભરી રે. ભીષ્મ૦

પદ-'આજ સ્યામ' એ રાગ

શ્રીકૃષ્ણ વદ્યા ભીષ્મ, તારી ભક્તિથી રીઝેલ છું;
ભક્તિથી રીઝેલ છું, અગમ્ય એથી રહેલ છું. શ્રી૦
છપ્પન દિન પછી ધીર, તજી દઇશ આ શરીર;
પછી દિવ્ય સ્થળે જગ્યા, યોગ્ય તું ઠરેલ છું. શ્રી૦
જો સુર ગગન વિષે, વિમાનમાં ઉભા દીસે;
વાહક તુજ એ થશે, ધન્ય તું થયેલ છું. શ્રી૦
આવ્યા આ ધર્મરાય, ધર્મ અર્થ સુણવા ચાહ્ય;
જેથી શોક જાય, એને તેડીને આવેલ છું. શ્રી૦

પદ-'ઓધવજી' એ રાગ

વદ્યા ભીષ્મ ધન્ય ધન્ય અસુરારિ, કૃપા કેશવ જણાવો ભારી. ટેક
શ્રવણ સુણી અમૃતમય વાણી, મંગળ આનંદકારી;
વાણીપતિ જગનાથની આગળ, હું તે શકું શું ઉચ્ચારી. વ૦

બાણથકી વીંધાએલાં ગાત્રો, પીડા કરે છે કારી;
મન મ્હારૂં સ્થિર તેથી ન રહેતું, એ છે મુખ્ય લાચારી. વ૦
બળ મારૂં ઘટતુંજ જાય છે, હામ ગયો છું હારી;
વધુ વદવાની શક્તિએ ન રહી, માંડ શકું આ ઉચ્ચારી. વ૦
માટે ક્ષમા કરો મધુસૂદન, હાલત મારી વિચારી;
ગુરના ગુરુ આદિ તમ પાસે, શી ગણતી વળી મ્હારી. વ૦

પદ-'નારાયણ' એ રાગ

વધા શ્રીકૃષ્ણ કૃપા દર્શાવી, ભીષ્મ વાત તુજ સાચી રે,
ઉપાય તેનો હાલ કરૂં છું, તુજ પર પ્રેમે રાચી રે. વ૦
બાણ રગોરગ ખૂચ્યાં સાલે, જે દુ:ખ દે છે ભારી રે,
તે આ ક્ષણથી થશે કુસુમસમ, કૃપા થઇ ગણ મ્હારી રે. વ૦
ગ્લાનિ મૂર્છા મોહ દાહ કે, અસ્વસ્થ ચિત્ત ન થાશે રે,
રજ તમ વૃત્તિ પણ નહિ પ્રકટે, સત્વ ગુણ અનુભવાશે રે. વ૦
ભુખ તરસ પણ નહિ લાગે ને, દિવ્ય લોચનો થાશે રે,
દિવ્ય જ્ઞાનથી અર્થ સકળ કર, કંકણસમ સમજાશે રે. વ૦

સાખી

એ સુણતાં સૌ ઋષિએ પ્રભુની, સ્તુતિ કરી અતિ ભારી;
પુષ્પવૃષ્ટિ દેવોએ કીધી, ધ્વનિ થઇ જય જયકારી.
વાજાં વાગ્યાં ગાજ્યાં જન, ભીષ્મની પીડા થઈ ન્યારી;
અસ્ત થયો ત્યાં રવિ વાયુ, વાયો મધુગે મનહારી.

ગીતિ

મળવું ઠર્યું પ્રભાતે, ઉઠયા સભાજન સર્વે રાતે;
પાંડવ વસ્યા નગરમાં, સુખમાં સુતા સહુકો રાતે.

શાર્દૂલ

ઉઠયા શ્રેષ્ઠ પ્રભાત કર્મ ઘટતાં, કીધાં ચઢીને રથે,

આવ્યા પાંડવ સર્વસંગ ઝડપે, આવ્યા મુનિઓ ટકે;
વંદ્યા ભીષ્મપદે મળ્યા જગતના, જ્ઞાની ગુણી તે સ્થળે,
બેઠા સ્વસ્થ બધા કૃપાધીન વદ્યા, સ્વાશ્રિતથી તે પળે.

ગીતિ

રાત વીતી ત્યાં સુખકારી ? ઘા નથી કરતા એકે દુઃખકારી ?
મતિ તો છે અવિકારી ? સ્થિતિ સર્વથા થઇ શું સુખકારી ?

ઢીંઢી

વધા ભીષ્મ ધન્ય પ્રભુ તવ પ્રતાપે,
આધિ-વ્યાધિ કશુંએ નવ સંતાપે;
જ્ઞાન સર્વ ખુલ્યું છે પ્રસન્ન ચિત્તે,
પુછ પુછવું જે હોય તે ખચીતે.
ધર્મરાય સર્વ ધર્મ ધરનાર,
બુદ્ધિમાન સત્યના આચરનાર;
નહિ મળે એવા પ્રશ્ન કરનાર,
સભા આવી કદી નથીજ મળનાર.

વસંતતિલકા

બોલ્યા શ્રીકૃષ્ણ જગમાં તવ ખ્યાત રેવા,
ને સર્વ અર્થ જગના જનનેજ દેવા;
જ્ઞાનાબ્ધિ શ્રેષ્ઠ મૂળથી તમમાં ભર્યા છે,
મેં આ સુયોગ ચહીને અહીંયાં કર્યા છે.

ગીતિ

પ્રભુ આજ્ઞાથી ઉઠ્યા, ધર્મ નમ્યા ગુરુપદ થઈ આભારી;
પછી પુછવા લાગ્યા, રાજ્ય-વિપત્તિ-મોક્ષ-ધર્મ ભારી.

ઉપેન્દ્રવજ્રા

અનેક પ્રશ્નો ધરતા ખુલાસા, કર્યા સુભીષ્મે જવ સર્વ ખાસા;
થયા તદા શાંત સુધર્મરાય, થયા સ્વનગ્રે સુખથી વિદાય.

શાર્દૂલ

આવ્યો કાળ સુભીષ્મને વિચરવા, ત્યારે ફરી શ્રીહરિ,
આવ્યા પાંડવસંગ ત્યાં ફરી ફરી, ભીષ્મે વિનંતિ કરી;
આજ્ઞા માગી હરિ વદ્યા સુર વિષે, જા તું સુખેથી તદા;
વંદી શ્રીવર પાદ ધ્યાન ધરીને, શાંતિ ગ્રહી સર્વથા.

દીંડી

જેમ જેમ યોગબળે રુંધે પ્રાણ,
તેમ તેમ ખરે શરીરમાંથી બાણ;
તીરરહિત થયું અંત સહુ શરીર,
ગયા સ્વર્ગ તદા ભીષ્મ જ્ઞાની ધીર.

સાખી

એક એક બાણ ખરીને થયું, છેક વિશલ્ય શરીર;
એ આશ્ચર્ય વિલોકી વદતા, ધન્ય ધન્ય સહુ ધીર.
ક્રિયા ઉચિત ધર્મે કીધી પછી, માત જાન્હવી તીર;
આવ્યા પછી સ્વપુરમાં ધર્મ, ધૃતરાષ્ટ્ર ને યદુવીર.

ઉપેન્દ્રવજ્રા

તજી તદા શોક સ્વધર્મ પાળી;
પ્રજા પ્રજાતુલ્ય યથાર્થ પાળી;
સુકૃત્યથી જાય ક્ષણે ન ખાલી;
ઠર્યા ખરેખાત સુભાગ્ય શાળી.

આ ઐતિહાસિક ઘટના લક્ષ્યમાં લઈ આપણે પણ આ પ્રાર્થના કરવી યોગ્ય છેઃ—

કર્મ વેહાવો, રખાવોને ધીર. [વગેરે.]



# श्री सुग्रीव-स्वीकार-आख्यान

[ विषय-प्रभुशरण-दुःखहरण ]

## પૂર્વરંગ

પદ-સોરઠ 'સમજી' એ રાગ

દુઃખીયા જીવડા દુઃખીયો રહે છે શીદ સંસારમાં રે;
નર અવતારમાં રે. દુઃખીયા૦
પહોંચી જઈશ સુખે અનુ દુઃખના પારમાં રે. દુઃખીયા૦

સૌ કોઇ કહે છે કે, 'સંસાર અસાર છે' પણ તેવું સમજીને એ અસાર વસ્તુથી મુક્ત કોણ થાય છે?

दाराः परिभवाकारा बंधुजना बंधनं विषं विषयाः ।
कोऽयं जनस्य मोहो ये रिपवस्तेषु सुहृदाशा ॥

'સ્ત્રીઓ સાક્ષાત્ પરાભવની મૂર્તિઓ છે, બંધુજનો બંધન છે અને વિષયો વિષરૂપજ છે; છતાં મનુષ્યનો આ મોહ શો છે કે જેઓ શત્રુઓ છે તેઓમાંજ મિત્રપણાની આશા રાખવામાં આવે છે?' એટલુંજ નહિ પણ તે તે શત્રુરૂપ પદાર્થોમાં એવા તો બંધાય છે કેઃ—

लोहदारुमयैः पाशैः पुमान् बद्धो विमुच्यते।
पुत्रदारमयैः पाशैर्मुच्यते न कदाचन ॥

'લોખંડનાં કે લાકડાઓનાં બંધનથી જકડાયલો મનુષ્ય તો કોઈ કાળે છૂટો થઇ શકે છે, પણ પુત્ર અને સ્ત્રીરૂપ પાશથી બંધાયલો મનુષ્ય કદી પણ છૂટી શકતો નથી.' આ બધી મોહજનક વસ્તુઓ જો સ્થાયી રહેતી હોય તો તો તેમાં ફસાવું યોગ્ય ગણાય, પણ તેવું તો છે નહિઃ—

संपदः स्वप्नसंकाशा यौवनं कुसुमोपमम्।
विद्युच्चपलमायुष्यं कस्य स्याज्जानतो धृतिः ॥

'સંપત્તિઓ સ્વપ્ન જેવી છે, યૌવન પુષ્પ જેવું છે અને આયુષ વીજળી જેવું ચપળ છે, એમ જે જાણતો હોય તેવા કયા મનુષ્યને ધૈર્ય રહી શકે?' છતાં આપણે તો જાણી જોઇને બધું લઇ બેઠા છીએ; માનો કે એવા ક્ષણભંગુર પદાર્થો સ્વીકારીને પણ પચાસ કે સો વર્ષ આમ તેમ અથડાઇને કે રખડી-રવડીને જીવ્યા તોયે શું? છેવટે તેમાંનું કંઇએ રહેવાનું છે ખરૂં?

गृहादर्था निवर्तंते स्मशानात् सर्वबांधवाः।
शुभाशुभं कृतं कर्म गच्छंतमनुगच्छति ॥

'(મરણ થયા પછી) ધન તો ઘરમાંથીજ પાછું ફરે છે; સર્વ બાંધવો સ્મશાનથી પાછા ફરે છે; કેવળ પોતે કરેલું શુભ-અશુભ કર્મજ પરલોકમાં જતા તે પ્રાણીની પાછળ જાય છે.' માટેજ શાસ્ત્રકારો કહે છેઃ—

जरादर्शितपन्थानं प्रचंडव्याधिसैनिकम्।
मृत्युशत्रुमधिष्ठोऽसि त्रातारं किं न पश्यसि ॥

'અરે! ભાઈ! વૃદ્ધાવસ્થાએ જેને માર્ગ બતાવ્યો છે અને

પ્રચંડ રોગો જેના સૈનિકો છે એવો મૃત્યુરૂપી શત્રુ તારા પર ચઢી આવ્યો છે, છતાં તું તારા રક્ષક (ધર્મ)ને કેમ જોતો નથી? શા માટે ધર્મમાર્ગે જતો નથી?' એથીજ અમે કહીએ છીએ કેઃ-

દુઃખીયા જીવડા દુઃખીઓ રહે છે શીદ સંસારમાં રે.

યાદ રાખો કે આ મનુષ્યજન્મ ફરી મળવાનો નથી—

अन्यजन्मसहस्राणां सहस्रैरपि कोटिभिः।
कदाचिल्लभते जंतुर्मानुष्यं पुण्यसंचयात् ॥

'બીજા જન્મો હજારો ને કરોડો થઇ જાય, ત્યારે તેમાં કોઇકજ વખતે પુણ્યનો ઢગલો જો થઈ જાય તો પ્રાણી મનુષ્યપણું પ્રાપ્ત કરે છે.' આમ અતિશય દુર્લભ મનુષ્યજન્મને પામીને પણ તેને વૃથા ગુમાવવો તે ઘણુંજ શોચનીય છે, કારણકે જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે તે મનુષ્યજન્મ વિના પ્રાપ્ત થતી નથી જુઓ—

चतुरशीतिलक्षेषु शरीरेषु शरीरिणाम् ।
न मानुषं विनाऽन्यत्र तत्त्वज्ञानं तु लभ्यते ॥

'પ્રત્યેક પ્રાણીને જુદાં જુદાં ચોરાશી લાખ શરીરોમાં ભટકવાનું હોય છે, પણ તેમાં કેવળ મનુષ્ય-શરીર વિના બીજા કોઈ પણ શરીરમાં તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી' તો શા માટે—

નરઅવતારમાં રે દુઃખીયા જીવડા દુઃખીયા રહેછે શીદ સંસારમાં રે

માટે માનવજન્મ પામીને સદાને માટે દુઃખોથી મુક્ત થવા પ્રયત્ન કરવો જોઇએ અને તે પણ—

यावन्नाश्रयते दुःखं यावन्नायान्ति चापदः ।
यावन्नेन्द्रियवैफल्यं तावच्छ्रेयः समभ्यसेत् ॥

'જ્યાં સુધી કોઈજાતનાં દુઃખો આવી ન પડે, જાતજાતની

ઉપાધિઓ ઘેરી ન વળે અને ઇન્દ્રિયોની નિષ્ફળતા ન થઇ જાય ત્યાં સુધીમાં કલ્યાણ સંપાદન કરવાને અભ્યાસ કરી લેવો જોઇએ– મુક્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ.' અને તે પ્રયત્ન કઇ રીતે કરવો? તે પણ અહીં કહેવાયું છે કે:—

શોધી શ્રી આચાર્ય કૃપાલા, કર કમલાવરને વહાલા,
પહોંચી જઇશ સુખે અનુભવના પારમાં રે. જીવડા૦

વળી તેજ આશયથી અમે આ ગાયુ છે:—

૫૬

ભૂલી ભગવાનને શીદ હાથે કરી દુઃખી થાઓ;
ગયાં બીજાં જેમ તમને મૂકી,
તમે બીજાં સારૂં નહિ ખોટી થાઓ. ભૂલી૦
દુઃખનું ઔષધ હરિસ્મરણ છે,
કરો નહિ તેને ગભરાઓ. ભૂલી૦
ભય ભારે તેમ ભજવું ભારે,
જેવો રોગ તેવો ઔષધ ઝટ ખાઓ. ભૂલી૦
જગની પ્રીતિ અંતે દુઃખદાયી,
સાચે ભાવે શ્રીવરને ચિત્ત ચાહો. ભૂલી૦
અનુપતિ શરણે વળગી રહ્યા તો,
ગોથાં ભવજળમાં પછી નહિ ખાઓ. ભૂલી૦

આજ અભિપ્રાયથી અહીં કહ્યું છે કે:—

દુઃખીયા જીવડા દુઃખીયો શીદ રહે છે સંસારમાં રે.

આપણને જે જે દુઃખો પ્રાપ્ત થાય છે તેનું મૂળ શું છે? તે પણ ધ્યાનમાં લેવાનું છે. ભગવાન શ્રીકૃષ્ણ ગીતામાં કહે છેઃ—

अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ।

'પ્રાણીઓનું જ્ઞાન અજ્ઞાનથી ઢંકાઇ જાય છે અને તેથીજ તેઓ મોહ પામે છે—દુઃખીયા થાય છે.' આ વચનથી સિદ્ધ થાય છે કે, દુઃખનુ મૂળ અજ્ઞાન છે. તે અજ્ઞાન કયુ ? તે જુઓઃ—

૫૬

મજબૂત માયાસંગ, હરિ! વળગાડ્યો આપે વિધવિધ વિધે.
મનોવાસના વૃત્તિઓ ઇન્દ્રિય, પંચભૂતનું અંગ. હરિ૦
સગાં સ્નેહી શત્રુ સંસારી, જન જીવતણા પ્રસંગ;
અન્નધનમાનજમીનસ્ત્રી સત્તા વિવિધ સ્પર્શરસરંગ. હરિ૦
સુખ દે દુઃખ દે સુખ-દુઃખ હરી તે,ક્ષણ ક્ષણ બદલે ઢંગ;
અનુ નિમિત્ત પણ ન ચાહું ચિત્ત એ, જાણે તું શ્રીરંગ. હરિ૦

આવી આ માયા અથવા તો માયાપ્રસંગરૂપ જે અજ્ઞાન છે તેથી જો છુટાય તોજ તેથી ઢંકાયલું જ્ઞાન વિકસ્વર થાય છે અને સંસારથી છૂટી જવાય છે; માટે તે માયાથી છૂટવાને—

तमेव चाद्यं पुरुषं प्रपद्ये यतः प्रवृतिः प्रसृता पुराणी ।

'જેમનાથી આ પુરાણુ સંસારપ્રવૃત્તિ સર્વત્ર ફેલાઇ છે તે આદ્ય પુરુષ-પરમાત્માનું હું શરણ લઉં છું' આમ પ્રભુશરણ એજ દુઃખ દૂર કરવાનો સફળ ઉપાય સિદ્ધ થાય છે, જેને શ્રુતિ પણ પુષ્ટિ આપે છેઃ—

तमात्मबुद्धिप्रसादं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ।

'જન્મમરણનાં દુઃખથી છૂટવા ઇચ્છતો હું, મન તથા બુદ્ધિને નિર્મળ કરનાર તે પરમેશ્વરને શરણે જાઉં છું.' આમ પ્રભુ-શરણ લેવાને શ્રુતિ સૂચવે છે. આ સંસારસમુદ્ર તરવાને શરીર એ નૌકારૂપ છે ને કોઇ સદ્‌ગુરુ તે નૌકાને સીધા માર્ગે લઇ જવામાં કર્ણધાર-ખલાસીરૂપે અવશ્ય જોઇએજ, એવા ભાવથી

અહીં કહ્યું છે કેઃ—

શોધી શ્રી આચાર્ય કૃપાલા, કર કમલાવરને વરી વહાલા,
પહોંચી જઇશ સુખે અનુભવના પારમાં રે. દુઃખીયા૦

એટલે સદ્ગુરુએ દર્શાવેલી વિષ્ણુ-ભગવાનની સેવા કર્યા-વિના એ વિષ્ણુ-ભગવાનને પામી શકાય નહિ; અને વૈષ્ણવી દીક્ષા પણ તેવા વૈષ્ણવ આચાર્ય વિના મળી શકે નહિ. ભગવાન પોતે નારદજી પ્રત્યે કહે છેઃ—

अवैष्णवानामप्राप्यं गुणत्रयविवर्जितम् ।

'ત્રણે ગુણથી રહિત એ વૈષ્ણવપદ-વૈકુંઠધામ, વૈષ્ણવો વિના બીજાઓને મળવું યોગ્ય નથી.' અને તેજ અભિપ્રાયથી બીજે સ્થળે પણ ભગવાન પોતેજ કહે છેઃ—

चक्रांकिताः प्रवेष्टव्या यावदागमनं मम ।
नामुदिताः प्रवेष्टव्या यावदागमनं मम ॥

'હું મારા આ વિષ્ણુલોકમાં આવું ત્યાં સુધીમાં જેઓ મારા ચક્રની નિશાનીવાળા-વૈષ્ણવો હોય તેઓનેજ આ વિષ્ણુધામમાં દાખલ કરવા; પણ હું જ્યાં સુધી અહીં આવું ત્યાં સુધીમાં જેઓ વૈષ્ણવ તરીકે કોઇને પ્રસન્ન રહેતા ન હોય તેઓને અહીં દાખલ કરવા નહિ.' આમ જેઓ સાચા વૈષ્ણવ નથી તેઓને વિષ્ણુલોક-ની પ્રાપ્તિ થતી નથી; એટલુંજ નહિ પણ તેઓ માટે પદ્મપુરાણમાં ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કેઃ—

विष्णुदीक्षाविहीनानां नाधिकारः कथाश्रवे ।

'જેઓ વિષ્ણુદીક્ષાથી રહિત છે તેઓને વિષ્ણુ-ભગવાનની કથા સાંભળવાનોયે અધિકાર નથી.' અર્થાત્ 'અમે એ ભગવા-નનાજ છીએ' એમ દર્શાવવાને જરૂરી છે કેઃ—

चक्रादिधारणं पुंसां परसंबंधवंदनम् ।
पतिव्रतानिमित्तं हि वलयादिविभूषणम् ॥

'જેમ પતિવ્રતા સ્ત્રીને તેનાં સૌભાગ્ય સૂચવતાં કંકણાદિ આભૂષણોનું ધારણ આવશ્યક છે, તેમ વૈષ્ણવોએ 'અમે વિષ્ણુભક્ત છીએ' એમ દર્શાવવાને તે ભગવાનનાં ચક્રાદિનાં ચિહ્નોનું ધારણ આવશ્યક છે અને તે પરમેશ્વર સાથેજ સર્વોત્કૃષ્ટ સંબંધ કરી તેમનેજ વંદન કરવું યોગ્ય છે; માટે અતિ આનંદે—

શોધી શ્રી આચાર્ય કૃપાલા, કર કમલાવરને વહાલા;
પહોંચી જઈશ સુખે અનુભવના પારમાં રે. દુઃખીયા૦

અને જેણે તે પરમેશ્વરનું શરણ લીધું તેને માટે શાસ્ત્રોમાં તો ત્યાં સુધીની બાંહેધરી આપવામાં આવે છે કેઃ—

किंकरा द्रढपाशो वा न यमो न च यातनाः ।
समस्तास्तस्य यस्यात्मा केशवालंबनस्सदा ॥

'જેના આત્માએ શ્રીકેશવ ભગવાનનુંજ નિત્ય આલંબન લીધું છે તેની પાસે યમદેવના કિંકરો, યમદેવનો પાશ કે યમદેવ પોતે આવી શકતો નથી; તેમજ સમસ્ત યમલોકની યાતનાઓ તેને માટે રહેતીજ નથી.' એટલુંજ નહિ પણ—

वासुदेवपरं द्रष्ट्वा वैष्णवं दग्धकिल्बिषम् ।
देवोऽपि भीतः संयाति प्रणिपत्य यथागतम् ॥

'વાસુદેવ ભગવાનમાં પરાયણ રહેનાર અને તેથીજ જેનાં સર્વ પાપો બળી ગયેલાં છે એવા વૈષ્ણવજનને જોઈને દેવ પણ ભયભીત બને છે; ને તેને પ્રણામ કરી જેમ આવ્યો હોય છે તેમ ચાલ્યો જાય છે-અર્થાત્ વૈષ્ણવજનને સતાવતાં દેવો પણ ડરે છે.' વળી તેથી પણ આગળ વધી કહે છે કેઃ—

द्रष्ट्वा यमोऽपि वै तत्र वैष्णवं दग्धकिल्बिषम् ।
उत्थाय प्रांजलिर्भूत्वा नमते रविनंदनः ॥

'સૂર્યપુત્ર યમદેવ પણ જેનાં પાપો બળી ગયાં હોય છે એવા વૈષ્ણવજનને જોઇ, ઊભો થઇ, બે હાથ જોડીને તેને પ્રણામ કરે છે.' એટલુંજ નહિ પણ—

तस्मात् संपूजयेद् भक्त्या वैष्णवान् विष्णुवन्नरः ।
स याति विष्णुसायुज्यं नात्र कार्या विचारणा ॥

'જે મનુષ્ય વૈષ્ણવજનોની વિષ્ણુની પેઠે ભક્તિથી પૂજા કરે છે તે મનુષ્ય પણ વિષ્ણુના સાયુજ્યને પામે છે, એમાં કંઈ વિચાર કરવા જેવું નથી.' આવો વૈષ્ણવદીક્ષાનો મહિમા છે; માટે સર્વ પ્રકારનાં પાપોનો પરિત્યાગ કરી 'ગોપી શ્રી આચાર્ય કૃપાળા, કર કમલાવરને વહાલા,' જેથી 'પહોંચી જઈશ સુખે અનુભવના પારમાં રે.' પાપી જીવો નરકમાં જઇને પીડાય છે ત્યારે ખુદ યમદેવ પણ તેઓને એજ કહે છેઃ—

नरके पच्यमानस्तु यमेन परिभाषितः ।
किं त्वया नार्चितो देवः केशवः क्लेशनाशनः ॥

'સર્વ ક્લેશોનો નાશ કરનારા કેશવ ભગવાનને તેં શા માટે ન પૂજ્યા? આમ નરકમાં રંધાતા જીવને યમદેવ કહ્યા કરે છે.' માટેજ અમે અહીં વારંવાર કહીએ છીએ કે, 'દુઃખીયા જીવડા દુઃખીયો રહે છે શીદ સંસારમાં રે.' જો એ મહાન પ્રભુનું શરણ લીધું તો ભીષ્મ અને દ્રોણ જેવાને પણ આમ કહેવું પડયું કેઃ—

समर्थौ धनुषैकेन निहंतुं सर्वपांडवान् ।
यद्येप नो भवेद् गोप्ता विष्णुः कारणपूरुषः ॥

'સર્વના કારણ પરમાત્મા શ્રીવિષ્ણુ-શ્રીકૃષ્ણ, જો રક્ષણ કરનાર ન હોય તો કેવળ એકજ ધનુષથી સર્વ પાંડવોનો નાશ કરવાને હું સમર્થ છું.' એટલે સર્વ દુઃખોથી મુક્ત થવાને પ્રભુશરણ એજ સાચો ઉપાય છે. સંસારીઓને સંસારનાં સુખ જોઈતાં હોય તો પણ એજ ઉપાય લેવો જોઇએ; કારણકે તે ભગવાને પોતે શરણે આવેલાનું રક્ષણ કરવા તત્પર રહીને એજ કહ્યું છે કેઃ—'

अयमस्मि महाबाहो ब्रूहि यत्ते विवक्षितम् ।
करिष्यामि हि तत् सर्वं यत् त्वं वक्ष्यसि भारत ॥

'હે મહાબાહો! આ રહ્યો, હું તારા માટે તૈયાર છું; તારે જે કહેવાની ઈચ્છા હોય તે બોલ; હે ભારત! તું જે કહીશ તે સર્વ હું કરીશજ.' આમ કહીને ભગવાન ભક્તોના દાસના પણ દાસ થવા તૈયાર રહે છે-'મહારાજ પાંડવકે ઘરમેં દાસનકો દાસ કહાયો' તેનું કારણ માત્ર એજ છે, જે અહીં અમે કહી રહ્યા છીએ-'શોધી શ્રી આચાર્ય કૃપાલા, કર કમલાવરને વહાલા' જેથી 'પહોંચી જઇશ સુખે અનુભવના પારમાં રે.'

અરે! આપણને તો શું દુઃખ છે? પાંડવોને જે દુઃખ પડયું હતું તેનું વર્ણન કવિઓ આ પ્રમાણે કરે છેઃ—

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥

'ભીષ્મ અને દ્રોણાચાર્ય જેના કિનારા હતા, જયદ્રથરૂપી જેમાં જળ હતું, ગાંધાર રાજારૂપી નીલાં કમળ જેમાં વિકસ્વર હતાં, શલ્યરૂપી ગ્રુંડ જેમાં ઘૂમતું હતું, કૃપાચાર્યને લીધે જે વહી રહી હતી, કર્ણને લીધે જેમાં ભરતી-ઓટ થયા કરતો હતો, અશ્વ-

ત્થામા તથા વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છો જેમાં ઘૂમતા હતા અને દુર્યોધનરૂપી ઘૂમરીઓ જેમાં ઘૂમતી હતી-તે કૌરવો સાથેની યુદ્ધરૂપી નદીને પાંડવો ઊતરી ગયા, તેનું કારણ? તેઓએ શ્રીકૃષ્ણરૂપી કર્ણધાર-હોશિયાર ખલાસી મેળવી લીધો હતો.' આમ તેઓએ જેમ પ્રભુરૂપી કર્ણધારનો આશ્રય કર્યો હતો તેમ હરકોઇ મનુષ્યે તેજ કુશળ કર્ણધારનો આશ્રય કરી સર્વ દુઃખથી મુક્ત થવું જોઇએ. એજ અભિપ્રાયથી અહીં કહ્યું છે કેઃ—

પહોંચી જઇશ સુખે અનુ દુઃખના પારમાં રે,
દુઃખીયા જીવડા દુઃખીયો શીદ રહે છે સંસારમાં રે.

અરે! બીજું કંઈ ન આવડે તો તુકારામે આવો કહે છે તેમ કરવુંઃ—

ન કળે તત્ત્વજ્ઞાન મૂઢ માઝી મતિ,પહીં ધ્યાતો અતિ ચરણકમળ;
આગમાચે ભેદ મીતો કોય જાણે, કાળ તેં ચીંતતો સારી તસેં.
કાહી તેણે પરંગ્હાણ વીતો દાસ, હોઇલ ત્યાચા ત્યાસ અભિમાન;
તુકા મ્હણે અગારખું મા દેવીવશ, ભક્ત કરુણા કરા સાભાળી છે.

અરે! એમ ન રહે તો આજ માગ્યા કરવું કેઃ—

નકો બ્રહ્મજ્ઞાન આત્મસ્થિતિ ભાવમીં ભક્ત તું દેવ ઐસે કરી;
દાવીરૂપ મજ ગોપીકા રમણા, ઠેવીન ચરણા વરી માથા;
પાહોની શ્રીમુખ દેઇન આલિંગન, જીવેની બલોણ ઉતરીન;
પુસતાં સાંગે નહિત ગુજમાત, બૈસોની એકાન્ત સુખ મોપી;
તુકા મ્હણે યાસીન લાવી ઉશીર,માઝે આસ્યંતર જાણે નીચે.

મનોરથો તો આપણા ઘણા સારા હોય, પણ તેને પ્રભુ પાર પાડે ત્યારે ને? માટે તે ઉપર કહે છેઃ—

માગે શ્રોરણાગત તારી લે બહુત, મ્હણતી દિનાનાથ તુજ દેવા;
પાહીલે અપરાધ નાહિયાતી,કૃળતારીલા અજમેળગણિકાશીક્ષો.

અંઢળ પદીં બાળ બૈસવીલા, ધ્રુરશીરા સાંગરૂ ઉપમન્યા;
ગજેન્દ્ર પશુ નાડીતાજ લચરેં, ભવસિંધુ પાર ઉતરીલા.
પ્રહ્લાદઅગ્નિત રાખીલા જલાંત, વિષાચેં અમૃત તુઝયાતા મેં;
પાંડવા સંકટ પડતાં જડભારી, ત્યાંચા તું કૈવારી નારાયણા.
તુકા મ્હણે તુંચા અનાથાચનાથા, એકોનીયાં માતશરણઆલો.

તેમાં પણ—

શ્રીરામ સખાઐસા ધરી ભાવ, મીપણાચા ઠાવ પુસ્તે મના;
શરણ નિરંતર સુણ તું ગોવિંદા, વાંચે લાવી ધંદાનારાયણ.
યાવરી સોપાન નાહિંરેસાધન, વાહા તસેં આણ તું કીમતી;
નકો કાંહી કરૂં આળસ અંતરી, જપે નિરંતર રઘુપતિ,
તુકા મ્હણે મોઠા લાભ નર દેહી, દેહીચ વિદેહી હોતી નાથે.

આ રીતે સર્વ દુઃખોથી મુક્ત થઇ શકાય છે છતાં—

દુઃખીયા જીવડા દુઃખીયો રહે છે શીદ સંસારમાં રે.
નર અવતારમાં રે. દુઃખીયા૦
શોધી શ્રી આચાર્ય કૃપાલા, કર કમલાવરને વહાલા;
પહોંચી જઈશ સુખે અનુભવના પારમાં રે. દુઃખીયા૦

તે કોની પેઠે ? મહારાજા સુગ્રીવની પેઠે. જુઓઃ—

# શ્રી સુગ્રીવ–સ્વીકાર–આખ્યાન

પદ–'મ્હોં મલકાવી' એ રાગ

ભૂમિ પર જવ ભાર થયો ને, સુર પીડાય સઘળા રે;
રાવણ-કુંભકરણના કષ્ટે, કચડાયા જન અબળા રે.
સહુએ બૂમ કરી બ્રહ્માને, તેણે સ્તવ્યા હરિને રે;
દાશરથિ થઇને દુઃખ હરવા, પ્રભુ વધા પ્રકટીને રે.

બ્રહ્માએ તવ સહુ સુરગણને, શ્રીવરસેવા કરવા રે;
ગાંધર્વી-અપ્સરા-યક્ષિણી-ઉદર કહ્યું અવતરવા રે.

अप्सरःसु च मुख्यासु तथा विद्याधरीषु च ।
नागकन्यासु च तथा गांधर्वीणां तनुषु च ॥
कामरूपबलोपेता यथाकामं विचारिणः ।
सिंहशार्दूलसदृशा दर्पेण च बलेन च ॥
यस्य देवस्य यद्रूपं वेशो यश्च पराक्रमः ।
अजायत समस्तेन तस्य तस्य सुतः पृथक् ॥

'(બ્રહ્માની આજ્ઞા થઈ એટલે) મુખ્ય મુખ્ય અપ્સરાઓમાં, વિદ્યાધરીઓમાં, નાગકન્યાઓમાં તથા ગાંધર્વ સ્ત્રીઓનાં શરીરોમાં તે દેવો યથેષ્ટ રૂપવાળા, બળવાળા, ઇચ્છાનુસાર વિચરનારા ને ગર્વ તથા બળમાં સિંહ અને વાઘ સરખા ઉત્પન્ન થયા. અર્થાત્ જે દેવનું જેવું રૂપ, વેશ તથા પરાક્રમ હતું તેના જેવોજ તેનો પુત્ર જુદી જુદી સ્ત્રીઓમાં ઉત્પન્ન થયો.' જેમકે—

સુરપતિએ વાલી પ્રકટાવ્યો, સૂર્યે સુગ્રીવ ભ્રાતા રે;
જેના આશ્રયથી સહુ વાનર, સેવી શકયા શ્રીનાથા રે.
બેઉ પિતાના પૂર્ણ લાડકા, ભણતા રમતા સાથે રે;
ગણતા પ્રાણસમાન પરસ્પર, ગુણી બનાવ્યા તાતે રે.

## દીંડી

કર્યો તાતે જવ કાળ રાજ્ય છોડી, મંત્રીઓએ તવ યોગ્ય જોઇ જોડી;
કર્યો વાલીને રાજ્ય તણો વાલી, કરે સુગ્રીવ યુવરાજ રખેવાળી.

## ભુજંગી

દીસે દેહ જુદા હતાં ચિત્ર એક, કરી સુગ્રીવે સેવ રાખી વિવેક;
લડાવ્યો લઘુભ્રાત ભૂપે સપ્રીતે, મહામોજમાં બેઉના કાળ વીતે.

### લાવણી ટૂંકી

દુંદુભિ રાક્ષસનો વરો પુત્ર માયાવી,
ગર્જ્યો મધરાતે પુરની બહાર આવી;
લડવા તેડયો વાલીને બૂમ મચાવી,
પૂર્વનું વૈર ઉર વિષે સમયસર લાવી.
અચબુચ જાગીને વાલી લાગ્યો જાવા;
સુગ્રીવ-સ્ત્રીવર્ગે માંડયો બહુ સમજાવા.
પણ વીર ધીર ધરીને સહુને ન પતિને;
હરખે ચાલ્યો ભેટવા વડી વિપત્તિને.
આગળ વાલી ને પુંઠે સુગ્રીવ સ્નેહી;
દૂરથીજ દીઠો દુષ્ટે વાલી દેહી.
તેવો તે તો તડડાટ ન્હાસવા લાગ્યો;
પણ વાલી પુંઠે પડયો જાય અરિ ભાગ્યો.
અજવાળી રાતે પહોચ્યા બન્ને પાસે;
છુપવાની કરતો હતો અસુર તપાસે.
ત્યાં વિવર મળ્યું કે સધ ભરાયોમાંહી;
વાલીએ જાણ્યું તદા કોણ છે આંહી.

### લાવણી

સુગ્રીવને સંગેજ વિલોકી, શાબાશી આપી ભાખ્યું;
હું પેસું છું એક વિવરમાં, હાલ અરિ મારી નાખું.
પણ ત્યાં સુધી તું સાવધ આ, દ્વાર ઉપર ઠેરી રહેજે;
ક્ષણ ન ખસતો વળી પેસવા, ભીતર નહિ કોઇને દેજે.
સુગ્રીવ કહે હું સંગે આવું, ચરણ શપથ દઇને રોકયો;
ત્યાંજ ઠેરવા ફરી ફરીને, ઉચરીને પૂરો ટોકયો.
વડીલ વચન વશ રહ્યો વીરને, ધીર ગયો એ ગુફા વિષે;
બે ત્રણ દિન શું માસો વીત્યા, પણ પત્તોજ નહિ દીસે.

સમ તોડી સ્થળ છોડીજાય શે,વળી વખત વધતો કાઢયો;
મરી ગયો મહીં વીર વહેમ, સુગ્રીવને ઉરે થયો દ્વારો.
જાઉં રહું સંકલ્પો કરતો, એવે મહીંથી રુધિર વહ્યું;
ફીણ જોઇને ભાઈ હા મુવો, હાય હવે એ સ્પષ્ટ થયું.

પદ-'પીયુને તજાવનાર' એ રાગ

અસુરની ગર્જનાઓ સુણી વારંવાર,
વાલીનો તો શબ્દ સુણાયે ન ખોંખાર.
એથી જાણ્યું એજ મુવો ગાજે વૈરી હાય,
વૈર લીધા વિણ શે જવાય શે રહેવાય.
સહેલોજ શોધ્યો ઉપાય શિલા ધારી હાથ,
વિવરજ બંધ કર્યું મોટા શ્રમ સાથ.
માન્યું કે રુંધાઇને મરશે અરિ આપ,
વિના લઢે પૂરું કર્યું યુક્તિથીજ પાપ.
તીર્થે જઇ ઉદકક્રિયા કરી તે વાર,
રોઈ છાનું ખૂબ આવ્યો નગર મોઝાર.

શાર્દૂલ

રાખ્યું તો બહુ ગુપ્ત ચેતી તદપિ, મંત્રી બધાએ તહીં,
ના ના પાડી તથાપિ ભૂપપદવી, સુગ્રીવજીને દઇ.
કીધો શ્રી અભિષેક ચિત્ત તદપિ, સુગ્રીવનું કંપતું;
ભ્રાતા તે ન મુવો મુવો શક થકી, લેશે નહિ જંપતું.

પદ-'એ આવે હરિ' એ રાગ

આવી પહોંચ્યો ત્યાં વાલી અરરરર,
અરિ મારી જયશાલી અરરરર.
ભ્રાત દીઠો બેઠો ગાદી પર, માઈ ન નેત્રે લાલી, અરરરર૦
મંત્રીસેવકના વધ કરીને, રાજ લગામ ઝટ ઝાલી, અરરરર૦

કરીસુગ્રીવે કરગર પદગ્રહી,પણ તે ગઈ સહુ ખાલી, અરરરર૦
અવળો અર્થ ગ્રહ્યો એણે ત્યાં, બોધ શકે શું ચાલી, અરરરર૦

પદ-'માથાના મુકટ' એ રાગ

સુગ્રીવને સઘ અપમાની તર્પ્યો વાલી રે,
વધ્યો જાણ્યો જાણ્યો તને ચુપ રહે કુચાલી રે.
પૂર્યો પૂરેપૂરો વિવરમાં શિલા ઘાલી રે,
રાજ્યલોભીએ સાફ઼જ આવ્યો પુઠે ચાલી રે.
નીકળ નગરથી જા એક વસ્ત્રે ખાલી રે,
પડાવી લઉં છું ધન સામાન સ્ત્રી વહાલી રે.
દગો કરી બેઠો હતો દુષ્ટ ઘર ઘાલી રે,
ફળ તેનાં ભોગવ સ્થિતિજ એ સંભાળી રે.
દીઠો ફરી તો મારીશ કહું નવ ખાલી રે,
જા ઝટ નહિ તો જશે પ્રાણે હજી ચાલી રે.

સાખી

એક વસ્ત્રભર તજી પ્યારી ઘર વન વિચર્યો સુગ્રીવ;
ભમ્યો સકળ પૃથ્વી પણ ભયથી રહ્યો દુઃખી બની જીવ.
ઋષ્યમૂક પર્વતે વસ્યો જ્યાં છે વાલીને શાપ;
મળ્યા સંગી પણ મન ભંગી છે નડે થયેલું પાપ.
ભ્રાતતણા રામ તોડ્યા છોડ્યું ધૈર્ય વૃથા દુઃખ દીધું;
સ્ત્રી ને રાજ્ય સમસ્ત તે ઉપર ભોગવીને સુખ લીધું.
અણજાણે પણ ખરે અનુચિત વિષજ હલાહલ પીધું;
પછી ઘણો પસતાય તથાપિ થાય ક્યાંથી ફળ સીધું.

પદ-'ઓધવજી' એ રાગ

મૂળ છે દુષિત, રહેશે પ્રતીત, ગણીને વિપરીત, તેથી એ ચિત્ત,
જોઈ જોડી ફરતી ભયભીત થયા ભારે.

કરી અનુમાન શ્રીહનુમાન, ત્યાં પ્રેર્યા તેણે મૂક્યું માન;
શ્રીમાન વરતી ગયા માનથી ત્યારે.
કરી ખુદનું કામ, કરીને ગુલામ, કર્યું મિત્રતણા વકીલનું કામ;
આચાર્ય નામ કર્યું યોગ્ય ત્યારે.
છે મુખ્યાચાર્ય, શ્રી લક્ષ્મણાર્ય, તે કરવાને શરણનું કાર્ય;
પ્રભુપ્રેરિત અર્થ ઉચર્યા સુપ્રકારે.

પદ–'હે દેવા' એ રાગ

હે તપસી લક્ષ્મણ આર્ય કહે છે; કોણ આવ્યા શા સારૂ રે;
શીદ આ વને વસો છો, ચિત્તમાં હે શું ચહો છો;
કહો વિદિત વૃત્તાંત તમારૂં રે, કોણ આવ્યા૦

પદ–'રતનારે' એ રાગ

હનુમાન પ્રણમી કહે છે લક્ષ્મણને રામ સુણે છે. ટેક.
ધર્માત્મા શૂરવીર શ્રેષ્ઠ કપિ, સુગ્રીવ અહીં ભટકે છે;
ભ્રાત વાલીએ મૂક્યો કાઢી, શરણું તે માગે છે. હનુ૦
હું હનુમાન સચિવ તેની વતી કહું છું તે એજ ચહે છે;
તેના હિત સારૂં બન્યો ભિક્ષુ, ગિરિ ઉપર ખુદ એ છે. હનુ૦
પ્રિયજનની પ્રિય દ્વારા વાણી, પ્રિયતમ ઝટ કબુલે છે;
પણ કોનું ને કેવું ગમે એ ખુદજ ખોલવી દે છે. હનુ૦

न ऋग्वेदविनीतस्य न यजुर्वेदधारिणः ।
न सामवेदविदुषः शक्यमेवं प्रभाषितुम् ॥
नूनं व्याकरणं कृत्स्नमनेन बहुधा श्रुतम् ।
बहु व्याहरताऽनेन न किंचिदपशब्दितम् ॥

'(હનુમાને શ્રીરામચંદ્ર પાસે આવીને સુગ્રીવની વિનતિ જણાવી ત્યારે શ્રીરામચંદ્ર તેમનાં વાક્યો સાંભળી પ્રશંસા કરે

છે કે,) ઋગ્વેદનો અભ્યાસી, યજુર્વેદ ભણી જનાર અને સામવેદનો વિદ્વાન પણ આવું બોલવાને સમર્થ થઇ શકતો નથી. ખરેખર, આ હનુમાને સમગ્ર વ્યાકરણનો તથા અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરેલો જણાય છે; કારણકે ઘણું ભાષણ કર્યા છતાં તેમણે એક પણ અપશબ્દનો પ્રયોગ કર્યો નથી.'

વસંતતિલકા

કીધાં વખાણ હનુમાન તણાં શ્રીરામે,
દીધો જવાબ ફરી લક્ષ્મણજી સુનામે;
એનેજ મિત્ર કરવા ચહીએ અમે એ,
ચાહ્યું સુખેથી કરવા હરવા તમે એ.
વીત્યા વૃત્તાંત સર્વે કહી સંભળાવી,
પૂરી પિછાણ પ્રભુની કપિને અલાવી;
મર્મે કહ્યું ચહે પ્રભુ કરુણાજ લાવી,
માટે જરૂર તવ ભૂપ જશેજ ફાવી.

एष दत्त्वा च वित्तानि प्राप्य चानुत्तमं यशः ।
लोकनाथः पुरा भूत्वा सुग्रीवं नाथमिच्छति ॥

'(લક્ષ્મણજી હનુમાનને કહે છે કે,) આ શ્રીરામચંદ્રે પુષ્કળ ધનનાં દાન કર્યાં છે અને સર્વોત્તમ યશ સંપાદન કર્યો છે; તેજ પ્રથમ લોકોના નાથ થઇને હાલમાં સુગ્રીવને પોતાનો નાથ કરવા ઇચ્છે છે.' સમય તો જુઓ. જે એક વેળા સમગ્ર જગતના મહારાજા હતા તેજ શ્રીરામચંદ્ર સુગ્રીવની સહાય માગે છે; અથવા પોતે સમગ્ર જગતને તારનાર છે, જેમનાં ગુણગાન જગવિખ્યાત છે અને મૂળથી પોતે સર્વેશ્વર છે તે શ્રીરામચંદ્રની ભક્તવત્સલતા તો જુઓ! પોતાને શરણે આવેલા સુગ્રીવનું કાર્ય કરી આપવા પોતે તૈયાર થાય છે-તેની સેવા સ્વીકારવા ચાહે છે:—

सर्वलोकस्य धर्मात्मा शरण्यः शरणं पुरा ।
गुरुर्मे राघवः सोऽयं सुग્रीवं शरणं गतः ॥

'(શ્રી લક્ષ્મણજી કહે છે કે,) પ્રથમ સર્વ લોકને શરણ લેવા યોગ્ય અને ધર્માત્મા મારા આ વડીલ શ્રીરામચંદ્ર, હાલમાં સુગ્રીવને શરણે જાય છે.' અહો ! આશ્ચર્ય તો જુઓઃ—

यस्य प्रसादे सततं प्रसीदेयुरिमाः प्रजाः ।
स रामो वानरेन्द्रस्य प्रसादमभिकांक्षति ॥

'જેમની કૃપા થતાં સમસ્ત વિશ્વની આ પ્રજાઓ નિત્ય પ્રસન્ન થાય છે તે રામચંદ્ર વાનરરાજા-સુગ્રીવની કૃપા ચાહે છે !'

પદ-ભૈરવી, 'પ્યારા પ્રભુજી' એ રાગ

શ્રી હનુમાન થયા બડભાગી થયા બડભાગી લગન દૃઢ લાગી;
કપટવેશ તજી કપિવેશ સજી, વિનતિ કરી ફરીને પદ લાગી.
ગરુડ પદવી મળી પીડા ભવની ટળી,
ફળી કરતાં કૃતિ છળ મદ ત્યાગી;
ભાગ્ય વખાણે સુર મુનિ મંડળ,
તાત ખ્યાત સુતથી ખરી જાગી.

હરિગીત

વિચરી શકે નહિ તહિં શ્રીમાન કપિ હનુમાનજી;
શ્રી રામ લક્ષ્મણને લઈ આવ્યા સમીપ સુખથી રાત્રિ;
બેસાડી સુગ્રીવ સ્થાનમાં પોતે ગયા કપિ પતિ ભણી;
સમજાવી વીતી વાત ધાયા, તુરત વાનરના ધણી.

પદ-'શરીર તજું' એ રાગ

આવી પડી પ્રભુપાદે સુગ્રીવ સસ્નેહ કહે છે;
ઉર ઉભરે છે આહલાદે, સુગ્રીવ સસ્નેહ કહે છે.

જાણી સકળ કથા હનુમાનજીથી, પ્રભુ સમજી, હુંપદ તજી;
રહીશ ભજી, સખ્યજ દાસ ચહે છે.
એથી અધિક લાભ નવ કરશો એ કહી કૃપા જે ચહી તે કરી અહીં;
પધાર્યા સહીં, દાસ તદપિ વીનવે છે.
કરી કરુણા ગ્રહી મુજ હસ્ત હરિ, પ્રતિજ્ઞા કરો, સંશય હરો;
દાસ છું ખરો, સમ ખાઉં નાથ કહે તે.

પદ–' દીનનો દયાળ ' એ રાગ

સુગ્રીવથી સખ્ય કરે ધન્ય ધન્ય દેવા,
વાનરથી નરસ્વરૂપ, સર્વ થયા કેવા. સુગ્રીવ૦
પકડી આપેલ હાથ, ચાંપી તે હૃદય સાથ;
વ્હાલા કીધા પ્રિય છે ઉર કેવા. સુગ્રીવ૦
આજ્ઞાથી શ્રીહનુમાન, અરણી મથી તે સ્થાન;
અગ્નિ પ્રકટાવી વેદી, કરી શરણ લેવા. સુગ્રીવ૦
આણ્યો હનુમાનજીએ, આચાર્ય થયા શ્રીએ;
નર ને વાનરપતિએ, ફેરી ફેરી લેવા. સુગ્રીવ૦
ફેરી ફર્યાં બેઉ સંગ, પુલકમાં શું ઉભય અંગ;
ઉભર્યો શું ઉર ઉમંગ, શબ્દ નથી કહેવા. સુગ્રીવ૦

ઉપેન્દ્રવજ્રા

પરસ્પરે સત્ય દીધા દિલાસા, પરસ્પરે બાંધી સ્વચિત્ત આશા;
બેઉ થયા મિત્ર પવિત્ર આસા, પ્રસન્ન મિત્રો સહ બેઉ ભાસ્યા.

સ્રગ્ધરા

વાતે વાતો લહીને, ઝટ કપિપતિએ, વાત વીતી કહી એ,
જાતે દીઠું અમે કે, સતી વિલપતીને, નીકળ્યો છે લઇ એ;
માતે નાખ્યાં તદા જે, ભૂપણ વસન તે, સંઘર્યા છે અહીં એ,
હાથે આણ્યાં નિહાળી, પરખી અનુજને, દાખવ્યાં એ તહીંએ.

एवमुक्तस्तु रामेण लक्ष्मणो वाक्यमब्रवीत् ।
नाहं जानामि केयूरे नाहं जानामि कुण्डले ॥
नूपुरे त्वभिजानामि नित्यं पादाभिवंदनात् ।

'(સુગ્રીવે હાજર કરેલાં સીતાનાં આભૂષણો ઓળખવાને) શ્રીરામચંદ્રે લક્ષ્મણને કહ્યું ત્યારે તે બોલ્યા કે, બન્ને આ બાજુબંધ તથા બન્ને કંકણને હું ઓળખી શકતો નથી; માત્ર આ એક ઝાંઝરને તો ઓળખું છું; કેમકે નિત્ય તે મહાસતીના ચરણને હું વંદતો હતો.' (આ ઉપરથી લક્ષ્મણજીનો સંયમ કેવો હતો તેનો ખ્યાલ આવે છે. સતી સીતાના ચરણ સિવાય કોઇ અંગોપાંગ કે આભૂષણ સામે લક્ષ્મણે કદી દૃષ્ટિ પણ કરી નથી.)

પદ-'કર મા' એ રાગ

સુગ્રીવ કહે રઘુનાથ, વિનયથી સુગ્રીવ કહે રઘુનાથ.
હરિ કીધો મને સનાથ, તમે ઝાલ્યો મ્હારો હાથ, પ્રણયથી૦

सर्वथाऽहमनुग्राह्यो देवतानामसंशयम् ।
उपपन्नो गुणोपेतो सखा यस्य भवान् मम॥
शक्यं खलु भवेद् राम साहाय्येन त्वयाऽनघ ।
सुरराज्यमपि प्राप्तुं स्वराज्यं किं पुनः प्रभो ॥

'(સુગ્રીવ શ્રીરામપ્રત્યે કહે છે કે,) ખરેખર, દેવતાની કૃપાનું હું પાત્ર બન્યો છું; કારણકે સર્વગુણસંપન્ન અને સુયોગ્ય એવા આપ મારા મિત્ર બન્યા છો. હે નિર્દોષ શ્રીરામ પ્રભુ ! આપની સહાયથી મારે દેવોનું રાજ્ય મેળવવું પણ શકય છે, તો પછી મારૂં પોતાનું રાજ્ય મેળવું, એમાં શું નવાઇ છે ?'

પદ (ચાલુ)

હણશો વાલી રે થયા ખરા વાલી રે.
પણ એનું બળ તો અકળ છે ખરેખર,
દશ હજાર બળવાળો અસુરવર;
દુંદુભિ જેથી પામ્યો ઉદધિ ડર,તેને હણી ફેંક્યો એક યોજન ભર,
શરથી તે થશે શે મ્હાત. પ્રણયથી૦
તાડ આ સાતે રે પટકતો બાથે રે,
એકે એકને એ દેતો હલાવી, એના બળે હદ રહે એ બસ આણી;
એથી મેં વેર કર્યું થયું ભાવી,પણ શું જશો એથી આપજ ફાવી,
એ છે સંશયની વાત. પ્રણયથી૦
સંશય કાપો રે ખાતરી આપો રે,
એક તાડને શરેથી ઉંરાડો, દુંદુભિદેહ અંગુઠે ઉપાડો;
આપી પ્રતીત મારી ભીતિ કહાડો,સ્વબળ દયાથી સમર્થ દેખાડો,
કરજો આ ક્ષમા અપરાધ. પ્રણયથી૦

પદ–'સજ્જન સુખડા' એ રાગ

ઉઠયા રઘુપતિ સુસકાઈ,
કરૂં પ્રતીતિ હરૂં ભીતિ, તારી પ્રિય ભાઈ રે. ઉઠયા૦
સુગ્રીવ સાથ આવ્યા રઘુનાથ જ્યાં થયો હતો એ દેહપાત;
અંગુઠે ગાત એ અડકીને, ફેંક્યું હરખાઈ રે. ઉઠયા૦
પડયું દશ યોજન,થયા સૌપ્રસન્ન,પણ શંકાથઈફરી સુગ્રીવમન;
થયું સૂકું તેથી રહ્યું ન વજન, સમજ્યા સુખદાઈ. ઉઠયા૦
ફરીગ્રહી ચાપસજ્જથયાઆપ,શરછોડયોજણાવ્યોનિજપ્રતાપ;
તેને વેગે તેવા સહુ કોઈ, ગયા અંજાઈ રે. ઉઠયા૦
ભેદી સાત તાડ, સામો ફાડી પહાડ,
પડી ભૂમાં ફાડ, પહોંચી તે પાતાળ;
ફરી સદ્ય આવીને પલકમાંહે, પેઠું તૂણમાંહીં રે. ઉઠયા૦

પદ-'મોરી કર પકરત' એ રાગ

જય જય જય વધા સુગ્રીવ સત્વર રે.
દેખી પરાક્રમ લેખી પુરુષોત્તમ,
આવી ગમ જાણ્યું છે ઇશ્વરના ઇશ્વર રે. ટેક
વધા આપ જગબાપ જરૂર છો,
ઇન્દ્ર-વરુણના પતિ, નથી તમે નર રે. જય૦
હવે કૃપા કરી અરિ દ્યો સંહારી,
ભય નથી જરી થઇ ખાત્રી ખરેખર રે. જય૦

**સાખી**

ગયો પ્રભુએ કિષ્કિંધા પર, પહોંચ્યો તે પુરપાસ;
નાદે આહ્લાદે તેડયો ભ્રાતાને, ઉર ધરી આશ.
આવ્યો તેથી નવ ફાવ્યો, ગભરાયો પામ્યો ત્રાસ;
માર ખાઇ હાર ખાઇ નાઠો, આવ્યો રાઘવ પાસ.
રાઘવ કહે બેઉ સરખા છો, મારતાં ભૂલ થઇ જાય;
મારાં જન તો મારાં ચિન્હોથીજ, તુરત પરખાય.
લક્ષ્મણ હાથે ગજપુષ્પોની, માળ ધરી કંઠમાંહ્ય;
ચાલ્યા સંગે પછી ઉમંગે, પુંઠે રાઘવરાય.
કર્યો કડાકો જઇ પુર પાસે, વાલી થયો તેયાર;
સતી સમજણી તારા બોલી, રોકીને ભરથાર.
- જશો ન માર્યા જશો સમજશોમાં છે માત્રજ ભ્રાત;
તમને હણવા ધરી પ્રતિજ્ઞા, આવ્યા છે રઘુનાથ.

તે ભગવાન તમને સહાય નહિ કરે; કારણકે તમે દૂષિત છો. તે તો સાધુ પુરુષનાં દુઃખો દૂર કરનારા છે અને ભક્તોને ઇષ્ટ ફળ આપે છે; કહ્યું છે કેઃ—

वासुदेवतरुच्छाया नातिशीता न घर्मदा ।

नरकांगारशमनी सा किमर्थं न सेव्यते ॥
निवासवृक्षः साधूनामापन्नानां परा गतिः ।
आर्त्तानां संश्रयश्चैव दयायाश्चैकभाजनम् ॥
ज्ञानविज्ञानसंपन्नो निदेशे निरतः सदा ।
धातूनामिव शैलेन्द्रो गुणानामाकरो महान् ॥

'વાસુદેવ ભગવાનરૂપ એક વૃક્ષ છે; તેની છાયા અત્યંત શીતલ નથી તેમ અતિશય તાપ આપનારી પણ નથી, કિંતુ સમશીતોષ્ણ છે; વળી તેની છાયા નરકરૂપી અંગારાઓને શાંત કરનારી છે, તો શા માટે તેનું સેવન ન કરવું ? એ ભગવાન સજ્જનોએ નિવાસ કરવા યોગ્ય એક વૃક્ષ છે; આપત્તિમાં આવી પડેલાઓના પરમ શરણ છે; દુઃખપીડિત મનુષ્યોના આશ્રય છે અને દયાનું તો એક પાત્ર છે; વળી તે રામચંદ્ર પ્રભુ જ્ઞાન તથા વિજ્ઞાનથી યુક્ત છે, પિતાની આજ્ઞામાં સદા રહેનારા છે અને જેમ મોટો પર્વત ધાતુઓની ખાણ ગણાય છે, તેમ તે પ્રભુ ગુણોની તો મોટી ખાણ છે.' માટે તમે હાલ સુગ્રીવ સામે ન જાઓ. સુગ્રીવને સહાય કરી રામ પ્રભુ તમને જરૂર શિક્ષા કરશે, સતી તારાએ એમ ચેતવણી આપી પણ શૂરવીર વાલી તે માને ખરો ? તે તો—

મદે ભર્યો નવ ડર્યો મરણ ચાહ્યું રાઘવને હાથ;
અડ્યો ભાઇથી લડયો લડાઈ, જિત્યો તેની તો સાથ.
પણ પુંઠેથી પ્રભુએ તાડ્યું તીર, સ્પર્શતાં ગાત;
પડ્યો પૃથ્વી પર ફરીને ઉઠયો, જિત્યો સુગ્રીવ ભ્રાત.

પદ-'પીયુને તજાવનારં' એ રાગ

સ્મશાનજ્ઞાનથી રોયા સુગ્રીવ તે વાર,
સ્મશાનજ્ઞાનથી આવી રોઈ તારા નાર;

પુત્ર અંગદ રોયો પ્રભુ પાસે લાચાર,
વાલી ગયો ચાલી વ્હાલી મુક્તિમાં તે વાર.

પદ–'આ જીવનું અર્પણ' એ રાગ

કર્યું કાજ ખરું જગરાજે, સુગ્રીવ શરણે લઇ;
મળ્યું રાજ અને સુખસાજે, સુગ્રીવનો જય થઇ. ટેક.
વાલીને મુક્તિ આલી, માગી એણે નહિ;
કરી અંગદની રખવાળી, યુવરાજ પદવી દઈ. કર્યું૦
સૌનું સારું કરનારા, શરણો પક્ષે લઈ;
કરી આપે જાતે હાથે, અઘ ના લક્ષે લઈ. કર્યું૦
અનુ તેથી શરણે આવ્યો, લક્ષ્મણ ચરણો ચહી;
છતિ આજ લગી તો ફાવ્યો, વળગ્યો ચરણે રહી. કર્યું૦

એ રીતે 'પ્રભુશરણ દુઃખહરણ' થાય છે, એમાં શક નથી. ભગવાન પોતે કહે છે કે, 'चतुर्विधा भजंते माम्'–ચાર પ્રકારના મારા ભક્તો મને ભજે છે; 'तेषां ज्ञानीनित्ययुक्त एकभक्तिर्विशिष्यते'–તેમાં કેવળ એક ભક્તિ કરનારો જ્ઞાની ભક્ત વધી જાય છે; એટલે ભક્તજન ભગવાનને પ્રિય છે. મહારાજા દશરથને પોતાના ભક્ત સમજીનેજ ભગવાને તેમની પ્રતિજ્ઞા સત્ય કરી હતી અને પોતે ચૌદ વર્ષ વનવાસ વેઠી સુગ્રીવ જેવા સાધુજનોનું પાલન તથા બીજા શરણાગતોનું રક્ષણ કરવા સ્વીકાર્યું હતું; માટે–

દુઃખીયા જીવડા દુઃખીયો રહે છે શીદ સંસારમાં રે,
નર અવતારમાં રે. દુઃખીયા૦
શોધી શ્રી આચાર્ય કૃપાલા, કર કમલાવરને વરી વહાલા;
પહોંચી જાઈશ સુખે અનુભવના પારમાં રે. દુઃખીયા૦



# श्री सुग्रीव-सेवा-आख्यान

[ विषय-क्षमावान मात्र श्रीराम ]

## પૂર્વરંગ

પદ–રાગ બિહાગ–' મોહેનીકી લાગે '

ભુલ્યાની ક્ષમા દે એવા માત્ર રામ; શુદ્ધ લે સુધારી તમામ. ભુ૦
જગસુખ આપી, દે અનુ અંતે સ્વધામ, સેવામાં સ્થાપી.

મનુષ્યસ્વભાવનું વર્ણન કરતા કવિ આદિતરામ લખે છેઃ—

### કવિત્ત

આશકી ઈમારતપેં એક ટેક રાખી બેઠયો,
કીયો ના કમાઈ કો સુકામ કછુ આજ લ્યો;
કહત આદિતરામ ભજેના બ્રજેશ ચરણ,
તારન તરન જગ ગાજત સુજાઝ લ્યો.
દિન દિન દોરી દોરી દુનીકે દુવારે જાય,
દિન દિન હોય દુઃખ દાગ કહે દાઝ લ્યો;
પાખંડ-પ્રપંચ પરીપૂરણ પ્રકાશ કરિ,
ધુતી ધુતી ધુતી કે ધરે ધન અકાજ લ્યો.
કરી કરી દુષ્કૃત સુકૃતકે પાસ ન ગયો,
ભયો ના ભલાઈ કોયે કાલ મન આસતે;

મેરે ધન મેરે લાલ મેરે યે દુપટ્ટા લાલ,
સાલ ઓ દુસ લ મની માલકો ખવાસ તે;
કહત આદિતરામ ભજેના વ્રજેશજી કો,
દયા કરી દેહીનકો દીયોના નીકાસ તે.

પણ પ્રભુની કૃપા પ્રત્યેક પ્રાણી પર કેટલી છે, તે જુઓ:—

પદ—' વૈદર્ભી ' એ રાગ

પ્રીતિના પ્રભુ પર કાં ધરે, એણે આપ્યો અવતાર;
એજ ચલાવી દે છે મહા, તારો સઘળો સંસાર.
આંધળાંની અગવડ જોઈ ને રે, કેમ ના કરે વિચાર;
આંખો દીધી અણમોલ એ. એ તે કેવો ઉપકાર!
બહેરાં ને બોબડાંની પીડ રે, ભુલી જામાં લગાર;
સુખીયો તને પૂરો કર્યો, એનો કેવો છે પ્યાર.
લુલાં લંગડાં મહા રોગીયાં રે, દુઃખી દેખે ઠારોઠાર;
તુજને ઉગારે એ પીડા થકી, કેવી કરુણા અપાર.
બાજી હજી છે એના હાથમાં રે, અભિમાન નવ ધાર;
ઘેલો કરી દે ઘડીકમાં, પછી શું કરે વિચાર.
કૃપા કરી છે ને કર્યે જતા રે, અનુપતિ વારંવાર;
એની ગરજ તો છે સદા, માટે ક્ષણે ન વિસાર.

છતાં કદાચ તેમને આપણે ભૂલી જઇએ, તોયે ચિંતા જેવું તો નથીજ, કારણકે—

ભૂલ્યાની ક્ષમા દે એ માત્ર રામ, શૈદ્ધ લે સુધારી તમામ.

દુહો

સ્મશાનજ્ઞાને વ્યાધિએ, પગેપદેશની વેલ;
ભક્ત બને છે જગતજન, પણ નભવું મુશ્કેલ.

એ વાત આપણે કબૂલ કરવી પડે છે કે—

૫૬

છઉં વાચાલ તે બહુ બહુ ભાખું રે, પરમાંહે પાંડિત્ય હું દાખું રે;
હાલ કર્મ કર્યાની ન રાખું રે, પ્રભુ નથી પ્રીતિ પાકી થઇ મ્હારી.
મારી પ્રીત પિત્તળ જેવી જાણોરે, જ્યાં હું જરીએ તાપેથી તવાણોરે,
પુરો સ્વાર્થી જાણો ગણાણો રે.

આવા કારણથીજ એક કવિ કહે છે:—

કવિત્ત

ગહીઓ આકાશ પુની લહીઓ અથાહ થાહ,
અતિ વિકરાળ ના લખ્યા નહિ બીલાયબો;
સેલ સમશેર ધાર સહીઓ પ્રહાર બાન,
ગજ મૃગરાજ દોઉ હાથન લરાયબો;
ગિરિ તેં ગિરન પંચ જ્વાલમેં જરન,
અરૂ કાશીમેં કરોત તન હિમમેં ગીરાયબો;
પીઓ વિષ વિષમ કણુલક વિના ગરપૈ,
કઠિન કરાલ એક નેહકો નીબાયબો.

એટલે ભૂલ તો થવાનીજ; માત્ર એક ઇશ્વરનુંજ કાર્ય ભૂલ વિનાનું હોય છે; છતાં તે માટે ઉપાય તો છેજ:—

यदंघ्रिमुद्दिश्य कदापि केनचिद् यथा तथापीह सकृत् कृतांजलिः।
तदैव मुष्णात्यशुभान्यशेषतः शुभानि पुष्णाति न जातु हीयते॥

'કોઇ પણ પ્રાણીએ કોઇ પણ કાળે માત્ર એકજ વાર જેમ તેમ વિનાકાળજીએ પણ ભગવાનના ચરણમાં જો પ્રણામાંજલિ કરી હોય તો તેજ ક્ષણે સમગ્ર પાપોનો વિનાશ થાય છે અને સર્વ પ્રકારનાં શુભો પ્રાપ્ત કરે છે; તેમાં કદીયે ન્યૂનતા રહેતી નથી.' એટલે એજ કે:—

अंजलिः परमा मह्यं क्षिप्रमेव प्रसादनी ।

'છેવટે એક પ્રણામાંજલિ પણ મને અર્પણ કરી હોય તો તેથી પણ હું સત્વર પ્રસન્ન થાઉં છું.' આમ પ્રભુ પોતે વચન આપે છે. અર્થાત્—

ભુલ્યાની ક્ષમા દે એવા માત્ર રામ, શુદ્ધ લે સુધારી તમામ.ભુ૦

મનુષ્યો ગમે તેટલાં મોટાં પાપો કરે અને તેને દૂર કરવા માટે શાસ્ત્રોક્ત મોટાં પ્રાયશ્ચિત્તો કરે તોયે પ્રભુસ્મરણ જેવું એકે મોટું પ્રાયશ્ચિત્ત નથી.

प्रायश्चित्तान्यशेषाणि तपोदानात्मकानि वै ।
यानि तेषामशेषाणां कृष्णानुस्मरणं परम् ॥

'તપ, દાન વગેરે સમગ્ર પાપોને દૂર કરનારાં જે પ્રાયશ્ચિત્તો છે તે સર્વમાં શ્રીકૃષ્ણસ્મરણ એ મોટામાં મોટું પ્રાયશ્ચિત્ત છે; અર્થાત્ પ્રભુસ્મરણથી સર્વ પાપોનો સત્વર વિનાશ થાય છે.' કારણકે સ્વભાવ જાણીનેજ અમે કહ્યું છે કે—

પદ-સોરઠ

જીવડા ભૂલ કરે પણ ફરી હરિપદ શીર ધારજે રે;
અરજ ઉચ્ચારજે રે, નામ પુકારજે રે. જીવ૦
શિવજી ભૂલી લડવા આવ્યા, જૂંભાસ્ત્રે હરિએ અટકાવ્યા,
લાવ્યા ત્યારે પ્રેમ એમ ન વિસારજે રે. જીવ૦
ઇન્દ્રે વૃષ્ટિબહુ વરસાવી, હરિએ નિજસત્તા દર્શાવી;
તવ આવી પદ લાગ્યા એમ સુધારજે રે. જીવ૦
ઘોડા સ્વારને પટકી ન્હાસે, પણ ચઢનાર જાય તે પાસે;
નહિ તજશે હરિ તેમજ, શક નવ ધારજે રે. જીવ૦
નોકરને બરતરફી દે છે, શિશુને વડીલ તજી ન શકે છે;
ભક્ત નથી અનુ શરણ પરણ આધાર છે રે. જીવ૦

આથી 'નામ પુકારજે રે' કારણકે—

કવિત્ત

તેહી હરામી બદનામી સોહી નામી ભયે,
ભયે હૈ વૈકુંઠ ધામાં કર માલા ફેરે તે,
કે તે પાપી મતિ ખામી કે તે તાવી ધુમધામી,
કુલકે લલામી ભયે સ્વામિનામ ટેરે તે.
કલિ દાનવ સૌ માગ્ય કુઠામી કે તે,
ભયે હૈં સુનામી નિજ થહી કે ઘેરે તે;
આઠોં યામ પાપહીકે તાકી,
શરનામી ભઈનામી ન રહી તેરે ગરૂગામી દરે તે.

દોહા

તુલસી સાથી વિપતકે, વિદ્યા વિનય વિવેક;
સાહસ સુકૃત સત્યવ્રત, રામ ભરોંસો એક.
તુલસી અસમય કે સખા,સાહસ ધર્મ વિચાર,
સુકૃત શીલ સ્વભાવનું રામશરણ આધાર. [અર્થાત્-]
બીગરી કોન સુધારે , નાથ બિન, બીગરી.
બની બાનાઇ કે સબ કોઇ સાથી, બીગરીકે કોઇ નાહી;
ભરી સભામેં લજ્જા રાખી, દીનનાથ ગુંસાઈ.

આવા આશયથીજ અહીં કહ્યુ છે કેઃ—

ભુલ્યાની ક્ષમા દે એવા માત્ર રામ, શુદ્ધ લે સુધારી તમામ;
મેવમાં સ્થાપી, જગસુખ આપી,અંત અનુ દે સ્વધામ.ભુ૦

अतिपातकयुक्तोऽपि ध्यायन्निमिषमच्युतम् ।
मुक्तस्तपस्वी भवति पंक्तिपावनपावनः ॥

'અતિઘોર પાપોથી યુક્ત હોય તે પણ એક નિમેષકાળમાત્ર

શ્રીઅચ્યુત ભગવાનનું જો ધ્યાન કરે તો સર્વ પાપોથી મુક્ત થઈ તપસ્વી બની શકે છે અને પંક્તિને પવિત્ર કરનારને પણ પવિત્ર કરે છે.' અને પછી તો—

सर्वदा सर्वकालेषु नास्ति तेषाममंगलम् ।
येषां हृदिस्थो भगवान् मंगलायतनं हरिः॥

'જેઓના હૃદયમાં મંગલોના નિવાસસ્થાન શ્રીહરિ ભગવાન સદા બિરાજમાન હોય છે તેમનું સર્વદા સર્વ કાળે કદી અમંગળ થતું નથી;' એટલે કે:—

जनार्दनं भूतपतिं जगद्गुरुं स्मरन्मनुष्यः सततं महामुने ।
दुःखानि सर्वाण्यपहंति साधयत्यशेषकार्याणि च यान्यभीप्सति॥

'હે મહામુનિ ! પ્રાણીઓના પતિ જગદ્ગુરુ શ્રીજનાર્દન ભગવાનનું નિત્ય સ્મરણ કરતો મનુષ્ય, પોતાનાં સર્વ દુઃખોને હણી નાખે છે અને જે જે કાર્ય ઇચ્છે છે તે સમગ્ર સાધી શકે છે;' અર્થાત્ પ્રભુસ્મરણ કરનારનાં સર્વ અનિષ્ટોની નિવૃત્તિ થાય છે અને સમગ્ર ઇષ્ટો સિદ્ધ થાય છે, એટલે પછી બાકી શું રહ્યું? તેથીજ અહીં કહ્યું છે કે:—

સેવામાં સ્થાપી જગસુખ આપી, અંત અનુદે સ્વધામ;
ભુલ્યાની ક્ષમા દે૦

ભક્તશિરોમણિ તુકારામ પણ એજ શિખામણ આપે છે:—

અભંગ

નકહીતલ મળ સહે રે નિશ્ચય આહે હા કૃપાલા સ્વામી માઝા,
અવિનાશ સુખદેઇલ નિર્વાણી ચુંકતી લખાણી ચૌર્યાશીચ્યા.
આણી કીયા જીવા હોઇલ-ઉદ્ધાર તેહી ઉપકાર ઘટતી કોટી,

આત્મકય પરસ્રી હોસીલ સરાગ ઉચ્ચારી રેવાચ્યા રામ રામ.
તુકા મ્હણે સોડી સંસારાચી છંદ મગ પરમાનંદ પાવસીલ.

માટે હજી પણ કંઇ બગાડયું નથી; કારણકે એ વાત તો નક્કીજ છે કેઃ—

ભુલ્યાની ક્ષમા રદ એવા તો માત્ર રામ સુધ લે સુધારી તમામ. ભુ૦

જ્યારે મનુષ્ય ખુદ પ્રભુ પાસે પોતાની ભૂલોની ક્ષમા માગે છે ત્યારે એ દયાળુ પ્રભુ અવશ્ય તેને ક્ષમા આપેજ છે, એટલુંજ નહિ પણ ભૂલેલાને તારવાની એ પરમેશ્વરમાં કેવી શક્તિ છે, તે સંબંધે ભક્તમાળમાં એક દૃષ્ટાંત આલેખાયું છે; તે જોઇએઃ—

ચોપાઇ

રહ્યો વણિક્ એક કોઉ પુરમાંહી,
ચલ્યો બનીજ હિત દક્ષિણ કાહી;
લૈ સંપત્તિ ચઢી એ જહાજા,
ગયો સિંધુ જબ દુરીદરાજા.

તેવામાં તોફાન જાગ્યું અને સૌ ગભરાયા કે હવે બચવું શી રીતે? કોઈ મૂર્ખાએ કહ્યું કે સમુદ્રને નરબલિ આપો; એટલે એક ગરીબ માણસને બળજબરીથી પકડીને સમુદ્રના બલિદાન તરીકે જળમાં ધબકાવી દેવામાં આવ્યો. વહાણ તો પવનના ઝપાટામાં ક્યાંએ ચાલ્યું ગયું પણ આ બિચારો ગરીબ મનુષ્ય સમુદ્રનું બલિદાન બનીને બચવા માટે તરફડિયાં મારવા લાગ્યો. તેણે પોતાનામાં બળ હતું ત્યાં સુધી જળમાં તરવા માંડયું, તેટલામાં એક રાક્ષસ તેને મળી આવ્યો. તેણે તુરતજ એ માણસને ઉચકી લઇ લંકામાં આણ્યો, અને બિભીષણની રાજસભામાં હાજર કર્યો. મહારાજા બિભીષણ એ ગરીબ મનુષ્યને જોઇ બહુજ ખુશી થયા. તેમણે તેનો ઘણોજ સત્કાર પણ કર્યો; ને જાણે ખુદ રામપ્રભુ

મળ્યા હોય તેવો સંતોષ માન્યો; પરંતુ પેલા મનુષ્યના તો હાંજાજ ગગડી ગયા હતા; તેને તો લાગ્યુ કે આ રાક્ષસોના હાથમાંથી હવે મારો છુટકારો થવો મુશ્કેલ છે; પણ દયાળુ વિભીષણે તેને પૂછયું કે, ભાઇ ! ગભરાઇશ નહિ, તારી શી ઇચ્છા છે? એટલે તેણે ઝટ કહી દીધું કે, કૃપા કરી મને મારે ઘેર જલદી પહોંચાડો; કારણકે—

કેહી બિધિ જૈહૌ સાગરપારા, યહઅતિશમમોહેં લગતખંભારા;
કહ્યો નિશાચર પતિ સુસકાઈ, સિંધુ તરનકી સહજ ઉપાય.
અસ કહી તેહી લલાટ સુખધામા, લખી દીનો દ્વૈ અક્ષર રામા.
વિવિધ ભાંતિ કે રત્ન અમોલા, દીન્હો બહુત અમોલ નીચોલા.

અને તે પછી તેને વિદાય આપવામાં આવી. સમુદ્રમાં તરતો તરતો તે આગળ ચાલ્યો, તેવામાં રસ્તામાં પ્રથમના તેજ શેઠની નાવ તેને સામી મળી, એટલે સર્વ લોકો તેને એમ જીવતો જોઇ આશ્ચર્ય પામ્યા. શેઠે ઘણાજ પ્રેમથી તેને સમુદ્રમાંથી ઊંચકાવી લીધો અને સર્વ સમાચાર પૂછયા; ત્યારે તેણે પોતાની બધી કથા સત્ય સ્વરૂપમાં જણાવી દીધી, જેથી સૌને ઘણુંજ વિસ્મય થયું, પછી શેઠે તેને વચન આપ્યું કે, જરૂર હું તને તારે ઘેર પહોંચાડી દઇશ; પણ એ મનુષ્યે તેને સાફ જણાવી દીધું કે, મારે તમારી નૌકાની લેશમાત્ર જરૂર નથી; મને શ્રીરામનામના પ્રભાવથી લગારે થાક કે ક્ષુધા-તૃષા લાગતાં નથી; અને મારૂં મન પણ 'શ્રીરામ' વિના બીજું કંઇ ઇચ્છતું નથી; માટે હું તો સમુદ્ર તરતોજ મારે ઘેર સુખેથી પહોંચી જઇશઃ—

અસ કહી કુદ્યો સિંધુ મોઝારી, ગીયો પાર પ્રભુ નાવહી ધારી;
તેહી સંગ બરાબણી કહું લહીજ્ઞાના, દીપધરસંપત્તિસાધનનાના.

આ રીતે પ્રભુના નામનું જો આવું માહાત્મ્ય છે તો પછી

ખુદ પ્રભુનું તો પૂછવુંજ શું ? અરે ! એ દયાળુ દેવાધિદેવની ક્ષમાની તો હદજ છે. એક કવિએ ગાયું છે:—

मालिनी छंद

रघुवर क इहाभूत् त्वादृशो वा प्रशस्यः ।
प्रणत इति दयालुर्यस्य चैद्यस्य कृष्णः ॥
प्रतिभवमपराधेऽप्यस्य सायुज्यदोऽभूत् ।
वद किमु सदृशं यत् तस्य तेऽस्ति क्षमायाः ॥

'હે રઘુવર શ્રીરામ પ્રભુ ! આપને માત્ર પ્રણામ કર્યા, તેટલામાં તો આપ હરકોઈ ઉપર દયાળુ બની જાઓ છો તેથી આપ જેવો પ્રશંસાપાત્ર આ જગતમાં કોણ છે ? અથવા એથી પણ વધારે જોઇએ છીએ ત્યા તો સ્પષ્ટ સમજાય છે કે એવી કોઇ પણ વસ્તુ આ વિશ્વમા નથી કે જે આપની ક્ષમાની તોલે આવી શકે ! જુઓ, આપે શ્રીકૃષ્ણાવતારમાં પ્રત્યેક જન્મમાં પોતાનો અપરાધ કરનાર શિશુપાલને પણ (પોતાનો કટ્ટર શત્રુ હોવા છતાં) પોતાની સાયુજ્ય મુક્તિ આપી દીધી !!' એટલે સાબિત એજ થાય છે કે:—

ભુલ્યાની ક્ષમા દે એવા માત્ર રામ, શુદ્ધ લે સુધારી તમામ;
મેવામાં સ્થાપી, જગસુખ આપી, અંત અનુ દે સ્વધામ. ભુ૦

વિશેષ આખ્યાનમા જોઇએ:—

## શ્રી સુગ્રીવ—સેવા—આખ્યાન

પદ—ગઝલ બિહાગ

રામસ્વામી શરણપ્રભાવે, શ્રીસુગ્રીવ સુખી થયા;
પ્રભુના સુખકર સ્વભાવે, શ્રીસુગ્રીવ સુખી થયા.

ભ્રાત પામ્યો મોત આવ્યું રાજ્યને હાથમાં,
અદ્વિતીય કપિનાથ કહાવે. શ્રી સુગ્રીવ૦
હતી રૂમા ને તારા, જેની સમ હારા નથી;
તે રીઝાવે હાવભાવ. શ્રી સુગ્રીવ૦
તનબળે બુદ્ધિબળે, જેની ન જોડ મળેજ તે;
મારુતિ કામજ ચલાવે. શ્રી સુગ્રીવ૦
પુત્ર ભાઇતણો ભણ્યો ને ગણ્યો નિજ સુતસમ બણ્યો;
આપ ભાર બધો ઉઠાવે. શ્રી સુગ્રીવ૦
ખાનમાં ને પાનમાં ગુલતાન ગુંથાઈ ગયો;
ભાનમાં ભાગ્યેજ આવે. શ્રી સુગ્રીવ૦
કામવશ નારીઓ મસમાં, પડયા રહે આખો દિવસ;
ભોગવિણ કશુંએ ન ભાવે. શ્રી સુગ્રીવ૦

પદ–'નાગર નટ રે' એ રાગ

લહ્યું મારુતિએ (૨) સુગ્રીવ ભુલ્યા સુખ પામી;
ચહ્યું મહામતિએ (૨) સત્વર સુધારવા ખામી. ટેક
રુચતાં વચને રીઝાવી, ખુદમાં પ્રીતિ ઉપજાવી;
ભૂત ભાવિથી ચેતાવી, કહ્યું શુચિ કૃતિએ (૨) સુગ્રીવ૦
જેણે ઉપકાર કર્યા છે, જે સાચા મિત્ર ઠર્યા છે;
તેને જે કોલ ઉચર્યા છે, સ્મરો ચિત્ત પ્રતિએ (૨) સુગ્રીવ૦
નવ કદી પ્રતિજ્ઞા તોડી, ખુદનાં કારજ સૌ છોડી;
મિત્ર કાર્યમાં ચિત્ત જોડી, કરો પ્રવૃત્તિએ (૨) સુગ્રીવ૦
જો મળ્યો સમય વહી જશે, તો મિત્ર પછી નહિ ચહાશે;
કર્યું કામ ન કર્યું ગણાશે, મહાશ્રમ વર્તીએ (૨) સુગ્રીવ૦

कामं खलु शरैः शक्तः सुरासुरमहोरगान् ।
वशे दाशरथिः कर्तुं त्वत्प्रतिज्ञां तु कांक्षति ॥

न देवा न च गंधर्वा नासुरा न मरुद्गणाः ।
न च यक्षा भयं तस्य कुर्युः किमुत राक्षसाः ॥

'દશરથપુત્ર રામચંદ્રજી દેવો, અસુરો કે સર્પોને પણ પોતાનાં બાણોથી વશ કરવાને અત્યંત સમર્થ છે, છતાં (હે સુગ્રીવ!) તમારી પ્રતિજ્ઞાને (મિથ્યા નહિ કરવા) ઇચ્છે છે દેવો, ગંધર્વો, અસુરો, દેવગણો કે યક્ષો તેમને ભય ઉપજાવી શકતા નથી, તો પછી રાક્ષસો તો તેમને ભય કેમ પમાડી શકે?'

કેવળ તવ સુખ બની રહેવા, ચહે છે એ સેવા લેવા;
તે વખત જવા નહિ દેવા, કરવી ઝટ કૃતિએ (૨) સુગ્રીવ૦

સાખી

સંમતિ લઈ સુગ્રીવની ને, તેડાવ્યા ત્યાં ઝટ નીલ;
કપિ સર્વ સ્થળથી તેરાવ્યા, કહ્યું થવા નહિ ઢીલ.
ધન્ય થયા એ વકીલ રામના, સુગ્રીવતણા વડીલ;
પણ કામે ઘેરાયો રાજા, સાવધ ન થયો દિલ.

બીજી તરફ—

પદ–'કથ બીન' એ રાગ

વધ્યા અનુજથી રામ, હે લક્ષ્મણ! વધ્યા અનુજથી રામ.
જો તું કપિનું કામ, હે લક્ષ્મણ! વધ્યા અનુજથી રામ. ટેક
કરી પ્રતિજ્ઞા કરાવી લીધું, પૂરણ ખુદનું કામ;
સુખ પામ્યો કે સધ વિરામ્યો, લે શીદ આપણું નામ. હે૦
વિહાર સુખમાં વિવશ થયેલો, આવે એ શીદ આમ;
સુવર્ણભૂષિત બાણ ભયંકર, જોવા ધરી શું હામ. હે૦
જઈ જણાવ આ રોષ તું મ્હારો, કહાને વચન સુદામ;
વાલી ગયો તે પથ ખુલ્લો છે, તું એ જઈશ એ ગામ. હે૦

एक एव रणे वाली शरेण निहतो मया ।
त्वां तु सत्यादतिक्रान्तं हनिष्यामि सबांधवम् ॥

'(હે લક્ષ્મણ ! તું સુગ્રીવને ચેતવણી આપ કે) મેં રણમાં વાલીને એકલાનેજ બાણથી મારી નાખ્યો છે; પણ તેં તો સત્યને તજ્યું છે તેથી તને તો તારા સર્વ સગાંસંબંધીઓ સાથે હું હણી નાખીશ.' આ રીતે—

પૂર્વ વાતનું સ્મરણ કરાવી, શુદ્ધ લાવીને ઠામ;
વહેલો વળજે રસ્તે પાડી, વચનજ કરશે કામ. હે૦

શાર્દૂલ

સ્વામી લક્ષ્મણ જાય કાર્ય લઇને, ધાર્યું ન શું થાય જ્યાં,
કોપે શ્રીમત શેષ દેશ સઘળો, કંપી ન શું જાય ત્યાં;
કીધો જ્યાં રણકાર ધીર જઈ કે, આખી પુરી સૌ બની,
ચિંતા સર્વ ચિત્તે થઈ નૃપતિએ, કાને સુણી એ ધ્વનિ.

દીંડી

ચોકીદાર ચળ્યા શક્યા નહિ રોકી,
કોઇ શક્યા નહિ ક્યાંહી કશું ટોકી;
સભા મંત્રીની સકળ ગઇ ચોંકી,
લહ્યું આવ્યા રામાનુજ શુભશ્લોકી.

ભુજંગી

કરી વાનરે જાણ એ ભૂપતિને, તથાપિ ન તેણે સુધારી મતિને;
ગયા મંત્રીઓ સઘ ભૂપાલપાસે ગયા અંગદે રાય સામે સુઆશે.

તોટક

સહુએ મળીને જવ બોધ દીધો,
સમજ્યા હરિએ બહુ ક્રોધ કીધો;

પણ આખર મેં શું વિરોધ કીધો,
સહુ સંગ વિતર્કથી શોધ કીધો.

પદ-'કોઈ હાલ કહો 'એ રાગ

હનુમાન વધા તે વારે, તમે ભુલ કરી ભારે;
શ્રમ દઈ કામ સાધી લઇ આપે, ફરી ન લીધું નામ.
થયા કામવિવશ ચહી ધામ, રહ્યા શુદ્ધહીન આઠું જામ;
તેથી શ્રીરામ કોપ્યા દીસે ભારે. હનુમાન૦

प्राप्तमुद्योगकालं तु नावैपि हरिपुंगव ।
त्वं प्रमत्त इति व्यक्तं लक्ष्मणोऽयमिहागतः ॥
सर्वथा प्रणयात् क्रुद्धो राघवो नात्र संशयः ।
भ्रातरं संप्रहितवान् लक्ष्मणं लक्ष्मिवर्धनः ॥
कृतापराधस्य हि ते नान्यत् पश्याम्यहं क्षमम् ।
अंतरेणांजलिं बद्ध्वा लक्ष्मणस्य प्रसादनात् ॥
अभिक्रुद्धः समर्थो हि चापमुद्यम्य राघवः ।
सदेवासुरगंधर्वं वशे स्थापयितुं जगत् ॥

'(હનુમાનજી સુગ્રીવને કહે છે કે,) હે વાનરરાજ! હવે સીતાની શોધ કરવાનો સમય આવી પહોંચ્યો છે, એમ તમે જાણ્યું નહિ અને પ્રમાદી બની ગયા, તેથીજ ખરેખર આ લક્ષ્મણજી અહીં આવી પહોંચ્યા છે. શ્રીરામચંદ્રજી તમારા ઉપરના સ્નેહને લીધે, પોતે ક્રોધાયમાન થયા છે, છતાં તેમણે તમારી લક્ષ્મી વધે, એવી ભાવનાથી પોતાના ભાઈ લક્ષ્મણને (તમને ચેતવવા માટે) અહીં મોકલ્યા છે. તમે શ્રીરામપ્રભુનો આ રીતે અપરાધ કર્યો છે, તેથી હવે હાથ જોડીને લક્ષ્મણજીને પ્રસન્ન કર્યા સિવાય બીજું કંઈ પણ કરવું તે યોગ્ય નથી, એમ હું માનું છું. ખરેખર, ક્રોધાય-

માન થયેલા શ્રીરામચંદ્ર કેવળ ધનુષ ઉગામીનેજ દેવો, અસુરો તથા ગાંધર્વોસહિત આ જગતને વશ રાખવા સમર્થ છે.' માટે—

પૂર્વતણા ઉપકાર સ્મરીને, થાઓ તુરત તૈયાર;
લઇ સંગ સર્વ પરિવાર, ઉઠો વિણવાર, નમો શિરસાર.

એ પ્રમાણે શ્રીહનુમાનજી શ્રીરામચંદ્રના સંકલ્પને સમજી જઇ સુગ્રીવને સલાહ આપવા લાગ્યા ને કરેલી ભૂલનું પ્રાયશ્ચિત્ત કેવળ શ્રીરામશરણજ છે એવા અભિપ્રાયથી કહેવા લાગ્યા કેઃ—

न रामरामानुजशासनं त्वया कपीन्द्र युक्तं मनसाऽप्यपोहितुम् ।
मनो हि ते ज्ञास्यति मानुषं बलं सराघवस्यास्य सुरेन्द्रवर्चसम् ॥

'હે વાનરરાજ ! શ્રીરામચંદ્ર અને તેમના ભાઇ લક્ષ્મણની આજ્ઞાને મનથી પણ ઓળંગવાને તમે યોગ્ય નથી; કેમકે તમારૂં મન કદાચ આ માનુષી બળ છે, એમ જાણતું હશે, પણ (તેમ નથી.) લક્ષ્મણસહિત આ શ્રીરામપ્રભુનું બળ તો દેવેન્દ્રસમાન છે (એ તમને જણાશે.)'

માલિની

સુણી હિતકર વાણી ને ક્ષમા સદ્ય આણી,
કપિપતિ ઝટ ઉઠયા સંગમાં સર્વ રાણી;
અતિ કુપિત બનેલા રામભ્રાતા નિહાળી,
મતિમતી સતી તારા મોખરે આવી ચાલી.

પદ–'શરણ થયો સરકાર' એ રાગ

સુધર્યા સુગ્રીવરાજ, સહજમાં સુધર્યા સુગ્રીવરાજ;
આણી હરિએ દાઝ. સહજમાં૦
વધ્યા સંધ લક્ષ્મણ ધકી, સ્મરી હરિ ઉપકાર;
પુરશ્રાયશ પામ્યો જેથી તે, મહાઆભારઅપાર.
વાળીશું શંકું હું રંક લગાર, તદપિ ચહું સેવા કરવા કાજ.

ચહે તે ક્ષણ અરિને હણે, સમર્થ અમિતપ્રતાપ;
જેની પણછ ત્રિલોક કંપે, ત્યાં મારૂં શું માપ,
તથાપિ જણાવે કૃપાઅમાપ, સ્વજનનાં વધારવાને લાજ.
હું પણ સહુ કપિભાલ સહ, હાલ થાઉં તૈયાર;
રામસ્વામી શિર પર રાજે ત્યાં, રાવણના શા ભાર,
ફરી ચહું ક્ષમા બની લાચાર,ધન્ય પ્રભુ આણી મારી દાઝ.

यदि किंचिदतिक्रांतो विश्वासात् प्रणयेन वा ।
प्रेष्यस्य क्षमितव्यं ते न कश्चिन्नापराध्यति ॥

'(સુગ્રીવ રામપ્રભુની ક્ષમા માગે છે કે,) જો મેં આપના વિશ્વાસથી અથવા સ્નેહથી આપનો કંઇ અપરાધ કર્યો હોય, તેને આપ, મને પોતાનો દાસ સમજી ક્ષમા કરવાને યોગ્ય છો; કેમકે જગતમાં આપનો અપરાધ કોણ નથી કરતું ?'

ઉપેન્દ્રવજ્રા

પરસ્પરે સઘ થયા ખુલાસા, પરસ્પરે મિત્ર ખરાજ ભાસ્યા;
ક્ષમા ચહી સુગ્રીવરાય શાણે, ક્ષમા કરી લક્ષ્મણજી સુજાણે.

માલિની

હરિ અનુકુળ જેને, વિઘ્ન આવ્યાં જતાં રે,
અનુકુળ સહુ વાનાં, આપ સાથે થતાં રે;
પ્રથમથી હનુમાને, દૂત પ્રેર્યો હતા તે,
લઈ કપિદળ આવ્યા, શા હજારો જથા છે.

ધનાશ્રી

આવી ઉરમાં હામ સુગ્રીવને, આવી ઉરમાં હામ,
પ્રમાદ ગયો તમામ;
વાદળ સમ વાનરદળનાં દળ, રોકી રહ્યાં સહુ ઠામ.

લક્ષ્મણસંગે પરમ ઉમંગે, ચાલ્યા જ્યાં છે રામ;
પડી પ્રભુપદ તજી મોહ-મદ, ચહું કરવા પ્રિય કામ.
તન-મન-જનસહ સેવારત છે, જોઈ રીઝયા ઘનશ્યામ;
ભુલ ભુલી હરખે ફૂલી જઇ, ભેટ્યા પૂરણકામ.

पादयोः पतितं मूर्ध्ना तमुत्थाप्य हरीश्वरम् ।
प्रेम्णा च बहुमानेन राघवः परिषस्वजे ॥

'મસ્તક નમાવીને પોતાના પગમાં પડેલા વાનરરાજ સુગ્રીવને ઉઠાડીને શ્રીરામચંદ્ર પ્રેમ અને બહુમાનથી ભેટ્યા.'

પછી બતાવ્યું કૃપાજ રૂપે સીતાશોધનું કામ.

### ભુજંગી

તદા સુગ્રીવે એ ખુશીથી ઉઠાવ્યું, દિશા ત્રણમાં સેન પહેલું પસાવ્યું;
ફરીને જદા તે વૃથા પાછું આવ્યું, તદા દક્ષિણે તે પઠાવાનું ફાવ્યું.

### સવૈયો

શ્રી હનુમાન કર્યા તૈયાર, સ્વકારજ એ વિણ કોથી થયું ના;
છે ઉપકાર અપાર તથાપિ, વિશેષ થવા ચિત્ત મંદ થયું ના.
શ્રીહરિએ પણ એ વિણ અન્ય, થકી થવું મૂળથી ચિત્ત ચહ્યું ના;
તેથી ન દીધી નિશાની બીજે, નિજ ગુહ્ય બીજા કોઇને જ કહ્યું ના.

### દુહો

કાર્ય થાય આચાર્યથી, હોય ઘટિત જો આપ;
જેમ થયું સુગ્રીવનું, શ્રીહનુમાનપ્રતાપ.

### ઉપેન્દ્રવજ્રા

સીતા પુનીતા શ્રમ વેઠી શોધી, સુખે વળ્યા દંડી વડા વિરોધી;
વર્ધામણી નાથસમીપ ભાખી, ખરેજ સુગ્રીવની લાજ રાખી.

પદ-ગઝલ, બિહાગ

સુગ્રીવ વધા કર જોડી, સ્વામી હું તૈયાર છું;
મેળવું જાનકી જોડી, સ્વામી હું તૈયાર છું.
વાનરો નાયકસાથ, હાજર અસંખ્યાત સંધા;
પરવા જીવનની છોડી, સ્વામી હું તૈયાર છું.
રાવણને દઈ દંડ સીતા પાછાં આણશું;
અસુરોતણો મદ તોડી, સ્વામી હું તૈયાર છું.
લંકાપુરી નજરે પડી, તે ઘડી હડી કરશું;
કિલ્લા બુરજ ઝટ તોડી, સ્વામી હું તૈયાર છું.
સેતુ તમે બાંધો છો, વચમાં એટલો વાંધો;
ન કરી શકે કંઇ હોડી, સ્વામી હું તૈયાર છું.
સાગર ઉતારો આપ તો, પુંઠે પૂરા પડશું;
અડચણ નથી એ થોડી, સ્વામી હું તૈયાર છું.

સાખી

સેનસહિત સુગ્રીવસોબતમાં, સાગરસમીપ આવી;
સાગર સામે સાગર જેવી, છાવણી વડી જમાવી.
વિભીષણે ત્યાં આવી, શરણ થવાની વાત જણાવી;
તવ સુગ્રીવને રઘુપતિએ, નિજ રીત સ્પષ્ટ સમજાવી.

मित्रभावेन संप्राप्तं न त्यजेयं कदाचन ।
दोषो यद्यपि तस्य स्यात् सतामेतन्न गर्हितम् ॥
आनंदेन हरिश्रेष्ठ ! दत्तमस्याभयं मया ।
विभीषणो वा सुग्रीव यदि वा रावणः स्वयम् ॥

'મિત્રભાવે જે મારે શરણે આવ્યો હોય તેને હું કદી તજું નહિ; જો કે તેનો દોષ હોય તોપણ (તેને શરણ આપવું) તે સત્પુરુષોમાં નિંદ્ય નથી ગણાતું; માટે હે વાનરશ્રેષ્ઠ સુગ્રીવ! એ

વિભીષણ હો કે રાવણ પોતે હો, તો પણ મેં આનંદથી તેને અભયદાન આપ્યું છે.'

### માલિની

'નિજ મત ઝટ મૂકી, સ્વામિ આજ્ઞા સ્વીકારી,
વિભીષણ થકી મૈત્રી, ત્યારથી સ્થિર ધારી;
શરણ ધરમ જાણી, ધન્ય માની સ્વજાતે,
અધિક હરખ આણી, સેવતા દિન-રાતે.

પદ-'એસી ચતુર નાર' એ રાગ

શુકનામે દૂત કરી વકં તુત, કરી શુકનું રૂપ હતા કપિભૂપ;
ચુપચુપ ત્યાં આવીને વધો, છાનું ધીમા સાદે.
વધા લંકનાથ, કહું તેજ વાત, આપને ભ્રાતરામ ગણે આપ;
શામાટ વિપત્તિ પછી વહોરો છો માથે,
રામની નાર હરી ધરી પ્યાર, તેમાં શું તમારે કરો વિચાર;
જાઓ સ્વપુર મોઝાર પ્રભાતે.
છો લઢે રામ, કરે પુરી હામ, સુર-ગંધર્વો અહીં છે નકામ;
તે ઠામ થાય જય શું કપિ-હાથે.

### શાર્દૂલ

કીધો જ્યાં બકવાદ ગાદ સુણતાં, ઝાલી લીધો વાનરે,
મારી માર પ્રભુ-સમીપ લઇને, કીધો ખડો તે પળે;
તેણે નાથ સ્તવ્યા તદા ધરી દયા, પોતે સુકાવી દીધો,
તેવો તે ઉડતાં ફરી કપિપતિ-ને વધો ના બીધો.

### દુહો

રે કપિપતિ મહામતિ, રાવણપ્રતિ જવાબ;
શું આપો છો આપ તે, બાપ જણાવો સાફ.

પદ-' ગિરિધારી કે ' એ રાગ

જઈ કહેજે રે રાવણને શુક એહવું, કહાવું છું આ તેહવું;
રે પાપી મૂઢ નિશાચર રે, તવ મિત્ર માનજે ક્ષણભર રે,
ઉપકાર દયા પણ ભુજ પર રે, કરવાને રે ઘટે ન લક્ષે લેવું. કહા૦
રામવૈરી તુજને મારી શરે, સુત-બંધુ નાત સંહારી શરે;
સેના હણી નગ્ર પ્રજાળી શરે, તેં સંકટ રે વહોર્યું છે તે સહેવું. કહા૦
રક્ષવા સુરપતિ ધાય રે, તોપણ તન રે, પડયા વિના નથી રહેવું;
એકલી જાણી ભલી નારી રે, વૃદ્ધને યુદ્ધમાં મારી રે,
તેં ચોરી કરી ભય ધારીરે, તે આવ્યા રે થાશે જોયા જેવું. કહા૦
સુર અસુરથી અજિત જે છે રે, તમને હણનારજ તે છે રે;
અવતર્યાજ એ નિમિત્તે છેરે, સમજશ છે રે રામપરાક્રમ કેવું. કહા૦

## માલિની

શ્રવણ કરી સુવાણી, સત્ય તેને પ્રમાણી,
કહી જઈ સ્વપતિને, લક્ષ તેણે ન આણી;
રઘુપતિ પછી બાંધી, સેતુ તારી સ્વસેના,
કપિપતિ સહ બેઠા, યોગ્યસ્થાને મજેના.

## લાવણી-ધૂર્જટી

સુવેલ ઉપર હતા શ્રીરામ, સંગમાં શ્રીસુગ્રીવ બળધામ;
લીધો જ્યાં ત્યાં ક્ષણ સુખે વિરામ, દીઠું ત્યાં સામું રાવણધામ.
જોઈને અસુરપતિનો ઠાઠ, જોઇ રાવણનો પ્રચંડ ઘાટ;
ન જોઈ પૂછ્યાની પ્રભુને વાટ, કુદી ઉપડયા ઘડી મનમાં ઘાટ.

## સાખી

પહોંચ્યા ઉંચી અટારીએ, છેક લંકપતિપાસ;
પડકાર્યો રે ઘોર નિશાચર, પહોંચ્યો રાઘવદાસ.

રામના પ્રતાપથી આ ઠાર, જીવતો હવે નથી સુકનાર;
એમ વદી કરી અરિ પર દોટ, ઉડાવ્યો મુકુટ જણાવી ચોટ.
થયા પછી બેઉએ લોટમલોટ, બેઉમાં બળકળની નથી ખોટ;
બેઉ બહુ વાર બરાબર લડયા, બેઉ બન્નેને પૂરા પડયા.

સાખી

જાણ્યું અંતે રાવણે, બળકળ થાય ન કામ;
માયા તદા ચલવવા ધાર્યું, અને કપિ તે ઠામ.
કુદ્યા મુકી શત્રુનું સ્થાન, ગયા નભમાં શા બુદ્ધિમાન;
અસુરને ત્યારે આવ્યું ભાન, હાથથી ગયો અરિ હરી ભાન.

પદ-બરવો, 'મ્હારા વહાલા વેંકટનાથ' એ રાગ

પહોંચ્યા સુગ્રીવ રાઘવપાસે, રાતા રુધિરવડે તરબોળ;
રાતા રુધિરથકી તરબોળ, આંખો બન્ને રાતીચોળ. ટેક
ભેટી પડી પ્રભુ ઉચર્યા, પુછયા વિણ કીધું કામ;
સાહસ ભૂપ કદી નથી કરતા, તમે તે કર્યું આમ. પહોંચ્યા૦
મને વાનરોને વિભીષણને, કેવું આપ્યું કષ્ટ;
કર્યું તેવું ન ફરી કદી કરશો, કહું સમજાવી સ્પષ્ટ. પહોંચ્યા૦
તને થાય કંઈ તો પછી મ્હારે, સીતાનું શું કાજ;
ભરત અને શત્રુઘ્ન તણું શું, શરીરનું પણ ભ્રાત. પહોંચ્યા૦

त्वयि किंचित्समापन्ने किं कार्यं सीतया मया ।
भरतेन महाबाहो ! लक्ष्मणेन यवीयसा ॥
शत्रुघ्नेन च शत्रुघ्न स्वशरीरेण वा पुनः ।
त्वयि चानागते पूर्वमिति मे निश्चिता मतिः ॥
ज्ञातं यद्यपि ते वीर्यं महेन्द्रवरुणोपमम् ।
हत्वाहं रावणं युद्धे सपुत्रबलवाहनम् ॥

अभिषिच्य तु लंकायां विभीषणमथापि च ।
भरते राज्यमावेश्य त्यक्ष्ये देहं महाबलम् ॥

'(હનુમાનજી લંકામાં પરાક્રમ કરી સીતાની શોધ કરીને શ્રીરામચંદ્ર પાસે પાછા આવ્યા ત્યારે શ્રીરામચંદ્રે તેમને કહ્યું કે,) હે મહાબાહુ હનુમાન! તમને જો કાંઈ પણ થયું હત તો મને સીતાની શી જરૂર હતી? તેમજ હે શત્રુઓનો નાશ કરનાર! તમને જો કંઇ થયું હત તો મને શત્રુઘ્ન, ભરત, નાનો ભાઇ લક્ષ્મણ કે મારા પોતાના શરીરની પણ શી જરૂર હતી? જો કે મહેન્દ્ર તથા વરુણ જેવું તમારૂં પરાક્રમ મેં જાણ્યું છે, તોપણ હે મહાબળવાન હનુમાન! પહેલાં મારી બુદ્ધિએ આવો નિશ્ચય કર્યો હતો કે (જો હનુમાનને કંઇ થયું હશે તો) પુત્રો, સૈન્ય તથા વાહનો સાથે યુદ્ધમાં રાવણનો વધ કરી, લંકામાં વિભીષણનો રાજ્યાભિષેક કરી, મારૂં રાજ્ય ભરતને સોંપી દઇ, હું મારા દેહનો ત્યાગ કરીશ.'

ઉપેન્દ્રવજ્રા

નડયા લડયા વાનર શત્રુ સાથે, પડયા બહુ એ રણમાં મરાતે;
તથાપિ અંતે અહીં ઈશહાથે, સુવા બધા રાવણવંશ સાથે.

શાર્દૂલ

પોતાકાજ પડયા કપિ સકળને, જીવાડવા ચાહીને,
આજ્ઞા આપી સુરેન્દ્રને તવ સુધા-વૃષ્ટિથી ભીંજાઇને;
ઉઠયા વાનર સર્વ રામપદમાં, આવી પડયા પ્રેમથી,
જીવાડયા જયશાલી અંત કરીને, રાખ્યા સુખી ક્ષેમથી.

માલિની

વિભીષણથી વંદીન, સૈનિકો સર્વને ત્યાં,

બહુ ઘટિત ઇનામો, એ અપાવ્યાં મજેનાં;
કરી વિભીષણ રાજા, શાંતિ નગ્રે પસારી,
અરવની પુરી આશા, જાનકીને સ્વીકારી.

પદ-'પ્યારા પ્રભુ' ભૈરવી

વદ્યા સુગ્રીવથી શ્રીરાઘવ વાણી, રાઘવવાણી સેવાને વખાણી.
સુખે હવે સૌ સદનથી સીધાવો, ભોગવો ભોગ ભલે મોજ માણી;
કામ કર્યું મારૂં મન ધાર્યું, મહાઉપકારની રાખી એંધાણી;
હવે દેવથી પણ થયા નિર્ભય, મેં લીધા મારા જન જાણી;
અનુ પણ એવું વચનજ માગે, માત્ર નામી શિર જોડી પાણી.

શાર્દૂલ

સાથે સર્વ રહી જઈ અવધમાં, સેવી સુખે દંપતી,
આવ્યા સ્થાનવિષે રહ્યા સુખવિષે, દીઠું ન કષ્ટે કદી;
આવીને અવધે ફરી અવધમાં, સાધે તજી દેહને,
પહોંચ્યા સૂર્યસમા ખમા રઘુપતિ, તારા ખરા સ્નેહને.

માટે ખરૂંજ છે કેઃ—

ભુલ્યાની ક્ષમા દે એવા માત્ર રામ, શુધ લે સુધારી તમામ.
ભુલ્યાની૦
સેવામાં સ્થાપી જગસુખ આપી, અંતે અનુ દે નિજધામ.
ભુલ્યાની૦





# श्रीविभीषण-शरणागति-आख्यान

[ विषय-प्रभुशरण एज सत्य ]

## પૂર્વરંગ

પદ-'હીંડોળે રે ઝુલે (૨) શ્યામા શ્યામ ગરજત દાન' એ રાગ

આવ્યો શરણે (૨) રે હો જાનકીનાથ, શ્રીમત પદ અર્પણ કરી;
તન-મન રે, અરે હાં તન-મન રે. આવ્યો૦
અવર સર્વનું તજી અનુ સગપણ, કરીએ અકિંચન નમન રે.

હે પ્રભો ! હું આપને શરણે શા માટે આવ્યો છું ?

પદ-ગઝલ

શ્રીનાથ બીજે તમ વગર, મેં ભય બધે દીઠો;
જેમ ઉદધિમાં રહેશે મગર, મેં ભય બધે દીઠો.
તનમાં થશે શી પીડ, પોષણ ક્યાં થશે કેવું;
ને મોતનો વિકરાળ વર, મેં ભય બધે દીઠો.
ધન સાધનો સુખદા દીસે, પણ છે ચપળ પુરા;
લઈ લે વિપત્તિ નારીનર, મેં ભય બધે દીઠો.

आपदर्थे धनं रक्षेत् श्रीमतः कुत आपदः ।
कदापि यांति ते कालं समूलं च विनश्यति ॥

'આપત્તિઓથી બચવા માટે ધનની રક્ષા કરવી; કેમકે શ્રીમાન મનુષ્યને આપત્તિ આવેજ કયાં ? પણ કોઈ વેળા ધનના જોરથી તે આપત્તિઓ ભલે ચાલી જાય, પણ છેવટે તો સમૂળગો વિનાશ-જ થાય છે.' એટલે જે વેળા આપત્તિનો ધસારો એક સામટો આવે છે તે વેળા ધનથી કંઇ પણ વળતું નથી; તેજ પ્રમાણે—

સ્નેહી સગાં મારાં મળે, અંતે તોયે તજવાં;
જગસ્નેહ મૂળજ દુઃખકર, મેં ભય બધે દીઠો.
નિજ સ્વાર્થ સારૂં જગતના જન, રાતદિન શેકે;
શત્રુઓ શિર પર શક્તિ હર, મેં ભય બધે દીઠો. [માટેજ—]

આવ્યો શરણે (૨) રે હો જાનકીનાથ,
શ્રીમતપદ અર્પણ કરી તનમન રે હો, જાનકીનાથ.

તેમાં પણ જાનકીનાથનેજ શરણે હું આવ્યો, તેનું કારણ? તુકારામ બાવા જેવા અનુભવી પણ એજ કહે છેઃ—

અભંગ

તુજ વિણ કોણા શરણ્ જાઉં નારાયણા,
એસા દેખે મેં કોણી દુજા નાહિ ત્રિભુવની;
પાહિલા પુરાણે ધાંડાળી લીદ સરાણે,
તુકા મ્હણે સાચી જડ ન ડેંલા તુઝ્યા પાયા.

એથી શું લાભ છે ? તે પણ કહે છેઃ—

ઐસે ભાગ્ય કઈ લાવતા હોઇન અવઘે દેખે જન બ્રહ્મરૂપ;
મગતયા સુખ અતનાહી પાર, આનંદે સાગર હેલાવતી.
શાંતિ દયા ક્ષમા મૂર્તિ મત અંગી, પરાવૃત સંગી કામાદિકાં;
વિવેકાસહિત વૈરાગ્યાચે, બળ ધગધગી તો જ્વાળ અગ્નિ જેસા.
ભક્તિ નવવિધા ભાવ શુદ્ધ ભરી, અલંકારાવરી મુકુટમણિ;
તુકા મ્હણે માઝી પૂરવી વાસના, કોણ નારાયણા તુજ [illegible]

આ સંબંધે અમે કહેલ છેઃ—

પદ-કાફી

પ્રભુજી તને હું મૂકીને ક્યાં જાઉં રે ?
જગતનો તું છે નાથ, સત્તા બધી તારે હાથ;
પછી બીજા કોને ચાહું રે ?
તારા વિના બીજા બધા પોતેજ ન રહે સદા;
તેનું શું શરણું સાહું રે !
તેંજ મને દીધો દેહ, તુંજ પાળે રાખી સ્નેહ;
તારૂં આપેલુંજ ખાઉં રે.
તારૂં ધારેલુંજ થાય, તુંજ તારે તો તરાય;
માટે ગુણો તારા ગાઉં રે.

માટેજ અહીં પણ એજ કહ્યું કેઃ—

આવ્યો શરણેરે હો જાનકીનાથ, શ્રીમતપદ અર્પણકરી તનમનરે,
[કારણ—] વ્રત આપે ઉત્તમ ધાર્યું, શરણોનું સદા સુધાર્યું.

ભક્ત તુકારામ દૃષ્ટાંત દે છેઃ—

ગજ ઇન્દ્ર પશુ આપ્તે મોકલીલા, તો તુજ સ્મરલા પાંડરંગા;
ત્યાસાઠીં ગરુડ સાંડની ધાં વસી આયા ઝળ ખક્ષી દીનાનાથ.
ધેનુવત્સાવરી ઝેંપ ઘાલી જૈસી તૈસે, ગજેન્દ્રાસી સોડવી લેંદ;
તુકા મ્હણે બીદ બાંધલેયાસાઠીં, ભક્તાંસી સંકટી રક્ષા વયા.

અને એ દૃષ્ટાંત જોઇ પોતેજ કહે છેઃ—

લોક ફાર લાહા અમંગલ જાલા, ત્યાચા ત્યાગકેલા પાંડરંગા;
વિષયાં વચલો મીંપણા મુંકલો, શરણ તુંજ આલો પાંડરંગા.
ઘર દાર અવધિ ત્યજીલા નારાયણા, જીવીચા જીવના પાંડરંગા;
તુકા મ્હણે પહલો પુંડલીકા પાશીં ધાંય હૃર્પાકેશ આલિંગી મજ.

એ રીતે આપણે પણ પ્રભુશરણ થવાને કહ્યું કેઃ—

અવર સર્વતણું તજી અનુસરણ, કરીએ અકિંચન નમન રે;
આવ્યો શરણેરે હો જાનકીનાથ, શ્રીમતપદઅર્પણ કરી તનમનરે.

શાસ્ત્રો કહે છે:—

मृत्योर्बिभेषि किं मूढ भीतं मुञ्चति किं यमः ।
अजातं नैव गृह्णाति कुरु यत्नमजन्मनि ॥

'અરે મૂઢ ! મૃત્યુથી કેમ ડરે છે ? શું ભય પામેલાને યમ છોડે છે ? માત્ર જે જન્મ્યો ન હોય તેને મૃત્યુ લેતો નથી; તો જન્મ નહિ પામવા માટે તું યત્ન કર.' ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણ પણ એજ કહે છે:—

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

'હે અર્જુન ! બ્રહ્માના લોક સુધીના સર્વ લોક ફરી જન્મનારા છે—જન્મમરણ પામે છે; માત્ર હે કુંતાપુત્ર ! મને પામીને પુનર્જન્મ રહેતો નથી.' આમ પ્રભુને પામ્યા વિના જન્મ-મરણથી છુટાતું નથી, પણ પ્રભુને પામવાનો ઉપાય કયો ? કલિયુગમાં બીજા ઉપાયો કરવા કઠણ થઈ પડે છે; માત્ર આ એકજ સહેલો ઉપાય ભગવાન પોતે કહે છે:—

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात् परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥

'હે ભરતવંશી અર્જુન ! કેવળ એક પ્રભુનેજ શરણે સર્વ ભાવથી તું જતો રહે; તેમની કૃપાથી તું પરમ શાંતિ અને અવિનાશી સ્થાન પામીશ.' ખુદ બ્રહ્મલોકમાં વસનારી શ્રુતિઓ પણ એજ કહે છે:—

यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदाँश्च प्रहिणोति तस्मै ।
तमात्मबुद्धिप्रसादं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥

'જેમણે સૌ પહેલાં બ્રહ્મદેવને ઉત્પન્ન કર્યા અને તે બ્રહ્મદેવને જેમણે વેદ આપ્યા, તે સર્વના મન અને બુદ્ધિને નિર્મળ કરનાર પરમાત્માને, હું મુમુક્ષુ શરણે જાઉં છું.' આ રીતે શ્રુતિઓ તપાસતાં પણ એજ સિદ્ધાંત નીકળે છે કે, સંસારથી છૂટવા માટે પ્રભુશરણ વિના બીજો કોઇ સરળ માર્ગ નથી.' બાકી તો—

शार्दूल

जातोऽहं जनको ममैष जननी क्षेत्रं कलत्रं कुलं।
पुत्रा मित्रमरातयो वसु बलं विद्या सुहृद् बांधवाः ॥
चित्तस्पंदितकल्पनामनुभवन् विद्वानविद्यामयीं ।
निद्रामेत्य विघूर्णितो बहुविधान् स्वप्नानिमान् पश्यति ॥

'આ હું જન્મ્યો, આ મારો પિતા, આ મારી માતા, આ મારૂં શરીર, સ્ત્રી, કુળ, પુત્રો, મિત્ર, શત્રુઓ, ધન, વિદ્યા, સુહૃદ્ અને મારાં સગાંસંબંધીઓ છે; આવા પ્રકારની ચિત્તમાં ઘૂમ્યા કરતી કલ્પનાઓને અનુભવતો વિદ્વાન પુરુષ પણ કેવળ અવિદ્યામય એવી નિદ્રામાં પડીને ખૂબ ઘોરતો અનેક જાતનાં આવાં સ્વપ્નાં જોયા કરે છે.' તે કયાં સુધી? 'मत्तः स्मृतिर्ज्ञानमपोहन च' ભગવાન કહે છે કે જયાં સુધી મારે લીધેજ તેને સ્મરણ, જ્ઞાન તથા જ્ઞાનનું ઢંકાવું થાય છે ત્યાં સુધી; કારણકે 'भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः । જુદા જુદા સર્વ પ્રકારના ભાવો પ્રાણીઓમાં મારે લીધેજ થયા કરે છે.' આવાજ ભાવથી બીજે સ્થળે કહેવામાં આવે છે:—

कालचक्रं जगच्चक्रं युगचक्रं च केशवः ।

आत्मयोगेन भगवान् परिवर्तयतेऽनिशम्॥

'કાળચક્રને, જગતચક્રને તથા યુગચક્રને ભગવાન કેશવ પોતાના યોગબળથી હમેશાં ચલાવ્યા કરે છે.' અને તેથીજ કહ્યું છે કેઃ—

नाथे श्रीपुरुषोत्तमे त्रिजगतामेकाधिपे चेतसा ।
सेव्ये स्वस्य पदस्य दातरि सुरे नारायणे तिष्ठति ॥
यं कंचित् पुरुषाधमं कतिपयग्रामेशमल्पार्थदं ।
सेवायै मृगयामहे नरमहो मूढा वराका वयम् ॥

'સર્વનો સ્વામી, ત્રણે જગતનો એકજ અધિપતિ, કેવળ મનથી સેવવાયોગ્ય અને પોતાનું પદ આપી દેનારો મહાદાતા શ્રીપુરુષોત્તમ નારાયણ દેવ વિદ્યમાન છે, છતાં અમે અમુક કેટલાંક ગામડાંઓના સ્વામી, અતિ અલ્પ ધન આપનાર અને પુરુષોમાં અધમ એવા અમુક કોઇ મનુષ્યને સેવવા માટે શોધીએ છીએ ! અહો ! આશ્ચર્યની વાત છે કે અમે મૂઢ છીએ ! દીન છીએ.' વળી ભક્ત શિરોમણિ પ્રહ્લાદજી તો એમજ કહે છેઃ—

धर्मार्थकाम इति योऽभिहितस्त्रिवर्ग ।
ईक्षात्रयी नयदमौ विविधा च वार्ता॥
मन्ये तदेतदखिलं निगमस्य सत्यं ।
स्वात्मार्पणं स्वसुहृदः परमस्य पुंसः ॥

'ધર્મ, અર્થ ને કામરૂપ જે ત્રિવર્ગ કહ્યો છે તે, અને તે ત્રિવર્ગ સંપાદન કરવા માટે આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કશાસ્ત્ર, દંડનીતિ અને અનેક પ્રકારની જે આજીવિકાઓ કહેવામાં આવી છે તે આ સર્વ વેદમાં પ્રતિપાદન કરેલું છે એમ હું માનું છું; અને તે

સઘળું પોતાના મિત્ર પરમપુરુષ ભગવાનનેજ પોતાનો આત્મા અર્પણ કરવામાં જો સાધનરૂપ થાય તોજ તે સર્વને હું સત્ય માનું છું (નહિ તો તે સર્વ મિથ્યા છે.)' કારણકે ભક્તિના નવ પ્રકારોમાં પણ છેવટે તો તેજ છેઃ—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यम् आत्मनिवेदनम् ॥

આમ 'આત્મનિવેદન' અથવા 'આત્મસમર્પણ' એ ભક્તિનો સર્વોત્કૃષ્ટ પ્રકાર છે, અને તેથીજ ખુદ ભગવાન પણ તેની દુર્લભતા દર્શાવીને લક્ષ્મીતંત્રમાં કહે છેઃ—

आकिंचन्यैकशरणाः केचिद् भ्रान्त्वाऽधिकं पुनः ।
मामेव शरणं प्राप्य मामेवांते प्रयांति ते ॥

'કેવળ આકિંચન્ય-સંન્યાસનુંજ શરણ લેનારા કેટલાક પુરુષો ઘણું ઘણું (સંસારમાં) ભટકીને છેવટે મારૂંજ શરણ લઈ મનેજ પામે છે.' માટે આપણે પણ બીજી બધી મિથ્યા ખટપટ છોડી દઇ એમનેજ શરણે જઇએઃ—

અવરસર્વતણું તજી અનુ સગપણ,કરીએ અકિંચન નમનરે. આ૦

અને આ રીતે સર્વની સાથેનું સગપણ જો તોડી નાખીએ તો તેથી કંઇ પાપ લાગતું નથી; કારણકે સંસારી સગપણ તો તોડવુંજ જોઇએઃ—

જાકે સંગ કુમતિ અતિ ઉપજત પરત ભજન મેં ભંગ.[માટેજ—]
તજ મન હરિ વિમુખકો સંગ.

મીરાંબાઈને રાણાએ જ્યારે બહુ દુઃખ દેવા માંડ્યું ત્યારે પોતે ગભરાયાં અને વિચાર કર્યો કે હવે મારે શું કરવું જોઇએ!

કુળની મર્યાદા તોડયા વિના હવે સુખેથી ભજન થઇ શકશે નહિ; પણ એકદમ સાહસ કર્યા વિના તેમણે તુલસીદાસજી ઉપર પત્ર લખી પુછાવ્યું કે, આ સ્થિતિમા મારે શુ કરવુ ? ત્યારે તુલસીદાસજીએ રાજ્યરીતિથી ચેતીને માત્ર એકજ પદ ઉત્તરમાં મોકલ્યું કે:—

જાકે પ્રિય ના રામ-વૈદેહી,
તજીએ તાકે કોટિ અરિમિ યદપિ પરમ સનેહી.

એટલે જેઓ ભક્તિમાર્ગમાં વિઘ્નકર્તા હોય તેવાં સગાંઓને તે શત્રુ સમજી તજવાંજ જોઇએ, તેમાં પાપ નથી ધર્મ બે પ્રકારનો છે એક સામાન્ય ધર્મ ને બીજો વિશેષ ધર્મ. તેમાં વિશેષ ધર્મની પ્રાપ્તિ માટે સામાન્ય ધર્મનો ઉપયોગ કરવો જોઇએ, કારણકે—

जन्मांतरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥

'હજારો જન્મોમાં તપ, ધ્યાન તથા સમાધિ સેવ્યા હોય તો તેથી જેઓનાં પાપ નાશ પામ્યાં હોય તેવાં મનુષ્યોને શ્રીકૃષ્ણપ્રભુમાં ભક્તિ થાય છે.' આમ તપ-ધ્યાન-સમાધિરૂપ સામાન્ય ધર્મનું આચરણ કરવામા પ્રથમ આરંભેજ સર્વપ્રકારનાં સંબંધો છોડવા પડેજ છે અને તે પછી એ સામાન્ય ધર્મના આચરણદ્વારા વિશેષ ધર્મ-શ્રીકૃષ્ણભક્તિની પ્રાપ્તિ થઈ શકે છે. આમ વિશેષની પ્રાપ્તિ થાય એટલે સામાન્યનો સ્વયમેવ લોપ થાય છે અને તે માટે પ્રભુની આજ્ઞા પણ છે —

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

'સર્વ ધર્મનો ત્યાગ કરી કેવળ મારે શરણે આવી જા; હું તને સર્વ પાપોથી છોડાવીશ, શોક કર મા.' એટલે શરણાગતિ આવી કે બીજા કોઇ ધર્મની જરૂર રહેતી નથી, પ્રભુશરણ લેતાં સર્વ સંબંધો છોડવા પડે તેમાં પાપ નથી; એટલુંજ નહિ પણ તેમ કરવું તે જરૂરી પણ છે; છરીથી ચામડી કાપવી તે ગુનો છે પણ ગૂમડું ચીરવું તે અતિ આવશ્યક છે.શાસ્ત્ર પણ એજ કહે છેઃ—

गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।
उत्पथप्रतिपन्नस्य परित्यागो विधीयते ॥

'ગુરુજન—પોતાનો વડીલવર્ગ પણ જો કાર્ય-અકાર્ય ન સમજે ને અવળે માર્ગે જવા લાગે તો તેનો ત્યાગ કરવોજ જોઇએ.' અને તેથીજ તુલસીદાસજી દૃષ્ટાંત સાથે કહે છેઃ—

પિતા તજ્યો પ્રહ્લાદ, વિભીષણ બંધુ, ભરત મહતારી;
ગુરુ બલિ, પતિ તજ્યો વ્રજવનિતા, ભયો જગમંગલ ચારી.

આમ અનેક ભક્તજનોએ ભક્તિમાં વિઘ્નકર્તા સંબંધીઓનો ત્યાગ કર્યો છે અને તેમ કરવામાં લેશ માત્ર દોષ નથી; માત્ર તે ત્યાગ આવો હોવો જોઇએઃ—

यस्तु कर्मफलत्यागः स त्यागः सात्त्विको मतः ।

'કર્મ ભલે કરો, પણ તેના ફળનો ત્યાગ થવોજ જોઇએ. આવો ત્યાગ તે સાત્ત્વિક ત્યાગ કહેવાય છે.' અર્થાત્—

કરવું સહુ એનું એ જીવડા! પણ નવ ગણવું મ્હારૂં;
છે સઘળું જેનું એ જીવડા ! ગણવું તેને સારૂં.

આ તો ઉત્તરકૃત્ય છે; પૂર્વકૃત્ય તો આજ છેઃ—

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त્वमेव त्वमेव सर्वं मम देवदेव ॥

'હે દેવોના દેવ-પરમેશ્વર! આપજ મારાં માતા, પિતા, બંધુ, સખા, વિદ્યા, ધન તથા બીજું સર્વ કંઇ છો.' આવી દૃઢ ભાવના હૃદયમાં રૂઢ થવી જોઇએ; કારણકે 'वासुदेव. सर्वमूर्तिः। ભગવાન વાસુદેવજ સર્વમૂર્તિ છે.' જે કંઈ જગતમાં છે તે સર્વ એ પ્રભુનાંજ સ્વરૂપો છે એમ સમજીને 'अकिंचनो नान्यगतिः शरण्यं त्वत्पादमूलं शरण प्रपद्ये -સર્વ પરિગ્રહનો ત્યાગ કરી બીજા કોઇનું પણ શરણ લીધા વિના હે પ્રભો! શરણ લેવા યોગ્ય એવા આપના ચરણમૂળનું હું શરણ લઉં છું.' આમ શરણાગતિ સ્વીકારવી એજ અસલ શિષ્ટાચાર છે. માટેજ અહીં કહેવામાં આવ્યું છે કેઃ—

અવરસર્વતણું તજીઅનુ સગપણ, કરીએ અકિંચન મનરે,
આવ્યો શરણે રે હો જાનકીનાથ, આવ્યો શરણે.

આવા પ્રકારની શરણાગતિનું શાસ્ત્રીય સ્વરૂપ આવું છે —

अनन्यसाध्ये साभीष्टे महाविश्वासपूर्वकम् ।
तदेकोपायता या च प्रपत्तिः शरणागतिः ॥

'અનન્ય સાધ્ય અને અભીષ્ટ એવા પરમેશ્વરના ચરણમાં મહાવિશ્વાસપૂર્વક શરણે જવું અને તેજ પ્રભુપ્રાપ્તિનો એકજ ઉપાય સમજવો તે શરણાગતિ કહેવાય છે.' આ શરણાગતિ પણ ન્યાસ-પંચાંગસંયુક્તજ હોવી જોઇએ, જેનું સ્વરૂપ આ પ્રમાણે છે'—

अनुकूलस्य संकल्पः प्रतिकूलस्य वर्जनम् ।
रक्षयसीति च विश्वासो गोप्तृत्ववरणं तथा ॥
आत्मनिक्षेपकार्पण्यं पञ्चधा शरणागतिः ॥

'પરમેશ્વર અનુકૂળ થાઓ' એવો સંકલ્પ, પ્રતિકૂલ પદાર્થોનો ત્યાગ, 'પરમેશ્વર મારૂં રક્ષણ કરશેજ' આવો વિશ્વાસ, 'સર્વના રક્ષક પ્રભુ છે' આવો દઢ સ્વીકાર અને વિષયોમાં મન ન ચાલ્યું જાય, તે માટે પ્રભુ પાસે દીનતાપૂર્વક પ્રાર્થના—આવી પાંચ અંગોવાળી શરણાગતિ છે. આ શરણાગતિનો અભ્યાસ તેવા કોઇ અભ્યાસી સદ્દગુરુદ્વારાજ સંપાદન કરી શકાય છે; અને તેવી શરણાગતિ પોતાને તેવા સદ્દગુરુદ્વારા મળી શકે તે માટે એ પ્રભુ પ્રત્યેજ આવી પ્રાર્થના કર્યા કરવીઃ—

शार्दूल

श्रीरामोऽत्र विभीषणोऽयमनघो रक्षोभयादागतः ।
सुग्रीवानय पालयैनमधुना पौलस्त्यमग्रागतम् ॥
इत्येवाभयमस्य सर्वविदितं यो राघवो दत्तवान् ।
आर्त्तत्राणपरायणः स भगवान्नारायणो मे गतिः ॥

'શ્રીરામચંદ્ર અહીં પધાર્યા છે, આમ સમજી નિર્દોષ વિભીષણ, રાવણ—રાક્ષસના ભયથી તેમને શરણે આવ્યો; એટલે પ્રભુ રામચંદ્રે 'હે સુગ્રીવ ! હમણાં આપણા શરણે આવેલા આ વિભીષણનું તું રક્ષણ કરજે' એમ કહી સર્વની સમક્ષ તેને અભયદાન આપ્યું. તે રામાવતાર ધારણ કરનાર અને દુઃખી ભક્તજનોનું રક્ષણ કરવામાં તત્પર રહેનાર ભગવાન શ્રીનારાયણ મારૂં શરણ હો.' આજ પ્રાર્થનાનું સરળ સ્વરૂપ અહીં દર્શાવ્યું છેઃ—

આવ્યો શરણે રે હો જાનકીનાથ,
શ્રીમંતપદ અર્પણ કરી તનમનરે.

તે કોની પેઠે ? મહારાજ વિભીષણની પેઠે. તે જુઓઃ—

# શ્રી વિભીષણ-શરણાગતિ-આખ્યાન

## મરાઠી-સાખી

પુલસ્ત્ય પુત્ર પ્રજાપતિના પ્રિય, પુરા પવિત્ર પોતે;
તપ કરતા તૃણબિંદુ આશ્રમ, કાળ ન ક્ષણ પણ ખોતે;
જીવ્યું મોતે.................જડયા પ્રભુ ઉર ગોતે.
ઋષિકન્યા ત્યાં રમવા આવે, ભજને ભંગ પડાવે;
અકળાઈ ઉચર્યા જે કન્યા, દેખીશ વિણ બોલાવે;
ગર્ભિણી થાશે.............તે મુજ નજર પ્રભાવે.
શાપ સુણી સહુ કન્યા સટકી, તૃણબિંદુની બાળા;
હતી અજાણી પડી દષ્ટિએ, થઈ કષ્ટી જોઈ ચાળા;
પિતુ તપવાળા.............સમજ્યા સત્ય કૃપાળા.
પુલસ્ત્યને પરણાવી દીધી, સપુત પ્રકટ્યા તેના;
થયા વિશ્રવા ચાવા, સસરા ભરદ્વાજ છે જેના;
સુત કુબેર શ્રી..............પ્રકટ્યા એથી મજેના.

પદ-' લાવણી ધર્મધુરંધર ' એ રાગ

હતા સુમાલી રાક્ષસ રાજા, શુચિ કન્યા તેની;
સંગે રાખી ફરે ગગનપથ, ઉર રહે બેચેની.
દીઠા કુબેર ધનેશ્વર સુંદર, વિમાનમાં સ્વારી;
થયો વિચાર કુળે આવા સુત, પ્રકટે શે ભારી.
સમજાવી દુહિતા ગ્રેરી, વિશ્રવાનેજ વરવા;
તે પણ આવી પ્રીતિ લાવી, મુનિનું મન હરવા.
પ્રદોષવેળા પલ્લે વળગી, કૈકસી એ મોહી;
આશા પુરી મુનિએ પણ સુત તો, થયા દેવદ્રોહી.

## લલિત છંદ

સમજી ભૂલ એ નારી સદ્ગુણી, ન જાણી શે બણે જે બીના બાણી;
કરગરી ફરી કીધી માગણી, સપુત એકલો દ્યો થીંગાધણી.

### દીંડી

દેખી દીન દયા કરી વદ્યા નાથ, શ્રેષ્ઠ પુત્ર થશે છેલ્લો શુચિ ગાત;
ધર્મધારી સુજ કુળધર્માચારી, વરથીવર સુણતાંરીઝી સતી પ્યારી.

### સાખી

દશગ્રીવ પહેલો પ્રકટ્યો તવ, થયા ઘણા ઉત્પાત;
કુંભકર્ણ પ્રકટ્યો પુઠે, જેનું છે પ્રચંડ ગાત.
શૂર્પણખા વિકૃત મુખવાળી, કન્યા ભુંડે ઘાટ;
છેલ્લે પ્રકટ્યા સંત વિભીષણ, તવ હરખ્યો સુરસાથ.

### દુહો

ગડ ગડ ગગડ્યાં દુંદુભિ, પડ્યો પુષ્પ વરસાદ;
નભમાંથી તેવો થયો, સાધુ સાધુ એ સાદ.

### સાખી

ઉગ્ર દેહ દેહધારી એ ઉગ્ર તપ, ઉગ્ર ભાવેથી કીધાં;
સાત્વિક સંતે શાંત રહીસાત્વિક, તપ મન પર લીધાં.
પાંચ હજાર વર્ષમાં પુરતી, તપની પ્રભુએ માની;
પ્રજાપતિને પ્રેરી પઠવ્યા, જ્યાં વસતા એ ધ્યાની.

### વસંતતિલકા

માગ્યું ન અન્ય શુચિ સંત વિભીષણે તો,
ચૂકું ન ધર્મ કદીએ દુઃખ છો હું સ્હેતો;
આ સાંભળી વધુ રીઝી અજ ઉચર્યા એ,
પાળો સુધર્મ અમરે રહેશો સદાએ.

### તોટક

પરણી ખુદને બની લંકપતિ, બળી રાવણની થઈ ખ્યાત અતિ;
જણવી શુચિ પ્રીત સ્વભ્રાતપ્રતિ, પરણાવી વિભીષણસંગસતી.

### ગીતિ

શરમાં વહેલા જઇને, કહ્યું માતૃએ હાં હાં રે શરમાં;
ગંધર્વરાજ દુહિતા, વર્યા વિભીષણ એ થઇ જે શરમા.

### હરિગીત

રાવણ થયો ત્રણ લોકસ્વામી, દેવનર વશમાં કરી;
જાણી વડીલ વિભીષણ બની, મંત્રી કરે છે ચાકરી.
અસુરો તણી સોબત છતાં, કદી કૃતિ કુડી ના કરી;
ધર્મમાં રતજ પ્રશસ્ત શીખ, સદૈવ દેતા આકરી.

### તોટક

ઘરબાર વડાં દરબાર હતાં, લઘુ ભ્રાત વરા જમાદાર હતા;
હય હાથી રથો છડીદાર હતા, ખુદના પણ મંત્રી સુચાર હતા.
સુખ-સંપત્તિમાં નવ ખામી હતી, પળ તેમ છતાં ન નકામી જતી;
મતિ ઠેરતી શ્રીજગસ્વામી પ્રતિ, ખરી વૃત્તિ પદેજ વિરામી હતી.

### મંદાક્રાંતા

જ્યારે જ્યારે સુર-ઋષિ-જનની, શ્રી હરી ભ્રાત લાવે,
ત્યારે ત્યારે વિભીષણ વચનો, ધર્મનાં સંભળાવે;
કામાચારી દશમુખ નહિ, લક્ષમાં તે ધરાવે,
સીતા આણી તવ બહુ કહ્યું, તે મૂઢને કેમ ભાવે.

પદ-'બન ગયો ભેદ' એ રાગ

મારુતિ જવ આવ્યા રે, સતી શુદ્ધ લેવા;
લઈ પકડી અંતે દૂતો, લ કેશસભામાં લાવ્યા.
વધ કરવાનો હુકમ થયો તવ,
ધર્મી વિભીષણે, ઝટ અટકાવ્યો રે. સતી૦
રાવણ કહે મુજ વૈરી મારા સૈનિક પુત્ર ઉડાવ્યા;

વદે વળી મુખ પર ફાંગેલું,
જીવતો કેમ એને, હઉં ઘેર જાવા રે. સતી૦
વિભીષણ કહે દૂતને મારવા, મત નથી ક્યાંહી બતાવ્યા;
સ્વાર્થ સારૂં નવ કહે કે કરે,
દૂત હણેથી શું, અરિથી ગણા ફાવ્યા રે. સતી૦
ત્યાં જઈ અડી લડ્ડા કે ઘો, આવવા આંહીં શર સહાવા;
ઉપકારી એવા ભારી થઈ,
ધર્મે હરિજન મનથી બચાવ્યા રે. સતી૦

લાવણી

રામ ચઢાઇથકી ભય ખાઇ, સભા કરી અસુરે ભેળી;
સલાહ પૂછી વધા સહુ મદે, છક્યા વાતો છેલી.
શાંત વિભીષણ ભ્રાત, ભ્રાતને સમજાવી કહેવા લાગ્યા;
લડવાને સજ્જ સઘ થઈ જાઓજ દો શું વિણ માગ્યા.
સામ-દામ-ભેદથી બને નહિ, તદા દંડ તો આદરીએ;
વ્હાલાં રાજા સામથી કામ સરે, શીદ ના કરીએ.
દોષ કર્યો આપણે તો ઘટે, સુધારવો વેલાસરે;
સીતા આપો રામ સંધિ કરશે, તવ વિણ શરતે.
નહિ તો પ્રબળ પરાક્રમવાળા, ધર્મ એમના પક્ષે;
જરૂર નડશે વાત એક, દૂતની શું નવ લક્ષે.

ઉપેન્દ્રવજ્રા

વદી બહુ રીતથી એજ વાત, દીધી રૂડી શીખ વિવેકસાથ;
સુણી સભા સઘ વિખેરી નાખી, રહ્યો તદા તો ચિત્ત ભ્રાંત રાખી.

સાખી

૬ વિભીષણે વરત્યું નેત્રોથી, નથી રુચિ નિજ વાત;
સમજાવવા ગયા મંદિરમાં, જ્યાં વસતા નિજ ભ્રાત.

જોઈ એકાંત શાંત પુરપતિને, શુભ મતિએ હિત સાથ;
ખરા શબ્દમાં ખુલ્લે ખુલ્લો, મત જણાવ્યો ભલી ભાત.

### ભૈરવી

માન માન રે માન રાવણ માન માન રે માન;
નવ ધર અહીં અભિમાન. રાવણ૦
જાનકી લઈ જઈ દઈ દે પતિને, રામ જાણ અસમાન. રાવણ૦
સમય નહિ ખો વૃથા નહિ મ્હો, શુકન થાય જો માન. રાવણ૦
નથી ચઢયા ને નડ્યા ત્યાંસુધી, રહેશે તાહરૂં માન. રાવણ૦
માર ખાઇને હાર ખાઇને, પછી પામીશ અપમાન. રાવણ૦
કુળ-કુટુંબ-પુર-પ્રજા પીડાશે, નહિ રક્ષશે વિમાન. રાવણ૦
બહુ સારૂં સુવચન આ મ્હારૂં, રે શીઘ્ર લે મન માન. રાવણ૦

### માલિની

સુણી વિભીષણ વાણી રાવણે રોષ આણી,
નવ હિતકર જાણી ઉચર્યો કંઠ તાણી;
નહિ દઉં કદી પાછી જાનકી વાત સાચી,
શચીપતિ સહ આવે રામ તોયે બીના શી.

### દુહો

વિભીષણને કહાડી મૂકયા, કરી કંઈક બબડાટ;
પણ ઉરમાંહે બન્યો રહ્યો, અધિક ઔર ગભરાટ.

### નારાચ

ફરી સભા ભરી તદા, ફરી ગયા વિભીષણ;
ફરી વધા પ્રહસ્ત આદિ, તો ઉંધુ જ તો પણ.
ફરી દીધી વિભીષણે, ખરેખરી શિખામણ;
તથાપિ તે ન ઉતરી, જરી અભાગીને મન.

### લાવણી

ઉલટ્યો ઇન્દ્રજિત, વંઠી કહેવા લાગ્યો;
આવો કાકો બાયલો, કુળે ક્યાં જાગ્યો.
એ રામ અને લક્ષ્મણ માણસ તે શું છે;
બળ અમ સૌનું શું સહજ અસુર જેવું છે.
વિભીષણ વધા વયસમ બુદ્ધિ છે કાચી;
થઈ મિત્ર શત્રુસમ બબડે છે શું નાચી.
રાઘવના બાણ તણી બીહાશ નથી ચાખી;
ત્યાંસુધી બધા મનગમતું, મુખ લ્યો ભાખી.

લાવણી–'ભરથરી ભ્રાત'

રાવણ ઉચર્યો (૨) વૈરીસંગ વસવું સારૂં;
મિત્ર પેસી શત્રુતણું વદવું જ પ્રાણ હરનારૂં.
નાતિલા ભાઇ (૨) તેમાં પણ નૃપના જે છે;
દ્વેષ બળે હીણું ચહે, નિત ઘાટજ ઘડ્યા કરે છે.
હાથીએ કહ્યું (૨) સપડાઈ ન વીસર્યું તે મે;
ભાઇ વિભીષણ જ્ઞાતછું, હું તારા કપટી પ્રેમે.
હું ભુલો થાઉં (૨) તેથીજ જીવતો છોડું;
છે ધિક્કાર તને અરે! ઉઠ દુષ્ટ ન દાખવ મ્હોડું.

પદ–'પાંચાલી પ્રાણ' એ રાગ

ઝટ ઝાલી ગદા તે વાર, વિભીષણજી.
ઉઠ્યા કોપીને અપાર, વિભીષણજી.
મંત્રીઓ સંગ નિજ ચારે, અંતરિક્ષ ઉઠ્યા હારે;
નભમાં ઠેરી શુભ હારે, ઉચર્યા નિજ સ્પષ્ટ વિચાર. વિભી૦
રાવણ પિતુસમ મેં જાણી, કહી કડવી હિતકર વાણી;
ઉંધી તમે પ્રમાણી, બુદ્ધિ કર્મ અનુસાર. વિભી૦

નવ ચાહું નિરખવા જાતે, વધ થયેલ રાઘવહાથે;
કહ્યું તેથી ડર નવ ખાતે, પણ છે એવુંજ થનાર. વિભી૦
ખુદને કુળને લંકાને, દુઃખ દેવાજ ધર્યું ધ્યાને,
તે મારું કહ્યું શે માને, તો પરવા નથી લગાર. વિભી૦
ભોગવશે ફળો કૃતિનાં, સહુએ નિજ ભુંડી મતિનાં;
શર ખાશે રઘુપતિનાં, નથી એકે ઉગરનાર. વિભી૦

ચોપાઇ

એમ ઉચરી શોચી ન લગાર નીકળ્યા નભમારગ વિણ વિચાર;
આવ્યા જ્યાં છે લક્ષ્મણ-રામ, દીઠા સુગ્રીવે ત્યાં બળધામ.
ચાર અનુચર મુખી વળી, આયુધ ભૂષણધર મહાબળી;
જોઈ ઉતરતી એ મંડળી, વદ્યા મારુતિથી અટકળી.
રાક્ષસ હણવા આવે જુઓ, વિચાર વિષે વખત નવ ખુવો;
મારો એને પહેલો મુવો, ડુબવા આવ્યો શોધી કુવો.
ઉઠ્યા કપિવર પકડ્યાં ઝાડ, કોઈએ પકડ્યા પથ્થર પહાડ;
સહુ માગે આજ્ઞાવિણ રાડ, હાલ ખોખરાં કરીએ હાડ.

દુહો

સાગરતટ પર ઉતર્યા, ત્યાં પાંચ શૂરવીર;
મહાસ્વરે મુખી વદ્યા, સુગ્રીવથી સહુ વીર.

લાવણી લંગડી

રાવણ દુરાચારી રાક્ષસ-રાજનો ભાઈ છઉં નાનો;
નામ વિભીષણ સીતા હરી લાવ્યો વૃદ્ધ હણી છાનો.
ફરી ફરી મેં નમ્ર અને હિતવચને એને સમજાવ્યો;
સીતા દેવા તથાપિ કાળગ્રસ્ત પર નવ હું ફાવ્યો.
દાસસદૃશ કહી કઠોર વચનો, ઉલટો તુચ્છકારી કઢાવ્યો;
માની લીધું રામવૈરી સ્હેજે બન્યો ઘાટો. -

તેથી હું સ્ત્રી-સુતો ત્યાગીને, શરણે આવ્યો રાઘવને;
કરો નિવેદન મહાત્મા શરણાગતવત્સલ પ્રભુને.

### લાવણી

કરી આગળ શ્રીલક્ષ્મણને (૨)
સુગ્રીવ આવ્યા પ્રભુપાસ વિભીષણ કંઈ ન બોલ્યા;
પ્રકટ નિજવિચાર ભાખ્યો (૨)
શત્રમાંથી શત્રુ આવ્યો નવ શરણે રાખે;
કાકમાં ઘુવડ પ્રથમ પેસે (૨)
રાતે કાપે શિષ તેમ તે વખતે દુઃખ દેશે;
ભેદ કે છિદ્ર જોઈ લહશે (૨)
શત્રુબળનો સ્વીકાર રાઘવ જરૂર અંતે નડશે.
સ્વભાવે રાક્ષસ અરિભ્રાતા (૨)
રાવણેજ મોકલ્યો હોય નહિ શીદ હે રઘુનાથ;
દુષ્ટબુદ્ધિને શિક્ષા દ્યો (૨)
સચિવોને પણ સખ્ત દંડવા સુજ મત એજ ઠર્યો.

### વસંતતિલકા

કોપેલ સુગ્રીવતણી સુણી એવી વાણી,
બોલ્યા શ્રીરામ પ્રિયમિત્રરૂપે વખાણી;
આપો બીજા સહુ મતો કરવું ઘટે શું,
છાજે વિપત્તિસમયે હિતરૂપ કેવું.

### સાખી

અંગદ કહે અરિસ્થળથી આવ્યા, પ્રથમથી શું કહેવાય;
દોષ-ગુણો અનુભવથી જાણ્યા વિણ, નવ મત દેવાય.
શક છે ત્યાંસુધી સંશયસહ ભલે રાખીએ પાસે;
નિશ્ચય થાય તદા તે રીતે કરીએ ધરી વિશ્વાસે.

## લાવણી-રોળાવૃત્ત

કહે શરભ મોકલી ચાર તપાસ કરાવો,
પછી ન રાખવા રાખવાવિષેજ ઠરાવો.
કહે જાંબુવાન શકમાંજ ન પડવું સારૂં,
કહે મૈંદ પુછો રાવણે શું છે ઉર ધાર્યું.
હનુમાન વધા એ સહુમત ઠીક ન ભાસે;
કરવીજ પરીક્ષા કેમ બને મહાભાગે.
સાથે રાખ્યાવિણ નહિ પરીક્ષા થાશે,
પારખું પડયા વિણ સાથે કેમ રખાશે.
નિજ વિચાર તો એ સ્પષ્ટ જણાવે આપે,
શું અધિક જણાશે ત્યાં તે ચાર પ્રતાપે.
શકમાંજ ન પડવું એમ ન તજવું સારૂં,
નિશ્ચય કરેવો એ વિષે કહું મન મારૂં.
કુમતિ કુકૃતિ રાવણની પુરી પિછાણી,
ગુણ-શક્તિ કૃતિઓ આપતણી ઉર આણી.
વાલીવધ સુગ્રીવ રાય થયા એ જાણી,
આવ્યા આશાથી રાખો મિત્ર પ્રમાણી.

'ધર્મધુરંધર' એ રાગ

સુણી સર્વનું રાઘવ ઉચ્ચર્યા, સભા પ્રતિવાણી;
મિત્રભાવથી શુભરીતે આવ્યો, લીધું જાણી.
હવે કદી પણ એને તો હું શકુંજ નહિ છોડી;
સાધુ પુરુષ નિંદે જે એવાને દે તરછોડી.
વચમાં વધા કપીશ હોય એ ભુંડો કે સારો;
પણ રાક્ષસ વિપત્તિવેળા બાંધવને તજનારો.
કેમ તજે નહિ તે આપણને ખરે વખત સ્વામી;
હસી વધા ઉત્તરમાં રાઘવ ન ગણીએ ખામી.

સ્વદેશીને સ્વજ્ઞાતિને વિપત્તિવેળા છોડે;
પાપી શંકા દ્વેષ કરે નિષ્પાપીની જોડ.
તેમ તજ્યા ભ્રાતા પણ આપણથી નહિ એમ કરે;
દેશ નાત જુદી તેથી નહિ અહીં કહી વહેમ કરે.

न सर्वे भ्रातरस्तात भवन्ति भरतोपमाः ।
मद्विधा वा पितुः पुत्राः सुहृदो वा भवद्विधाः ॥

'(બાકી એ વાત તો નક્કીજ છે કે,) હે તાત! આ જગતમાં ભરત જેવા ભાઈઓ નથી, મારા જેવા પિતાના પુત્રો નથી અને તમારા જેવા મિત્રો નથી.'

વધા ફરી સુગ્રીવ રાતમાં તમને કંઈ કરશે,
ન સંઘરો એ અંત અસુર ભાઇનો ભાઈ ઠરશે.

પદ-'હા સ્વામીનાથજી' એ રાગ

ઉદાર તદા રામજી વદ્યા ખાસ વાણી રે,
તદાજ ખાસ વાણી રે, ભલે અમે એ જાણી રે.
દુષ્ટ હો વા અદુષ્ટ હો એ તો, છે રાક્ષસની જાત,
કરી શકે શું અહિત અલ્પ મુજ, કદીજ નહિ કપિનાથ.

पिशाचान् दानवान् यक्षान् पृथिव्यां चैव राक्षसान् ।
अंगुल्यग्रेण तान् हन्यामिच्छन् हरिगणेश्वर ॥

'હે વાનરસમૂહોના રાજા! જો હું ઇચ્છું તો પિશાચોને, દાનવોને, યક્ષોને કે પૃથ્વી પરના રાક્ષસોને આંગળીના અગ્રભાગથીજ હણી નાખું.' આવું મારૂં સામર્થ્ય તમે જાણતા નથી, તેથી શંકા કરો છો.

શ્રીહર્તા શત્રને પણ શરણાગત ગણીને જેમ,
કપોત સરખે પણ રક્ષ્યો તો તજું હું તે કહો કેમ.

ગાઇ કહું એ ગાથા પૂર્વે શાસ્ત્રે પરમ પ્રમાણ,
વતીં શ હું પણ એજ રીતથી કરૂં અહીં તે જાણ.

बद्धांजलिपुटं दीनं याचतं शरणागतिम्।
न हन्यादानृशंस्यार्थमपि शत्रुं परंतप ॥
आर्त्तो वा यदि वा दृप्तः परेषां शरणागतः।
अरिः प्राणान् परित्यज्य रक्षितव्यः कृतात्मना ॥
स चेद् भयाद्वा मोहाद्वा कामाद्वाऽपि न रक्षति।
स्वया शक्त्या यथासत्त्वं तत् पापं लोकगर्हितम् ॥

'હાથ જોડીને શરણાગતિને માગતો દીન શત્રુ, જો કે ક્રૂર અભિપ્રાયવાળો હોય તોપણ હે પરંતપ! તેને હણવો ન જોઇએ. દુઃખી હોય કે ગર્વિષ્ઠ હોય પણ જે પોતાને શરણે આવ્યો હોય તેવા શત્રુને, પુણ્યશાળી પુરુષે પોતાના પ્રાણો ત્યજીને પણ રક્ષણ આપવું જોઇએ. આમ હોવા છતાં તે પુરુષ પોતાને શરણે આવેલાનું પોતાની શક્તિ પ્રમાણે અને બળ પ્રમાણે જો રક્ષણ કરતો નથી તો તેને લોકનિંદ્ય પાપ પ્રાપ્ત થાય છે.' વળી—

શરણાગત રક્ષણ કરવું એ, ધર્મ સર્વથી શ્રેષ્ઠ;
તે હું કદીએ નહિજ છોડું, અન્ય એથી સહુ હેઠ.

सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते ।
अभयं सर्वभूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥

'એક વાર પણ મારે શરણે આવેલો હોય અને હું તમારો છું, એમ યાચના કરતો હોય તેવા કોઇને પણ હું સર્વ પ્રાણીઓથી અભયદાન આપું છું. આ મારૂં વ્રત છે,'

હે સુગ્રીવ કપિશ્રેષ્ઠ હોય વિભીષણ કે ખુદ રાવણ આપ,
અભય દીધું મેં લાવો એને, બોલ્યા એ જગબાપ.

रामस्य तु वचः श्रुत्वा सुग्रीवः प्लवगेश्वरः ।
प्रत्यभाषत काकुत्स्थं सौहार्देनाभिचोदितः ॥
किमत्र चित्रं धर्मज्ञ लोकनाथ सुखावह ।
यत् त्वमार्यं प्रभाषेथाः सत्त्ववान् सत्पथे स्थितः ॥

'શ્રીરામચંદ્રનું એ વચન સાંભળી વાનરરાજા સુગ્રીવ, તેમના સુહૃદભાવથી પ્રેરાઈને તેમને કહેવા લાગ્યો કે, હે ધર્મના જ્ઞાતા! હે લોકોના નાથ! હે સર્વને સુખ આપનાર! સન્માર્ગમાં રહેલા આપ સત્ત્વશાળી આવું આર્ય વચન બોલો, એમાં શું આશ્ચર્ય છે?'

પદ-કાફી

આપ્યું અભય વરદાન શ્રીરામે, આપ્યું.
સમીપ લાવ્યા સુગ્રીવજી તવ વિભીષણજીને, આપ્યું૦
ચાર સચિવસહ નીચે ઉતરી, પડયા પદે તજી માન;
વધા વિભીષણ ધર્મ-પ્રેમયુત, સુણતાં રઘુકુળ ભાન.
રાવણ-અનુજ છઉં ને તેથીજ, પામ્યો છઉં અપમાન;
સર્વભૂતના શરણ્ય આવ્યો, તવ શરણે શ્રીમાન.

परित्यक्ता मया लंका मित्राणि च धनानि च ।
भवद्गतं हि मे राज्यं जीवितं च सुखानि च ॥

'(વિભીષણ રામપ્રત્યે કહે છે કે,) મેં લંકાનો, મિત્રોનો તથા ધનનો ત્યાગ કર્યો છે, મારૂં રાજ્ય, જીવતર ને સુખ કેવળ આપ વિષેજ રહેલાં છે.'

ઉપેન્દ્રવજ્રા

કૃપા કરી એ સુણીને હરિએ, પુછ્યું અરિનું બળ તે ઘડીએ;
દીધું ગણાવી અથથી ઇતિએ, જણાવી તેથી પ્રભુએ પ્રીતિએ.

### ભૈરવી

વિભીષણથી ઉચ્ચર્યા રઘુનાથ.
હું હણીશ રાવણ-પ્રહસ્તને, સર્વે બાંધવસાથ;
તને કરીશ રાજા એ કહું છું, સાચે સાચી વાત.
રસાતળે પેસે પાતાળે, સંઘરે ખુદ અજ તાત;
તોપણ નહિ જીવતો મુકું, કહું પ્રતિજ્ઞા સાથ.

अहत्वा रावणं संख्ये सपुत्रबलबांधवम् ।
अयोध्यां न प्रवेक्ष्यामि त्रिभिस्तैर्भ्रातृभिः शपे ॥

'હું મારા ત્રણે ભાઈઓના સોગંદ લઈ કહું છું કે, પુત્રો સૈન્યો તથા બાંધવો સાથે યુદ્ધમાં રાવણનો વધ કર્યા વિના હું અયોધ્યામાં પ્રવેશ કરીશ નહિ.'

### તોટક

સુણી રાઘવનાં વચનો ગમતાં, ઉચર્યા શરણાગત શ્રી નમતા,
વધ રાક્ષસનો કરવાની મહીં, બનતી હું સહાય કરીશ સહી.

### સાખી

એ સુણતાં લક્ષ્મણસંગે, મંગાવ્યું ઉદધિ-પાણી;
લંકાપતિ-પદનો અભિષેક, કરાવ્યો ઉમંગ આણી.
ધન્ય ધન્ય જય જય ઉચર્યા, કપિભાલુ મંજુલ વાણી;
ખરેખરી રજપુતી રાઘવની વિશ્વે વખણાણી.

### હરિગીત

સેવાવિષે લાગી ગયા તે રહ્યા ખૂબ મચી પછી;
ઉતર્યા પ્રભુ સેનાસહિત ઉદધિ વડો સેતુ રચી.
જેવી રીતે ઉચર્યા વિભીષણ તે રીતે વર્ત્યા પછી;
જામી લડાઈ પડી પરીક્ષા, વારવાર લડયા થકી.

પદ–ભૈરવી 'પ્યારા પ્રભુ' એ રાગ

વાહ વિભીષણ શી શરણાગતિ પાળી,
શરણાગતિ પાળી, સેવા ગણી વહાલી.
લડયા મરણીયા થઇને રણમાં, કરી ન દેહની જરી રખવાળી;
ભૂપ થયા પછી પહેલાં સીતાને, સેવી દેવીને ગયા ખુદ ચાલી.
પછી રામસેનાને સેવી, ભેટો દઈ ભંડારો કર્યા ખાલી;
ઘર પુષ્પક ઉત્તમ પણ અર્પી, રહ્યા ન ભુવને ગયા સંગ ચાલી.
માંડ ફર્યા પામ્યા જવ શ્રીરંગ, એજ સેવ હજુ છે સંભાળી;
ઉભય લોક સુખ પામ્યા તેથી, સ્વામીપ્રતાપ એ એ ઝાલી.

આવા પ્રકારે પ્રભુશરણ લેવું જોઇએ અને તે માટેજ અહીં છેવટે આ સૂત્રનું સ્મરણ કરાવીએ છીએ—

આવ્યો શરણે (૨) રે હો જાનકીનાથ,
શ્રીમદ્ પદ અર્પણ કરી તનમન, અરે હાંરે તનમન,
અવર સર્વતણું તજી અનુ સગપણ,
કરીએ અકિંચન નમન રે, આવ્યો૦





# श्री पृथु-आख्यान

[ विषय-भक्तिमहिमा ]

## પૂર્વરંગ

પદ–કાફી 'મે તો ઉનકો વચન દે કે હારી' એ રાગ

અરે હાંરે કર સ્હાય ગ્હાયી કર સ્હાયી;
કર નિર્ભર ભર ભારી ભક્તિ ભલાઈ. કર૦
હરિ હરિ તમે મન માની મનતું લ્યો,
સેવ સેવકથી સવાઇ. અરે હાંરે૦
અંત અનંતને અનંતપતિ લઈ જાઓ, અનંતપદમાંહી. અરે૦

આવી એક વાર્તા કહેવાય છે—એક સ્થળે એક ચિત્ર આલેખ્યું હતું; તેમાં એક વાઘ ઉપર એક મનુષ્ય ચઢી બેઠેલો ચીતરવામાં આવ્યો હતો. તે મનુષ્ય વાઘને મારમારી પોતાને તાબે કરતો હોય તેમ ચિત્ર જોનારને જણાતું હતું. તે જોઇ એક મનુષ્યે એક વાઘને કહી સંભળાવ્યુ કે, 'જુઓ, વનરાજ! આ ચિત્રમા તમારા શા હાલ છે?' ત્યારે વાઘે તેને ઉત્તર આપ્યો કે, 'ભાઇ! આમાં વાઘની જે સ્થિતિ આલેખાઇ છે તેનુ કારણ માત્ર એજ છે કે, આ ચિત્રની કલમ એક મનુષ્યના હાથમાં હતી, પણ તેજ કલમ જો વાઘના હાથમાં હત તો તેણે આવું ચિત્ર કદી કાઢયું

ન હત.' આ વાર્તાનો સારાંશ એ છે કે, મનુષ્ય પોતાના મનથી જે કંઇ ઇચ્છિત કરવા ધારે છે ત્યારે હું આ શું કરૂં છું, તેનો વિચાર કરતો નથી. આ સંબંધે આ એક ઉદાહરણ બસ છે—ખાનસાહેબ કમાલુદ્દીનખાને સરસાલારજંગને પોતાના દીવાન થવા આમંત્રણ દીધું હતું; તેજ પ્રમાણે 'મનના મલીદા મોળા ન હોય' એ કહેવત પ્રમાણે કવિએ અહીં ઉપરનું પદ તો ગાઈ દીધું, પણ પછીથી સ્વસ્વરૂપનો વિચાર આવતાં પોતાની નાલાયકી કેટલી છે તે જણાતાં કંપારી વછૂટી; અને તેથીજ પ્રાચીન મહાત્માઓ સ્વસ્વરૂપનું અનુસંધાન કરી કહે છે:—

धिगशुचिमललिप्तं निर्दयं मामलज्जम् ।
परमपुरुप योऽहं योगिवर्याग्रगण्यैः ॥
विधिशिवसनकाद्यैर्ध्यातुमत्यंतदूरं ।
तव परिजनभावं कामये कामवृत्तः ॥

'હે પરમપુરુષ–પરમેશ્વર! અપવિત્ર મળથી ખરડાયલા, નિર્દય અને નિર્લજ્જ એવા મને ધિક્કાર છે; કારણકે જે હું, શ્રેષ્ઠ યોગીઓમાં અગ્રે ગણાતા બ્રહ્મા, શિવ તથા સનકાદિ મુનિઓએ પણ ધ્યાન કરવા માટે અતિશય દૂર એવા આપના સેવકપણાને ઇચ્છું છું!! ખરેખર! હું સ્વેચ્છાધારી છું–ફાવે તેમ બકનારો છું.' આ પ્રમાણે અહીં કવિએ પણ ક્યાં સુધી કહી નાખ્યું કે:—

'કર રહાય રહાથી કર રહાયી.'

એક શિષ્યે ગુરુને પૂછ્યું કે, 'હાથ–પગ વિનાનું ઠૂંઠું હાથીની પીઠ પર બેસે, એ વાત સંભવિત છે?' ગુરુએ ઉત્તર આપ્યો કે, 'સ્વબળથી તો તે અસંભવિત છે, પણ હાથીના બળથી તો તે

સંભવિતજ છે; કારણકે હાથી પોતેજ પોતાની સૂંઢથી કૂંડાને ઉપાડીને પોતાની પીઠ પર મૂકી દે તો શી વાર લાગે?' તેજ પ્રમાણે ચૈતન્યસ્વરૂપનો વિચાર કરતાં શ્રીહરિ સહાય કરે અને પોતેજ જો તેડવા આવે તો પરમપદે જરૂર લઈ જઇ શકાય, એમાં કંઇ અસંભવિત નથી; આપણે આપણા ગુણોનું વર્ણન કરીએ તે કેવળ નિષ્ફળ છે; અને આપણે શું આપણા ગુણોને નથી જાણતા? પણ પરમાત્માના ગુણો કે જે અવર્ણ્ય ને અકથ્ય છે, તેમજ જગતમાં પ્રસિદ્ધ હોવા છતાં કેવળ સ્વકલ્યાણ તથા પરકલ્યાણ માટે વર્ણનીય છે તેજ વર્ણવવા જોઇએ. એ પ્રભુનો સ્વભાવ કેવો છે, તેનો પણ આપણે વિચાર કરવો જોઇએ; પરંતુ તે શી રીતે? તો એક ઉર્દૂ કવિ કહે છેઃ—

હારે ફાનીમેં પત્તા ઉસકા કીસે પુછું મેં,
સબ હૈ પરદેશી યહાં કોઈ કીસીકા નહિં નહિં.

અમે પણ એક સ્થળે કહ્યું છેઃ—

સ્વામી તો સર્વવશે, તારે સદને કોણ, આવી મળો.

અને સ્તોત્રરત્નમાં સ્વામીજી પણ સ્પષ્ટ કહે છેઃ—

अविवेकघनांधदिङ्मुखे बहुधा संततदुःखवर्षिणि ।
भगवन् भवदुर्दिने पथस्खलितं मामवलोकयाच्युत ॥

'હે અચ્યુત ભગવન્! જેમાં અવિવેકરૂપી મેઘના અંધકારવાળાં દિશાઓનાં મુખ જણાય છે તે અનેક પ્રકારનાં અવિચ્છિન્ન દુઃખ વર્ષી રહેલા આ સંસારરૂપી દુર્દિનમાં (વાદળાંઓથી છવાયેલા ખરાબ દિવસમાં) માર્ગવિષે ઠોકરો ખાતા મારી સામે આપ દૃષ્ટિ કરો.' આમ પ્રાર્થના કરવી તે કેવળ અયોગ્ય તો નથીજ. જો કે—

अंडानां तु सहस्राणां सहस्राण्ययुतानि च।
ईदृशानि तथा तत्र कोटिकोटिशतानि च॥

'આવાં આવાં હજારો, દશ હજારો, કરોડો ને અબજો બ્રહ્માંડો જે પરમેશ્વરના એક એક રોમમાં ઘૂમી રહ્યાં છે, જેમાં બ્રહ્માનો પણ પત્તો લાગતો નથી, ત્યાં આપણી શી વિસાત? આવું ઈશ્વરી સ્વરૂપ જાણવાને કે કહેવાને આપણું શું ગજું?'

ક્યહાં આપ કોટિ અંડપતિ દેવા, ક્યહાં અમે અણુ તુચ્છ કીટજેવા.

આમ પરમેશ્વરના સ્વરૂપનો કંઇ પત્તોજ ન લાગે તેવું કામ છે, છતાં એ શુદ્ધ પરમાત્મા પોતાના મહાનુભાવ ભક્તોના કલ્યાણ માટે જ્યારે અવતાર લે છે, ત્યારે પોતે સ્વમુખે જે કહે છે તેને બીજા મહાનુભાવ મહાપુરુષો લખી લે છે; અને તેજ શાસ્ત્રો તથા ઇતિહાસોના આધારે આપણે પણ તે અગમ્ય પ્રભુના સ્વરૂપની કંઇક ઝાંખી કરી શકીએ છીએ. એ પ્રભુએ પોતેજ બ્રહ્મદેવને વેદો આપીને પોતાનુ યથાર્થસ્વરૂપ તે વેદોમાં આ પ્રમાણે દર્શાવ્યુ છેઃ-

ગીતાજીમાં એ ભગવાન કહે છે કે વર્ણાશ્રમ-ધર્મ-કર્મને મારી આજ્ઞારૂપ માનીને જે મનુષ્ય નિષ્કામ ભાવે તેનુ સેવન કરે છે તે તો મારૂંજ પૂજન કરે છે-'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः। પોતાનાં વર્ણાશ્રમનાં કર્મથી પરમેશ્વરનુ પૂજન કરીને મનુષ્ય સિદ્ધિને પ્રાપ્ત કરે છે.' અને તેમાં—

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्।

'જેઓ જે રીતે મારે શરણે આવે છે તેઓને તે રીતેજ હું ભજું છું.' એટલે એ પણ પરવાનગી આપણને તે પરમેશ્વરજ આપી દે છે કે, જો કદાચ તેમની આજ્ઞાપ્રમાણે સ્વકર્તવ્યપાલન આપણાથી ન બની શકે તો તેમાં સહાય માગવાનો આપણને હક્ક છે. જગતમાં ઘણાય લોકો પોતાનાં કર્તવ્યને કરતાયે નથી ને પ્રભુની સહાય માગતાયે નથી, તો તેમાં વાક કોનો? એ તો જે માગે તેને આપે, અને જે કહે તેનાં દુઃખ જરૂર કાપે, એવો સ્વભાવ પ્રભુનો છેજ, એમ સમજીને અમે આરંભમાંજ કહ્યું છે કે, 'કર સ્હાય સ્હાયી, કર સ્હાયી.' જો કે એ દયાળુ પ્રભુ સ્વયમેવ સર્વના સહાયી તો છેજ છતાં આપણે તેમની કેવી સહાય માગીએ છીએ? જેમ પિતા પોતાનાં બાળકનો હાથ પકડી તેની પાસે એકડો ઘૂંટાવે છે, તેમ સહાય કરવા અમે કહીએ છીએ —

કર સ્હાય સ્હાયી, કર સ્હાયી.

એ રીતે ખુદ પરમેશ્વરની સહાય મેળવ્યા પછી આપણે આપણાં વર્ણાશ્રમનાં કર્મો જો નિષ્કામપણે કરીએ તો તેનું પરિણામ શું આવે છે? ગીતામાં તેજ કહે છેઃ—

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः।

'જનકાદિ રાજાઓ કેવળ કર્મથીજ સિદ્ધિને પામી ગયા

છે.' એઓ કેવી સિદ્ધિને પામી ગયા છે? એને વિષે લૌકિકમાં કહેવાય છે કે:—

સંસારમાં સરસ્યો રહે ને, મન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણુ મારો દાસ.

એક સ્થળે ખુદ ભગવાનનુંજ આવું વચન છે:—

श्रुतिः स्मृतिर्ममैवाज्ञा यस्तामुल्लंघ्य गच्छति ।
आज्ञाच्छेदी मम द्रोही न मद्भक्तो न वैष्णवः ।।

'વેદ અને ધર્મશાસ્ત્ર તે મારી આજ્ઞાજ છે જે મનુષ્ય તે મારી આજ્ઞાનુ ઉલ્લંઘન કરી જેમ ફાવે તેમ વર્તે છે તે મારી આજ્ઞાને તોડે છે અને તે દ્વારા મારોજ દ્રોહ કરે છે. એવો મનુષ્ય મારો ભક્ત હોય તોયે ભક્ત નથી ને વૈષ્ણવ હોય તોયે સાચો વૈષ્ણવ નથી.' એટલે શ્રૌતસ્માર્ત કર્મોને ઈશ્વરની આજ્ઞા સમજી યથાર્થ કરવાં જોઇએ અને તે કરતાં કરતાં કેવા અડગ રહેવું જોઇએ, તે ઉપર આ દૃષ્ટાંત છે—જનક રાજાના રાજ્યકાળમાં તેમની રાજધાની સમીપ એક ઋષિના આશ્રમમાં દરરોજ કથા કહેવાતી હતી, પણ તે કથામાં રાજા પોતે સાંભળવા આવી જાય તે પછીજ કથાનો આરંભ કરાતો હતો. એક દિવસે રાજાને આવતાં કંઈક વધારે વાર થઈ એટલે સર્વ શ્રોતાજનોનાં મનમાં એમ આવ્યું કે ગુરુ મહારાજ જેવા જ્ઞાનીને પણ હજી રાજાની શરમ આવે છે, રાજાનું મન રાખવા ગુરુ કેવા લલચાય છે? આવો શ્રોતાજનોનો મનોભાવ ગુરુ મહારાજ જ્ઞાનબળથી જાણી ગયા; તેટલામાં રાજા આવી પહોંચ્યા ને કથાનો આરંભ થયો કે તેજ ક્ષણે આખી મિથિલા નગરી જાણે આગથી બળી જતી હોય તેમ દેખાવા લાગ્યું. આખાય શહેર ઉપર જાણે અગ્નિની જ્વાળાઓ ભભૂકી રહી, તે જોઇને સર્વ શ્રોતાજનો કથાને પડતી

મૂકી પોતાનાં ઘર-માલ વગેરેનું રક્ષણ કરવા દોડી ગયા; પણ જનક રાજા તો એમના એમ શાંતજ બેસી રહ્યા. તે વખતે ગુરુ મહારાજે તેમને કહ્યું કે, 'હે રાજા! તારી આખી નગરી અગ્નિથી જ્યારે બળી રહી છે ત્યારે તું આમ શાંત કેમ બેસી રહ્યો છે?' તે સાંભળી જનક રાજાએ કહ્યું કેઃ—

मिथिलायां प्रदग्धायां न मे किंचित् प्रदह्यति।

'આ મિથિલા નગરી બળી રહી છે તેમાં મારૂં કંઇ પણ બળતું નથી.' આમ એ રાજા પોતાનું કંઇ પણ માનતા ન હતા અને 'મારૂં મારૂં' કહી વ્યર્થ બોજો પોતાના શિરે ઉપાડતા ન હતા. એ તો ગુરુ મહારાજે પોતાના યોગબળથી મિથિલાદાહ બતાવ્યો હતો, તે તુરતજ દેખાતો બંધ પડયો ત્યારે શ્રોતાજનો બધાય પાછા ફરીને જનક રાજાને ત્યાં શાંત બેસી રહેલા જોઇ ઘણાજ લજ્જિત બન્યા ને પોતાની અપૂર્ણતા સમજીને જનકરાજાને તથા ગુરુદેવને નમન કરી ક્ષમા માગી. આ રીતે જનક રાજા પોતાનાં કર્મોમાં અડગ રહીને સિદ્ધિને પામ્યા, તેનું કારણ એજ છે કે તેમને શ્રીહરિમાં પૂર્ણ ભક્તિ ને પ્રતીતિ હતી. તે પ્રમાણે આપણે પણ નિષ્કામ કર્મોમાં વર્તવા છતાં તેવીજ પ્રભુ-ભક્તિ ને પ્રતીતિ થાય તે માટે ચાહના કરીએ છીએ.

કર નિર્ભર ભર ભારી ભક્તિ ભલાઈ,કર સ્હાયસ્હાયી કર સ્હાયી.

તે કયા હાથથી કર સહાવાનું અમે કહીએ છીએ? એક કવિ કહે છે તેમ—

કવિત્ત

જાહી હાથ ધનુપ ચઢાયો હૈ સીતાપતિ,
જાહી હાથ રાવણ સંહારી લંક જારી હૈ;
જાહીહાથ તારો જ્યૈ ઉબારેહાથ હાથી ગ્રહી,

જાહી હાથ સિંધુ મથી લછમી નીહારી હૈ;
જાહી હાથ ગિરિવર ઉઠાય ગિરિધારી ભયે,
જાહી હાથ નંદકાજ નાથ્યો નાગ કારી હૈ;
મેં તો અનાથ જોરી હાથ કહું દીનાનાથ,
વોહી હાથ મેરો હાથ ગહી બેકી બારી હૈ.

આવા અભિપ્રાયથી અમે કહીએ છીએ કે, 'કર સ્હાયી કર સ્હાયી.' પણ આમ કહ્યા કરીએ છીએ છતાં શ્રીહરિ આપણને કેમ સહાય કરતા નથી? કેમ તુરતજ સહાય કરવા દોડી આવતા નથી? તે માટે એક કવિ ઠીક લખે છેઃ—

જપ છાપા માલા તિલક, સરે ન સત્વર કામ;
મન કાચે રાચે વૃથા, સાચે રાચે રામ.

એટલે સાચો મનોભાવ આવે તે માટેજ કહેવામાં આવે છે કે 'હરિ હરો તમે તમ માની મનનું.' એમ જો મનનો અંધકાર દૂર થાય તોજ 'ત્યાં સેવ સેવકથી સવાઇ.' આપણી સ્થિતિ તો હાલ આવીજ છે.—

નરક પડનસેં ડરત હૈ, નર કપડનસેં નાહી.

આમ જ્યાં સુધી ચાલે ત્યાં સુધી શું થાય? એક સ્થળે અમારા વાંચવામાં આવ્યુ છે કે, 'વિલાયતમાં એક ગરુડ પક્ષી એક ઘેટાંને ઉપાડીને લઇ ગયું'; ત્યારે તે જોઇને એક કાગડાને મન થયું કે આપણે પણ એક ઘેટું ઉપાડીને એક પહાડ ઉપર જો લઈ જઇએ તો ઘણા દિવસનો ખોરાક મળી રહે. આવો મનમાં વિચાર કરી તે કાગડાભાઇ ઊપડયા ને ઘેટાંના ટોળામાંથી એક ઘેટાને ઉપાડી જવા માટે તેની પીઠ પર જેવા પોતાના પંજા નાખ્યા કે તુરત તેના વાળમાં તે એવા તો ગુંચવાઇ ગયા કે ઝટ ત્યાંથી ઊડી જવું પણ મુશ્કેલ થઈ પડ્યું. તેવામાં ઘેટાનો માલિક રબારી દોડતો

ત્યાં આવી પહોંચ્યો, ને કાગડાને પકડી લઈ દોરીથી બાંધીને પોતાનાં છોકરાંઓ માટે રમવાને ઘેર લઇ ગયો. ત્યાં તેના એક છોકરાએ પૂછ્યું કે, 'આ કયું પક્ષી તમે આણ્યું છે?' ત્યારે રબારીએ કહ્યું કે, 'થોડા વખત પહેલાં તો આ પક્ષી પોતાને ગરુડ માનતું હતું, પણ હવે બરાબર સમજ્યું છે કે હું તો એક કંગાલ કાગડો છું.' આ વાર્તાની પેઠે આપણે પણ મોટા મોટા મનોરથો કરતી વેળા તો જાણે સ્વતંત્ર હોઇએ તેમ માનીએ છીએ, પણ જ્યારે વિપત્તિમાં સપડાઇએ છીએ ત્યારે ખાત્રી થાય છે કે આપણે કેવળ પરાધીન છીએ. પછી તે વેળા દીન બની કરગરીએ છીએ અને પ્રભુના સાચા સેવક તથા દાસ બનીએ છીએ. વસ્તુતઃ શાસ્ત્ર તો એજ કહે છેઃ—

दासभूताः स्वतः सर्वे आत्मानः परमात्मनः ।
नान्यथालक्षणस्तेषां बंधो मोक्षस्तथैव च ॥

'સર્વ આત્માઓ પોતે પરમાત્માના કેવળ દાસરૂપજ છે. જો એમ ન હોય તો તેઓને સંસારમાં બંધન કે છુટકારો કદી હોયજ નહિ;' અર્થાત્ સર્વ જીવો કેવળ ઈશ્વરાધીન રહેનારા હોઇને ઈશ્વરના શરણે જઇનેજ સ્વતંત્ર થઈ શકે છે. એક જૂના કવિએ જીવરાજ શેઠની મુસાફરી લખી છે અને તે કાવ્યદોહનમાં છપાઇ છે. તેમાં જે જણાવેલ છે તેજ વાત ખરી છે કે—

૫૬

પેદા કીધાં છે શ્રીહરિએ, કેમ બીજા કાજ કંઈ કરીએ;
દેહ બનાવી એ આપે, ત્યારે તો અવતરીએ.
તે પામી ચૂકયા કે તુરતજ, શું તેનેજ વીસરીએ. કેમ૦
એણે દીધું એને માટે, અનુ એમજ વાપરીએ;
એકે બંધન ન બને તેથી, સહેજે ભવજળ તરીએ. કેમ૦

દયારામભાઈના એક શિષ્યે નવું ઘર બંધાવ્યું; ત્યારે તેણે દયારામભાઇને વિનતિ કરી કે, આપ મારૂં ઘર જોવા પધારો. દરરોજ પાછળ પડેલ, તેથી એક દિવસે દયારામભાઇ તેનું ઘર જોવા ગયા. ત્યાં તેમના શિષ્યે પોતાનું ઘર બતાવવા માંડયું— આ અમારૂં દીવાનખાનું, આ અમારૂં રસોડું, આ અમારૂં શયનગૃહ, આ સ્નાનગૃહ, આ તોરાખાનું, આ તારદખાનું, આ કોઠાર, આ ચાકરોની કોટડી; એમ બધું બતાવતાં બતાવતાં બધેય ફેરવ્યા. ઘર પૂરૂં જોઇ રહ્યા પછી પોતે જ્યારે બહાર આવ્યા ત્યારે દયારામભાઇએ પોતાના તે શિષ્યને કહ્યું કે, 'મૂર્ખ! બધુંય મારૂં કરીને તેં બતાવ્યું, તેમાં શું વળ્યું ? આમાં તારૂં શું છે? તારૂં છે કે નથી તે તો આગળ જતાં ખબર પડી રહેશે, પણ આમાં મારા પ્રભુનો તો એકે ગોખલોયે નથી કર્યો, તો પછી વ્યર્થ મને ધક્કો શા માટે ખવડાવ્યો ! હું તારા ઘરને શું આગ મૂકું !' આમ કહીને ત્યાંથી તેઓ ચાલ્યા ગયા. એટલે કહેવાનો ભાવ એ છે કે—

૫૬

કરવું સહુ એનું એ જીવડા, કશું ન ગણવું મ્હારૂં;
છે સઘળું જેનું એ જીવડા, ગણવું તેને સારૂં. ટેક.
ન્હાઈ ધોઈ તન ચોખ્ખું કરવું, સેવા લાયક થાવા;
રસોઈ કરવી તે પણ પ્રીતે, પ્રભુને થાળ ધરાવા. જીવ૦
પ્રભુએ સોંપ્યું કુટુંબ માટે, સૌનું રક્ષણ કરવું;
એ ગણુ વર્તે ગમે તેમ પણ, તારે પ્રભુથી ડરવું. જીવ૦
એ સહુ સેવા કરવા સારૂં, ઉદ્યમ કરી કમાવું;
પણ પ્રભુએ જે પાપ ઠરાવ્યું, તે રસ્તે નવ જાવું. જીવ૦

કહ્યું છે કેઃ—

द्व्यक्षरं तु भवेन्मृत्युरक्षरं परमं पदम् ।
ममेति ह्यक्षरे मृत्युर्न ममेति तु शाश्वतम् ॥

'બે અક્ષરને સ્વીકારવામાં મૃત્યુ રહેલું છે અને બેજ અક્ષરનો ત્યાગ કરવામાં અવિનાશી પરમપદ પ્રાપ્ત થાય છે.' જેમકે 'મમ-મારૂં' આ બે અક્ષરોને વળગી રહેતાં મૃત્યુ વારંવાર આવ્યા કરે છે; ત્યારે 'ન મમ'-મારૂં કંઇયે નથી' આમ સાચે સાચી મમતાનો ત્યાગ કરવાથી સનાતન મોક્ષપદ મળી શકે છે. આ સંબંધે શાસ્ત્રીય પૂરાવો વેન તથા પૃથુ રાજાનો છે. વેને બધું 'મમ' કહીને મારૂં મારૂં કર્યા કર્યું તો તેને કેવું મૃત્યુ પ્રાપ્ત થયું ? અને પૃથુરાજાએ 'ન મમ' એમ માનીને પોતાના સમસ્ત જીવનપર્યંત શ્રીહરિનિમિત્તેજ કર્મો કર્યાં તો તેને કેવું પરમપદ પ્રાપ્ત થયું ? અને તે સાક્ષાત્ શ્રીહરિના અંશાવતાર કહેવાયા, એ વસ્તુ લક્ષ્યમાં લઇ આપણે પણ એજ માગીએઃ—

અંત અનંતને અનંતપતિ લઈ જાઓ અનંતપદમાંહી,
કર સહાય સહાયી કર સહાયી.

## શ્રી પૃથુ—આખ્યાન

પદ-કાફી 'મેં તો ઉતરો બચન દે હારી' એ રાગ

કર સહાય સહાયી કર સહાયી;
કરભર્તાર ભર ભારી ભક્તિ ભલાઈ. ટેક
હરિ હરી તમે તમ માની મનનું;
લ્યો સેવ સેવકથી સવાઈ. કર૦
અંત અનંતને અનંતપતિ લઈ જાઓ અનંતપદમાંયી. કર૦

### સાખી-મરાઠી

ધ્રુવવંશી શ્રી અંગનૃપાલે, અશ્વમેધ શુભ કીધો,
દેવ ન આવ્યા દ્વિજને પુછયું, તેણે ઉત્તર દીધો;
સુત નથી તેથી હાં.........કર એ ઉપાય સીધો.

પુરોડાશ હોમતાં અગ્નિએ, દુધપાક દીધો તે,
સ્ત્રીને દીધો સ્વીકૃત કીધો, પુત્ર તેથી પ્રકટ્યો તે;
થયો દુષ્ટકૃતિ હાં........વેન ઘણો વસમો એ.
જાય શિકારે પશુઓ મારે, સંતાનોને સંહારે,
રે એ આવ્યો વેન એ રીતે, જગ ત્રાસી ઉચ્ચારે;
પિતુને ત્યારે હાં...........કષ્ટ થયું મહા ભારે.
ખરા સુખી વાંઝીયા જેમને, કપુત ન કદી સંતાપે,
ભલે મળ્યો જેથી સુજને, વૈરાગ્ય થયો ઘરમાંથે;
નાશી રાતે હાં...........વનવાસીજ થયા તે.

ગીતિ

શોધ્યો ન જડ્યો રાજા, સુતને કરવો પાલવે ન રાય;
પણ વારસજ હતો તે, કરવો પડ્યો નૃપાલ વેનરાય.

ચોપાઈ–રાગ આશાગોડી

વેન રાય થયો એવું જાણી, ચોરો ત્રાસી ગયા ભય આણી;
પણ દુષ્ટ સત્તા બધી પામી, ફાટ્યો વંઠ્યો રાખી નહિ ખામી.
બેસી રથમાં જગે જગ ફરતો, આજ્ઞા વિપ્રોને એવી ઉચરતો;
યજ્ઞ દાન હવન નવ કરશો, કીધા તો વિણ મોતેજ મરશો.
દેશે દેશ એ ઢિંડી પીટાવી, ધર્મ કર્મ કીધાં અટકાવી;
વિપ્રો મુંઝાઇને થયા ભેળા, આણી હાથે કરીને આ વેળા.
આપણે એને રાય સ્વીકાર્યો, એણે છેક અધર્મજ ધાર્યો;
માટે જઇએ કહીએ સમજાવી, એવું ચહી મુનિમંડળી આવી.

પદ–ઢાળણી 'ભરતરી ભાત' એ રાગ

મુનિ વદ્યા રાય (૨), તમે સુણો શિખામણ સારી,
આયુષ યશ બળ શ્રી વધે, એવી છે અરજ અમારી.
કરે ધર્મ કર્મ (૨) તો, બેઉ જગનાં સુખ થાય;

પ્રજા ચલવવી ધર્મમાં, નૃપનું કર્તવ્ય જણાય.
કર્તવ્ય કર્યે (૨) થી, રીઝે જગતના સ્વામી;
જગસ્વામી રીઝે પછીથી, કહો રહે શી ખામી.
દેવો વરતે હરિનું, શાસન શિર ધારી;
તમે તેમ વરતો નહિ, ઉલટા અધર્મને ધારી.

પદ-'નાથ નવ કરો' એ રાગ

વેન તવ વધો, ભૂલ છે તમારી રે, સત્ય નાથ છું સાક્ષાત્;
સૌનું જીવન મારે હાથ, છું ઈશ આકારી રે. ટેક
વિવિધ દેવને સેવો, દુઃખ ધારી રે, તે તમામ એક ઠામ;
મુજ શરીરમાં છે આમ, સમજો સુવિચારી રે. વેન૦
સેવ અપરની કરે, વ્યભિચારી રે તે, ન થાય એ ઉપાય;
મેં કર્યો સ્વદેશમાંહ્ય, ધરિત ચિત્ત ધારી રે. વેન૦
મદ તજી તમે, તેજ લ્યો સ્વીકારી રે, યજ્ઞયાગતણા ભાગ;
મને ઘો, ગણો સુભાગ્ય, છઉં હું દેવો ભારી રે. વેન૦

પદ-લાવણી 'ધર્મધુરંધર' એ રાગ

સમજાવ્યો સમજ્યો નહિ,ઉલટો બકયો છકયો ભભકયો;
પ્રભુનિંદા કરી, ફરી ફરી ચીડ઼ી, નવ હદે ટકયો.
જોયું વિપ્રોએ કે કરશે દુષ્ટ વધુ ભુંડું;
તેથી એને હણી નાખશું તોજ થશે રૂડું.
પ્રભુનિંદાથી હણાયલો પર જવ હુંકાર કર્યો;
તેવો દ્વિજ ક્રોધાગ્નિથી, તે મુવેલ સદ્ય ઠર્યો.
સુનીથા માએ ઔષધથી, શબ રાખ્યું સંભાળી;
વિપ્રોએ પૃથ્વીનૃપવિણની, વિકળ થતી ભાળી.
ભૂપ મુવો જાણીને ચોરો, બહુ ઉપડી લાગ્યા;
ત્યારે નૃપ મેળવવા ઉપાય, દ્વિજ કરવા લાગ્યા.
શબનું મંથન કરી મંત્રથી, નૃપ સરજાવાને;

વિપ્રો ભેળા થયા વિધિથી, મંડ્યા શુભસ્થાને.
સાથળનું મંથન કરતાં, ઠીંગણો નર પ્રકટ થયો;
રંગે કાળો ટુંકા હાથ-પગ ગરીબ ઉભો રહ્યો.
વદ્યો ડરી શું કરવું મ્હારે, 'નિષીદ' દ્વિજે કહ્યું;
પાપ વેનનું ભીલ-રૂપ એ, 'નિષાદ' નામી થયું.

પદ-'કંગન મોરા' એ રાગ

કર મંથન કરતાં, જોડલું પ્રકટ થયું;
સ્ત્રી-પુરુષરૂપને, મુનિએ મનમાં ચહ્યું.
નરહરિઅંશરૂપે, સ્ત્રી લક્ષ્મીરૂપે;
પૃથુ ચક્રવર્તી નૃપ થાશે, સ્ત્રી અર્ચિ રાણી કહેવાશે.
સુખ સૌને થાશે, સંકટ સમૂળું ગયું. ૬૨૦

પદ-'આજ શ્યામ' એ રાગ-ખમાચ

ધન્ય ધન્ય પૃથુરૂપ, પ્રકટ્યા જગના પતિ;
અર્ચિ રાણી શાણી જેની સંગ શોભતી અતિ. ધન્ય૦
વિપ્રવર કરે વખાણ, સદ્‌ગુણની ખરી ખાણ;
દેખતાંજ ઓળખાણ, થાય એવી આકૃતિ. ધન્ય૦
જમણે કર ચક્ર દીસે, કમળ ચિન્હ ચરણવિષે;
શ્રીવરના અંશવિષે, નવ રહી શંકા રતિ. ધન્ય૦
ગંધર્વો ગુણ ઉચરે, સિદ્ધ કુસુમવૃષ્ટિ કરે;
નાચે અપ્સરા વાગે, વાદ્ય નભ ભૂમિ પ્રતિ. ધન્ય૦
અભિષેક વિપ્ર કરે, વિધ વિધ વિધ ભેટ ધરે;
પટ્ટરાણી સંગ ખરે, શોભે અતિ દંપતી. ધન્ય૦

લાવણી ટૂંકી

ઉત્તમ કંચન સિંહાસન કુબેર લાવ્યા,
વાયુએ બે ચમરો લાવ્યા મન ભાવ્યા.

શ્વેત છત્ર વરુણે જળ ઝરનારૂં દીધું,
ઈન્દ્રે આપીને મુકુટ માન બહુ કીધું.
ધર્મે માળા દંડ યમે શિક્ષા કરવા,
શ્રીહરિએ આપ્યું ચક્ર, અરિ સંહરવા.
બ્રહ્માએ બખ્તર, હારો સરસ્વતીએ,
લક્ષ્મી દીધી અવિનાશી સંપત્તિએ.
રુદ્રે ને પાર્વતીએ દીધી તલવારો,
ચંદ્રે ઘોડા ત્વષ્ટાએ રથ અતિ સારો.
અગ્નિએ ધનુષને સૂર્યે દીધાં બાણો,
પૃથ્વીએ ચાંખડી, શંખ સમુદ્રે આણ્યો.

ગીતિ

આશિષ અર્પી ઉરથી, આનંદ થયો તદા અતિ દ્વિજને;
બંદિજને ગુણ ગાયા, સ્તુતિ ગાવા લાગ્યા સૂત બંદિજને.

પદ-'કૃપાળા તારૂં ભુવન ધર સાચું' એ રાગ-પીલુ

વદ્યા તદા મુખસાદે, પૃથુશ્રી વદ્યા તદા મુખસાદે;
રે બંદિજન! કરશો શું સ્તવન,પ્રકટ્યો હું હજી તો આજે. પૃથુ૦
જોઈ મુજ વર્તન ગ્રોઇ તેમાં મન, વદજો પછી તે આહ્‌લાદે. પૃથુ૦
જનની સ્તુતિ ઘટિત નથી રતી, પ્રભુવશ વશ સહુ વાતે. પૃથુ૦
શિશુ ગુણ ગવરાવે ન હું તેવો, વખોડું વખાણની વાતે. પૃથુ૦

ગીતિ

ના પાડી પૃથુએ પણ, વદ્યા ભવિષ્ય વર્તી જ્ઞાની જનથી;
ત્રિકાલજ્ઞ શાત રહ્યા, જાણે પોતે રતી જ્ઞાનીજ નથી.

પદ-'જાગે પ્રભુ પ્યારા રે' એ રાગ

આવી પ્રજા બોલી રે અરજી પૃથુ આગે;
અરજી પૃથુ આગે, પ્રણમી પાય લાગે.

ઈશ્વર પોતે કોપો છો તો રે, કોણ કરશે મારી સહાય રે. ક્ષમા૦
પશુતન ધારી તમે ઉદ્ધારી, તેજ સંહારી દો શું કાય. ક્ષમા૦

ગઝલ-'અહો પ્યારા પ્રભુ મ્હારા' એ રાગ

ડરેલી ભૂ વદી એવું, સુણો શ્રીપૃથુ દયા ધારી;
કહું છું હું કરો તેવું, થશે સૌની પીડા ન્યારી. ટેક
ભ્રમરસમ સાર સમજુ લે, ન કોપે સ્વાર્થને ભૂલે;
હણે તો ફળ પછી શું લે, તમે તો છોજ અવતારી. ડરેલી૦
ભુંડા ભૂપે ન યજ્ઞ કર્યા, મફતના ભોગી સર્વ ઠર્યા;
ગળી ગઈ તેથી ઔષધિઓ, બીજે યજ્ઞ કાજ રહી ધારી. ડરેલી૦
થયાં છે જીર્ણ બીજો એ, કહ્યો વિધિ પૂર્વ લોકોએ;
કરો તે જો તમે તો એ, બધાં આપું હુંજ સુધારી. ડરેલી૦
ઘટિત દોહનાર પાત્ર અને, ઘટિત વળી વત્સ પણ જો બને;
બધું આપી દઉં તમને, કરો જગનાથ તૈયારી. ડરેલી૦
ઉંચી નીચી હજી છઉં હું, થવાને સપાટ ચિત્ત ચહું છું;
જેથી સહુને ફળો દઉં છું, ટકે સઘળે રૂડું વારિ. ડરેલી૦

કવિત્ત-પદ-'ધન્ય ધન્ય ભદ્રકાલી' એ રાગ

થયા મનુ વત્સ જાતે, ઔષધિઓ દોહી હાથે,
પૃથુરાયે ભલી ભાતે, રૂડી પહેલ કરી;
બૃહસ્પતિ વત્સ કરી, ઇન્દ્રિયોનાં પાત્ર ધરી,
વેદરૂપી ધાર ઝરી વિપ્રોએ તે ભરી.
વત્સ થયા સુરરાય, કંચનનાં પાત્રમાંહ્ય,
સુરોએ સુધાની ચાહ, કરીને લીધું;
વત્સ થયા શ્રી પ્રહ્લાદ, કર્યું કથીરનું પાત્ર,
અસુરોએ કરી હાથ, મદિર પીધું.
ગાંધર્વે લીધું ગાયન, પિતૃએ કવ્ય ભોજન,

શરણાગતની શુદ્ધ લ્યો ઝટપટ, ભુખે દુઃખે હાડ ભાંગે રે. પ્રણમીo
અન્ન ઝટ આપો, સંકટ કાપો, પ્રકટ પ્રભુ મહાભાગે રે. પ્રણમીo

શાર્દૂલ

જાણી સંકટ લોકનું ઉર વળી, આણી ખરે ભેદને,
તાણીને શર ચાપ પાણિ ઉપડયા, પૃથ્વીપતિ તે સમે;
ગૌનું રૂપ ધરી ભૂમિ થરથરી, નાઠી ડરીને અતિ,
પુંઠે રાય જણાય જાય જહાં ત્યાં, તેથી ફરીને વદી.

પદ-'વેંકટવરને મુજ મન' એ રાગ-પીલુ

રે નૃપતિ વિનતિ આ સ્વીકારો, ત્રાસતીની ગતિ કાં ન વિચારો;
સહુના રક્ષક થાઓ ન ભક્ષક, લક્ષવિષે નવ દોષ ઉતારો.
નારી નઠારી શકાય ન મારી એ, ધર્મ ધારી થઈ કેમ વિસારો;
છું જગવહાણ ઘાણ કાઢો તો લોક રહે કયાં સુજાણ વિચારો.

ગઝલ-'શામાટ જાય રામ માત' એ રાગ

વધા નૃપાલ વાત ખ્યાલમાં ન એ લઇ,
બેહાલ કરીશ હાલ જો નહિ માન તો મહી. ટેક
લે ભાગ અન્ન ન દે એ વિચારતી નથી,
ગુન્હાહિતને દંડતાં ચિંતા રતી નથી. વધાo
છો ગાય બની નાર ગણી સ્તુતિ તું ભણી,
મારીશ નહિ ચુકું મારી કૃતિ તું ભણી. વધાo
ધારીશ સર્વ પ્રજા મારા યોગનાં બળે,
જનને દુઃખ દે કેમ તેના ભોગ ના મળે. વધાo

પદ-'હરિ તોમે બોલે મોરી બલા' એ રાગ

ક્ષમા કરો દયા ધરો રે પૃથુરાય, દાસી હું પકડું છું પાય. ક્ષમાo
જેણે બનાવી તે શસ્ત્ર ઉઠાવી, હણે એ યોગ્ય ના જણાય. ક્ષમાo

ઈશ્વર પોતે કોપો છો તો રે, કોણ કરશે મારી સહાય રે. ક્ષમા૦
પશુતન ધારી તમે ઉદ્ધારી, તેજ સંહારી ઘો શું કાય. ક્ષમા૦

ગઝલ–'અહો પ્યારા પ્રભુ મ્હારા' એ રાગ

ડરેલી ભૂ-વદી એવું, સુણો શ્રીપૃથુ દયા ધારી;
કહું છું હું કરો તેવું, થશે સૌની પીડા ન્યારી. ટેક
ભ્રમરસમ સાર સમજી લે, ન કોપે સ્વાર્થને ભૂલે;
હણે તો ફળ પછી શું લે, તમે તો છોજ અવતારી. ડરેલી૦
ભુંડા ભૂપે ન યજ્ઞ કર્યા, મફતના ભોગી સર્વ ઠર્યા;
ગળી ગઈ તેથી ઔષધિઓ, બીજો યજ્ઞ કાજ રહી ધારી. ડરેલી૦
થયાં છે જીર્ણ બીજો એ, કહ્યો વિધિ પૂર્વ લોકોએ;
કરો તે જો તમે તો એ, બધાં આપું હુંજ સુધારી. ડરેલી૦
ઘટિત દોહનાર પાત્ર અને, ઘટિત વળી વત્સ પણ જો બને;
બધું આપી દઉં તમને, કરો જગનાથ તૈયારી. ડરેલી૦
ઉંચી નીચી હજી છઉં હું, થવાને સપાટ ચિત્ત ચહું છું;
જેથી સહુને ફળો દઉં છું, ટકે સઘળે રૂડું વારિ. ડરેલી૦

કવિત્ત–પદ–'ધન્ય ધન્ય ભદ્રકાલી' એ રાગ

થયા મનુ વત્સ જાતે, ઔષધિઓ દોહી હાથે,
પૃથુરાયે ભલી ભાતે, રૂડી પહેલ કરી;
બૃહસ્પતિ વત્સ કરી, ઇન્દ્રિયોનાં પાત્ર ધરી,
વેદરૂપી ધાર ઝરી વિપ્રોએ તે ભરી.
વત્સ થયા સુરરાય, કંચનનાં પાત્રમાંહ્ય,
સુરોએ સુધાની ચાહ, કરીને લીધું;
વત્સ થયા શ્રી પ્રહ્લાદ, કર્યું કથીરનું પાત્ર,
અસુરોએ કરી હાથ, મદિર પીધું.
ગાંધર્વે લીધું ગાયન, પિતૃએ કવ્ય ભોજન,

સિદ્ધોએ સિદ્ધિનું મન, કરીને લીધી;
વિદ્યા લીધી વિદ્યાધરે, માયાવીએ માયા ખરે,
લોહી લીધું છે ખપ્પરે, રુદ્રે ખૂબ કીધી.

ગીતિ

પાત્ર વાછડા કલ્પી, ઇચ્છિત દોહી લીધું સૌ દોહનારે;
આપ્યું સહુને સૌનું, શ્રમ એ રીતે ઘણો સહ્યો નારે.
પૃથુએ પુંઠે ધનુષે, ઉંચી નીચી ભૂમિ સીધી કરી;
નગર ગ્રામસહ સ્થાપ્યાં, ગણી ભૂમિ દીકરી સુપ્રસિદ્ધિ કરી.

प्राक् पृथोरिह नैवैषा पुरग्रामादिकल्पना ।
यथासुखं वसन्ति स्म तत्र तत्राकुतोभयाः ॥

'પૃથુરાજાની પહેલાં આ નગર-ગામ વગેરેની રચના ન હતી; ત્યાં ત્યાં નિર્ભયપણે અને સુખપૂર્વક પ્રજાઓ રહેતી હતી.'

સાખી-કલ્યાણ

બ્રહ્માવર્તે સરસ્વતીતટ સો, અશ્વમેધ કરવાને;
સો યજ્ઞ કરી પૃથુએ ને કીધો, હય યજ્ઞનો રવાને.
સાહુએ માન દીધું ને આવ્યો, સુખથી અશ્વ ફરીને;
યજ્ઞ થયો પૂરણ એમ કારજ, ચલવ્યું ફરી ફરીને.
બ્રહ્મા શિવ વિષ્ણુ સુરનાં, પ્રત્યક્ષજ દર્શન થાય;
પાર્ષદ સનકાદિક યોગીશ્વર, કેમ ન ત્યાં દેખાય.
પૃથ્વી પર્વત સમુદ્ર પદાર્થ, પૂરા પાડયે જાય;
ઉદય પ્રતિદિન વધતો દેખી, બળ્યો સુરોનો રાય.

પદ-'બન ગયો બેદ' એ રાગ

દ્વેષી સુરેશ, હરીને હય ધાયો;
અદશ્યરૂપે અશ્વ ઉડાવ્યો, આકાશમાર્ગ સાહ્યો.
દીઠો અત્રિએ તેવો પ્રેર્યો,

પૃથુના કુમારે હાક, માર્યે, ગભરાયો રે;
જટાધારી ભસ્મે ખરડાયો, વેષે બાળ ઠગાયો.
ભેખ જાણીને જાવા દીધો;
હય મૂકયો ભયથી તે, સુખેથી જલાયો રે;
ફરી ફરી અંધકાર સુરપતિ, હય હરતાં વરતાયો;
ધરે ખોપરી અને ઉપલાં; ભેખે કુમાર ફરી વારે ઠગાયો રે.
જે જે વેષ ધર્યો ઈન્દ્રે, જે જેથી બાળ ઠગાયો;
તે તે પંથ રહ્યો પૃથ્વી પર, પાપનો પંથ પાખંડ ગણાયો રે.
વિઘ્નકાર યજ્ઞે અઘનો પંથ, ઉઘાડનાર જણાયો;
તેથી કંપી પૃથુ રાજાએ, કરધર્યું ચાપ કે અરિ એ મુંઝાયો રે.
વિપ્રો કહે નૃપતિ બની દીક્ષિત, શીદ અવળો પથ સાહ્યો,
અમે મંત્રથી તેડાવીને, હોમીએ કુડ અરિ, અદિતિનો જાયો રે.
મંત્ર ભણી જવ આપી આહુતિ, તેવો ઈન્દ્ર તણાયો;
બ્રહ્માએ તવ ત્યાં પ્રકટીને, કર્યું સમાધાન, કજીઓ ણુઝાયો રે.

શાર્દૂલ

બ્રહ્માએ વચમાં પડી સરવનું કીધું સમાધાન એ,
બન્ને છો હરિઅંશ કેમ નવ લ્યો સાચું તમે ધ્યાન એ;
ઉભો એક રહે સુયજ્ઞ પૃથુ તો તેનું તને માન છે,
દાદાને નમી સદ્ય સંપી ઉચર્યા આપે કહ્યું માન્ય છે.

ધનાશ્રી-પદ

પ્રકટ થયા ભગવાન તુરત ત્યાં પ્રકટ થયા ભગવાન.
પૃથુરાય ભાગ્યવાન તુરત ત્યાં. ટેક
ઉચર્યા પૃથુ પર કૃપા જણાવી, તે સુણતાં ધરી ધ્યાન. તુરત૦
ઈન્દ્ર ક્ષમા માગે છે તારી, રાય હવે તે માન્ય. તુરત૦
પૃથુ ઉઠી ભેટયા સુરપતિને, મિત્ર ગણ્યા સ્વસમાન. તુરત૦
પછી પ્રભુને નખશિખ નીરખી, હરખે ભૂલ્યા ભાન. તુરત૦

ગદ્દગદ્દ કંઠ હર્ષઅશ્રુ વહે, એ સુખ એજ સમાન. ધુરત૦
પ્રભુ પણ ભૂપર ચરણ ધરી કહે, માગ્ય ભૂપ વરદાન. ધુરત૦

ગઝલ–બિહાગ

કર જોડીને પૃથુરાય, શ્રીવરને કહે વિનતિ;
ફરી ફરી લાગી પાય, શ્રીવરને કહે વિનતિ. ટેક
સુખ વિષયનાં તો નરકમાં પણ મળે પ્રાણીને,
તે તમથી સુખ શું ચાહ્ય, શ્રીવર૦
ઇચ્છું ન મોક્ષન હોય જો ત્યાં હરિ ! તુજ કથા;
ભક્તિજ ચાહું સદાય. શ્રીવર૦

न कामये नाथ तदप्यहं क्वचिन्न यत्र युष्मच्चरणांबुजासवः ।
महत्तमान्तर्हृदयान्मुखच्युतो विधत्स्व कर्णायुतमेष मे वरः ॥

'(પૃથુરાજા ભગવાન પાસે વરદાન માગે છે કે,) હે નાથ ! જ્યાં આપના ચરણકમળનો રસ (એટલે આપના યશઃશ્રવણ આદિનું સુખ), જે સર્વથી મોટા એવા આપના ભક્તપુરુષોના હૃદયમાંથી મુખદ્વારા ઝરી રહેલ હોય છે તે, જો કદાચ મોક્ષ–પદમાં ન હોય તો તે મોક્ષપદને પણ હું ઇચ્છતો નથી; માટે (આપના યશનું શ્રવણ કરવાને) મને દશ હજાર કાન આપો. બસ આજ વરદાન હું આપની પાસે માગું છું.'

દ્યો કાન સુજને દશ હજાર કથાશ્રવણ સારૂં,
માગું એ વર જગરાય. શ્રીવર૦

यशः शिवं सुश्रव आर्यसंगमे यदृच्छया चोपशृणोति ते सकृत् ।
कथं गुणज्ञो विरमेद्विना पशुं श्रीर्यत् प्रवव्रे गुणसंग्रहेच्छया ॥

'હે મંગળ કીર્તિ–પરમાત્મન્ ! જે મનુષ્ય આપના પવિત્ર યશને સત્પુરુષોના સમાગમમાં માત્ર એકજ વાર દૈવયોગે પણ

જો સાંભળે છે અને તે મનુષ્ય જો ગુણજ્ઞ હોય તો માત્ર પશુવિના એ યશનું શ્રવણ કરતાં કેમ અટકે ? કારણકે લક્ષ્મી દેવી પોતે પોતાને વિષે સર્વ ગુણોનો સંગ્રહ કરવાની ઇચ્છાથી એ આપના યશનેજ સર્વોત્તમ તરીકે સ્વીકારે છે.' વળી—

તમને ભજે તે જગસુખોની, શીદ સ્પૃહા રાખે;
મૂર્ખાજ તેને ચહાય. શ્રીવર૦
જેમ તાત શ્રેય કરે સ્વસુતનું વિના માગે પણ;
તેમ માણું નિત્ય સહાય. શ્રીવર૦

દુહો

અસ્તુ કહી તે થઈ ગયા, શ્રીવર અંતર્ધ્યાન;
પૃથુના ઉરમહીં રહી ગયા, થવા નિરંતર ધ્યાન.

શાર્દૂલ

બોલાવી સ્વપ્રજા બધી સુસ્વરથી ભૂપે કર્યું ભાષણ,
સેવો શ્રીજગનાથ રાતદિન એ સારૂં ઠસાવ્યું મન;
ભક્તોની વળી સેવ નિત્ય કરવા સત્સંગ સારૂ કહ્યું,
એ જાણી નૃપને વખાણી સહુએ સાચા મને તે ગ્રહ્યું.

ઉપેન્દ્રવજ્ર

કૃપા કરી સદ્ય સનત્કુમારે, પધારીને બોધ દીધો સુપ્યારે;
સુણી વડું જ્ઞાન સુભક્તિ જામી, રહ્યા પ્રભુના પદ્મમાં વિરામી.

कृच्छ्रो महानिह भवार्णवमप्लवेशां षड्वर्गनक्रमसुखेन तितीरिषन्ति
तत्त्वं हरेर्भगवतो भजनीयमंघ्रिं कृत्वोडुपं व्यसनमुत्तर दुस्तरार्णम्॥

'જેઓ આ સંસારસમુદ્રમાં એ ભગવાનરૂપી તરવાના સાધનથી રહિત છે તેઓને આ સંસારસમુદ્ર તરવામાં ઘણુંજ દુઃખ પડે છે, કારણકે તેવા મનુષ્યો મહાકિલષ્ટ એવા યોગાદિ સાધનો-

વડે છ ઇન્દ્રિયોરૂપી ઝૂંડાવાળા આ સંસારસમુદ્રને તરવા ઇચ્છે છે. માટે તમે, શ્રીહરિના ભજન કરવા યોગ્ય ચરણને વહાણરૂપ કરીને સંકટરૂપ એવા આ દુસ્તર સંસારસમુદ્રને તરી જાઓ.'

## સાખી-ધનાશ્રી

કર્મ સર્વ બ્રહ્માર્પણ કરતા, નૃપ સહુ ધર્મો પાળે;
પુત્ર પાંચ પોતાસમ પામ્યા, પ્રજાને પૂરી પાળે.
સોંપીને સહુ ભાર તેમને, છુટા થઈ નરપાળે;
વને વસ્યા જઈ રાણી સંગ જ્યાં, કૃપા કરી જગપાળે.
વાનપ્રસ્થના ધર્મ પાળતા, ધરે હરિનું ધ્યાન;
ચિત્ત શુદ્ધમાં વિશુદ્ધ હરિનું, કરતા અનુસંધાન.
પ્રકટ થયા ત્યાં શ્રીવર થયું, પ્રકૃતિનું સમાધાન;
પતિ ગયા જોઇ સતી એ ગતિ, થવા થઈ સાવધાન.

## હરિગીત

ખડકી ચિતા ચિંતારહિત, પતિશબસહિત સળગી ગઈ;
તે ક્ષણે પ્રકૃતિની ઉપાધિ, નિત્યની અળગી થઈ.
પતિસંગ વીચરી વિષ્ણુસ્થાને, વિમાને ચળકી રહી;
દંપતિની કીર્તિ અખંડિત, પૃથ્વીમાં ઝળકી રહી.

अनुदिनमिदमादरेण शृण्वन् पृथुचरितं प्रथयन् विमुक्तसंगः।
भगवति भवसिंधुपोतपादे स च निपुणां लभते रतिं मनुष्यः॥

'જે મનુષ્ય સાંસારિક સર્વ સંગનો પરિત્યાગ કરી પૃથુરાજાના આ ચરિત્રને હમેશાં આદરપૂર્વક સાંભળે છે અને જગતમાં તેનો પ્રચાર કરે છે તે મનુષ્ય સંસારસમુદ્ર તરી જવાને, જેમના ચરણ એક વહાણરૂપ છે એવા ભગવાન વિષે આનંદદાયક પ્રીતિ પ્રાપ્ત કરે છે.'



# श्री बोधराज तथा हांसी–आख्यान

[विषय–शुद्ध वैष्णवत्व]

## પૂર્વરંગ

### વસંત–પદ

ભજો શ્રીવૈષ્ણવ થઈ શ્રીનિવાસ,
તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ. ભજો૦
ભય રહેશે જ્યાં સુધી હશે કચાશ,
સત્સંગથી આવશે દૃઢ વિશ્વાસ.
થશે વહેમ વિઘ્ન અઘ સર્વ નાશ,
અનુપતિ પછી રાખશે નિત્ય પાસ. ભજો૦

સાચો શ્રીવૈષ્ણવ કોણ ?

શ્રીસહિત વિષ્ણુતણા થયા વિધિવત્ દાસ;
શ્રીવૈષ્ણવ એ નામના છે હરિના જન ખાસ.

એ સાચા વૈષ્ણવનાં બાહ્ય ચિહ્ન આવાં હોય છે —

ये कंठलग्नतुलसीनलिनाक्षमाला ।
ये बाहुमूलपरिचिन्हितशंखचक्राः ॥

ये वा ललाटपटले लसदूर्ध्वपुंड्रा-।
स्ते वैष्णवा भुवनमाशु पवित्रयंति ॥

'જેઓ કંઠમાં નાખેલી તુલસીમાળા તથા કમલાક્ષવાળા હોય છે, બાહુના મૂળમાં શંખ-ચક્રની નિશાનીવાળા હોય છે અને લલાટમાં શોભી રહેલા ઊર્ધ્વ પુંડ્રવાળા હોય છે તે વૈષ્ણવો સત્વર જગતને પવિત્ર કરે છે.' અને તે વૈષ્ણવનાં આભ્યંતર ચિહ્ન આવાં હોય છેઃ—

शमदमनियतात्मा सर्वभूतानुकंपी ।
विषयसुखविरक्तो ज्ञानतृप्तः प्रशांतः ॥
अतिमितनियतान्नो नापि रुष्टो न हृष्टः ।
प्रवसति गतरागो वर्तते यः स मुक्तः ॥

'જેણે બાહ્ય-આભ્યંતર ઇન્દ્રિયોનો નિગ્રહ કરી મનને વશ રાખ્યું હોય છે, સર્વ પ્રાણીઓ પર જે દયાળુ હોય છે, વિષય-સુખમાં વિરક્ત થયો હોય છે, જ્ઞાનથી તૃપ્ત હોય છે, અત્યંત શાંત હોઇને અતિશય પ્રમાણસર અમુકજ અન્નનો આહાર કરે છે, કોઇના પર ક્રોધ કરતો નથી તેમ હર્ષ પણ પામતો નથી અને સર્વ ઉપરના રાગને ત્યજી દઇ પ્રવાસ કર્યા કરે છે—આમ જે વર્તે છે તેને મુક્ત સમજવો.' આ પ્રમાણે શુદ્ધ વૈષ્ણવપણું પ્રાપ્ત કરવાને સાચા ઉપાય સાથે આવા પ્રકારની શક્તિ પણ હોવી જોઇએ કેઃ—

मद्भक्तजनवात्सल्यं पूजायां चानुमोदनम् ।
स्वयमभ्यर्चनं चैव मदर्थे दंभवर्जनम् ॥

'(ભગવાન પોતે કહે છે કે,) મારા ભક્તો ઉપર પ્રેમ રાખે, મારી પૂજામાં અનુમોદના કરે, કેવળ મારા માટેજ પોતાનો

આદર-સત્કાર ઇચ્છે અને દંભનો ત્યાગ કરે.' વળી—

मत्कथाश्रवणप्रीतिः स्वरनेत्रांगविक्रियः ।
ममानुस्मरणं नित्यं मन्मना यश्च जीवति ॥

'મારી કથા સાંભળવામાં પ્રેમ રાખે, મારા ભજનકીર્તનમાં જેના સ્વર, નેત્ર તથા અંગમાં વિકાર થઇ જાય, નિત્ય મારૂં સ્મરણ કર્યા કરે અને કેવળ મારામા મન રાખતો જીવે.' આ રીતે—

भक्तिरष्टविधा ह्येषा यस्मिन् म्लेच्छेऽपि वर्तते ।
स विप्रेन्द्रो मुनिः श्रीमान् स यतिः स च पंक्तिभाक् ॥

'આઠ પ્રકારની આ ભક્તિ જે કોઈ મ્લેચ્છમાં પણ હોય તે શ્રેષ્ઠ બ્રાહ્મણ ગણાય, શ્રેષ્ઠ મુનિ મનાય અને ઉત્તમ યોગી પણ તેજ ગણાય, તેથી તે એક પંક્તિએ બેસી શકે.' આ વચનો ખુદ ભગવાનનાં છે. વળી આથી પણ વધારે સહેલું તે ભગવાનજ ઉપદેશે છેઃ—

मामेकं च श्रिया युक्तं भक्तियुक्तो नरोत्तमः ।
द्वयेन मंत्ररत्नेन मत्प्रियेण भजेत् सदा ॥
अचिरान्मत्प्रसादेन मल्लोकं स च गच्छति ।
दुर्वृत्तो वा सुवृत्तो वा मूर्खः पंडित एव वा ॥
लक्ष्मीं च मां सुरेशेशं द्वयेन शरणं गतः ।
मल्लोकमचिराल्लब्ध्वा मत्सायुज्यं स गच्छति ॥

'જે ઉત્તમ મનુષ્ય લક્ષ્મીસહિત એવા મારૂં ભક્તિથી યુક્ત થઈને મને પ્રિય એવા બે શ્રેષ્ઠ મંત્રોવડે સદા ભજન કરે છે તે તુરતજ મારી કૃપાથી મારા લોકને પામે છે. ગમે તેવો દુરાચારી હોય કે સદાચારી હોય, મૂર્ખ હોય કે પંડિત હોય

પણ દેવેન્દ્રોનાયે ઈશ્વર એવા મને તથા લક્ષ્મીજીને શરણે બે મંત્રથી પ્રાપ્ત થયો હોય તો તુરતજ મારા લોકને પ્રાપ્ત કરી મારા સાયુજ્યને પામે છે.' એટલે પ્રભુભજનમાં સર્વ કોઈનો સંપૂર્ણ અધિકાર સિદ્ધ થાય છે, અને તેથીજ અમે અહીં કહ્યું છે કે, 'ભજો શ્રીવૈષ્ણવ થઇ શ્રીનિવાસ' આ તો સંસારરૂપ રોગને દૂર કરવાનું ઔષધ કહેવામાં આવ્યું, હવે તેમાં પથ્ય કેવું પાળવું જોઈએ? તે કહે છે —'તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ' હરકોઇ વસ્તુની કે દેવો વગેરેની આશા ત્યજી દો. કોઈ પણ બીજાનો વિશ્વાસ કે ત્રાસ ન રાખો—

विश्वोपायान्यफलको सोऽधमः परिकीर्तितः ।
माघवांघ्रिद्वयोपायो माधवांघ्रिप्रयोजनः ॥
स उत्तमोऽधिकारी स्यात् कृतकृत्यश्च जन्मसु ॥

'જે મનુષ્ય પરમેશ્વરના ભજન સિવાય અન્ય ઉપાયોનું શરણ લઇ બીજા બીજાં ફળને ઇચ્છે છે તેને અધમ કહેવામાં આવ્યો છે. ઉત્તમ અધિકારી તો તેજ છે કે જે શ્રીવિષ્ણુ ભગવાનના ચરણનેજ-સંસારથી મુક્ત થવામાં ઉપાય તરીકે સ્વીકારે છે અને તે ભગવાનના ચરણનુંજ જેને પ્રયોજન છે. આવો ઉત્તમ અધિકારી મનુષ્ય હરકોઈ જન્મમાં કે જાતિમાં કૃતકૃત્ય થઈ શકે છે.' આવા આશયથીજ ગીતામાં ભગવાન કહે છે—

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥

'(ચાર પ્રકારના મારા ભક્તો છે) તેમાં નિત્ય મારામાજ જોડાઇ રહેનારો અને કેવળ ભક્તિજ કર્યા કરતો જ્ઞાની ભક્ત શ્રેષ્ઠ છે, કેમકે તે જ્ઞાની ભક્તને કેવળ હું જ પ્રિય હોઉં છું, તેમજ મને તે

ગ્રહ્યો પ્રિય હોય છે.' માટેજ કહ્યું કે, 'તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ' કારણકે અન્યની આશા રાખવાથી ઊલટું કામ બગડે છે:—

अंतवत्तु फलं तेषां तद् भवत्यल्पमेधसाम् ।
लभते च ततःकामान् मयैव विहितान् हितान् ॥

'(જેઓ બીજાઓ તરફની આશા રાખે છે) તેઅલ્પ બુદ્ધિ-વાળા મનુષ્યોને જે ફળ મળે છે તે નાશવંત હોય છે; વળી તેઓ અન્યદ્વારા જે કંઇ હિતકારક મનોરથો સંપાદન કરે છે, તે પણ ખરી રીતે તેઓ દ્વારા મેંજ તેઓને આપેલા હોય છે.' કારણકે બીજા દેવો વગેરેને પણ પ્રભુએજ અધિકાર સોંપ્યા છે અને તેથી તેઓ પણ:—

'ब्रह्मादयःसुराः सर्वे विष्णोराराधकाः पुरा ।

'બ્રહ્માદિ સર્વ દેવોએ પૂર્વે વિષ્ણુભગવાનનુંજ આરાધન કર્યું છે,' જેથી:—

स्वस्वपदमवापुश्च केशवस्य प्रसादतः ।

'તેઓ શ્રી કેશવ ભગવાનની કૃપાથી પોતપોતાના પદને પામ્યા છે.' વેદ પણ એજ કહે છે:—

एतस्य वाक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ विष्ठतः।

'હે ગાર્ગિ ! આ અક્ષર–ભગવાનની આજ્ઞામાં સૂર્ય તથા ચંદ્ર પણ રહે છે.' એટલે પ્રભુશરણ વિના ખરું નિર્ભય કંઇ પણ નથી; માત્ર–आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन–એ પરમાત્માના આનંદને જેણે અનુભવ્યો છે તેજ કોઇનાથી ડરતો નથી.' અને તેથીજ કહેવામાં આવ્યું છે કે 'विष्णो. पद निर्भयम्–કેવળ એક પરમેશ્વરનું ચરણશરણજ નિર્ભય સ્થાન છે.' 'न वासुदेव-भक्तानामशुभं विद्यते क्वचित्–એટલુંજ નહિ પણ વાસુદેવ–ભગ-

વાનના ભક્તોનું કયાંય અશુભ થતું નથી.' માટે ખરા સુખી થવાને 'તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ.' કહ્યુંજ છે કેઃ—

ગઝલ

જઈ ભગવાનને શરણે, પછી ભય કેમ ધારે છે;
સુણ્યું કોદી કદી ક્યાંહી, પ્રભુ કોઇથી શું હારે છે.
ડરે છે દેવ ને દેવી, મનુષ્યની વાત શું કહેવી;
ધણી એવો ધર્યો પૂંઠે, કહે શી બ્હીક તારે છે.

પદ

દીઠા મેં માત્ર મુરારિ, સર્વના સંકટ હારી;
વેદા અજના ચોરાયા, દુઃખ પામી બહુ ગભરાયા;
તવ લાવી દીધા તનધારી.
પિતુ હત્યા શિવને લાગી, પદ ભાંગ્યા તેથી ભાગી;
તવ નખથી તુર્ત વિદારી.

મોટા દેવો પણ આખરે એ પ્રભુનુંજ શરણ ગ્રહે છે તે પછી બીજાની તો વાતજ શી? એટલે આપણે પણ એજ પ્રભુનું શરણ લઈ નિર્ભય થઇએ—

પદ

શિર પર રક્ષક છે ભારે, શી ફિકર પછીથી તારે;
સકળ જગતનો એ છે સ્વામી, સત્તા સઘળી એની,
જગતમાત્ર પરતંત્ર પછીથી, ફિકર રાખવી કેની. શિર૦
જે સહુ જગનું તંત્ર ચલાવે, તે તુજ કાર્ય કરે છે;
કેમ તેનું ફળ માઠું મળશે, મન તું વૃથા ડરે છે. શિર૦
સમર્પા કર તું એને નિશદિન, ફોકટ ભારે ધરમાં;
જે થાશે તે એયજ થાશે, એમાં શંકા કરમાં. શિર૦

શુભગુણસાગર છે તુજ સ્વામી, શાસ્ત્રો સકળ વખાણે;
અનુભવ્યું અનુ એ બહુ વેળા, વ્હેમ કેમ પછી આણે. શિ૨૦

[ચારેજ—]તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ,
ભજો શ્રીવિષ્ણુ થઇ શ્રાનિવાસ.
ભય રહેશે હશે જ્યાં સુધી ક્યાસ,
સત્સંગથી આવશે દૃઢ વિશ્વાસ.

જેટલી દૃઢતા બાકી છે તેટલી પૂર્ણ કરવાને સત્સંગરૂપ ઔષધનું સેવન કરવું; કારણકે આ વાત જગજાહેર છે કે:—

દુહો

ગ્રહ ભેષજ જલપવનથી, પાય કુયોગ સુયોગ;
હોય કુવસ્તુ સુવસ્તુ જગ, લખહીં સુલક્ષણ લોગ.

વળી કહ્યું છે કે:—

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ।
तत्रापि दुर्लभं मन्ये वैकुंठप्रियदर्शनम् ॥

'ક્ષણભંગુર હોવા છતાં આ મનુષ્ય શરીર પ્રાણીઓને દુર્લભ છે, અને તેમાં પણ ભગવાનના પ્રિય ભક્તોનું દર્શન થવું દુર્લભ છે, એમ હું માનું છું.' એટલે સત્સંગ પણ દુર્લભ તો છેજ; છતાં તેજ સંપાદન કરવા યત્ન કરવો; કારણકે—

જેને જેવો સંગ રંગ બહુ તેવો બેસે;
જેને જેવો સંગ પ્રેમ પણ તેવો પેસે.
જેને જેવો સંગ કામ તેવાં તે કરશે;
જેને જેવો સંગ ઠામ તેવે જઈ ઠરશે.

અને સત્પુરુષો તો પોતાના સંગીને પોતાના જેવાજ સંત

બનાવવાને ઘણા આતુર રહે છે; એટલે પછી ભય શો? જેટલી પોતાનામાં કચાશ હશે તે સત્સંગથી પૂર્ણ થશે; ને પછી દૃઢ વિશ્વાસ આવશે; અને જેવો વિશ્વાસ આવ્યો એટલે પછી તો 'થશે વ્હેમ વિઘ્ન સર્વ નાશ.' આ સંબંધે ભક્તમાળમાં તથા પુરાણોમાં આવા આશયનું કહેલ છેઃ—

## કવિત્ત

મનુ મહારાજ વંશ ભયો ગય રાજ કોઈ,
ચક્રવર્તી શાસન ચલાયો ચારુઓ રહે;
કીન્હો યજ્ઞ ઋત્વિગ્જન દીન્હો ભાગદેવનકો,
વિના હરિ આયે નૃપ મળ્યો નની હો રહે.
પયો વ્રત તીન દિન હરિકી લખન આશ,
રહ્યો ન કલાઈ જૈસો ચંદકો ચકોર હૈ;
મંડન મહીપતિ મનોરથ કેમ ખમે,
દયાલુ દારી આયો દશરથકો કિશોર હૈ.

પછી તો કહેવાનુંજ શું રહ્યું કે, 'અનુપતિ પછી રાખશે નિત્ય પાસ, ભજો શ્રીવૈષ્ણવ થઇ શ્રીનિવાસ.' પ્રભુમાં વિશ્વાસ સંબંધે મહાત્મા તુલસીદાસ ઠીક કહે છેઃ—

## સવૈયો

ગજ કારન તારનસે ગુનીકા, પ્રહ્લાદ કો કાજ કહા ન કીયો;
બિપ ફેર દઈ બિપયા જો કરી, ચંદ્રહાસકો રાજ મહાન દીયો.
પૂજા ભારતમેં ગજ ઘંટ તરે, મરીયાં કે બચ્ચાં કે બચાઈ લીયો;
મન કાંહે કો શોચ કરે તું વૃથા, રઘુનાથ અનાથન કોન કીયો.

બીજો એક કવિ પણ એજ કહે છેઃ—

બચ્ચાંને શી બ્હીક બુડવાની, જ્યાં નિજ બાપ મુકાને,

અંતરજામી જાણે સંધું, જેમ ન ખૂણે છાને;
જીવ તું શોચ કરે છે શાને, ભરોંસો ધર ભગવાને.

ભગવાન વચન આપે છે·—

अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ।

'હુ તને સર્વ પાપોથી છોડાવીશ, તું શોક કર મા.' માટે 'ભજો શ્રીવૈષ્ણવ થઈ શ્રીનિવાસ.' વિતોપ કહે છે —

## સવૈયો

ધન આદિકકો સુખ હૈ સપનો, હરિકો જપનો અપનો હિત હૈ;
સત્સંગ જહાજમેં બૈઠી રહો, ભવસાગરમં કેહી કાજ બહૈ.
તન માનુષકો મુક્તાફલ સો, બિનભક્તિકે પાની ન કોડી લહૈ;
મન કાચહો કહી તોપ સબૈ, તબ તો રસના સન રામ કહૈ.

ભક્ત તુલસીદાસ કહે છે —

## દુહો

રામનામ મણિદીપ ધરૂ, જીવ દેહરી દ્વાર;
તુલસી ભીતરબહારહુ, જો ચાહસી ઉજીયાર.

વસ્તુસ્થિતિ આવી છે, તેથીજ મહાપુરુષો કહે છે કે —

नारायणेति शब्दोऽस्ति वागस्ति वशवर्तिनी ।
तथापि नरके घोरे पतंति ह्येतदद्भुतम् ॥

'नारायण' એ શબ્દ વિદ્યમાન છે અને વાણી પોતાના વશમાં છે છતા મનુષ્યો ઘોર નરકમાં પડે છે, એ અતિ આશ્ચર્યની વાત છે!! કદાચ મનમાં એમ થાય કે શુ કરીએ? હાલમાં ભગવાનનો કોઇ અવતાર નથી, પણ તે ચિંતા કરવાની જરૂર નથી; કારણકે—

દુહો

શબરી ગીધ સુસેવતેં, સુગતિ દીન્હ રઘુનાથ;
નામ ઉધારે અમિત ખલ,વેદવિદિત ગુણગાથ. [ભજે-]

ભજો શ્રીવૈષ્ણવ થઇ શ્રીનિવાસ, તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ.

ઇતિહાસ કહે છે કે, જે વેળા મહાન સિકંદર મરણ પામ્યો તે વેળા તેણે કરેલા વસિયતનામા પ્રમાણે તેની ઠાઠડી આગળ તેનું બધુંય લશ્કર દારૂગોળા ને લડાઈના પૂરતા દમામ સાથે ચાલતું હતું; તમામ વૈદ્યો ને હકીમો પોતાની બધીય દવાઓ સાથે રાખી તેની પાછળ ચાલતા હતા; મંત્રતંત્ર જાણનારા ઓલીઆઓ, રાજ્યનો બધોય ખજાનો, તમામ પ્રકારની રાજ્યની સમૃદ્ધિ અને દાસદાસીઓ વગેરે પણ આગળ ચાલતાં હતાં; ને છેવટે બધાંની છેલ્લે તેની ઠાઠડી લઇ જવામાં આવતી હતી. તેના શબના બન્ને હાથ બહારના ભાગમાં ખુલ્લા રાખવામાં આવ્યા હતા, ને આસપાસ બન્ને બાજુ એ દૃશ્ય જોવાને અસંખ્ય લોકોની ગિરદી જામી હતી. આ પ્રમાણે પોતાની ઠાઠડી કાઢવાનું સિકંદરે પોતાના વસિયતનામામાંજ જણાવ્યુ હતું ને તેથી તે સર્વ લોકોને આમ સૂચના કરવા ઇચ્છતો હતો કે, 'ભાઇઓ ! બીજાઓની આશા, વિશ્વાસ કે ત્રાસ નકામો છે. જુઓ, આ મારી મહાન ફોજ તૈયાર છે, તેની આશા મેં રાખી તોયે મારૂં શું ચાલ્યું ? મૃત્યુથી મને કોઇએ બચાવ્યો? અથવા હું આ સમયે પરલોકમાં જઇ રહ્યો છું ત્યારે આ મારૂં સર્વ રાજ્ય મારી સાથે આવવાનુ છે? વૈદ્યો, મંત્રીઓ વગેરે શું કરી શક્યા? જેમ હું આ સંસારમાં એકલોજ આવ્યો હતો તેમ હમણાં એકલોજ પરલોકમાં જાઉં છું. 'બાંધી મુઠી આયો પેં પસારી હાથ જાનો હૈ.' મેં મોટી મોટી આશાઓ બાધી હતી, પણ તે બધીય મનની મનમાં રહી

ગઈ છે; હવે તો પરમેશ્વર જે કરશે તેજ થશે. મને ખાત્રી થઈ છે અને સર્વ પ્રજાને છેલ્લી ચોક્કસ ખાત્રી હું આપતો જાઉં છું કે આ જગતમાંનું કંઇ પણ સાથે આવતું નથી.' સારાંશ એજ છે કે—

તુલસી તલબન રાખીયે, રજક મોત સબ સાથ.

માટે એજ નક્કી થયું કેઃ—

જગત રૂઠે તો કયા ભયો, કલમ ધનીકે હાથ.

આ વસ્તુ બરાબર સમજી લઇ કેવળ એ દયાળુ પ્રભુનુંજ શરણુ લો અને—

તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ, ભજો શ્રીવૈષ્ણવ થઇ શ્રીનિવાસ;
થશે વ્હેમ વિઘ્ન અઘ સર્વે નાશ, અનુપતિ પછી રાખશે નિત્યપાસ.

# શ્રી બોધરાજ તથા હાંસીનું આખ્યાન

## લાવણી–ધૂર્જટિ

ધન્ય દક્ષિણમાં ધામણ ગામ, ભક્તમાણુક બોધરાજ નામ;
સતી મમતાઈ તેવી ગુણગ્રામ, પમાડી પુત્રે થયા સકામ.
દુકાળે વડી આપદા થહી, જીવો રક્ષ્યા કરજવાન થઈ;
કરી દાણાની વાડે વળી, ઉગ્યું બહુ માન્યું વેળા વળી.

## સાખી

જાળવવા પોતે જતા, રહેતા માળા માથ;
પક્ષી ઉડાડવાને લીધી, ગોફણ ગોળા સાથ.

તથાપિ ઉપડી ન શકયો હાથ, વિચાર કર્યો નિજ હૃદય સાથ;
બિચારા પંખી દીસે અનાથ, ભાગ્યનું ફરી ચરે જીવ જાત.
પ્રભુની એ પણ છે શુભ પ્રજા, રોકું તો થાયજ મુજને સજા;
એક બીજ બહુનો બહુ એ કરે, એકથી પેટ બહુનું ભરે.

### સાખી

વળી એ નજર રાખતાં, વૃથા વીતે વયકાળ;
સુખે ભજાય નહિ શાંતિથી, ગોવિંદા ગોપાળ.
તેથી મૂકી એની પંચાત, તાલ પકડીને પ્રીતિ સાથે;
ભજન ને ધ્યાન વધે દિન રાત, ક્ષેત્રમાં ધાન વધે દિનરાત.

પદ-સોરઠ, ગઝલ-' સલામે' લાલ પરી ' એ રાગ

ખેતરમાં ખાવા દેવા, નિત્ય નારી આવે છે;
કરે ધરીને હરીને, પ્રીતે પ્યારી લાવે છે. ખેતરમાં૦
જોયાધણી હાલ રહે બેહાલ, હરિના ધ્યાનમાં એ;
થવાને નિહાલ પરભવનીજ વાતો ભાવે છે. ખેતરમાં૦
ઉદાર સ્વભાવ જાણી, ભાવ આણી વદી વાણી;
ઉંદાવ અનાજનો, હરિની કૃપા દર્શાવે છે. ખેતરમાં૦
તથાપિ જે તમે કણ પણ, કરેથી આપી દ્યો તો;
પ્રભુની આણ દાસી ખાસી, અરજ સુણાવે છે. ખેતરમાં૦
કરજ દેવું ફરજ છે, ગરજ પાછી પડે જનોની;
અરજ તેથી કરું છું જે, સમજમાં આવે છે. ખેતરમાં૦

### દુહો

સતીની મતિમાં સંમતિ, પતિએ દીધી સપ્રીત;
નિત્ય કૃતિક્રમ જતી રહી, ઉર નથી રતિ પ્રતીત.

પદ-' મ્હોં મચકાવી ' એ રાગ

પુંડરીનાથની યાત્રા કરીને, વળી મંડળી આવી રે;
કીર્ત્તન કરતી દિશા ગજવતી, તાલમૃદંગ બજાવી રે.
વાડી ઘાડી દેખી દ્વિજની, વૃત્તિ ગઈ લલચાઇ રે;
ત્યાં તો માળે દીઠા ખોધલા, આવ્યા તવ ચિત્ત ચાહી રે.

ધન્ય ધન્ય બોધરાજ દાની, જ્ઞાની હરિના વ્હાલા રે;
દુકાળમાંહે પશુ જીવ જનને, અમને બહુ રખવાળ્યા રે.
વૈષ્ણવ દ્વિજ ને વળી યાત્રાળુ, દેખી આવ્યા ધાઇ રે;
નમી ચરણમાં ને બેસાડ્યા, માની વડી વધાઈ રે.
બ્રાહ્મણ વધા ભુખ્યાદુખીયા સૌ,ચારકણસલાં ચહીએરે;
જો આપો તો પેટ ભરીને, તમને આશિષ દઇએ રે.

શાર્દૂલ

બોલ્યો ભક્ત તદા ગય સમ દઇ, નારી કરે આપવા,
તેં પાળી 'નહિં હું દઉં' પણ નથી, મ્હારી મના કાપવા;
પહોંચ્યું બ્રાહ્મણવૃંદ સર્વ પછીથી, બાકીજ ત્યાં શી રહે,
વાડીને વણસાડી માલ સઘળો, ઉપાડી ચાલ્યા ગૃહે.

ચોપાઇની ચાલ

બોધરાજની ભારી સુવાડી, દીધી બ્રાહ્મણે છેક સુવાડી;
દ્વિજ ઉડતા ને ચાલતા સારૂ, આપી દઇને માન્યું થયું સારૂં.
લાવ્યા શિષ્યો સ્વશિર પર ભારા,થયા માહિત જન પરભારા;
કોઈ સ્તવતા માનીને ઉદાર, કોઈ નિંદા જાણી દેણદાર.
કોઈ કહે દેવાળાની નાલાજ, કીધો જાણી બુઝીને ઈલાજ;
કોઇ કહે માને સઘળું અમાર, એનો ચલવે વિઠુબા સંસાર.

હરિગીત

વાડી દીધી વણસાડી, પણ ન બગાડી ભક્તે ભાવને;
હરિપદે ચિત્ત લગાડી, તાલ વગાડી તુષ્ટ બની મને.
જાણ્યું લીધું ઉપયોગમાં, જે લોકને હતું યોગ્ય એ;
સંયોગ કરી આપ્યા હરિએ, થયું છે બહુ યોગ્ય એ.

પદ–'દશા આ શી થઇ મ્હારી' એ રાગ

સુણી એ વાત પગભારી (૨) ફિકર સુતને થઈ ભારી. ટેક

સાખી

જોવા આવ્યા જાતથી, રાખી કંઈ ઉર આશ;
વાડી નાખી વાદીને, ગયા ઉપાડી ઘાસ.
ન બાકી એકપણ ક્યારી, ફિકર સુતને થઈ ભારી. સુણી०

સાખી

બેઠા તાલ વગાડતા, દીઠા દયાળુ તાત;
પાસે આવી પ્રીતથી, પૂછી પોતે વાત.
વધ્યા તવ તે હરખ ધારી, ફિકર સુતને થઈ ભારી. સુણી०

સાખી

કૃપણ ન થઇએ દીકરા, કર્મે હોય તે ખાય;
મધમાખો ભેળું કરે, પારધિથી લુંટાય.
રહે ગણગણી ઝખમારી, બીના બની છે ઘણી સારી. સુણી०

સાખી

ચોરજ લુંટી જાત ને, મારત ઉપર માર;
વૈષ્ણવ હરખીલઇ ગયા, તે સુણી થઈ રળિયાત.
સુપાત્રે છે ગયું ધારી, દુઃખી ન બની જરી નારી. સુણી०

પદ-લાવણી 'ધર્મધુરંધર' એ રાગ

સાત મહોર લીધી હતી કરજે, મુકી અડાણે માલ;
તે તો લુંટયો દ્વિજમંડળીએ, સઘળો એ વિણમોલ.
લોકે ભંભેર્યાથી શેઠે, માગી સાતે મહોર;
હવાલદાર સાથ કહાવ્યું, દઈ જાજે ચઢતે પહોર.
ત્રણ મહોર તો મળી ઘેરથી, પણ હજી જોઇએ ચાર;
તે મેળવવા થયા ખરેખરા, બોધરાજ લાચાર.

નાણાંવાળી હતી ગામમાં, એક બ્રાહ્મણી માત્ર;
તેની પાસે પહોંચ્યા પોતે, ગઈ હતી જરી રાત.
ખેતર લુટાવ્યાની બીનાથી, નહોતી તે માહિત;
તેથી મોલ પર નાણાં દેતાં, જાણ્યું તેમાં હિત.
દીધો વાયદો પ્રભાતનો, ને મ્હોર કાઢી રાખી;
પણ પ્રભાતમાં ખબર પડી કે, વાત પડી નાખી.
નથી ભાઇ હાલ જોગ મ્હારે, વદી બોધલાથી;
ગભરાયા ત્યારે મન ભારે, હવે લાવું ક્યાંથી.
સસરાને ગામે જઈ કાઢી, કરજ લાવવાને;
કાન્તાને કહી નીકળ્યા પોતે, વચન પાળવાને.

રેખતો

ચલવી લોકે તદા વાત, ગયા નાસી એ લઈ રાત,
ઉડાવી ક્ષેત્રનો મોલ, પાળ્યો નહિ જે દીધો કોલ.
ચાવડીએ લેણદાર ગયો, વૃત્તાંત વીતેલ સર્વ કહ્યો,
છુટ્યા ત્યાં સિપાઈ રાજતણા, પછી દુઃખમાં શી રહે મણા.
તુરત ઘરને કરી દીધી, દ્વારે ચોકી ખડી કીધી,
ખાવાપીવાની થઇ બંધી, થયા ન સહાય સંબંધી.
સતી સુત વહુ પામ્યાં કષ્ટી, લોકોએ કરી વચનવૃષ્ટિ,
ધરમ કરીને આણી ધાડ, પરાયા ધને લીધો પાડ.
કરે તે વેઠવા માટે, ખમે દુઃખ કોણ તે સાટે,
ઉડાઉપણે ન હદ રાખે, ડાસાની કૃતિનાં ફળ ચાખે.

પદ-'પાંચાલી પ્રાણ આધાર' એ રાગ

આવી નિજ જનપર ધાડ, હરિ ધાયા૦
સહી શક્યા ન બૂમ બરાડ, હરિ ધાયા૦
એક મહાર હતો તે ગામે, ખેપીઓ વિઠુબા નામે;
કરવા નિજ જનનું કામે, થયા પોતે તે આકાર. હરિ૦

ગયા ચાવડી ઉપર ધાતા, બોલ્યા રે સુણો પિતુ માતા,
વિઠુ બૂમ પાડું એ દાતા, કોઈ આવો ચાવડી બહાર. હરિ૦
માણકાજી વતી આવ્યો, ખેપ આપી ખાસ પઠાવ્યો;
સાત મ્હોર તેની લાવ્યો, સાહેબ તે કરો સ્વીકાર. હરિ૦
નવી મહોર સાત ગણી દીધી, ઝટ જપતી ઉઠાવી લીધી;
કરી દીધી અર્થની સિદ્ધિ, થયા ગુપ્ત તુરત તે ઠાર. હરિ૦

## સાખી

ઘરનાં જાણે ગામ ગયા ત્યાંથીજ, પધાવી પોતે;
ગામ ન જાણે ક્યાંથી વ્હાલો, આણી સમય ન ખોતે.
રાજ્યજનો નવ સમજ્યા, ક્યાં નાઠો એ જોતે જોતે;
ત્યાં આવ્યા લઈ મ્હોર બોધલા, ઘેર બીજે દિન પોતે.
એક બીજાની વીતી સાંભળી, અતિશય અચરજ સાથ;
વિઠુ મહારને પુછ્યું દીધી તેં, મહોર મારી વતી સાત.
તે કહે સાત કોડી દેવાની, પણ શી મ્હારી ખિસાત;
તવ સમજ્યા અંતરમાં વ્હાલો, કર્યો કૃપાવરસાદ.

પદ-'દઇએ સુમતિ' એ રાગ

પ્રેમે વીનવ્યા પ્રિય પુંડરીનાથ;
ઘરની મળી મંડળી હરખી, સરખી શ્રદ્ધાસાથ.
જોડી હાથ, શુચિ ગાત, નામ્યાં ગાઈ મોંઠે સાદ. પ્રેમે૦
દેવ! આટલો બધો છે તોરો પ્યાર, કૃપા બનાવી અપાર;
દુઃખપડતાંની વાર, કરી આપે હરિવ્હાર, ધાય જાતે બની મહાર.
સાત મહોર સારૂં શ્રમ આપ્યો અમને છે ધિક્કાર,
છું લાચાર, નમસ્કાર, નમ્યાં કરીએ જગતાત. પ્રેમે૦

## દુહો

મળ્યા પ્રભુને ભાવથી, જાણ્યો દિવ્ય સ્વભાવ;
વધુ ભાવ વધવા વળી, દીઠો વધુ પ્રભાવ.

પદ-ગઝલ-સાખી

કાપેલ ક્ષેત્રમાંથી ડુંડાં ફરી પાંગર્યાં,
પ્રભુએ નવા ધાનથી પુરેપુરાં ભર્યાં;
વધાઈ સુણી લોક થકી, આપ વિચર્યા,
નિહાળી શ્રીહરિદયા, કરી સુખી ઠર્યા.
જનોએ લહ્યું બોધરાજ ભક્ત ખાસ છે,
ફળ્યે ગયો ખરો એના ઉરે વિશ્વાસ છે;
નમ્યા જનો પછી હરી સ્વમાન છોડીને,
ઘણા સુધર્યા સંગ કરી પ્રેમ જોડીને.

શાર્દૂલ

બે ગાઉ દૂર ગામમાં સ્વસસરા, મુખી હતા તેમના,
પુત્રો બે બહુ ક્રૂર ઉર પિતુની, પેઠે અભાગી બન્યા;
દાસીને રખવાળવા પદવતા, પોતાતણે ખેતરે,
તેની પાસ સ્વખેતરે ભગતજી, રક્ષે હરિને સ્મરે.

વસંતતિલકા

હાંસી હમેશ હરિની સ્તુતિ સાંભળીને,
પ્રેમે પરાશ ફળથી પુરી પીગળીને;
આવી પડી પદપ્રતિ વિનતિ વદી કે,
દ્યો બોધ તાત ભવ આ તરવા નિમિત્તે.

પદ-ખમાચ

વધા બોધરાજ હાંસીની સાથ(૨), ન હાંસીની વાત. વધા૦
બની ઉદાસી પણ છે દાસી, ન કરીશ તપ તીરથ પંચાત.વધા૦
કામ કરે પણ નામ રટયે જા,જાળવ મનથી ન વીસરે નાથ.વધા૦
એકાદશીએ રહે ઉપવાસી, કીર્તનમાંજ વીતાડ રાત. વધા૦
તો પાંડુરંગ તુજને મળશે, ટળશે અઘબંધન અગાધ. વધા૦

પદ-કાલીંગડો

હાંસીને ધુન લાગી રે (૨) બની બડ ભાગી રે. ટેક
ક્ષણ પણ સ્મરણ નવ વીસરે, દુઃખીયણ હતી વેરાગી રે. હાંસી૦
એકાદશીએ ધામણ આવે, રાતે શેઠની રજા માગી રે. હાંસી૦
કીર્તન કરે બોધલા બાવા, લોકલાજ છેક ત્યાગી રે. હાંસી૦
દાસી ભાસી ખાસી હરિની, બની અકથ્ય અનુરાગી રે. હાંસી૦

પદ-'કંથબીન' એ રાગ

થયા બોધરાજ કીર્તનકાર, સુણતાં બહુ નરનાર. ટેક
પ્રથમ જાગરણ ઘરમાં કરતા, પડી સાંકડ તે ઠાર;
પછી ઉભા રહીને ચૌટામાં, કરી રહ્યા લલકાર. થયા૦
હાંસી વ્હેલી આવે વાળે, છાંટે જળ તે ઠાર;
નભ-મંડપ ભૂ-આસન ઉપર, ચાલે કથા સુખકાર. થયા૦
ઘણા બન્યા પાકા પ્રેમીજન, ગણી સંસાર અસાર;
હાંસી તો મૂઢ કરે હાંસી, બને એવી તદાકાર. થયા૦

પદ-ગરબી-'તુજ કારણ' એ રાગ

એક ટાણે કીર્તનમાં રે, કાળો નાગ કોને ડસ્યો,
જન જાણે તુટે રસ રે, તેથી તે ન ત્યાંથી ખસ્યો.
આશા રાખી હરિની રે, મારે કે ઉગારે,
રહ્યો સાંખી દરદ બહુ રે, કથા સુણતો પ્યારે.
ગયા પ્રાણ તોએ ત્યાંરે, રહ્યું શબ એનું ઠરી,
તે ઠેકાણે પરાશીએ રે, જાણી લીધી વાત ખરી.
પણ તેણે ન ભાખ્યું રે, સ્વચિત્તથી ચાલાકી કરી,
વધો વેણે બની ઠગ રે, જુવે સભા આખી ટરી.
હરિદાસે કહ્યું જવ રે, તાળી પાડી નામ જપો,
ત્યાં ખુલાસે તે બોલ્યો રે, પ્રપંચ જે ધાર્યો હતો.

લાવણી-'સુણોને વૃદ્ધ' એ રાગ

વધો તે મૂઢ મશ્કરીથી (૨)
બેઠો શઠ આ મારી જોડ, તેને નથી પ્રીતિ.
કહ્યો નામનો પ્રભાવ ઘણો (૨)
તોપણ એ શબ જેવો ધબ કહો દાદા કેમ બન્યો.
વધો તવ દાદા રે ભાઈ (૨)
નરદેહી આવી તરી જા, હરિનામ નાવ સાહી.
ભક્ત વત્સલે બિરદ રાખ્યું (૨)
જીવન તેમાં જગજીવને નિજજન વચને નાખ્યું.
ઉઠયો ઝટ નાચી તાળી પાડી (૨)
જય જય રામ વધો ને વાત થઈ ઉઘાડી.

પદ-'એ આવે હરિ' એ રાગ

વધા તદા સહુ વાહવાહ વાહ વા, ધન્ય બોધલા બાવા. વા૦
દુષ્ટ પડયા પાઠ કપટ કબૂલી, કરગર્યા દોષ ક્ષમાવા. વા૦
સર્પડંસી કોઈ અંશી જન તે, મંડે ન કેમ ગુણ ગાવા. વા૦
શ્રોતા-વકતા મંડયા નિશભર, હરિરસ પીવા-પાવા. વા૦
કેમ ન થાય પ્યારા પ્રેમી જ્યાં, પેખે પરચા આહવા. વા૦

ઉપેન્દ્રવજ્રા

હાંસીતણી વાત પછી શી કહેવી, દાસી નથી એ ગણવી જ દેવી;
આવી ધસી એક દિને કટાણે, નમી ગુરુને વદતી પરાણે.

પદ-આશાવરી 'મેં તો અપના' એ રાગ

આવી પીડા અણધારી ભારી. ટેક
શેઠ મને વેંચવા કહે છે, દૂર દેશ ફેંકવા કહે છે;
આ સત્સંગ જશે ભય એ છે, એવું બોલી રડી પડી નારી. આ૦
ધીરજ દઈ ભક્તે સમજાવ્યું, ડરવું ન થતાં પ્રભુનું મનભાવ્યું;

હરિ સ્મરી ઉર મુખ રટણ ચલાવ્યું, સુસંગનું ફળ એ ભારી. આ૦
વદી બાઇ જીવું સત્સંગે, તે છુટે તો છુટશે અંગે;
દગો દેશે શું પાંડુરંગે, એવું વદી ઢળી પડી બિચારી. આ૦

પદ–રાગ કાન્હરો

સાવધ કરી બોધરાજ કહે છે, આવો તું શું સત્સંગ ચહે છે. ટેક૦
ત્યાં મમતાઇ કહે રે હાંસી, તારે જરી ન મુંઝાવું ઘટે છે. સા૦
બે ભાઇને કહી સમજાવી, આપીશું દામ જે અન્ય કો દેશે. સા૦
વેચી વતનપણ કરીશું જતનજ, તુજ સમ રત્ન ન કોણ ગ્રહે છે. સા૦
ભક્ત કહે વીનવી જગપતિને, આવી છોડાવીશ હું દઢ રહેજે. સા૦

દુહો

સમાધાન થાતાં ગઈ, બાઈ ધરી હરિધ્યાન;
સાવધાન થઈ સાસરે, ચાલ્યા પ્રભુપ્રધાન.

ચોપાઇની ચાલ

સાળાને મળી માંગી જ્યાં હાંસી, તેણે સ્હામી વધારી ઉદાસી;
તપી બોલ્યા આપો ચાહે લાખ, તોએ નહિ પુરૂં એ અભિલાખ.
દઈ દઇશ બીજે વિણ દામ, પણ છોડાવીશ તારૂં ધામ;
ઉઠી નીકળ્યા વદી એવી વાણી, એને તેડી જશે ચક્રપાણિ.

સાખી

સાળાને ભય થયો ભગતએ, હરાવશે હરિ પ્રત્યે;
દામ ખરા કરી લઉં ને પતાવું, પુરી એ પંચાતે!
આવ્યા પરદેશી ત્યાં તેને, વહેંચી મહોર પચીશ;
ગભરાણી હાંસી ને માન્યું, રૂઠયા શું જગદીશ!

પદ–'માયું ત્યાગ પ્રભુ' અથવા ધનાશ્રી, 'કોઇ હાલ' એ રાગ

શોચે દાસી તો દુઃખમાં લેવાણી, વદી સમરી હરિને વાણી. ટેક
ગુરુ કહી ગયા આવશે; લેવા પાંડુરંગ,

વાર થશે તો નાર હું, પાડીશ મારૂં અંગ;
ધાઓ ધાઓ તુરત ચક્રપાણિ. વદી૦
ધાયા દ્વિજવેશમાં, પ્યારા પુંડરીનાથ,
સૌજોતાંઆવી તુરત,ઝાલી હાંસીનોહાથ;
થયા ગુપ્ત હરી ગયા શાણી. વદી૦
લઈ મુવા લેનાર ને દેનાર માંહોમાંહી,
હરિ ગયા હરી તે ફરી, જને ન દીઠી ક્યાંહી;
દેશે દેશ સંતોએ વખાણી. વદી૦

શાર્દૂલ

પહોંચાડી સદ્બોધથી શુચિ કરી, દાસી પ્રભુને સ્તવી,
શું કહેવું પછી તેમની ગતિ સતી, પુત્રો વધની હવી;
પોતે તો પ્રભુના હતાજ પરચા, પૂર્વજ જાતા હરિ;
પહોંચ્યા અંત પરમપદે બહુ જનો, ઉદ્ધારી નામી ઠરી.

આ રીતે—

પદ-વસંત

ભજો શ્રીવૈષ્ણવ થઈ શ્રીનિવાસ,
તજો અન્ય આશ વિશ્વાસ ત્રાસ. ભજો૦
ભય રહેશે હશે જ્યાં સુધી કચાશ,
સત્સંગથી આવશે દ્દઢ વિશ્વાસ.
થશે વ્હેમ વિઘ્ન અઘ સર્વે નાશ,
અનુપતિ પછી રાખશે નિત્ય પાસ. ભજો૦



# શ્રી રામાનુજ-આખ્યાન

[ વિષય-જગત્સેવા ]

## પૂર્વરંગ

પદ-'સજ્જન સુખડા' એ રાગ

ભલા મળ્યા એ આચારી રે,
લક્ષ્મણ આર્ય યતીશ્વર શ્રી ફણીધર અવતારી રે. ભલા૦
મૂળે સમર્થ ગ્રહી સકલ અર્થ, ધરી ગ્રંથેગર્થ, કરી ખૂબ ખર્ચ;
શ્રીમત વિસ્તૃત કરીને અનંત, તારે નરનારી રે. ભલા૦

સંસારની આ માયાસંબંધે એક કવિ યોગ્ય કહે છે—

### કુંડળિયા

માયા ઐસી મોહની, મોહ્યા સબ સંસાર;
જ્ઞાની ધ્યાની પચ રહે, તપસી કરે પુકાર.
તપસી કરે પુકાર, જોગીયા દો દિશ ધાવે;
સુર કીયે ચકચુર, દેખવું મદિરા પાવે.
કહે ગિરિધર ગુનવંત, બચે કોઉ રાની જાયા;
મોહ્યા સબ સંસાર, મોહની ઐસી માયા.

એટલે માયામાં સપડાયલા મનુષ્યોનું લગભગ આવું એક-સરખું વર્તન જોવામાં આવે છે:—

પૈસો મારો પરમેશ્વર ને ઘરધણિયાણી ગુરુ;
છૈયાં છોકરાં સાધુ-સંત, ત્યાં સેવા કોની કરું !

આ સ્થિતિમાં જ્યાં મસ્ત બન્યા હોય ત્યાં સદ્‌ગુરુની શોધની કોને પડી હોય ? અરે ! એ સંબંધે વિચાર પણ ક્યાંથી આવે ? પણ સુજ્ઞ અનુભવીઓ તો આમજ કહે છેઃ—

### કુંડળિયા

સંસારીકો સુખ જરો, ચિત્ત ચિંતા રહી લાગ;
જ્યમ લુહારકી સાનસી, છીન પાની છીન આગ.
છીન પાની છીન આગ, અભાગી નહિ સુખ પાવે;
બહોત મનોરથ કરે, અંત સબ નિષ્ફલ જાવે.
કહે ગિરિધર દુઃખરૂપ, ગુલામ ભયો નારીકો.
ચિત્ત ચિંતા રહી લાગ, જરો સુખ સંસારીકો.

પણ જ્યાં ઘરધણિયાણીજ સદ્‌ગુરુ થઈ પડી હોય ત્યાં બીજા સદ્‌ગુરુ શા માટે જોઇએ ? ખરું જોતાં એજ ખરાબી છે. કહ્યું છે કેઃ—

### કુંડળિયા

જલચરનું જલનીરમેં, પરસત નહિ તન પીર;
બીધુરી પરે જબ હીરમેં, જાનોં સાચો નીર.
જાનો સાંચો નીર, બીજોગે રહે ન જાવે;
બીન બીધુરે રુચિ નહિ, મિત્ર કો પોતન આવે.
કહે ગિરિધર યહ, સદા સંગ નહિ સજજન ફૂલકર;
પરસત નહિ મનપીર, નીરમેં જૈસે જલચર.

એટલે સદ્‌ગુરુની આવશ્યકતા તો છેજ; કારણકે તે વિના આ સત્ય વસ્તુ નથી સમજાતી—

ઝુલણા છંદ

સમર રે સમર મન સમર તું શ્રીહરિ,
જન્મ-સંસાર મેં બ્હોત ભટકા;
કરત હૈ કોટિ ઉપાય નહિ ઉગરે,
કાલ સબ જગતકું કરત કટકા.
એક ક્ષણમાત્ર સત્સંગ કીનો નહિ,
ગુરુ સુશબ્દ મનમેં ન ખટકા;
આપ મન મરત હૈ ઔરકી નહિ સુને,
પર ત્રીયા સંગ શઠ કરત લટકા.
મનુષ્યતન પાય કે સાધન કછુ નહિ કીયા,
નાવ નાવિક બીન સિંધુ અટકા;
દાસ ગિરિધર કહે અમૂલ્ય ચિંતામનિ,
સો બિસય કાગકી પીઠ પટકા.

આ તાત્વિક રહસ્ય સમજવાને ગુરુ તો જોઇએજ; કારણકે—

તત્ત્વકા તત્ત્વ ગુરુ પરમ દૈવત સદા,
કરત ઉદ્યોગ ઉચ્ચાર વટકા;
કામ ઔર ક્રોધમેં લોભ માયા ઉલૂક,
હોત નિસ્તાર કામાદિ ભટકા.
એક હૈ રૂપ ગોવિંદ ગુરુકો સદા,
કરત હૈ ચરિત જયું ભેખ નટકા;
અગમ અપાર કોઉ પાર પાવે નહિ,
હોલ બિસ્તાર જયું બીજ બટકા.
એક ચિત્ત ગુરુપદ-કમલ-સેવન સદા,
જગત અગ્યાન-વન-પંથ હટકા;
દાસ ગિરિધર ગુરુ આપ રૂપે કરે,
કીટ તે ભ્રમર જયું હોત ચટકા.

એ રીતે સંસારસ્વરૂપ સમજવાને તથા સત્ય જ્ઞાન સંપાદન કરવાને ગુરુ તો જોઈએજ; કેમકે—

> પ્રથમ સો કુલગુરુ કહત પ્રોહિત સદા,
> કરત હૈ કરમ ઔર ધરમ કાની;
> દ્વૈત વિદ્યા ગુરુ પઠત આદર કરી,
> પ્રભિન વિદ્યા મનહી લેત માની.
> તીસરે અધિક કહીયે ગુરુ સંપદા,
> તિલક માલા હરિમંત્ર દાની;
> સોઈ સબસે ભલા નિગમ નીતિ વિષે,
> યાહીતે સદ્‌ગુરુ અધિક જાની.
> અજ્ઞાનતિમિરવિષે જ્ઞાનરવિ પ્રકટ કર,
> કહત હૈ બાત જો પ્રેમ સાની;
> દાસ ગિરિધર કહે એહી અનુભવ લહે,
> નામ ઔર રૂપકી જાન છાની.

તે માટે અમે તો એજ ઉત્તમ માનીએ છીએ કેઃ—

ભલે મળ્યા એ આચારી રે, લક્ષ્મણ આર્ય યતીશ્વર,
શ્રી ફણીધર અવતારી રે. ભલે૦

અને જેઓ સદ્‌ગુરુને શરણે જાય છે. તેઓજ પરમેશ્વરને જાણી શકે છે, એ આશયથી ખુદ શ્રુતિ પણ કહે છે કે, 'आचार्यवान् पुरुषो वेद–આચાર્ય–સદ્‌ગુરુને પ્રાપ્ત કરનારો પુરુષજ પરમાત્માને જાણી શકે છે.' આવા આચાર્ય તે કેવળ નામનાજ ન હોવા જોઇએ; તેમને ઓળખી શકાય તે માટે 'આચાર્ય' નામધારી કોણ હોઇ શકે, તે સંબંધે કહેવામાં આવે છેઃ—

> आचिनोति हि शास्त्रार्थनाचारे स्थापयत्यपि ।
> स्वयमाचरते यस्मात् तस्मादाचार्यनामवान् ॥

'શાસ્ત્રીય અર્થોને પ્રથમ પોતે એકઠા કરે છે—અભ્યાસદ્વારા સર્વ શાસ્ત્રના અર્થોને પહેલાં પોતે જાણી લે છે અને તે પછી બીજાઓને તે તે શાસ્ત્રીય અર્થોમાં જોડે છે અને પોતે પણ તે પ્રમાણે વર્તે છે—શાસ્ત્રીય અર્થોને પોતે પોતાના વર્તનમાં મૂકે છે; માટેજ તેવા પુરુષને 'આચાર્ય' નામે કહેવામાં આવે છે.' આ રીતે આચાર્યની આખ્યા જેમાં સંપૂર્ણ જણાતી હોય તેનેજ પોતાના આચાર્ય તરીકે સ્વીકારી તે દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવા યત્ન કરવો જોઈએ; અને આચાર્ય વિના આપણી કોઇ પણ ક્રિયા થઇ શક્તી નથી, એ વિષે ભગવાન ભારદ્વાજ કહે છેઃ—

બ્રાહ્મણ વિના નથી પરણાતું, જનોઇ મનથી નવ પહેરાય;
વિધિવિરુદ્ધ કરે તો તેનું, બધું કરેલું અલેખે જાય.
મંત્ર એજ જે ગુરુ દાન દે, નહિ તો અક્ષર માત્ર ગણાય;
મનથી શીખી મંત્ર જપે તો, તેથી સિદ્ધિ કદી ન થાય.
ઘોર મહા અપરાધી જનથી, સદ્ય નહિ પ્રભુપાસ જવાય;
જાય કદી તોપણ તેવાને, સદ્ય હરિ અભિમુખ ન થાય.
થાય કદી તોપણ ધુંડે જે, ટેવ પડી તે ઝટ ન જાય;
ભૂલ કરે પોતે તોપણ તે, પોતાને ઝટ ન સમજાય.
જાય કદી કો વિના ભોમીયે, તો તે જરૂર ગોથાં ખાય;
હજાર રસ્તા હજાર વિઘ્નો, ઠામો ઠામે તે અથડાય.
મનના ડહાપણથી તો બગડયા, તે નિજમનથી ક્યમ સુધરાય;
કરે સુધારે કરે બગાડે, આપ કાળ વીતે પસ્તાય.
બળથી કામ કરે તે કરતાં, કળથી થાય ઘણું સારૂં;
શ્રમથી કામ કરે તે કરતાં, વગથી થાય ઘણું સારૂં.
અહંકારથી બનવા કરતાં, ગરીબાઇથી ઝટ સુધરે;
શીખી શીખી કરવા કરતાં, અનુભવી ઝટ દુઃખ હરે.
ગુરુએ રસ્તો દીઠો હોય ને, મંત્રદાન તે દઈ શકે;

રક્ષા કરે સુધારે ટાંકે, એ શ્રમ ઉત્તમ થાય ટકે.
અતિ દયાળુ સ્વભાવવાળા, ભૂલે તોય ન વિસારતા;
પોતાની વગ શક્તિ ખર્ચી, ઉપકારી થઇ સુધારતા.
અંતરંગ તે હોય પ્રભુના, શ્રીવર તેનું ઝટ માને;
એ આપણને મળે સહજમાં, પ્રભુ કયમે નાવે ધ્યાને.
એને લીધે સહજ સુધરીએ, તીર્થે પાપ બધાં જેમ જાય;
એવા થયાવડે તરીએ જેમ, પુત્ર બાપની જાગીર ખાય.

એક ભક્તને લીધે વૈષ્ણવ, તેના કુળને તારે છે;
તેમ ગુરુને લીધે શ્રીવર, શિષ્યોને ઉગારે છે.
શરીરના સંબંધ થકી, સંબંધ જ્ઞાનનો ભારે છે;
મ્હોટાના મ્હોને સીતાવર, અર્થ શરણ ના સારે છે.

આવાજ કારણથી અમે તો કહીએ છીએઃ—

ભલે મળ્યા એ આચારી રે,
લક્ષ્મણ આર્ય યતીશ્વર, શ્રીફણીશ્વર અવતારી રે.

અને સદ્ગુરુ કેવા હોવા જોઇએ ? તે વિષે પણ શાસ્ત્ર સ્પષ્ટ સમજાવે છેઃ—

વેદ અને વેદાંગના તત્ત્વજ્ઞ, અને તે આચરનાર;
ન્યાય મીમાંસામાં નિપુણ ને,ધર્મશાસ્ત્રના માહીતગાર.
ઇતિહાસ ને પુરાણ જાણે, પંચરાત્ર જાણે પ્રીતે;
એકાંતિક ચક્રાંકિત બ્રાહ્મણ, પરિશુદ્ધ સઘળી રીતે.
કુળની ને ગુણનીઉત્તમતા,સ્થિરતા ને શુભશુચિપણું;
આસ્તિકતા આર્જવતાઆદિ,તપાસવાનું અતિ ઘણું.
સર્વ સુગુણસંપન્ન જણાયે, તેનું શરણું ઝટ લેવું;
તેને તનમન સોંપીને નિજ, ડહાપણ ડાળ તજી દેવું.

આ વસ્તુ બરાબર સમજ્યા પછીજ અમે આ કહીએ છીએઃ—

ભલે મળ્યા એ આચારી રે,
લક્ષ્મણ આર્ય યતીશ્વર, શ્રીફણીધર અવતારી રે.

શાસ્ત્રજ્ઞાતા તેમને 'प्रकृतवितानवलैकधामनि' કહે છે અને તેમાં પુરાવો શોધવાની કંઈ પણ જરૂર નથી કારણકે—

કવિત્ત

ગિરિ ગામ સાગરની ધારનાર ધન્ય ધરા,
તેને ધારે ધર્યાં છતાં શ્રમિત ન લેશ છે;
અસંખ્ય બ્રહ્માંડ તે જે ધારે એવા દંપતીને,
પ્યારે ધારે તેથી ઔર ઉમંગ વિશેષ છે.
વીનવે હજાર મુખે હજાર તેને નીરખે,
અસે નહિ ક્ષણે સેવ છાંડીને હમેશ છે;
તેવા બળવાન પ્રેમના નિધાન પ્રભુપ્રાણ,
અનંતના પતિ રામાનુજાચાર્ય શેષ છે.

આવા કારણથીજ અમે અહીં કહ્યું છેઃ—

ભલે મળ્યા એ આચારી રે,
લક્ષ્મણ આર્ય યતીશ્વર, શ્રીફણીધર અવતારી રે.

અને એવા મહાસમર્થનોજ આશ્રય હોવાથી કહ્યું છે કેઃ—

ગઝલ

યતીશ્વર પદાબ્જિતકા અવર શરણા નહિ હોગા;
વાકે ભયે પીછે અવર, કરના નહિ હોગા.
વો હૃદય વિભૂતિનાથકા રક્ષન મીલે પીછે;
યમ દેવ દેવી આદિસે, ડરના નહિં હોગા.

પ્યારે ભયે વાકે તદાદિ હોહી દુઃખ ન્યારે;
સુખકો નિમિત્ત કાહુકો કરગરના નહિ હોગા.
હૈ દેવતાંતર કે વ્રતાદિક અનુષ્ઠાન અનેક;
નિઃસ્પૃહાસે એક હુ યાચના નહિ હોગા.
જીને નમાયા શિષ લક્ષ્મણ આર્ય કે પદમે';
વાકે પૂજાવો અન્ય પદ ધરના નહિ હોગા.
ગભરાઈ મહાદુઃખ પાઇ કે જન દેહ તજતે હૈ;
તૈસે વિકળમય ચિત્તસે મરના નહિ હોગા.
અનુઅંતમેં ભીઅનંતસુખમય સ્થાનવો મીલહી;
જાતે પુની કાહુ સમય ફીરના નહિ હોગા.

તેથીજ કહીએ છીએઃ—

ભલે મળ્યા એ આચારી રે,
લક્ષ્મણ આર્ય યતીશ્વર, શ્રીકૃષ્ણીશ્વર અવતારી રે.

કદાચ કોઇ કહે કે એવું કયું વિશેષ કારણ છે, કે જેથી તમે આટલી બધી આચાર્યની મહત્તા ગાઓ છો? ઉત્તરમાં એજ કહેવાનું કે, એ યતીશ્વર મળ્યા એટલે પછી—

વૈષ્ણવ ભયે કૈલાસકી કહો હમકો ક્યા પરવા;
અજ સ્વર્ગ સ્થલકેવાસકી,કહો હમકો ક્યા પરવા.
જો સાર જગકા પ્રભુસેવા, સો સ્વીકાર કીયા;
અબ જગતભોગવિલાસકી,કહો હમકો ક્યા પરવા.
જો સ્વામી સબકે બસ ઉન્હીકેહી રહે ખાસે;
સુર દેવી દાસી દાસકી, કહો હમકો ક્યા પરવા.
અપની કૃપાતેંહી હમે ઉદ્ધાર તે શ્રીપતિ;
પુની ધર્મ-કર્મકેત્રાસકી, કહો હમકો ક્યા પરવા.
દુઃખદા અસંખિત કર્મ તો, પ્રભુ નષ્ટ કરતે હૈ;

યહ દેહકે દુ:ખભાસકી, કહો હમકો કયા પરવા.
નિર્ણય કીયે હૈ શ્રીપતિને, શ્રુતિ-ગુરુ-મુખ તે;
યમગર્ભ દુ:ખકે ત્રાસકી, કહો હમકો કયા પરવા.
યહ શરીરકે પીછ મીલહી, દિવ્ય તન સુખદા;
પૂજાયે દુ:ખદ કે નાશકી, કહો હમકો કયા પરવા.
જો નિત્યકા આનંદ સો નક્કી ભયા મીલના;
યહ ક્ષણિક જગઉલ્લાસકી, કહો હમકો કયા પરવા.
અનુ મસ્ત હૈ નિજ હાલમેં, નિર્માલ્ય જગ જાને;
બીન પ્રભુ લક્ષ્મીનિવાસકે, કહો હમકો કયા પરવા.

[મારેજ—]ભલે મળ્યા એ આચારી રે,
લક્ષ્મણ આર્ય યતીશ્વર, શ્રીફણીધર અવતારી રે.

પણ કોઇ કહે કે, હાલમાં તે આચાર્યદેવ કયાં છે? તેનો ઉત્તર એજ છે કે તેઓ શ્રી હાલમાં પણ મૂર્તિમાં બિરાજે છે. જ્યારે મેલકોટેથી પોતે પધારવા માંડયા ત્યારે શિષ્યો નાખુશ થયા; એટલે મૂર્તિ પધરાવી. પોતે તેનો સ્પર્શ કરી ઉત્તર આપ્યો કે જયારે ભૂતપુરીમાં દાશરથિ સ્વામીએ મૂર્તિ પધરાવી અને મૂર્તિનાં નેત્રામાં સળી ફેરવતાં સહેજ લાગી જવાથી રુધિરની ધારા વહેવા લાગી, તે ઉપરથી સાબિત થયું કે મૂર્તિમાં પોતે અવશ્ય બિરાજે છે; તેમજ શાસ્ત્રોના આધારે અને સ્થળે સ્થળે મૂર્તિસ્થાપના જોવામાં આવે છે તે ઉપરથી નિશ્ચય થાય છે કે ચાલુ સમયમાં પ્રભુ મૂર્તિસ્વરૂપે બિરાજે છે. તે આધારેજ અમે ગાઇએ છીએ કે:—

ભલે મળ્યા એ આચારી રે,
મૂળે સમર્થ ગ્રહી સકળ અર્થ, ભર્યું ગ્રંથે ગર્થ કર્યું;
ખૂબ ખર્ચ શ્રીમત વિસ્તૃત કરીને અનંત તારે નરનારી રે.ભલે૦

# શ્રી રામાનુજ—આખ્યાન

પદ-'કંગનવા મેરા' એ રાગ

જય જય રામાનુજ હારિત કુળના મણિ,
શ્રી પેરમબુદુરે પ્રકટયા, વૈષ્ણવના ધણી. ટેક
ચૈતર શુદ પંચમી, ગુરુ મધ્યાન્હે ગમી;
શ્રીતુંડીર મંડળદેશે, મદ્રાસ સમીપ પ્રદેશે,
શ્રી કેશવ સ્વામી, સમીપ પ્રસિદ્ધ બની. જય૦
કેશવ આર્ય પિતા, કાંતિમતી પુનીતા,
પાર્થસારથિની કૃપાથી, શેષના અંશ કલિઘાતી;
શ્રીજી મત સારૂં, આવ્યા આ ભૂમિ ભણી. જય૦
મામા શ્રી શૈલસૂરિ, આવ્યા કૃપાથી પુરી;
રક્ષા-સંસ્કાર કરીને, લક્ષ્મણાર્ય નામ ધરીને,
ચિન્હોથી જાણ્યા, આવ્યા પાર્ષદ અગ્રણી. જય૦

માલિની

શુદ શશિસમ વૃદ્ધિ અંગ ને કાંતિ કેરી,
મતિ પ્રથમથી ભારી હારી જાતાજ વૈરી;
પ્રથમ પઠન કીધું કાંચીમાં કાંક ઠેરી,
તદપિ હૃદય ચિંતા એથી વાધી ઘણેરી.

ઉપેન્દ્રવજ્રા

દીઠા બધા મત તદા હતા તે, ન સત્ય એ કે સુખદા પ્રથા છે;
પ્રયાસ ભારે ફળમાં વૃથા છે, સમસ્ત લોકો જગમાંહી સાધે.

હરિગીત

અદ્વૈત દ્વૈતાદ્વૈત શુદ્ધાદ્વૈત શું ભૂલી કહે;
માતા અને મહાદેવને, જગપતિ શું ફૂલી કહે.
તેવી ક્રિયા તેવાં વ્રતો, તેવાં તપો હૂલી ચહે;

શ્રીપતિની ભક્તિ-પ્રપત્તિને, નહિ ખુલ્લી ચહે.
ભોળા જનોને ઠગો ભરમાવતા એ સહેવાય શું;
અંધા જનોને લોભી સપડાવતા એ સહેવાય શું.
લોભી જનોને લોભી સપડાવતા એ સહેવાય શું;
આગ્રહી દ્વેષી અર્ધદગ્ધને બોધે દેવાય શું.
ધન જન અને તનની તમામાં રાતદિન રગડાય છે,
મણિ દ્વીપ સ્વર્ગ અને વળી કૈલાસવાસજ ચાહ્ય છે.
એ યત્નમાં ધન જાય છે, તન જાય સાધન જાય છે;
પરિણામ રહે દુ:ખરૂપ જગમાં કોઇ મુક્ત ન થાય છે.

### વસંતતિલકા

દેખી, અગાધ દુઃખ લોકતણું કૃપાળુ,
ચાહું ચિત્તે હું જટ કારજ હાથ ઝાલું;
ના નિમિષે અવરકાજ ન કામ ગાળું,
આજ્ઞા રમાપતિતણી પરિપૂર્ણ પાળું.

### ચોપાઇ

પ્રથમ કર્યો કાચીમાં વાસ, સેવ્યા ત્યાં સ્નેહે શ્રીનિવાસ.
કાંચી પૂર્ણ પ્રભુના ખાસ, પ્રત્યક્ષ હતા પ્રભુ સુખરાશ.
છ પ્રશ્ન પુછાવ્યા તે સાથ, ઉત્તર ઉચર્યા લક્ષ્મીનાથ.
શ્રીવિશેષ પરતત્ત્વજ એક, ભેદ મતે ગણાવો સવિવેક.
પ્રપત્તિ એ છે શ્રેષ્ઠ ઉપાય, અંત સ્મૃતિ ન અવશ્ય જણાય.
મોક્ષ શરીર અવસાને થાય, મહાપૂર્ણના પકડો પાય.
છ એ ખુલાસા જેવા મળ્યા, તેવા કાંચી થકી નીકળ્યા.
મહાપૂર્ણ સ્વામીની પાસ, ધરી સમાશ્રય થાવા આશ.

### સાખી

ચાલ્યા કાંચીથી રામાનુજ, મધુરાંતક પુર આવ્યા;
ત્યાં ઉતર્યા કે દીઠા સ્વામી, બેઉ પરસ્પર આવ્યા.

તે બોલ્યા વૈષ્ણવવૃંદ, અમને તમ સારૂં પઠાવ્યા;
બેઉએ જાણ્યું પ્રભુદયાથી, બેઉ બરાબર ફાવ્યા.
મહાપૂર્ણ સ્વામીને ચરણે, લક્ષ્મણ આર્ય પડીને;
સંસ્કારો કરવાને વિનતિ, કીધી ત્યાંજ અડીને.
ગુરુ કહે શ્રીવરદરાજ સંનિધમાં કરીએ ચાલો;
શિષ્ય કહે વાયદો કરીને, નાથ ન નિમિષે ગાળો.
શુભ કારજ તો સિદ્ધજ કરવા, શિષ્ટો કરે પ્રકાશ;
ક્ષણનો નથી ભરોંસો ત્યાં,શી કાલતણી તે આશ.
એમાં સ્થળ-પળની નવ પરવા,સારૂં છે નિત સારૂં;
શિષ્ય વધ્યા ગુરુથી શરૂઆતે, કહેવું યથાર્થ ધાર્યું.
મરમાં સવિધિ સ્નાન કરાવી, વિધિ કરી સુપ્રકાર;
તાપ પુંડ્ર નામ મંત્ર અર્ચન, એ પાંચે સંસ્કાર.
શ્રીરામસ્વામી સમીપ આવ્યા, તવ દીપ્યા સુખકાર;
આવ્યા બેઉ પછી કાંચીમાં વરત્યો જય જયકાર.

## લાવણી ટૂંકી

નિજ ભુવને સહુ બે રોકી આચારી,
સેવી પ્રેમે શીખ્યા શાસ્ત્રો સુખકારી.
શીખ્યા આચારો આચરણો સહુ દેખી,
દઇ દીધું ગુરુએ બધું શુચિ શિષ્ય લેખી.
તવ ગુરુ-દક્ષિણા પોતે તેવી આપી,
શીખ્યાનું સાર્થક કર્યું મોહ ઝટ કાપી.
આવ્યા અનંત પુષ્કરિણીતીર પ્રતાપી,
સંન્યાસ ગ્રહ્યો વૃત્ત શ્રીવર પદ સ્થાપી.
કર ત્રિદંડ અઘહર ભગવાં અંબર ધાર્યાં,
દ્વાદશ પુંડ્રો શ્રીઅંગે ખૂબ સમાર્યાં.
શંખ ચક્ર બાહુ-મૂલે શોભે સારાં,

એ યતિવેષ પર સંતે તન-મન વાર્યાં.
શ્રીકાંચીપતિએ શિબિકા સઘ પઠાવી,
ચામર છત્રો વાજાં ગાજાં ગગડાવી.
મઠમાંહે સ્વારી ભારે ઠાઠે આવી,
યતિપતિ ખ્યાતિ કરી જગતપતિએ ચાવી.

સાખી

વૈભવવિષે વડા કુરેશને, પહેલા સ્વશિષ્ય કીધા;
કુળમાં વિશેષ દાશરથિને, ચરણશરણ પછી લીધા.
વિદ્યા વિષે વડા યાદવને, અર્થી ઉત્તમ દીધા;
એથી અન્ય જનો એ રસ્તે, વળયા બનીને સીધા.

વસંતતિલકા

કાંચી અને સમીપના સ્થળને સુધારી,
સ્વારી શ્રીરંગ ભણી ત્યાંથી સુખે પધારી;
ત્યાં આપી માન હરિએ કીર્તિ વધારી,
બેઉ વિભૂતિપતિની શુભ પદ્વી ધારી.

સ્ત્રગ્ધરા

સૌથી મોટું ગણાતું હરિસ્થળ દ્રવિડે ત્યાં મળી સર્વ સત્તા,
તેવી જે પંચરાત્રે વિધિ કહી હરિએ સેવ કેરી સમસ્તા;
સ્થાપી શાસ્ત્રોક્ત બાંધી ક્રમ સહ નિતની ઉત્સવોની ક્રિયાની,
ચાલી તે સર્વસ્થાને પ્રભુપ્રિય કરીને વૈષ્ણવે ધન્ય માની.

દુહો

ભૂલચુક ન થવા લખ્યો, આરાધન ક્રમ ગ્રંથ;
એજ ક્રમે સેવેજ તન, શુચિ સઘળે શ્રીકંથ.

પદ-' તે સવિતા બ્રહ્મ ' એ રાગ

મંત્રતણું રહસ્ય અર્થોમાં, અખૂટ અનુપમ જે છે રે;
તે પામે છે શિષ્ય શ્રમે જવ, ગુરુ કૃપાથી દે છે રે. ટેક
ગોષ્ઠી પૂર્ણ શિષ્ય યામુનના, ગોષ્ઠીપુરમાં રહેતા રે;
ધન તેની પાસ તે પણ તે, કોઈને અલ્પ ન દેતા રે. મં૦
જાય આપ કે કરે વાયદા, ફરી જાય ફરી આવે રે;
સત્તરવાર ટપાવ્યા યતિને; માહિત નથી પ્રભાવે રે. મં૦
તવ સ્વપ્ને શ્રીરંગે ભાખ્યું, યતિવરને ન ટપાવો રે;
અઢારમી વેળા તવ આપ્યો, સવિધિ ઉત્તમ લ્હાવો રે. મં૦
પણ એ શરત કરી કે કોઈને; સહજ નહિ દઈ દેવા રે;
દેશો તો નર્કમાં વિચરશો, કોપિત થાશે દેવા રે. મં૦
અસ્તુ કહી મંત્રાર્થ સકળ લઈ, ચઢી ગોપુરે રાતે રે;
શ્રીવૈષ્ણવને અર્થ સુણાવ્યા, મોટે સાદે જાતે રે. મં૦

પદ-' ભરતરી ભાત ' એ રાગ

તેડાવી સદ્ય (૨) યતિવરને ઠપકો દીધો;
શ્રી ગોષ્ઠી પૂર્ણ સુણી, ઉર કોપ અતિશય કીધો.
વદ્યા અરે ભાઈ (૨) તેં આ શું કર્યું વિચારી;
ના કહીને આવું કર્યું, ગોપુર પર ચઢી પુકારી.
તવ વદ્યા આપ (૨) એ માંહે કર્યું શું ખોટું;
આપ વદ્યા નર્કે જશો, એથી સંકટ શું મોટું.
હસી કહે આપ (૨) પણ સુણનારા તરી જાશે;
તો હું એક નર્કે જતાં, શી હાનિ જબરી થાશે.
જોઇ મહાભાવ (૨) સ્વામીજી ઝટ શરમાયા;
ભાષ્યકાર થાનાર એ, ઝટ અંતરમાં પરખાયા.
ઝટ ઉઠી આપ (૨) મન્નાથ કહીને ધાયા;
વળગી વ્હાલ કર્યું ઘણું, જાણ્યું જિતી છે માયા.

### તોટક

કરી સેવ ફરી વર રંગ તણી, રહી પૂરણ વર્ષ ઉમંગી બની;
સમજ્યા સહુ અર્થ સહસ્ર ગીતિ, શઠકોપ સુરીની કૃતિથી ઇતિ.

### દુહો

ત્રણ હજાર બીજી ગીતિ, જાણે માલાકાર;
તે તેથી પ્રીતે કરી, પોતે અંગીકાર.

### ભુજંગી

સિધાવ્યા પછી સ્વામીશ્રી શૈલપાસે,
સ્વમાતુલ આદિ ગુરુને નિવાસે;
થયાં તસ રામાયણે અર્થ ભારે,
થયા પાઠ પૂરા અઢારે પ્રકારે.

### સાખી

શ્રીમન્ યામુન હૃદમાંથી વહી, પાંચ સુધાની ધારા;
તે પાંચેની પાસેથી, પામ્યા યતિવર થઈ પ્યારા.
એક આપમાં સર્વ સંઘરી, પૃથ્વી પર વરસાવી;
ચુમોતેર કુળધારા વહ્યાં કરે, ભૂપર મન ભાવી.
ગુરુપુત્રો પણ શેષ ગણીને, શિષ્ય થયા યતિ કેરા;
તેથી મુખ્યાચાર્ય શ્રીવૈષ્ણવ, મતના સ્વામી ઠેર્યા.
જે છે તે શ્રીલક્ષ્મણ આર્ય, શિષ્ય શાખાવાળા છે;
શ્રીસંપ્રદાયના રક્ષક, શ્રી રામાનુજ વહાલા છે.

### નારાચ

કાંચીથી શ્રીરંગજી સુધી શ્રીવૈષ્ણવો કરી;
સમસ્ત દિવ્ય દેશમાં પૂજાવી પૂજ્ય શ્રીહરિ.
શ્રી ભાષ્યમાં સમસ્ત અર્થ વ્યાસમતના ભરી;

સુગ્રંથ પાંચથી કૃપા અગાધ છે ખરી કરી.
મહાન ભાષ્ય જેમની ટીકા થયાંજ જાય છે;
સહસ્ર સો સુગ્રંથ જે તણા લખ્યા લખાય છે.
સમસ્ત મત એ સમીપ, સદ્ય અસ્ત થાય છે;
કરે મુકાબલો તદ્દાજ, ખુબી તો જણાય છે.

## ધનાશ્રી

કરવા જન કલ્યાણ, યતીશ્વર, કરવા જન કલ્યાણ;
ચાલ્યા તજી સ્વસ્થાન, યતીશ્વર, કરવા જન કલ્યાણ. ટેક
સંગ સેંકડો સેવક વૈષ્ણવ, સંન્યાસી ગુણ ખાણ. ય૦
યાત્રા થાય પીવાય કથામૃત, કોણ ન લે એ લ્હાણ. ય૦
વાદ થાય આહ્‌લાદ થાય ત્યાં, પરમતનો જોઈ ઘાણ. ય૦
વૈષ્ણવ કરતા ભવભય હરતા, નરનારી વિદ્વાન. ય૦
સેતુ સુધી સફળ કરી હેતુ, આવ્યા કુરંગ સ્થાન. ય૦

પદ–ગરબી–'તુજ કારણ' એ રાગ

દ્વિજવર કો આવ્યો રે, જોતાંજ પ્રતાપવડો;
ઋષિ સરખો ભાવ્યો રે, સહુને વિવેકવડો.
નવ પરખ્યો કોઇએ રે, જાણ્યું કે શ્રીમંત ઘણો;
અતિ હરખ્યો માહી રે, યતીશનો શિષ્ય બન્યો.
સુસંસ્કારો લીધા તન રે, મુદ્રા બાહુમાંહે લીધી;
મંત્ર ધાર્યા શુચિ મન રે, વિધિ સવ પૂરી કીધી.
પુંડ્ર બારે અંગે અંગે રે, શોભા શી શરીરતણી;
હરિદ્વારે સ્વામીસંગે રે, ચાલ્યો નિજ દાસ બની.
પ્રભુ પાસે પહોંચ્યો દ્વિજ રે, કે અંતર્ધ્યાન થયા;
શું ઉલ્લાસે જાણ્યું તવ રે, શિષ્યજ ભગવાન થયા.
પુંડ્રો બારે જગે તન રે, કરેલાં સ્વામીજી તણાં;
બાહુ મૂળો મુદ્રાંકિત રે, તાજાં ચિન્હ દીઠાં બન્યાં.

યતિરાજે પદે પડી રે, ક્ષમા હરિની માગી;
રૂડે સાદે સ્તુતિ કરી રે, ફરી ફરી પદ લાગી.

પદ-'મનકર્મ વાણી થકી' એ રાગ

વદ્યા રમાનાથ તદા એ, સ્વામી સાથે રે;
તદા એ સ્વામી સાથે રે, સુખદા મીઠા સાદે રે.
કાજ તમારૂં યતિરાજ છે પ્યારૂં,
તેથી સ્વીકાર્યું એ શિષ્ય બની જાતે રે;
સકળ દેશજન થશે એથી શરણુ,
નહિ અડચણ પડશે કોઈ વાતે રે.
દાસ નારાયણુ નામ દીધું છે,
તેજ પ્રસિદ્ધ કરીશ ભલી ભાતે રે;
જેથી સદા જન સમજે નિજ મન,
જગત જીવને ચહે છે એ વાતે રે;
કર્યો મનવશ ખરો ઠર્યો યશ,
થશે અવશ્ય જય બને તવ હાથે રે.

સાખી

વિજયી ધણીથી વિજયી બનીને, વિજયશાળી એ ચાલ્યા;
થયા સભાગી શિષ્ય બરાબર, અભાગીને ઉર સાલ્યા.
બદ્રિનારાયણ સુધી કોઇને, જ્યાંહી પણ નવ ખાળ્યા;
ગયા શારદામઠમાં તેને, ગ્રાતા લાગ્યા વ્હાલા.

પદ-'રાગ્ખી સારંગ

આવી આવી ગે દેવી આપ, ભાષ્ય ગિરે ધાર્યું;
થઇ ચાવી ગે જણવી પ્રતાપ, નિજમત ઉચ્ચાર્યું. ટેક
વેદસૂત્રમાં વસતી સુજને, કરી કલંકિત ભાગે રે;
સત્રમાં દૂષણ દૂર કર્યાં, ડળી છઈ એ આભારે. ભા૦

બીજાએ પોતાના જેવી, કરી હતી નિજ પાપે રે;
જે માટે છઉં તે સમજાવા, સફળ કર્યું છે આપે. ભા૦
સદા સર્વદા વિશુદ્ધ કીધી, ભાષ્ય રચી મહાભારી રે;
શ્રીભાષ્યકારજ ખ્યાત આપની, તેથી મેં ઉચ્ચારી. ભા૦
રાજસ તામસ ને પ્રિય બીજા, આ તો સાત્વિક સારૂં;
અન્ય ભાષ્ય તો ભાષ્ય માત્ર, શ્રી-ભાષ્યજ ભાષ્ય તમારૂં. ભા૦
શ્રીભાષ્યને શ્રીભાષ્યકારનો, જગમાં વિજય જણાવ્યો રે;
તત્ર વિદ્વાન સમૂહ તહીંનો, હારી શરણે આવ્યો. ભા૦
શેષકૃતિ શ્રીયોગસૂત્રના, ભાષ્યકાર શ્રીવ્યાસ રે;
તેને બદલે વ્યાસસૂત્રનું, શેષે કીધું ભાષ્ય. ભા૦
શ્રીભાષ્યનામ એજ જગજાહેર, અન્ય ભાષ્ય તે ભાષ્ય રે.
સમજુ ઉર સર્વોત્તમતા છે, એની સ્પષ્ટ પ્રકાશ. ભા૦

संतु वा रिक्तमाष्याणि किंतु वाक्यार्थसिद्धये ।
भाष्ये द्वे श्रीमहच्छब्दभूषिते शेषभाषिते ॥

ખાલી ' ભાષ્ય ' નામ ધરાવતાં બીજાં ભાષ્યો ભલે જગતમાં રહ્યાં; પણ વૈદિક-વાકયાર્થની સિદ્ધિ માટે (ખાસ ઉપયોગી તો ) સાક્ષાત્ શ્રીશેષનાગના અવતાર શ્રીરામાનુજાચાર્યે રચેલાં ' શ્રી ' અને ' મહત્ ' શબ્દથી શોભતાં બેજ ભાષ્યો છે.

ભુજંગી

હજી બાદ્રનારાયણે બે મઠો છે, રૂડા વૈષ્ણવોનો વડો ત્યાં જથો છે;
કરે છે શુચિ સેવ નારાયણની, ખરા ભાવથી ભાગ્યને ધન્ય માની.

વસંતતિલકા

ત્યાંથી સવારી વીચરી ફરી તીર્થધામે,
કાશી પ્રકાશી જઈ શ્રીજગદીશધામે;

રસ્તે ઘણા શુચિ થયા શુભ શિષ્ય શાણા,
ભૂમિ પ્રતાપ પછી પંથ જુદા ગણાયા.

### માલિની

કલિમહીં દ્રવિડે તો સર્વ સારા રહ્યા છે,
કલિ પ્રબલ થકી એ સર્વ ન્યારા રહ્યા છે;
અવર સ્થલ પુંઠેથી ભૂલનારા થયા છે,
નિજ મત અનુસારે માર્ગ ન્યારા ચહ્યા છે.

### દુહો

મૂળ ઘણા પંથોતણું, સ્વામી રામાનંદ;
રામાનુજ સ્વામી થકી, જે જણવે સંબંધ.

### સાખી

એ રીતે ઉત્તરમાં પણ ભક્તિના એ માબાપ;
દ્રવિડવિષે તો સ્થળે સ્થળે પ્રકટયો છે પ્રબળ પ્રતાપ.
જગન્નાથજીમાં પણ મઠના શ્રીવૈષ્ણવ નિષ્પાપ;
સેવ કરે તે તરે સુખેથી પામે સ્થાન અમાપ.

સર્વે સ્નેહે સ્વમતનાં, ધરવાને વિનતિ કરીએ.
હશે દેવ ધરશેજ દેવના, આયુધ નિશ્ચય સહજ થશે;
લઈ મર્પેથી થશે હાનિ ને, ટંટો નહિ પતશે.

પદ-કાલિંગડો, 'મદન પડયો' એ રાગ

યતિવરની વાત માની રે, સમજી ગયા તુફાની રે.
ઉત્તમ આયુધ આદયાં કરી શુદ્ધ, સૌં સમજે છઇએ જ્ઞાની રે.
પદ પાસે મૂકયાં ધરી આશે, રાતે સાથે સૌએ જાણી રે;
સૌ સંગાથે નીકળી આવ્યા, રહેવા દીધું ન માંહે પ્રાણી રે.
દ્વાર વાસીને બહાર બેઠા સૌ, પેટ શે ભરે ધીર આણી રે;
કોઈ ન પેસે એ અંદેશે, આંખો રાખે તાણી તાણી રે.

ખમાચ

ઉચર્યા અંદર જઇ યતિરાજ, યતિરાજ ચહ્યું કરવા કાજ. ઉ૦
કહ્યું બહારથી ખરા પ્યારથી, તોયે ન લીધું લક્ષમાંજ. ઉ૦
આજ લાજે જગરાજ શું લેશો, છે શું? કહેશો પાધરાજ. ઉ૦
શંખ ચક્ર ન ધરો શીદ હરિ થઇ, દીનની તો દિલ ધરો દાઝ. ઉ૦

પદ-'હવે રીઝોને વિશ્વનાથ, એક મેં ભી દીન હું' એ રાગ

વધા હસીને શ્રી વેંકટનાથ,
જાણીને વદો કાં વાણી શું કામ અહ્યું છે હાથ. વ૦
સહુને દો આયુધ જેવાં, ભુજમૂળે કરમાં તેવાં;
મુજને શીદને નવ દેવાં, શોચો એ ચિત્તસાથ. વ૦
આપો કે સત્વર ધારૂં, કરો ગુરુજી કામ તમારૂં;
હરિશિષ્ય હું સદ્ય સ્વીકારૂં, નથી કશી બીજી પંચાત. વ૦

પદ-'ઇન્દ્ર આવ્યા' એ રાગ

દીધાં આયુધ સ્વામીએ હરિના કરમાં,
ગુપ્ત મંદિરમાં, હસીને ઉરમાં, હાં હાં હાં હાં દીધાં૦

થયું કામ લહી સ્વસ્થ થયા વિશ્વાસે,
જનો દેખે છે બ્હાર ગુતેલા પાસે;
ગુરુ શ્રીનિવાસે, ગણ્યા ઉલ્લાસે, હાં હાં હાં હાં દીધાં૦
થયું પ્રાત ને સહુ મતવાદી ઉઠ્યા,
સહુ માને અમ ઉપર પ્રભુ ત્રુઠયા;
શું જાણે ખૂટ્યા, સૌ ઉપર રૂઠ્યા, હાં હાં હાં હાં દીધાં૦
ન્હાઈ ધોઈ ધસ્યા મંદિર ખોલી હારે,
દીઠાં શંખ ચક્ર કરમાં ધાર્યાં પ્યારે;
વધ્યા જય ત્યારે, વૈષ્ણવો ભારે, હાં હાં હાં હાં દીધાં૦
દીઠાં બીજાં આયુધો દૂર દ્વારપ્રતિ,
જોઈ રૂપ અન્ય મતના ડર્યાં અતિ;
યતિપતિ કૃતિ, ઠરી વિજયવતી, હાં હાં હાં હાં દીધાં૦

પદ-'મેં વારી કુળ' એ રાગ, ભૈરવી

વિજય જય રામાનુજ બલિહાર;
વેંકટવરને અતિ ઉમંગભર, સેવ્યા વિધિ અનુસાર. વિ૦
નૂતન ભૂષણ નૂતન આયુધ, પીતઅંબર પર પ્યાર. વિ૦
વક્ષઃસ્થળે શ્રીજી પધરાવ્યાં, ફરી ન પડે તકરાર. વિ૦
શ્રીનિવાસ થયા નામ પ્રમાણે, શ્વસુરગુરુ સુપ્રકાર. વિ૦
બેઉ અનંતના ત્રાતા નાથા, સકળ વિધિ સુખકાર. વિ૦

પદ-મૂળ સૂત્ર 'સજ્જન' એ રાગ

ભલે મળ્યા છે આચારી રે,
લક્ષ્મણ આર્ય યતીશ્વર, શ્રીફણીવર અવતારી રે. ભ૦
મૂળે સમર્થ ગ્રહી સકળ અર્થ, ભરી ગ્રંથે ગર્થ કરી સંઘે ખર્ચ,
શ્રીમત વિસ્તૃત કરીને અનંત, તાર્યા નરનારી રે. ભ૦



# श्री प्रियादास ने विश्वनाथ-आख्यान

[ विषय-भक्तिप्रभाव ]

## પૂર્વરંગ

પદ-'મેં વારી જોબના' એ રાગ

મનથી મંડી (સમજી) પ્રભુ ભજી લ્યો.
ન્યાલ થશો અનુ જિતી કાળથી, વાયદાઓ તજી ઘો. મનથી૦

આ પદમાં 'મનથી મંડી' એમ કહેવામાં આવ્યું છે; તો પ્રશ્ન એ થાય છે કે, 'મન' કોણ? અને 'મંડનાર' કોણ? એ વિષે કઠોપનિષદ્‌માં કહેવામાં આવ્યું છે:—

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥
इन्द्रियाणि हयानाहुर्विषयाँस्तेषु गोचरान् ॥

'આત્માને તું રથી (રથમાં બેસનારો) જાણ; શરીરને રથ જાણ, બુદ્ધિને (રથ હાંકનાર) સારથિ જાણ અને મનને ઘોડાઓની લગામરૂપે જાણ; વળી (તે શરીરરૂપ રથમાં) ઇન્દ્રિયોને

ઘોડાઓ રૂપે જાણવી અને ઇન્દ્રિયોના વિષયો તે (શરીરરૂપ) રથને ફરવાનાં સ્થળો સમજવાં.'

વળી મુંડકોપનિષદ્‌માં આ રીતે કહેવામાં આવ્યું છેઃ—

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरव्यं तन्मयो भवेत् ॥

'પ્રણવ-ૐકાર મંત્ર તે ધનુષ છે, પોતાનો આત્મા તે બાણ છે અને પરબ્રહ્મ-પરમાત્મા તે ધનુષ-બાણનું લક્ષ્ય છે; માટે પ્રમાદ રાખ્યા વિના એ લક્ષ્યને એવી રીતે વીંધી નાખવું જોઇએ- અર્થાત્ એ પરમાત્મા વિષે ૐકાર મંત્રદ્વારા આત્માને એવો ઓતપ્રોત કરવો જોઇએ કે જેથી તન્મય બની જવાય-પરમેશ્વરસ્વરૂપ થઇ જવાય.' આ પ્રકારે ઇશ્વરપ્રણિધાન જો નહિ કરવામાં આવે તો પરિણામ ભયંકર છે. એજ આશયથી કહ્યું છેઃ—

नो चेत् प्रमत्तमसदिन्द्रियवाजिसूता ।
नीत्वोत्पथं विषयदस्युषु निक्षिपंति ॥
ते दस्यवः सहयसूतममुं तमोऽन्धे ।
संसारकूप उरुमृत्युभये क्षिपंति ॥

'જો ઈશ્વરધ્યાન ન કરે તો પ્રમાદી રહેલા આ જીવાત્માને ઇન્દ્રિયોરૂપી ઘોડાઓ અને બુદ્ધિરૂપી સારથિ, અવળે માર્ગે લઇ જઇને જ્યાં વિષયોરૂપી લૂંટારાઓ રહે છે ત્યાં ધકેલી દે છે; જેથી તે લૂંટારાઓ (આત્માનુ જ્ઞાનરૂપી ધન લૂટી લઈ) ઘોડા તથા સારથિ સહિત એ આત્માને અજ્ઞાનરૂપ અંધકારથી છવાયલા અને મૃત્યુથી મહા ભયંકર એવા સંસારરૂપી કૂવામાં નાખી દે છે.' માટે મનરૂપી લગામને બરાબર પકડીને-પોતાના

તાબામાં રાખીને જીવાત્માએ પોતાના શરીરરૂપી રથને ઇશ્વરભજનરૂપી સન્માર્ગેજ ઇન્દ્રિયોરૂપી ઘોડાઓદ્વારા લઇ જવો જોઇએ; જેથી ઈશ્વરપ્રાપ્તિ થઇ શકે-બ્રહ્મસાક્ષાત્કાર અનુભવી શકાય. આવાજ અભિપ્રાયથી અહીં પ્રથમનું પદ ગવાયું છે-'મનથી મંડી હરિ ભજી લ્યો' અને તે પૂર્વોક્ત રીતિએજ. જેથી શું થશે?

ન્યાલ થશો અનુ જિતી કાળથી, વાયદાઓ તજી ઘો.

આજ વસ્તુ અમે આ નીચેના પદમાં ગાઇ છે—

પદ

જીવ ઝટપટ રે (૨) તું શરણ પ્રભુને થાને,
શું રહ્યો જગત મોહી, ખાલી વય સઘળી ખોઇ;
નહિ કામ આવશે કોઈ, છોડ ખટપટ રે. ટેક૦
સાચું સુખ કદી નવ પામે, દુઃખ દે છે ઠામો ઠામે;
તોપણ હજી કાં ન વિરામે, બને શું નફ્ટ રે. તું શરણ૦
તારૂં ધાર્યું નથી થાતું, જો ઘડી ઘડી સમજાતું;
તોપણ કેમ આ જગમાં તું, બને લટપટ રે. તું શરણ૦
આ ભવ જો એમજ જાશે, તો અંત અતિ દુઃખ થાશે;
જો નહિ ચેતે તો વાંસે, થઇશ ફ્ટફ્ટ રે. તું શરણ૦
તન મન ધન તારૂં ગણમાં, સોંપી દે હરિચરણમાં;
અનુપતિને રાખ્ય સ્મરણમાં, નામ રટરટ રે. તું શરણ૦

અર્થાત્—

વાયદાઓ તજી દો, મનથી મંડી હરિ ભજી લ્યો.

કદાચ તમે કહેશો કે, 'ભાઇ! હરિભજન તો કરીએ, પણ તેમાં વિઘ્નો ઘણાં છે.' તો તે વિઘ્નો દૂર કરવાના ઉપાયો શાસ્ત્રોમાં દર્શાવ્યા છે, તેનો ઉપયોગ કરો. જુઓ, શ્રી નારદજી

ધર્મરાજા પ્રત્યે તે ઉપાય દર્શાવે છેઃ—

असंकल्पाजयेत् कामं क्रोधं कामविवर्जनात् ।
अर्थानर्थेक्षया लोभं भयं तत्त्वावमर्शनात् ॥
आन्वीक्षिक्या शोकमोहौ दंभं महदुपासया ।
योगांतरायं मौनेन हिंसां कायाद्यनीहया ॥
कृपयाऽनृजुजं दुःखं दैवं जह्यात् समाधिना ।
आत्मजं योगवीर्येण निद्रां सत्त्वनिषेवणात् ॥
रजस्तमश्च सत्त्वेन सत्त्वं चोपशमेन च ।
एतत्सर्वं गुरौ भक्त्या पुरुषो ह्यंजसा जयेत् ॥

'સંકલ્પો નહિ કરવાથી કામને જીતવો, કામનો ત્યાગ કરીને ક્રોધને જીતવો, અર્થમાં અનર્થદૃષ્ટિ કરીને લોભને જીતવો, તત્ત્વ વસ્તુનો વિચાર કરીને ભયને જીતવો; નીતિશાસ્ત્રના બળથી શોક તથા મોહ તજવા, મોટા પુરુષોની સેવાદ્વારા દંભ છોડવો, મૌન સેવીને યોગમાં થતાં વિઘ્નોને દૂર કરવાં, શરીર વગેરે ઉપર નિઃસ્પૃહપણું ધારણ કરી હિંસા તજવી, ઉદ્ધતાઈથી થનાર દુઃખને કૃપાવડે દૂર કરવું, ચિત્તની એકાગ્રતાથી દૈવી દુઃખને સહન કરવું, પોતાના બળથી દેહમાં થયેલાં દુઃખનો નાશ કરવો, આત્મબળના સેવનથી નિદ્રાને તજવી, સત્ત્વગુણથી રજોગુણ તથા તમોગુણને દૂર કરવા; અને સત્ત્વગુણને ઉપશમથી દૂર કરવો. આ રીતે આ સર્વને મનુષ્ય, પોતાના ગુરુ ઉપરની ભક્તિદ્વારા અનાયાસે જિતી શકે છે; માટે એમ કરીને 'મનથી મંડી હરિ ભજી લ્યો.' આ પોતાનુંજ કાર્ય છે, માટે તેમાં પોતેજ મંડી પડવાનું છે; કારણકે—

૫૬

રાતદિવસ ચિત્ત ચીવટ રાખશો, તોજ ભજન તો થાશે રે;
નહિ તો ટેવ નથી એ તેથી, ઘડી ઘડી ભૂલી જવાશે રે.

એક સિપાઇ હતો. તેને ગાળો દેવાની બહુજ ટેવ હતી. એ કુટેવને છોડાવવા માટે તેના એક વાણિયા મિત્રે વિચાર કર્યો કે, 'કંઇક લાંચ આપવાથી આ માણસ પોતાની કુટેવ છોડશે.' એ વાણિયાને એવો વિચાર કરવાની જરૂર પડવાનું કારણ એ હતું કે, તે પેલા સિપાઇનો મિત્ર હોવાથી તેને પોતાનેજ દરરોજ સો પચાસ 'સાલા' ને 'સાસરા'ની ગાળો ખાવી પડતી હતી; તેથી તેણે પેલા સિપાઇને કહ્યું કે, 'મિયાં! એક ભેંસની પાડી છે; પણ એક મહીના સુધી બરાબર એક કામ કરો તો એ પાડી સો રૂપિયાની ભેંસ થઇ શકે તેમ છે; અને તે હું તમને આપી દઉં.' સિપાઇએ કહ્યું: 'ભાઇ સાહેબ! તે કામ કયું છે?' ત્યારે વાણિયાએ કહ્યું: 'અત્યારથીજ કોઇ પણ જાહેર વાતમાં તમારે એક પણ ગાળ બોલવી નહિ. બરાબર એક મહિના સુધી એ પ્રમાણે તમે વર્તો તો એ ભેંસ હું તમને આપી દઇશ.' તે સાંભળી મિયાંભાઇએ કહ્યું: 'એક મહિનામાં સો રૂપિયાની ભેંસ જો મળતી હોય તો તું કહે તે કરવા હું તૈયાર છું.' એટલે વાણિયાએ કહ્યું કે; 'મેં કહ્યું તે પ્રમાણે બરાબર વર્તશો તો એ ભેંસ તમારીજ છે.' ત્યાં તો મિયાંભાઇ બોલી ઊઠયા: 'સાલે! ભેંસલો ભેંસલા' અર્થાત્ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.' માટે કોઇ જાતની ટેવ પડે તે જેમ જતી નથી, તેમ ભજન કરવાની પણ જો ટેવ પાડવામાં આવે તો તે ટેવ સારી હોવાથી લાભકર્તા થઈ પડશે; એટલે—

રાતદિવસ ચિત્ત ચીવટ રાખશો તોજ ભજન તો થાશે રે.[કારણ–]

ખાવું તો પેટજ સંભારે, આંખ સૂવું સંભારે રે;
પહેરવું ઓઢવું તન સંભારે, આ સંભારવું ત્હારે રે.
સ્ત્રી માગે વસ્ત્રો ને ભૂષણ, બાળક ભાતું માગે રે;
નહિ માગી લે કદી સીતાવર, કંઇપણ તારી આગે રે.
તન સંભારે નિજ સ્વારથનું, જન નિજનું સંભારે રે;
ત્હારૂં હિત સંભારનાર જીવ, કોઈ નથી સંસારે રે.
આળસ ઉંઘ અનેક વિચારો, વિઘ્નરૂપ છે ભારે રે;
તેમ ધૈર્ય રાખી જિતીશ, પ્રભુ ભજાશે ત્યારે રે.
કર્યાં વિના ફળ ન મળે માટે, હમણાં તો શ્રમ પડશે રે;
પણ તેનાં ફળ અનંત અંતે, જરૂર ઉત્તમ જડશે રે.

માટેજ 'મનથી મંડી હરિ ભજી લ્યો.' આ વાત નક્કી છે કેઃ–

मित्रं कलत्रपितरः परिवारलोको ।
भोगैकसाधनमिमाः किल संपदो न ॥
एकः क्षणः स तु भविष्यति यत्र भूयो ।
नायं न यूयमितरे न वयं न चैते ॥

'મિત્ર, સ્ત્રી, માતા–પિતા, પરિવારનાં લોકો, ભોગનાં બીજાં સાધનો કે આ સર્વ સંપત્તિઓ જીવાત્માને લેશ માત્ર સહાય કરે તેમ નથી; કારણકે એવી એક ક્ષણ સર્વને માટે આવે છે કે જે વેળા આ જીવ પોતે, તમે, બીજા કે અમે–કોઇયે આ સંસારમાં રહી શકવાના નથી.' અરે ! આપણે તો શું ? પણ—

पुरंदरसहस्राणि चक्रवर्तिशतानि च ।
निर्वापितानि कालेन प्रदीपा इव वायुना ॥

'હજારો ઇન્દ્રોને તથા સેંકડો ચક્રવર્તીઓને, જેમ વાયુ

દીવાઓને બુઝાવી નાખે છે, તેમ કાળે બુઝાવી નાખ્યા છે.' આમ અનેકને પોતાની નજરે કાળના પંજામાં સપડાતા જોયા છતાં—

म्रियमाणं मृतं बंधुं शोचंते परिदेविनः ।
आत्मानं नानुशोचंति कालेन कवलीकृतम् ॥

'લોકો, મરણ પામતા અથવા મરી ગયેલા પોતાના સગાસંબંધીનો વિલાપ કરતા શોક કરે છે, પણ કાળના કોળિયારૂપ થયેલા પોતાનો શોક કરતા નથી.' માટેજ કહ્યું છે કે—

૫૬

હજીએ ઉર સમજો રે ઉર સમજો, જગજનનો મોહ તજોરે.
કહીંક ગયા જેમ બધું તજીને તેમ તમે પણ જાશો;
આળસમાં આયુષ કાઢ્યું તો અંતે અતિ પસતાશો.
દુઃખ જવાને મથ્યા કરો શીદ, એમ નથી દુઃખ જાવું;
ક્ષણિક સુખ પણ અંત ખુટશે, છે અવળુંજ કમાવું.
મૂરખ-ડાહ્યા થાઓ ન મરખા, ફરી ફરી જાઓ ન ભૂલી;
પ્રભુ ભજવા જાણો જીવતરની, પલ પ્રત્યેક અમૂલી.
શું જગસુખમે રહો ઝંખતા, દુઃખે રહો શું મુંઝાઈ;
એ એક બેસી નહિ રહેશે, સાચી કરી લ્યો કમાઈ.
સમજ્યા તે સાચું કરવાનો, સાચો અવસર આ છે;
અનંત તેજ ન આવજો ગાળી, પ્રભુ ભજો દિનરાતે.

માટે ભાઈઓ! અમે અહીં એજ કહીએ છીએ કેઃ—

મનથી મંડી પ્રભુ ભજી લ્યો,
ખ્યાલ થશો અનુ જિતી કાળથી, વાયદાઓ તજી ઘો.

આ સંબંધે મધ્વાચાર્ય સ્વામીની આવી કથા છે—સ્વામી મધ્વાચાર્ય એક વખતે પંજાબમાં પધારેલા; ત્યાં રસ્તે જતાં

એક શિલા તેમના જોવામાં આવી, ને તેજ વેળા તેમને પ્રભુસ્મરણ થયું; એટલે તેજ ક્ષણે ત્યાંજ તેમણે તો પ્રભુભજન કરવું શરૂ કરી દીધું; તે એવું કે દેહદશાનું પણ ભાન ન રહ્યું. થોડા સમય પછી તેજ માર્ગે રાજાની એક ફોજ નીકળી. મધ્વાચાર્ય બરાબર રસ્તાની વચ્ચે બેઠા હતા.

હાથી ઘોડા રથ પ્યાદાવાળી આવી, મધ્વાચાર્ય માર્ગ બધી બૈઠે;
અચલસમાધિ મહોદધિ પૈઠે.

તે જોઈ રાજાએ જાણ્યું ને કહ્યું કેઃ—

ખર પાખંડી માર્ગ બધી બૈઠો કરી પાખંડ,
તેહી કચરાવત કઢી ચલો યેહી યાહીહો દંડ.

રાજાએ એ પ્રમાણે હુકમ તો કર્યો, પણ તેનો અમલ—

ईशस्य हि वशे लोको योषा दारुमयी यथा।

'લાકડાની પૂતળી જેમ મદારીને વશ હોઇ,તે નચાવે તેમ નાચે છે તેમ આ સમગ્ર લોક પરમેશ્વરનેજ વશ છે-તેમની ઇચ્છા હોય.તેજ પ્રમાણે સર્વ કંઈ કરી શકે છે.' એટલે—

તેહિ સ્થલ' ભૈ સ્થલીતલભંગા, સમકે ઉઠત ન પાઉં ઉઠાયે;
મનકું ભૂમિમહૈં અહે જમાએ.

આખરે રાજા પોતે હાથી ઉપરથી ઊતરીને સ્વામીજીના પગમાં પડયો ને ક્ષમા માગી; એટલે સ્વામીજીએ સમાધિમાંથી ઊઠીને આંખ ઉઘાડી સર્વના પર દયા કરી. આ રીતે ખરેખર મનથી જો મંડી પડાય તો જરૂર તેવાજ—

ન્યાલ થશો અનુજિતી કાળથી, વાયદાઓ તજી દો;
મનથી' મંડી હરિ ભજી લ્યો.

# શ્રી પ્રિયાદાસ ને વિશ્વનાથનું આખ્યાન

## ચોપાઇ

સુરત પાસે સુંદર ગામ, રામપુર છે સુંદર નામ.
વામદેવ દ્વિજ છે વિદ્વાન, ગંગા બાઇ નારી ગુણવાન.
દંપતી હરિનાં ભક્ત સમાન, જગજન પણ બહુ દે છે માન.
થયા કુમાર નામ પ્રિયાદાસ, જન્મ થકી જગવિષે ઉદાસ.
વર્ષ થયાં જ્યાં પૂરાં બાર, નીકળ્યા છાના ઘરથી બહાર.
વૃંદાવન જાવાની આશ, પૂરી કરી મુખે અભિલાષ.
ચંદ્રલાલ ત્યાં મળ્યા ગુસાંઇ, ગુરુ કરી વગ તેની સાહી.
આજ્ઞા મળતાં આવ્યા ધામ, માતાપિતા પહોંચ્યાં પ્રભુધામ.

## હરિગીત

પિતુમાત તો સગાં ગણે છે, રાધિકા વ્રજનાથને;
તે પાળશે સંભાળશે, એવું લહી મનસાથને.
નિર્જન વને બેઠા જઈ, સ્મરવા જગતના તાતને;
નિજ ભાર મૂક્યો નાથ ઉપર, હૃદય રાખી હાથને.

પદ–'હરિ દૈયાં લચક મચક' એ રાગ

દયા ધારી પ્યારી રાધા, વૃષભાન તણી કુમારી;
સુખકારી રમઝમ કરતી, ફરતી ફરતી ત્યાં પધારી. ટે૦
લાવી પડિયામાં ખીર, હસી વદી શુચિ શરીર;
વ્હાલા વીર જાણી પીડ, આવી શ્રમ ધારી. દયા૦
સમજુ તો કરે સેવ, પૂજ્ય ગણે દેવદેવ;
સેવ સ્હામી લેવા તમે, રીત શી સ્વીકારી. દયા૦

## સાખી

સુણી વચન લઈ ખીર નયનમાં નીર ભરી પદ લાગ્યા;

અંતર્ધાન થઇ ત્યાં માતા, કે ચેત્યા મહા ભાગા.
શીખ સ્વીકારી છબો ઉરધારી, વ્રજમાં પહોંચ્યા ચાલી;
ભણ્યા ગણ્યા ને બન્યા પ્રેમી, અધિકા છે મૂળ સુચાલી.

### દુહો

વ્યાસ દેવથી ભાગવત, ભણ્યા બણ્યા વિદ્વાન;
અનુભવજન્ય હરિ થયા, પ્રકટ આવતા ધ્યાન.

### ઉપેન્દ્રવજ્રા

હરિતણા ધામ પુરી પ્રતાપી, હરે બધાં પાપ સુભક્તિ આપી;
પધારી સેતુસુધી માર્ગ માપી, વધારી ભક્તિ અઘઓઘ કાપી.

### દીંડી

માર્ગ વિષે એક નગર પ્રતિ આવ્યા,
ભૂપને સ્વરૂપ દેખતાંજ ભાવ્યા;
ચહ્યા અતિ તેથી માની એ ઉપાધિ,
પડી રાત લીધી વાટ સાથી.

### શાર્દૂલ

અંધારૂં અતિશે થયું ગઈ હતી, ઝાઝી નિશા તે પળે,
ચોકીદાર વિલોકતા જગજનો, શંકા કરી તે સ્થળે;
જાણી ચોર ન શોર કાંઈ કરતા, ઝાલી કર્યા કેદ છે,
પોતે તો સમર્યે ગયા હરિ હરિ, જાણે ન કો ભેદ એ.

પદ-'વ્હેલો ઉઠી વ્હાલો' એ રાગ, બિભાસ

પ્રાત ઉઠી શોધે રાજા, સાધુ સારા ક્યાં ગયા;
સાધુ સારા ક્યાં ગયા, ઉતારામાં ના રહ્યા. ટેક

સ્વાર-પાળા પુંઠે છોડ્યા, ચારે દિશે હારે દોડ્યા;
થાક્યા ઘોડા કોઈ કહે, પોઢ્યા તો નથી રહ્યા. પ્રાત૦
ગોતી ચૂક્યા ગામોગામ, શોધી ચૂક્યા ઠામોઠામ;
થાક્યા સેવકો તમામ, શોચી મનમા રહ્યા. પ્રાત૦
ભૂપતિ થયો નિરાશ, ખોયા આવેલા અવાસ;
રહ્યો નહિ રાતે પાસ, ધરી ન તેમાં દયા. પ્રાત૦
છે મ્હારેતો સાચો ભાવ, ન મળ્યો છતાં શું લ્હાવ;
માંડ આવ્યો હતો દાવ, સ્વામી મનમાં ચહ્યા. પ્રાત૦
ફરી એવા ક્યાંથી આવે, શિષ્ય થવું ક્યાંથી ફાવે;
વિચારો ભાવે છે તે, મનમાં મનમાં રહ્યા. પ્રાત૦

લાવણી

શોચ કરે નરપાલ આવી કોટવાળ વદ્યો ત્યાં કરજોડી;
કાલ રાતમાં ચોર પકડાયો, એ જાતો હતો ઘર છોડી.
રાજ્યમહેલભણીથકી નીકળ્યો, મળ્યો અચાનક ઠીક થયું;
કીધી તજવીજ નાથ નક્કી, હુકમાને કશું નજીક થયું.
હુકમ લઈ લઇ આવ્યા ઉભા કર્યા, સ્વામીને છે જકડ્યા;
સદ્ય ઓળખી નૃપે જઇને, ઝડપે ગુરુ ચરણો પકડ્યા.
છુટા કરાવી માફી માગી, શિષ્ય થવાને બડભાગી;
રચ્યો અતિશય રાય કર્યો તવ શિષ્ય થયો તે અનુરાગી.
કોટવાળ નોકરને શિક્ષા, કશી નહિ થાવા દીધી;
વૃંદાવનમાં પછી જવાને, વસવાને સુમતિ કીધી.
નગર કરી શ્રીવૈષ્ણવ સઘળું, પછી સીધાવ્યા ઉમંગથી;
રસ્તે સુધર્યાં તર્યાં પુરા કંઈ, શ્રીવૈષ્ણવ ગુરુપ્રસંગથી.

શાર્દૂલ

રસ્તામાં વટવૃક્ષના ઘટતળે, સુતા સુખેથી તદા,
ભારે સર્પ વસે ડસે જન મરે, બોલ્યા જનો ત્યાં બધા;

રક્ષે છે જગનાથ એમ કહીને સુતા રહ્યા રાતમાં,
માર્યો સર્પ બિલાડીએ નિશિનિષે દીઠો જને પ્રાતમાં.

### દુહો

રક્ષક સાચા શિર લહી, થયા જનો સહુ દાસ;
ચાલ્યા પોતે ત્યાંથકી, વૃત્તિ હતી ઉદાસ.

### સાખી

કરી દ્વારિકા જગદીશ યાત્રા, ગંગાસંગમાં નાહી;
વ્રજરજ ફરીથી વંદી આવી, વસ્યા જ શૈલીમાંહી.
રામપ્રસાદથકી રામાયણ, સુણી ભાગવત સુણાવી;
સ્વાદ પરસ્પર લેતા દેતા, રહેતા શિષ્ય બનાવી.

પદ-'મ્હોં મલકાવી' એ રાગ

તનમાં કોઢ હતો પણ તેને, ભોગ ગણી ભોગવતા રે;
ઔષધ ન કરે ઉરથી ન ડરે, નિશદિન હરિને સ્તવતા રે.
સાધુ ઉજાગરદાસે ભાખ્યું, છે બુટ્ટી મુજ પાસે રે;
આપ વદ્યા ઔષધ તો છે પણ, હરિ ઇચ્છા અનુસારે રે.
ભોગ જાણી ભોગવું રોગ હું, ઉર નવ હરિ વિસારે રે;
સાચું નવ ગણ્યું સાધુએ તવ, ઝટ ગંગાજળ આણી રે.
કર્યું ફરીથી હરિ ઇચ્છામાં, ખરી મોજ માણું છું રે;
તેથી રોગ ફરી ધારું છું, ભય ન જરી આણું છું રે.

### નારાચ

હતો મહાન પ્રેત, શેઠપુત્રના શરીરમાં;
ઉપાય કોઈ ના મળ્યો, ઉચિત એની પીડમાં.
કથા સુણાવી સાત રોજ, પ્રેત એ તરી ગયો;
મહાન શિષ્ય શેઠ સ્વામીનો, તદા ઠરી ગયો.

## સાખી

રીંવાના જયસિંહ ભૂપને, પુત્રો ત્રણ યશ ધારી;
તેમાં મ્હોટા વિશ્વનાથજી, વિશ્વે ખ્યાત વધારી.
મળ્યા જઇ મિરજાપુર સ્વામી, પ્રિયાદાસને જ્યારે;
એકાદશી કરે જવાની, આજ્ઞા આપી ત્યારે.
અતિ આગ્રહથી રીંવામાં જવ, સ્વામીને પધરાવ્યા;
ત્યારે ભક્તિભાવ ગામના, તમામના વધરાવ્યા.
મદ્યમાંસ મુકાવી મહાન, શેઠને પણ સુધરાવ્યા;
કશું ન જમતા નોકર કોઇએ, પ્રભુને વિના ધરાવ્યા.

## ભુજંગી

નમ્યા માગવા મંત્ર એ વિશ્વનાથ,
વદ્યા આપ આપશે એ વિશ્વનાથ;
સુતા શંભુ સંભારી સ્નેહે સુરાતે,
મળ્યા શ્રી મહાદેવ સાથે શૂરા તે.
ઉમાના પતિ સ્વપ્નમાં સદ્ય આવી,
લખી મંત્ર અર્થે દીધા તે બતાવી;
મહામંત્ર શ્રીરામનો એ નિહાળ્યો,
તથાપિ વિધિથી મળ્યો ના-ન ચાલ્યો.
વદ્યા સ્વામીથી તેથી પાદે પડીને,
મશ્યા મંત્ર લેવા ઉમંગે અડીને;
દીધો મંત્ર તે શંભુએ જે બતાવ્યો,
પડયું પારખું તે ઘડી પૂર્ણ ભાવ્યો.

## દુહો

કાપીને અઘ આપીને, સુમંત્ર પ્રેમ સહિત;
યાત્રા કરવા નીસર્યા, ગુરુ કરી મસ હિત.

પાણી ખુટશે દીધો લોકોએ ડારો;
વરસ્યો તેવો વરસાદ ન જળની ખામી,
સંતોષ્યા સંતો સહુના શિર પર સ્વામી.

ગરબી–' પડવેની પ્રીત ' એ રાગ

પૂજે છે નાથ રઘુવર જાતે રે,
શ્રી સીતા લક્ષ્મણ ભ્રાત શોભે સાથે રે.
સેવી સવિધિ સર્વ સ્નેહે શાણે રે,
ધરી અંબર અત્તર લગાવવાને ટાણે રે.
અડી ગયો નિજ હાથ સીતાનયને રે,
પડીગયુંતહીં વળીયુંદનડયું સુખમયને રે.
નીકળ્યું સત્વર નીર ધીરજ છાડી રે,
ગભરાઈ ગયા ગુરુપાસ તુરતજ દોડી રે.
થયો મહા અપરાધ શિક્ષા આપો રે,
ગુરુ કહે ક્ષમાળુ અગાધ છે માબાપો રે.
કરી પ્રતીતિ આજ ખુદ લે સેવારે,
સેવશો વધુ તેમ સ્પષ્ટ થાશે દેવા રે;
પડયા નમી ફરિયાદ માફી માગી રે,
દિનદિનઅધિક આહ્લાદ લે મહાભાગીરે.

ગરબી–' અમદાવાદ નામે આજ રે ' એ રાગ

હતા કામના પ્રસાદ નામ ધારી, ત્યાં ન્યાયા અધિકારી રે;
તેણે અવધમાંહે સરયૂને તીરે, કર્યું મંદિર મહાભારી રે.
ગુરુસંગ પ્રતિષ્ઠાનિમિત્ત પધારી, નૃપાલની સવારી રે;
મળ્યા સંત હજારો મહંતસંગ, ધુમધામ થઈ ભારી રે.
સીતામાત શુચિગાત દ્વિજો હાથ, ધરી સ્થાને પધરાવે રે;
બિરાજે ન સ્થાનમાંહે ખસીઆપ, માત ધસી ધસી આવે રે.

પહોંચ્યા ક્રમેથી પ્રિયાદાસ, માતને વિનતિ ભાખી રે;
મુકી મૂર્તિ કે સ્થિર થઇ સઘ, સભા વિજય વદી આખી રે.
જાગરણે કર્યું રાતે તે સ્થાન, શ્લોક ગુરુએ ઉઠાવ્યો રે;

गच्छ देवि व्रजं भद्रे गोपगोभिरलंकृतम् ।

'ઓ દેવિ ! ઓ કલ્યાણિ ! ગોવાળો તથા ગાયોથી સુશોભિત એવા વ્રજમા તમે પધારો.'

અર્ધ શ્લોકનાજ અર્થમાંહે પ્રાત,થતાં શ્રોતામન ભાવ્યો રે.
સુણી સ્તબ્ધ બની સભા ભણી ધન્ય, રાણી ભૂપ ગયાં મોહીરે;
વ્યાસરૂપ ગણ્યા ખાસ ગુરુરાય, ભાગવતે પ્રીત પ્રોઇ રે.
શીખી રાણી સહ અર્થ એ પુરાણ,લ્હાણ તેની શુભ લીધી રે;
નારીસભાએ મ્હાનારી હરિસ્વાદ, પ્રિયાદાસજીએ કીધી રે.

પદ-'ધનાશ્રી' રાગ

ધન્ય વિશ્વનાથજી શિષ્ય, પ્રિય પ્રિયાદાસતણા;
રક્ષક રઘુનંદન શિષ્ય, પ્રિય પ્રિયાદાસતણા. ટેક
શ્રીરામચરણ વિષે લ્હે લાગી, દાસીભાવ ધરે છે રે;
ચાર ઘડી રાતથી ઉઠીને, માનસસેવ કરે છે. પ્રિય૦
પૂજે પછી પ્રિયા પ્રિયતમને, બહુવિધ લાડ લડાવે રે;
પળપળ પરચા પૂરે પ્રભુજી, સંશય સકળ કહાવે. પ્રિય૦
વખત બચે ત્યાં ગુણો ગાય છે,ગ્રંથો વિવિધ બનાવે રે;
વિનયમાલ રામાયણ નાટક, ભાવિક તેમ સ્વભાવે. પ્રિય૦
ચિત્રકૂટમાં વાસ કરીને, પુરશ્ચરણ જપ કીધું રે;
સીતારામે રાસ કરીને, સ્વપ્ને દર્શન દીધું. પ્રિય૦
નરસિંહ મહેતા સખી કૃષ્ણના, રામ સખીઆ રાજા રે;
પ્રેમપૂરિત પદથી તો હદ છે, અનુભવની છે માઝા. પ્રિય૦
અવધ નગરમાં ગયા ઉત્સવે,સ્વપ્ને મળ્યા શ્રીરામ રે;

હનુમાનજી ત્યાં ત્યારથી, રક્ષક આઠું યામ. પ્રિય૦
એક અરિનો મુલક મેળવ્યો, દેવી તેવી કોપી રે;
શ્રી હનુમાને રક્ષા કીધી તેને છેકજ લોપી. પ્રિય૦
દેવી ભાગવત પઢવ્યું વિપ્રે, તેનું ખંડન કીધું રે;
શ્રી ભાગવત છે પ્રમાણ એવું, શુભ સ્થાપન કરી દીધું. પ્રિય૦
જગન્નાથજી ગયા હરિએ, સેવા લેવા ભાખ્યું રે;
પચાસ હજારનાં ગામો દઇ, ધામ અવિચળ રાખ્યું. પ્રિય૦

## દોંડી

રામકૃષ્ણમાં ન ભેદ જરી જાણે, કરી ખાતરી કંઇકની સુજાણે;
રામનેજ કૃષ્ણરૂપમાં બતાવ્યા, કંઇક ટંટા એવા સુખે પતાવ્યા.

પદ-'ભરચરી ભ્રાત' એ રાગ

વિપ્ર પ્રિયાદાસ (૨) ને સૌથી વધતાં ભાસ્યાં;
રાજા રાણીને કર્યાં, શ્રીરામસ્વામીનાં ખાસાં.
પછી વધા આપ (૨) વ્રજવાસ વગર નથી ગમતું;
રાધા-કૃષ્ણ વિયોગનું, દુઃખ દિલે રહે અતિ દમતું.
નહિ આવું ફેર (૨) નહિ રહું આ તનની માંહી;
જઇશ સુખે વૈકુંઠમાં, પડે ઠીક ન જનની માંહી.
થયા સૌ ઉદાસ (૨) પણ દાસોનું શું ચાલે;
આવ્યા શ્રી યમુનાતટે, એ પ્રિયાદાસજી વ્હાલે.

પદ-'હીલમીલ' એ રાગ, ભૈરવી

જવા પરમપદ કીધી તૈયારી, કીધી તૈયારી ઉમંગ વધારી. જ૦
યમુનાતીર પર રહ્યા એ ખચ્ક, કથા ભાગવતની કરી જારી. જ૦
ચાતુર્માસ રાખ્યું વ્રત સવિધિ, સંતસમાજ શ્રોતા સુખકારી. જ૦
અઢારસો એકાશી સંવત ચૈત્ર કૃષ્ણ એકાદશી પ્યારી. જ૦

બહુ બ્રાહ્મણ બેસાડ્યા જપવા, ગોવિંદમંત્ર સુસ્પષ્ટ ઉચારી. જ૦
પૂર્વ મુખે કીધું પદ્માસન, રાધાકૃષ્ણ હૃદયમાં ધારી. જ૦
સૂર્ય ઉદય સમયે તન ત્યાગી, થયા પરમપદના અધિકારી. જ૦
સેવાકુંજે જતા જને જોયા, તેજપુંજ અદ્ભુત મનહારી. જ૦
ધન્ય કેમ અનુ બને ન જેણે, તાર્યાં હજારો નર ને નારી. જ૦

પદ–ભૈરવી

સર્વમાં મુખ્ય શિષ્ય વિશ્વનાથ, રીંવાનૃપ વિખ્યાત.
સ્વામી સમ ચેત્યા તે સમયે, પ્રસિદ્ધ કીધી વાત;
સોંપી સુતને રાજકાજ સહ, સેવા આગ્રહ સાથ.
પદ્માસન મન હરિમાં રાખી, બેઠા થઈ શુચિ ગાત;
મૌન રહી બે ઘડી તન છોડ્યું, વદી જય જાનકીનાથ.
ઓગણીસો અગિયાર સંવતે, કાર્તિક વદ તિથિ સાત;
પુત્ર થયા તેવાજ પ્રતાપી, અનુ ધન્ય ગુરુ ને તાત.

समाप्त

# દાનની કિંમત

બંધુઓ! જેઓને ઘેર રાક્ષસી એન્જિનો કામ કરતાં હોય, હજારો મજૂરો જેઓને ધન કમાઇ આપવા માટે મહેનત કરતા હોય અને જે શ્રીમંતોને પૈસાદાર બનાવવા માટે ઘણાએ વિદ્વાનોની બુદ્ધિ ખરચાઇ ગઇ હોય, તેવા માણસો ઘણો પૈસો મેળવી લે અને તેના પ્રમાણમાં રૂપિયે આનો અર્ધો આનો ખર્ચી ઉદાર ગૃહસ્થમાં ખપ્યા કરે એ જુદી વાત છે; અને જે ગરીબ ખેડૂત, પોતાની જાતમહેનતથી જમીન ખેડી ખેડીને કમાણી કરતો હોય તે જુદી વાત છે. જે ખેડૂત પોતાના લોહીનુ પાણી કરી કરીને, પરસેવો ઉતારી ઉતારીને, પોતાની કોદાળી ને કોશના જોરથી થોડું ઘણું ધન બચાવતો હોય તે જુદી વાત છે; અને જે ગરાસિયાઓને ઘેર બેઠા બેઠા મોટી વાર્ષિક ઉપજ આવ્યા કરતી હોય ને તેમાથી ઉદાર થયા કરતા હોય એ જુદી વાત છે. વળી જે ખેડૂત કોરાં લૂગડાં વિના, ઘાસની તાપણી ઉપર શિયાળાની કડકડતી ટાઢ વેઠી વેઠીને કમાણી કરતો હોય, જે ખેડૂત ઉનાળાના તડકામાં ખરે બપોરે બળી ગયો હોય અને જે ખેડૂત ચોમાસાનો બધો વરસાદ પોતાના માથા ઉપર લઇને ભીંજાતાં ભીંજાતાં કામ કરતો હોય અને વરસાદમાં ભીંજાયેલાં કપડાં પોતાના શરીરની ગરમીથીજ સૂકવી નાખતો હોય તે ખેડૂતની કમાણીના પૈસા એ કાંઇક જુદી વાત છે; અને વેપારની ઉથલપાથલથી, બજારના રંગ બદલાવાથી કે એકાદો સટ્ટો કરી નાખવાથી કોઇ વેપારીને તડાકો પડી જાય ને પૈસા મળી જાય એ જુદી વાત છે.

માટે રજવાડાના પૈસા, વેપારીઓના પૈસા કે કારખાનાના માલિકોના પૈસા કરતા ખેડૂતોના પૈસા કાંઇક ખાસ જુદીજ જાતના હોય છે; કારણકે એ ખરી મહેનતના પૈસા હોય છે, અને બહુ મહેનતે બહુજ થોડા પૈસા મળેલા હોય છે; એટલે એવા પૈસાનું જે દાન થાય તે દાનની કિંમત ઇશ્વરની હજૂરમા ઘણી વધારે છે.

બીજું એ પણ જોવાનું છે કે, શહેરના જે જે મોટા લોકે મોટાં મોટાં દાનો કરે છે એમાં ઘણી વખત તેઓનો ઘણી જાતનો

સ્વાર્થ હોય છે. જેમકે, એવાં કેટલાંક દાનો આસપાસના દબાણને લીધે થાય છે; કેટલાંક દાનો કોઇકને સારું લગાડવા માટે થાય છે; કેટલાંક દાનો પોતાની આબરૂને ખાતર પોતાની ઇચ્છા ઉપરાંત કરવાં પડે છે; કેટલાંક દાનો નામ મેળવવાને માટે કરવાં પડે છે; કેટલાંક દાનો ખિતાબ મેળવવા સારૂ થાય છે; અને કેટલાંક દાનો બાપા વીલ-માં લખી ગયા હોય ને ટ્રસ્ટીઓ દબાણ કરતા હોય તેને લીધે થાય છે, ને તે બધું પણ રૂપિયામાં એક આના જેટલુંજ હોય છે.

પણ ખેડૂતો પોતાનાં અંતરના ઉમળકાથી ગરીબ અજાણ્યા ભિખારીઓને કે સાધુસંતને જે દાન આપે છે તેમાં ઉપર જણાવ્યા જેવી બાબતો ક્યારેકજ હોય છે, અને કદી એવી બાબતો હોય તો તે બહુજ ઓછી હોય છે; માટે એ દૃષ્ટિએ જોતાં પણ ગરીબ ગામડી-આઓનાં દાનની મહત્તા વધી જાય છે.

---

# ઢોંગી લોકો અને સાચા હીરા

અત્યારે આપણા દેશમાં ઘણાએ એવા ઢોળધાલુ માણસો છે કે, જેઓને કોઇ પણ જાતનું કાંઇ પણ ખરેખરૂં કામ કરતાં આવડતું નથી અને તેમ છતાં જાહેરખબરોના પ્રતાપથી મારતેમિયાં થઇને ફરે છે; ત્યારે ખરેખરા કુદરતી વિદ્યા ધરાવનારા માણસોનું કોઇ નામનિશાન પણ જાણતું નથી, ને તેનો કોઇ ભાવ પણ પુછતું નથી. તેમજ પોતાનો ભાવ પુછાવા માટે તેને દરકાર ન હોય છતાં પણ હીરા જેવા હીરાઓને અંધારી ખાણોમાંથી ખેંચીને આપણે બહાર લાવવા જોઇએ અને લોકોને બતાવવું જોઇએ કે, આપણા દેશની અંદર આવાં રત્નો પડેલાં છે અને તેઓની કદર થવાની હવે જરૂર છે.

છેલ્લાં પચાસ વરસની અંદર આવા આવા અનેક હીરાઓ આપણા દેશમાંથી ગુમ થઈ ગયેલા છે અને દિનપ્રતિદિન ગુમ થતા જાય છે; એટલુંજ નહિ પણ એવા તારાઓ કે જેનો અસ્ત થયા પછી હજારો વરસ સુધી પાછો ઉદય થઇ શકતો નથી, એવા તારાઓ અસ્ત પામતા જાય છે. માટે તેમના અસ્ત પામતા પહેલાં તેની રોશનીનો

-અને તેના ગુણોનો આપણને કાંઇક પણ લાભ મળી જાય ને તેઓનો કાંઇક વારસો મળી જાય એવા ઉપાયો કરવાની ખાસ જરૂર છે.

બંધુઓ ! શક્તિશાળી જંગલી ગામડિયણો આપણા દેશમાં હતી, ને હજી પણ કોઇ કોઇ ઠેકાણે થોડી થોડી શક્તિવાળી બાઇઓ હાલમાં હયાત છે; પણ અફસોસની વાત એ છે કે, એ લોકો ગરીબ છે, માટે આપણા ધ્યાનમા આવતાં નથી. એ લોકો ગામડિયા છે માટે આપણને ગમતા નથી. એ લોકો અજ્ઞાન છે, માટે તેઓમા શું માલ હોય એમ સમજી આપણે તેઓની તરફ બેદરકારી રાખીએ છીએ; પણ યાદ રાખજો કે, આવી જાતની બેદરકારી રાખવી એ આપણી એક પ્રકારની બહુ મોટી ભૂલ છે.

આપણા દેશની અંદર એવી દવાઓ પણ છે કે જે દવાઓ માણસોના અંતરચક્ષુ ખોલી દે છે, અગર આપણા દેશમાં એવા માણસો પણ છે કે જેઓની ઉપર શ્રદ્ધા રાખવાથી કે જેઓના આશીર્વાદથી માણસોની અંદર રહેલી ગુપ્ત મહાન શક્તિઓ પણ ખીલી શકે છે; માટે આવી અદ્ભુત શક્તિવાળા માણસોને તથા એવી ચમત્કારિક દવાઓને શોધવાની પણ આપણે કોશિશ કરવી જોઇએ.

કેટલાક માણસો માત્ર એટલુંજ જાણીને સંતોષ પામે છે કે, આ માણસમાં આવી શક્તિ છે અને તેવા માણસો આવી વાતોને ઢોંગ સમજ્યા કરે છે અને કાઇ પણ તપાસ કર્યા વિના કહ્યા કરે છે કે એવું એવું માની લેવાની લોકોને ટેવ પડી ગયેલી હોય છે.

હવે વિચાર કરો કે, આપણા ગામડાની કોળણ, બિહામણા દેખાવની, જાડી, કાળી અને કરચલીવાળી, હુંગળી ને રોટલો ખાવાવાળી છતાં અદ્ભુત શક્તિવાળી એકાદ વીરબાઇને કોઇ ઓળખતુ નથી. પણ વીરબાઇથી સોમા ભાગનું પણ જે બાઇ ન જાણતી હોય તેવી બાઇઓની છબીઓ આપણે આપણા ઘરમા રાખીએ છીએ ને તેઓનાં જીવનો વાંચી વાંચીને અજબ થઇએ છીએ. માડમ બ્લાવટસ્કી કે મેરી એડી જેવી યુરોપ-અમેરિકાની બાઇઓથી આપણે અજબ થયા કરીએ છીએ; કારણકે તેઓને જમાનાની ફેશન પ્રમાણે કામ કરતા આવડતું હતું અને આપણી વીરબાઇમાં ઘણીજ મહાન શક્તિ છતાં

કોઇ ઓળખતું યે નથી ને તેનો કોઇ ભાવ પૂછતું નથી કારણકે તે ગામડિયણ છે એટલે તેને જમાનાની ફેશન પ્રમાણે કામ કરતાં આવડતું નથી. એથી તેની શક્તિઓ બહુ થોડાજ ગામડાના માણસોને કામ લાગે છે અને તેના કરતાં ઘણીજ ઓછી શક્તિવાળી ભડમો કે જેઓને જમાનાની ફેશન પ્રમાણે કામ લેતાં આવડે છે તેઓ આખા જગતમાં વખણાયા કરે છે અને ઘણા માણસો ઉપર અસર કરે છે.

## त्याग विषे

જેના અનેક જન્મનાં પુણ્ય ઉદય થયાં હોય તેને ત્યાગ કરવાનું સૂઝે છે; જેના જગતના મોહ છૂટી ગયા હોય તેને ત્યાગ કરવાનું સૂઝે છે; જેને વિષયોનો કંટાળો લાગતો હોય તે માણસથી ત્યાગ બની શકે છે; જગતમાં સુખદુઃખના ધક્કાથી જે માણસો હારી ગયા હોય અને નિરાશ થઇ ગયા હોય તેઓથી ત્યાગ બની શકે છે; જે માણસો પોતાની ટૂંક વખતની હયાત જિંદગી કરતાં પરલોકના જીવનની બહુજ વધારે મોટી કિંમત સમજી શકતા હોય તે માણસો ત્યાગ કરી શકે છે; દુનિયાદારીનાં વિષયોનાં સુખો કરતાં આત્માના આનંદનું સુખ અલૌકિક છે એમ જેને વિશ્વાસ બેસી ગયો હોય અગર એ વાતની ખાત્રી થઇ ગઇ હોય, તે માણસો ત્યાગ કરી શકે છે; અને જે સજ્જનો ત્યાગીઓની સોબતમાં રહેતા હોય તથા જેઓ કાંઇક ખાસ વધારે ઊંડાં તત્ત્વો સમજેલા હોય તેવા માણસો ત્યાગ કરી શકે છે; અને તેઓનો ત્યાગ નભે છે તથા ફળદાયક થાય છે; પણ એ સિવાય દેખાદેખીને લીધે જે ત્યાગ કરવામાં આવે, રિવાજોની ખાતર જે ત્યાગ કરવામાં આવે, ફરજ પડવાને લીધે જે ત્યાગ કરવામાં આવે, લાચારીને લીધે જે ત્યાગ કરવામાં આવે, મૂર્ખાઇને લીધે આવેશમાં આવી જઇને જે ત્યાગ કરવામાં આવે અને મનમાં અનેક જાતની વાસનાઓ ભરી રાખીને બહારથી થોડીક વસ્તુઓનો જે ત્યાગ કરવામાં આવે તે ત્યાગની કાંઇ પણ કિંમત નથી.